

# परमसुखी थवाना उपाय

અથવા

પૂજ્યચરણ મહાત્મા શ્રીમન્નથુરામશર્માનાં

કેટલાંક

## धार्मिक व्याख्यानोनो संग्रह

સંપાદક


માણિક્યવર્મા ( માણેકલાલ નાનજી. )

વરતેજ-કાઠિયાવાડ



પ્રકટકર્તા

પાછલા પૃષ્ઠપર જણાવેલા જિજ્ઞાસુઓ


દોહરો

શ્રદ્ધાપ્રીતિ રાખીને, ઉરમાં ધરે ઉપાય;
અનુષ્ઠાન તેનું કરે, પરમસુખી તે થાય.


પ્રથમાવૃત્તિ      પ્રતિ ૧૬૦૦



સર્વાધિકાર વ્યાખ્યાતાશ્રીને સ્વાધીન



શાકે ૧૮૪૯      સંવત્ ૧૯૮૪

મૂલ્ય રૂ. ૧-૦-૦

મળવાનું સ્થળઃ—વ્યવસ્થાપક, આનંદાશ્રમ
બીલખા-કાઠિયાવાડ

રા... કૉપીરાઇટ-સંગ્રહ

## આ ગ્રંથ પ્રકટ કરનાર ગૃહસ્થોનાં નામો

| | |
|---|---|
| પુરુષોત્તમ વલ્લભ | દુર્લભ વલ્લભ |
| કલ્યાણજી ભાણાભાઇ | ગંગારામ ડાહ્યા લાલા |
| ડાહ્યા માધવ | ઘેલા દયારામ |
| મણિલાલ હરિભાઇ | ઠાકોરદાસ હરકીસન |
| વસનજી હરિભાઈ | ગંગારામ ડાહ્યા માધવ |
| દુર્લભ ફકીર | ઝીણાભાઇ ગોવિંદજી |
| દામોદર દયારામ | હરગોવિંદ દયારામ |
| છોટુભાઇ ઘેલાભાઇ | ચુનીલાલ જગજીવન |
| પ્રભુ પ્રાગ | ભૂખણ ગોકળ |
| ઉત્તમ ગોવિંદ | |

**નવસારી—ગુજરાત** **હાલ ડર્બન—નાતાલ**

અમદાવાદ—પીરમશારોડ ઉપર ધી "નિર્મળ" પ્રિન્ટિંગ
પ્રેસમાં શિવપ્રસાદ લલ્લુભાઈ ત્રિવેદીએ છાપ્યું.



ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा.

मुंबई सं. १९८३.

॥ ॐ ॥

# ઉપોદ્ઘાત

## " निस्त्रैगुण्यो भवार्जुन ॥ "

હે અર્જુન ! સ્વરૂપપ્રાપ્તિરૂપ મોક્ષને માટે તું ત્રણ ગુણથી રહિત થા–ત્રણ ગુણોનું અતિક્રમણ કર.

મુખપૃષ્ઠપર જણાવ્યા પ્રમાણે પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી ૧૦૮ **શ્રીમન્નથુરામશર્મા**નાં ( **શ્રીમન્નાથભગવાન્‌નાં** ) કેટલાંક વ્યાખ્યાનોનો સમૂહ આ ગ્રંથમાં પ્રકટ કરવામાં આવ્યો છે. ત્રણ ગુણોનું અતિક્રમણ એ આ વ્યાખ્યાનસમૂહનો વિષય છે.

તમોગુણ, રજોગુણ ને સત્ત્વગુણ એ ત્રણ આ વિશ્વના પરિણામી ઉપાદાનકારણરૂપ માયાના ત્રણ ગુણો વા સ્વભાવો છે. એ ત્રણ ગુણો માયાના સ્વરૂપભૂત છે. માયાથી અભિન્ન છે. માયાનો પ્રકાશપ્રવૃત્તિ-નિવારક અજ્ઞાનરૂપ–જડતા વા મૂઢતારૂપ–સ્વભાવ તે તમોગુણ. માયાનો પ્રવૃત્તિજનક ચંચલતારૂપ સ્વભાવ તે રજોગુણ, ને માયાનો સ્ફૂર્તિયુક્ત શાંતિસુખની યોગ્યતાનો તથા જ્ઞાનની યોગ્યતાનો જનક સ્વભાવ તે સત્ત્વગુણ.

સમગ્ર જડ પદાર્થો ને ચેતન પ્રાણીઓનાં સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણે શરીરો માયામાંથી ઉપજેલાં હોવાથી તમોગુણ આદિ ત્રણ ગુણોવાળાં છે. સંક્ષેપમાં કહીએ તો આ જગત્ ત્રિગુણમય વા ત્રિગુણરૂપ છે. આમ હોવાથી પ્રત્યેક જીવના હૃદયમાં પણ એ ત્રણ ગુણો રહેલા છે.

તમોગુણરૂપ દ્રવ્ય કાળું, ભારે ને મંદગતિવાળું છે, રજોગુણરૂપ

દ્રવ્ય લાલ ને તમોગુણરૂપ દ્રવ્યના કરતાં ન્યૂન ભારે તથા ચંચલ છે, અને સત્ત્વગુણરૂપ દ્રવ્ય શ્વેત ને રજોગુણતમોગુણરૂપ દ્રવ્યકરતાં ઘણું હલકું ને સ્થિરજેવું છે. એ ત્રણ ગુણનું પ્રમાણ પ્રત્યેક જીવના હૃદયમાં તેના પૂર્વજન્મોનાં કર્મોના સંસ્કારાનુસાર ભિન્ન ભિન્ન હોય છે. કોઇ જીવના હૃદયમાં તમોગુણ વધારે, ને રજોગુણ તથા સત્ત્વગુણ ન્યૂન હોય છે; કોઇ જીવના હૃદયમાં રજોગુણ વિશેષ, ને તમોગુણ તથા સત્ત્વગુણ ન્યૂન હોય છે; ને કોઇ જીવના હૃદયમાં સત્ત્વગુણ વધારે ને રજોગુણ તથા તમોગુણ ન્યૂન હોય છે. એમ ભિન્ન ભિન્ન જીવોના હૃદયમાં તેમના પૂર્વજન્મોનાં કર્મોના સંસ્કારાનુસાર એ ત્રણ ગુણોના ન્યૂનાધિકપણાનું પ્રમાણ ભિન્ન ભિન્ન હોય છે, અને એમ હોવાથી તેમના અંતઃકરણના ભિન્ન ભિન્ન બંધારણપ્રમાણે તેમના અંતઃકરણના રંગાદિ પણ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે.

કર્મફલપ્રદાતા સત્તાના નિયમાનુસાર સંસ્કારપ્રમાણે જીવના શરીરમાં તથા અંતઃકરણમાં થતા રાસાયનિક ફેરફારથી, તથા બહારની વિવિધ પ્રકારની ઉદ્બોધક સામગ્રીની અસરથી, જીવના હૃદયમાં ક્યારેક સત્ત્વગુણ પ્રધાનપણે વર્તે છે, ક્યારેક રજોગુણ પ્રધાનપણે વર્તે છે, ને ક્યારેક તમોગુણ પ્રધાનપણે વર્તે છે. જ્યારે જ્યારે જે જે ગુણનું પ્રધાનપણું હોય ત્યારે ત્યારે તે તે ગુણ પોતાનાં કાર્યોને ઉપજાવે છે.

પ્રધાનતાને પામેલો તમોગુણ અપ્રકાશ-અસ્ફૂર્તિ,-શિથિલતા, જડતા, આળસ, પ્રમાદ, તંદ્રા તથા અતિનિદ્રા આદિ દોષોને ઉપજાવવાવડે મનુષ્યના શરીરમનને ભારે બનાવી તેને સુખજનક સ્વકર્તવ્યમાં યથાયોગ્ય પ્રવૃત્તિ કરવા દેતો નથી. એ વેલા અંતઃકરણનો રંગ શ્યામ હોય છે. પ્રધાનતાને પામેલો રજોગુણ સાંસારિક પ્રાણિપદાર્થોમાં બહુવિધ રાગદ્વેષને ઉપજાવતા કામક્રોધાદિ દોષોવડે મનુષ્યના અંતઃકરણ-

ને ચંચલ ને દુઃખી રાખી સુખરૂપ વસ્તુમાં ( આત્મસ્વરૂપમાં ) સ્થિર થવા દેતો નથી. એ વેલા અંતઃકરણનો રંગ લાલ હોય છે. પ્રધાનતાને પામેલો સત્ત્વગુણ નિર્મલ તથા સુખદ છતાં મનુષ્યના અંતઃકરણને બહારના નાનાવિધ જ્ઞાનમાં તથા સુખમાં જોડી રાખી, તથા તે જ્ઞાનનું ને સુખનું અભિમાન ઉપજાવી, મનુષ્યને દુઃખરહિત પરમસુખરૂપે સ્થિતિ કરવા દેતો નથી. સત્ત્વગુણની પ્રધાનતાને સમયે અંતઃકરણનો રંગ શ્વેત હોય છે.

ગુણ એટલે દોરી. જીવને આ અસાર ને દુઃખદ સંસારમાં દોરીની પેઠે બાંધી રાખનાર હોવાથી માયાના ઉપર કહેલા ત્રણ સ્વભાવોને ગુણ એવું નામ શાસ્ત્રોમાં આપવામાં આવ્યું છે. ઉપર પ્રમાણે ત્રણે ગુણો મનુષ્યને બ્રહ્માનુભવરૂપ–સ્વરૂપસ્થિતિરૂપ–મોક્ષની પ્રાપ્તિના માર્ગમાં વધતાઓછા વિઘ્નકર્તા છે. પરમસુખેચ્છુએ–મુમુક્ષુએ–સ્વપુરુષાર્થવડે એ ત્રણ ગુણોઉપર જય મેળવવો જોઇએ, અર્થાત્ તે તે ગુણોવડે અંતઃકરણમાં ઉપજતા હાનિકર વિકારોને તેણે વશ વર્તાવવા જોઇએ.

મનુષ્યને ત્રણ પ્રકારનાં દુઃખની આત્યંતિક નિવૃત્તિ કરાવનાર તથા પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરાવનાર બ્રહ્માભિન્ન સ્વસ્વરૂપનું જ્ઞાન શાસ્ત્રવિહિત સ્વકર્તવ્યનું અનુષ્ઠાન કરવારૂપ પુરુષાર્થથી પ્રાપ્ત થાય છે. તમોગુણ એ પુરુષાર્થનો પરમવિરોધી હોવાથી જીવાત્માને વિશેષ હાનિકર છે. એ તમોગુણને જિજ્ઞાસુએ શુદ્ધરજોગુણવડે એટલે શાસ્ત્રીય શુભ પ્રવૃત્તિના સેવનવડે જિતવો જોઇએ. પશ્ચાત્ તેણે એ શુદ્ધરજોગુણનો જ્ઞાનજનક પ્રકાશ, શાંતિસુખ તથા સ્ફૂર્તિને (સ્વકર્તવ્યમાં યોગ્ય જાગૃતિને ) આપનારા સત્ત્વગુણવડે જય કરવો જોઇએ, ને છેવટ જ્ઞાન તથા સુખનું અભિમાન મૂકાવી પરમપદરૂપ બ્રહ્મમાં

સ્થિરતા રખાવનાર અંતઃકરણની પરમ નિર્મલસ્થિતિરૂપ શુદ્ધસત્ત્વગુણવડે, જ્ઞાન તથા સુખનું અભિમાન ઉપજાવનાર સત્ત્વગુણનો જય કરી પોતાના અંતઃકરણને ઉક્ત શુદ્ધસત્ત્વગુણને સેવનારું કરવું જોઇએ. આવી શુદ્ધસત્ત્વગુણવાળી સ્થિતિ એ જીવના અંતઃકરણનો પરમ વિકાસ વા પરમ ઉત્કર્ષ છે. આ સ્થિતિનેજ ત્રણ ગુણોના અતિક્રમણરૂપ વા ગુણાતીતપણારૂપ કહે છે. દઢ બ્રહ્માનુભવવાળી આ સિદ્ધ દશા છે. આવી સ્થિતિને પ્રાપ્ત કરનાર મહાપુરુષ ગુણાતીત કહેવાય છે. ગુણાતીતનાં લક્ષણો શ્રીમદ્ભગવદ્ગીતાના ચોદમા અધ્યાયમાં નીચે પ્રમાણે વર્ણવ્યાં છે:—

श्रीभगवानुवाच ॥

" प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तत इत्येव योऽवतिष्ठति नेंगते ॥
समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ "

શ્રીભગવાન્ બોલ્યાઃ—" હે પાંડવ ! સત્ત્વગુણના કાર્યરૂપ પ્રકાશ, રજોગુણના કાર્યરૂપ પ્રવૃત્તિ ને તમોગુણના કાર્યરૂપ મોહ એ સારી રીતે પ્રવૃત્ત થયેલાં હોય તો જે પુરુષ તેનો દ્વેષ કરતો નથી, તેમજ તે નિવૃત્ત થયેલાં હોય તો જે તેમને પ્રાપ્ત કરવાને ઇચ્છતો નથી;

વળી જે ઉદાસીનની પેઠે રહ્યો થકો ત્રણ ગુણોવડે સ્વરૂપથી ચલાયમાન થતો નથી, ને સર્વ પ્રવૃત્તિમાં ત્રણ ગુણોજ વર્તે છે એવા નિશ્ચયમાં સ્થિત રહ્યો છતો કોઇ પણ સાભિમાન પ્રવૃત્તિ કરતો નથી; જે સુખદુઃખને સમાન ગણનારો, સ્વસ્થ, ( આત્મસ્વરૂપમાં સ્થિતિવાળો, ) માટીનું ઢેફું પત્થર ને સોનું જેને સમાન છે એવો, પ્રિય તથા અપ્રિયને સરખાં માનનારો, ને નિંદાસ્તુતિને તુલ્ય ગણનારો તથા ધીર ( વિષયોથી પોતાની બુદ્ધિનું રક્ષણ કરનારો ) છે, તેમજ જે માનાપમાનમાં ને મિત્રના તથા શત્રુના પક્ષમાં સમભાવથી વર્તનારો છે, અને જેણે કર્મોના સાભિમાન સર્વ આરંભોનો પરિત્યાગ કરેલો છે એવો મહાપુરુષ ગુણાતીત કહેવાય છે. "

આવું ગુણાતીતપણું પરમદુર્લભ છે. પુણ્યશાળી જીવ દીર્ઘકાલપર્યંત આદરપૂર્વક નિરંતર સેવેલા શાસ્ત્રીય પુરુષાર્થવડે તથા શ્રીઅંતર્યામિપ્રભુથી અભિન્ન શ્રીસદ્‌ગુરુની કૃપાવડે એવી સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે.

ત્રણ ગુણોમાં તમોગુણ તથા રજોગુણ મનુષ્યને વિશેષ બાધકર્તા છે. સત્ત્વગુણ તેટલો બાધકર્તા નથી, પણ વ્યવહારપરમાર્થમાં આગળ વધવામાં ઊલટો તે બહુ ઉપયોગી છે. પરમાર્થના અભ્યાસની ( બ્રહ્માભ્યાસની ) બહુ ઉંચી સ્થિતિએજ સત્ત્વગુણનું પ્રતિબંધકપણું જણાય છે, ને તે સમયેજ તેનું પ્રતિબંધકપણું શુદ્ધસત્ત્વગુણવડે દૂર કરવાનું હોય છે. એવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યાંસુધી તો જિજ્ઞાસુએ પોતાના અંતઃકરણમાં તમોગુણથી તથા રજોગુણથી ઉપજતા દુષ્ટ વિકારોને દબાવે રાખી ક્રમે ક્રમે તેને નિર્મૂલ કરી નાંખવાના હોય છે, ને સત્ત્વગુણની ઘણામાં ઘણી વૃદ્ધિ કરવાની હોય છે. આવો

પ્રયત્ન કરનાર પુરુષ પોતાનો વ્યવહાર શાસ્ત્રીયરીતે સુખપૂર્વક ચલાવતો છતો પરમાર્થનાં સાધનોમાં સહેલાઇથી આગળ વધી શકે છે.

આ વિશ્વમાં દોષાપનયન (દોષોનો ત્યાગ) ને ગુણાધાન (શુભગુણોની પ્રાપ્તિ) એ બે જીવના કલ્યાણમાટેનાં બહુ અગત્યનાં સાધનો છે. વાસ્તવિક કહીએ તો સમજુ મનુષ્યે વિશ્વમાં જન્મ લઇને મુખ્ય એટલુંજ કરવાનું છે, કે જેવડે તે પોતાના ઇચ્છિતને પ્રાપ્ત કરી શકે. પ્રેયસને માર્ગે (વ્યાવહારિક સુખને માર્ગે-આ લોકનાં સુખથી માંડીને બ્રહ્મલોકસુધીનાં સુખને માર્ગે) કે શ્રેયસ્‌ને માર્ગે (પારમાર્થિક સુખને માર્ગે—સ્વરૂપપ્રાપ્તિરૂપ મોક્ષને માર્ગે)—બંને માર્ગે—ચાલનારને આ વાત બહુ ઉપયોગી છે. ત્યજવાયોગ્ય દોષોના ત્યાગમાટે તે દોષોનાં સ્વરૂપ ને તેને ત્યજવાનાં સાધનો, ને પ્રાપ્ત કરવાયોગ્ય શુભગુણોની પ્રાપ્તિમાટે તે શુભગુણોનાં સ્વરૂપ ને તેની પ્રાપ્તિનાં સાધનો અભ્યાસી મનુષ્યે સૂક્ષ્મરીતે જાણવાં જોઇએ; અને એટલામાટે પૂજ્યપાદ મહાત્માશ્રીએ પોતાના ગ્રંથોમાં આ વિષયનું સ્થલે સ્થલે બહુ ભાર મૂકીને અનેક રીતે નિરૂપણ કર્યું છે.* તેઓશ્રીના પ્રવચનમાં પણ આ વાત બહુ આગળ પડતી હોય છે. આ વ્યાખ્યાનોમાં પણ આ વાત અભ્યાસીઓ સ્પષ્ટ જોઇ શકશે. ખરેખર! સાધનજ (દોષોનો ત્યાગ ને શુભગુણોની પ્રાપ્તિજ) બહુ આવશ્યક વસ્તુ છે, કે જેના અભાવથી પરમસાધ્યરૂપ બ્રહ્મ જે પોતાનુંજ સ્વરૂપ હોઇ સર્વદા પ્રાપ્ત છે તે અપ્રાપ્તજેવું ભાસી રહ્યું છે. વ્યાવહારિક વા

* પૂજ્યપાદ મહાત્માશ્રીપ્રણીત શ્રીઉપદેશગ્રંથાવલિના ભિન્ન ભિન્ન અંકો, સ્વાભાવિકધર્મ, મનુષ્યમિત્ર, શ્રીપત્રકલ્પમંજરી, સુવિચારચંદ્રિકા ને શ્રીસદુપદેશદિવાકરનાં ચાર કિરણો આદિ પુસ્તકો જુઓ.

પારમાર્થિક કલ્યાણને ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે તમોગુણ આદિ ત્રણ ગુણોનાં સ્વરૂપ, તેનાં કાર્યો એટલે તેથી ઉપજતા અંતઃકરણના વિકાર-રૂપ દોષો, ને તે કાર્યોનાં (દોષોનાં) પરિણામો સત્શાસ્ત્રથી ને મહાપુરુષોનાં વચનોથી જાણવાં જોઇએ, ને સ્વવિચાર તથા સ્વાનુભવથી તેનો નિશ્ચય કરી દોષાપનયન ને ગુણાધાનરૂપ પોતાના અભ્યાસમાં તેનો ઉપયોગ કરવો જોઇએ. શ્રીમદ્ભગવદ્ગીતાના ચૌદમા અધ્યાયમાં આ વિષયનું સંક્ષિપ્ત નિરૂપણ છે, જેને પૂજ્યપાદ મહાત્માશ્રીએ જિજ્ઞાસુ-જનોના ઉપયોગને અર્થે આ ગ્રંથગત પોતાશ્રીનાં વ્યાખ્યાનોમાં બહુ પ્રકારે વિસ્તાર્યું છે.

વ્યાખ્યાનોની ભાષા સરલ છે. વળી પૂજ્યચરણ મહાત્માશ્રીએ વ્યવહારપરમાર્થના બહુશ્રુતપણાવડે તથા બહોળા આનુભવિક જ્ઞાનવડે વ્યાખ્યાનગત નિરૂપ્ય વિષયોનું સ્ફોટન કરતાં તેને અનેક વ્યાવહારિક ને શાસ્ત્રીય દૃષ્ટાંતોથી રસિક કર્યાં છે, તેમજ પ્રસંગને લગતી ગુજરાતી, જૂની ગુજરાતી, જાડેજી, હિંદી ને માગધી ભાષાની સાખીઓ તથા દુહા આદિથી તથા સંસ્કૃત શ્લોકોથી શુભભાવોત્તેજક બનાવ્યા છે, એટલે આ ગ્રંથ જનસમૂહના અંતઃકરણને આકર્ષક તથા શુભ પોષણ આપનાર થશે એમ સહજ અનુમાન થાય છે.

સામાન્ય અધિકારવાળા મનુષ્યોને પોતાના જીવનની સુધારણાને અર્થે, ને ઉચ્ચ અધિકારવાળા મનુષ્યોને કૃતકૃત્યતાની કોટિપર લઇ જવાને માટે આ ગ્રંથ બહુ ઉપયોગી છે. જૂદા જૂદા ધંધાદારીઓ, સત્તાધારીઓ, સેવકો, શ્રીમંતો, ગરીબો, રાજાઓ, ગૃહસ્થો, ત્યાગીઓ તથા વિદ્યાર્થીઓને—સંક્ષેપમાં ભિન્ન ભિન્ન અધિકારવાળાં સર્વ સ્ત્રીપુરુષોને—આ ગ્રંથ સુહૃદની પેઠે ઉપકારક થશે એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ થતી નથી.

આ વ્યાખ્યાનોની ઉપલબ્ધિનો પ્રસંગ કહેતાં પૂજ્યપાદ મહાત્મા-શ્રીના જીવનનું કાંઇક દિગ્દર્શન કરાવીશ તો તે વાચકોને ઉપકારક થશેઃ—

સનાતનધર્મના ઉદ્ધારને અર્થે પૂજ્યપાદ મહાત્માશ્રી આશરે ચાળીશેક વર્ષથી સતત પ્રયત્ન કરી રહ્યા છે એ વાત પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે તેઓશ્રીના સંબંધમાં આવનાર સજ્જનોથી અજાણી નથી. તેઓશ્રીની પ્રતિભા ને સ્મરણશક્તિ અદ્‌ભુત છે. સંસ્કૃતગુજરાતી-ઉપરાંત અંગ્રેજી, હિંદી, બંગાળી ને મરાઠી ભાષાના પણ તેઓશ્રી જ્ઞાતા છે. સનાતનધર્મના સર્વદેશી જ્ઞાનઉપરાંત તેઓશ્રીનું વિશ્વના ભિન્ન ભિન્ન મતપંથોનું જ્ઞાન ને વિવેચનશક્તિ તથા ભિન્ન ભિન્ન મતોનો સમન્વય કરવાનું બલ અદ્‌ભુત છે. તેઓશ્રીની વક્તૃત્વશક્તિ ને સ્વર હૃદયંગમ છે. તેઓશ્રીની ધર્મનિષ્ઠા, પવિત્રતા, નિયમિતતા, વ્યવસ્થા, આત્મસંયમ, ગુણાનુરાગ, કર્તવ્યનિષ્ઠા ને સર્વધર્મપ્રતિનો સમભાવ જિજ્ઞાસુઓને અહોપણું ઉપજાવનારાં ને ઊર્ધ્વગામી કરનારાં છે.

કર્મ, ઉપાસના તથા જ્ઞાનવિષે, તેમજ તેને લગતાં વિવિધ સાધનોવિષે ભિન્ન ભિન્ન સ્વરૂપે અનેક ગ્રંથાદિ લખીને ગુજરાતી-ભાષા જાણનારી પ્રજાઉપર પૂ૦ મહાત્માશ્રીએ ભારે ઉપકાર કર્યો છે. ગુજરાતીભાષાની ઉત્પત્તિપછી તત્ત્વજ્ઞાનના કઠિન ગ્રંથોનો—સર્વ ઉપનિષદો, શ્રીવેદાંતદર્શન, શ્રીપાતંજલયોગદર્શન ને સાંખ્યદર્શનનો—ગુજરાતીમાં રસ ચખાડનાર પ્રથમ પુરુષ તેઓશ્રી છે. એઓશ્રીના નાનામોટા ગ્રંથાદિની સંખ્યા ૫૭ ઉપરની થવા જાય છે. યોગ અને વેદાંત એઓશ્રીનો મુખ્ય વિષય છે, છતાં લોકોનાં અંતઃકરણોની સ્થિતિ જોઇ તેમને ચિત્તશુદ્ધિદ્વારા ઉપાસનાના (ભક્તિના) ને આત્મ-

જ્ઞાનના અધિકારી બનાવવામાટે ભિન્ન ભિન્ન પુસ્તકાદિદ્વારા તેઓશ્રીએ ગુજરાત કાઠિયાવાડ આદિમાં નિત્યનૈમિત્તિક કર્મનો ઘણો ફેલાવો કર્યો છે. એઓશ્રીના ઉપદેશથી કેટલાક વ્રાત્ય ક્ષત્રિયવૈશ્યોએ સ્વધર્મના અજ્ઞાન તથા પ્રમાદાદિ દોષોથી ગુમાવેલું પોતાનું દ્વિજત્વ શાસ્ત્રીય પ્રાયશ્ચિત્તપૂર્વક પુનઃ પ્રાપ્ત કર્યું છે, કેટલાંક વર્ષોપહેલાં બહુ વેગથી ચાલી રહેલા ક્રિશ્ચિયાનિટિને વા જડવાદને અનુસરતા સુધારાના પ્રવાહમાં તણાઇને નાસ્તિકજેવા વા અર્ધનાસ્તિકજેવા થઇ ગયેલા ઘણાઓ પુનઃ સ્વધર્મપરાયણ થયા છે, અને અન્ય અનેક સ્ત્રીપુરુષોએ એઓશ્રીના પવિત્ર ઉપદેશનો લાભ મેળવી સનાતનધર્મના અનુષ્ઠાનદ્વારા શાંતિસુખ પ્રાપ્ત કર્યાં છે.

કાઠિયાવાડમાં ધર્મવૃદ્ધ્યર્થે સ્થપાયેલા પૂ૦ મહાત્માશ્રીના પાંચ આનંદાશ્રમો છે. તેમાંના સોરાષ્ટ્રના ભૂષણરૂપ શ્રીગિરનારસમીપ આવેલા બીલખાના આનંદાશ્રમમાં તેઓશ્રી મુખ્યભાગે નિવાસ કરી રહે છે. બીલખા–આનંદાશ્રમમાં તેઓશ્રીએ સંસ્કૃત પાઠશાલાની તથા સનાતનધર્મના ઉપદેશકો તૈયાર કરવામાટે સનાતનધર્મવિદ્યાલયની સ્થાપના કરી છે.

ગ્રંથોદ્વારા ઉપદેશનો ફેલાવો કરવાઉપરાંત જિજ્ઞાસુજનોની વિનતિપરથી પૂ૦ મહાત્માશ્રી ભારે શ્રમવડે ભિન્ન ભિન્ન સ્થળે પ્રવાસ કરીને પણ પોતાના અમૂલ્ય ધર્મોપદેશનો લાભ સનાતનધર્મી પ્રજાને આપે છે. કાઠિયાવાડ, ગુજરાત, મુંબઇ ને સિંધમાં કરાચી આદિભણી એવા અનેક પ્રવાસો તેઓશ્રીએ કર્યા છે. ઓગણોતેર વર્ષની અતિવૃદ્ધાવસ્થાએ પણ તેઓશ્રીનું આ પવિત્ર કાર્ય ઉત્સાહપૂર્વક ચાલુ છે. સં. ૧૯૮૧ ના આરંભમાં તેઓશ્રી પોરબંદરનિવાસી સ્વધર્માનુરાગી

શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી વકીલની પ્રાર્થનાથી બીલખા આનંદાશ્રમથી પ્રયાણ કરી પોરબંદરમાં કેટલોક સમય બિરાજ્યા. ત્યારબાદ કરાચીના સાધકોના અત્યાગ્રહથી તેઓશ્રી સ્ટીમરમાર્ગે કરાચી પધારી ત્યાં કેટલોક સમય બિરાજ્યા, ને પછી મહારુદ્રાદિ ચાર યજ્ઞો કરનાર મુંબાઇનિવાસી સદ્‌ગત શેઠ કલ્યાણજી ચતુર્ભુજ તથા શેઠ રણછોડલાલ ડાહ્યાભાઇ અને મગનલાલ ડાહ્યાભાઇ આદિ ગૃહસ્થોના આગ્રહથી ફાગણવદિ ૧૨ શે તેઓશ્રી મુંબઇ પધાર્યા.

પ્રથમ મલાડમાં શેઠ રણછોડલાલ ડાહ્યાભાઇને ત્યાં ફા. વ. ૧૨ થી ચૈ. સુ. ૬ સુધી તેઓશ્રીએ સ્થિતિ કરી હતી ત્યારપછી ચૈ સુ. ૭ થી વૈ. સુ. ૨ સુધી કાંદીવલીમાં* સદ્‌ગત શેઠ કલ્યાણજી-ભાઇનાં ધર્મપત્ની શ્રીમતી ફુલકુંવરબહેનના આગ્રહથી તેમને ત્યાં તેઓશ્રી બિરાજ્યા હતા. વચ્ચે ભીમડીનિવાસી ચોખાના પ્રસિદ્ધ વ્યાપારી શ્રીયુત ત્રિકમલાલ મથુરભાઇ તથા શ્રીયુત ઓધવજી કાશી-રામની પ્રાર્થનાથી તેઓશ્રીનું ચૈ વ. ૧ થી ચૈ. વ. ૫ સુધી ભીમડી બિરાજવું થયું હતું, અને મુંબઇનિવાસી રાવબહાદુર શેઠ કરમશી દામજીનાં ધર્મજિજ્ઞાસુ પુત્રી શ્રીમતી લક્ષ્મીબહેનની આગ્રહભરી વિનતિપરથી ચૈ. વ. ૯ થી ચૈ. વ. ૧૩ સુધી તેઓશ્રી મુંબઇ-માધવબાગમાં બિરાજ્યા હતા. જ્યાં જ્યાં તેઓશ્રીનું બિરાજવું થાય ત્યાં ત્યાં નિત્ય શ્રવણ–ઉપદેશ ચાલુ રહેતાં, તે પ્રમાણે મલાડ, કાંદી-વલી ને તળપદ મુંબઇની સ્થિતિ દરમિયાન દર્શન તથા સત્સંગમાટે આવનાર મનુષ્યોની ભારે ધમાલ છતાં નિત્યપ્રતિ એ સમયે શ્રવણ

* મલાડ ને કાંદીવલી એ મુંબઇનાં પરાજેવાં ગામડાં છે. મુંબઇના કેટલાક ધનાઢ્ય વેપારીઓ ત્યાં રહે છે.

ચાલુ હતું. મલાડ ને કાંદીવલીમાં સવારે ત્રણ ગુણના અતિક્રમણવિષે ને રાત્રિએ શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૮ મા અધ્યાયપર પ્રવચન ચાલતું. આ પ્રવાસમાં મુંબઈ–મલાડથી પૂજ્યપાદ મહાત્માશ્રીનો આ ચરણસેવક (સંપાદક) સાથે હતો. શ્રીઅંતર્યામિપ્રભુની પ્રેરણાથી પૂજ્યપાદ મહાત્માશ્રીનાં બંને સમયનાં વ્યાખ્યાનોની નોંધ લેવા માંડી, ને તેમાંથી સવારના વ્યાખ્યાનની નોંધ યથાશક્તિ પુનઃ તૈયાર કરી પૂજ્યપાદ મહાત્માશ્રીની પાવન સેવામાં વાંચી જઈ ગુજરાતના ધુરંધર પત્ર "ગુજરાતી"માં મોકલવાનું ચાલુ કર્યું, અને તે પત્રના શુભભાવનાશાળી તંત્રી શ્રીમાન્ મણિલાલ ઇચ્છારામ દેશાઇએ તે પ્રસિદ્ધ કરી ગુજરાતી પ્રજાને તેનો રસ ચખાડવા માંડ્યો, જેપરથી તે વ્યાખ્યાનસંબંધે સ્થલે સ્થલેથી સંતોષ ને સ્તુતિના ઉદ્ગારો સાંભળવામાં આવ્યા, અને કેટલાક સજ્જનોએ તે ગ્રંથરૂપે પુનઃ પ્રકટ કરવાની શુભેચ્છા દર્શાવી, ને નડીઆદ સત્સંગમંડળે તો તે પોતાના તરફથી છપાવવામાટે પૂ૦ મહાત્માશ્રીની સેવામાં પ્રાર્થના કરી. આ બધાને પરિણામે શ્રીસદ્ગુરુચરણારવિંદની કૃપાથી "પરમસુખી થવાના ઉપાય" એ મથાળાનીચે "ગુજરાતી"માં પ્રસિદ્ધ થયેલાં એ વ્યાખ્યાનોનો આ ગ્રંથરૂપે પ્રકટ થવાનો સુયોગ પ્રાપ્ત થયો છે.

પ્રતિપાદ્ય વિષયનું શ્રોતાઓના અધિકારપ્રમાણે સાદી વા મધ્યમ ભાષામાં તેમને સ્પષ્ટ સમજાય એવી રીતે દાખલાદૃષ્ટાંતોપૂર્વક વિવેચન કરવું એ પૂ૦ મહાત્માશ્રીના વ્યાખ્યાનનું ખાસ લક્ષણ છે. તેઓશ્રીની ગુણગ્રાહકતા ને પરમતસહિષ્ણુતા આશ્ચર્ય ઉપજાવે એવાં છે. એઓશ્રીની વ્યાખ્યાનપદ્ધતિને મંડનાત્મક પદ્ધતિ કહી શકાય. વ્યાખ્યાન આપતાં કોઇ પણ અન્ય ધર્મ વા સંપ્રદાયના શ્રોતાને હલકું લાગે એવી નિંદાત્મક પ્રવૃત્તિ તેઓશ્રી ક્યારે પણ કરતા નથી.

નકામો વાદવિવાદ ને ખંડનમંડનના ઝગડા તેઓશ્રીને ઇષ્ટ નથી. સનાતનધર્મમાં સર્વ આસ્તિક ધર્મોનો ન્યૂનાધિકરીતે સમાવેશ થઇ જાય છે, એટલે સૌ પોતપોતાના સંસ્કાર ને અધિકાર પ્રમાણે પોતપોતાનો ધર્મ સારી રીતે પાળે, ને ઉચ્ચ જિજ્ઞાસા સ્વાભાવિકરીતે પ્રાપ્ત થયે આગળ વધે એવો તેઓશ્રીનો અંતર્ગત અભિપ્રાય છે. તેઓશ્રીની ધર્મની આવી ઉદારભાવના આ ગ્રંથના અંતભાગમાં શ્રીઈશ્વર ને શ્રીઈશ્વરની માયાસંબંધે તેઓશ્રીએ જે બહુરૂપી પક્ષીનું રમુજી ઉદાહરણ આપ્યું છે તેમાંથી તથા સંપૂર્તિમાં મૂકેલા વિદ્વત્પરિષદ્‌માં અપાયેલા વ્યાખ્યાનના દેવતાર્ચનના વિષયમાંથી સૌ કોઇને સ્પષ્ટ જણાય તેમ છે. આવી વિશાલ ધાર્મિક ભાવનાને લીધે ધર્મચર્ચાને માટે પૂ૦ મહાત્માશ્રીની સેવામાં આવનાર અન્ય ધર્મના મનુષ્યો પણ તેઓશ્રીથી પ્રસન્ન થાય છે. મુંબઇના સ્થાનકવાસી જૈન ગૃહસ્થોને તેઓશ્રીના આવા સમાનભાવને લઇને એવો ભાવ ઉપજ્યો કે તેમણે પોતાના તીર્થંકર શ્રીમહાવીરસ્વામીની જયંતીના મેળાવડામાં આગ્રહ કરીને પૂ૦ મહાત્માશ્રીને પ્રમુખસ્થાને પધરાવ્યા હતા.

આ ગ્રંથમાં ત્રણ ગુણના અતિક્રમણનાં વ્યાખ્યાનોઉપરાંત પૂજ્યપાદ મહાત્માશ્રીએ મુંબઇ વિદ્વત્પરિષદ્‌માં પ્રમુખપદેથી ચૈત્રવદિ ૫ મે આપેલું બ્રહ્મકર્મવિષેનું વ્યાખ્યાન, તેમજ સુરતમાં શ્રીશંકરજયંતી-મહોત્સવના મેળાવડામાં પ્રમુખસ્થાનેથી વૈશાખસુદિ ૫ મે આપેલું વ્યાખ્યાન, એમ બે વ્યાખ્યાનો જિજ્ઞાસુઓને ઉપયોગી જાણી સંપૂર્તિ-તરીકે મૂકવામાં આવ્યાં છે.

આ બધાં વ્યાખ્યાનો પૂજ્યપાદ મહાત્માશ્રીએ માત્ર શ્રીમુખે આપ્યાં હતાં. શ્રવણસમયે ગંગાની અખંડ ધારાની પેઠે વ્યાખ્યાનનો

પ્રવાહ અત્રુટ ચાલુ રહેતો. મુંબઇના દૂર દૂરના વિભાગોમાંથી લોકો સાંભળવાને આવતા, ને વ્યાખ્યાનમંડપ શ્રોતાઓથી ભરાઇ જતો. શ્રોતાઓમાં ભિન્ન ભિન્ન સંપ્રદાયના હિંદુઓઉપરાંત કેટલાક પારસી ગૃહસ્થો પણ જણાતા. એક પારસીબંધુ તો બહુ ભાગે ઊભા રહી શ્રવણ કરતા. શ્રવણવેલા અસાધારણપણે શાંતિ જળવાતી, ને ઘણા શ્રોતાઓનાં નેત્ર ને મન ચંદ્રચકોરના ન્યાયને અનુસરતાં થઇ જતાં. મોહમયીપુરીની ( મુંબઇની ) મહાપ્રવૃત્તિમાં રહ્યા છતાં ઘણા ભાગ્યશાળી ભાઇઓએ તથા બહેનોએ પૂજ્યપાદ મહાત્માશ્રીના આ વ્યાખ્યાનામૃતનું પાન કર્યું હતું. વળી શ્રોતાઓમાંના ઘણા સજ્જનોએ ભક્તિભાવના ઉદ્રેકને લીધે પૂજ્યપાદ મહાત્માશ્રીને પોતાને ત્યાં પધરાવી પોતાનાં નિવાસસ્થાન પાવન કર્યાં હતાં. અવારનવાર આવી પધરામણીઓ થયા કરતી. મુંબઇ તળપદ, મલાડ, કાંદીવલી, બોરીવલી, સાન્ટાક્રુઝ, વીલેપારલે, અંધેરી ને ઘાટકુપરના ઘણા જિજ્ઞાસુઓએ આવો લાભ લીધો હતો. શ્રવણમાં વૈષ્ણવગૃહસ્થો પણ પુષ્કલ આવતા. તેમાંના ઘણા સજ્જનોએ પણ પૂ૦ મહાત્માશ્રીનાં ચરણારવિંદ સ્વસ્થાનમાં પધરાવ્યાં હતાં. મુંબઇમાં શેઠ અમૃતલાલ અમરચંદ માધવજી તથા રાવબહાદુર શેઠ કરમશી દામજીના પુત્રો આદિએ આગ્રહ કરીને પૂ૦ મહાત્માશ્રીને પોતાના બંગલાઓમાં પધરાવ્યા હતા. વિશેષમાં શ્રોતાઓમાંના બે વૈષ્ણવગૃહસ્થે એ પોતાના હૃદયના ઉમળકાથી યજુર્વેદીય સંધ્યાદિ નિત્યકર્મની તથા ત્રિકાલી લઘુસંધ્યાની હજાર હજાર પ્રતિઓ પોતાને ખર્ચે છપાવી જિજ્ઞાસુઓમાં વહેંચાવી હતી. દીર્ઘકાલના મહાયજ્ઞની ( સત્રની ) પેઠે રાત્રિદિવસ નવનવીન ધાર્મિક પ્રવૃત્તિ ચાલ્યાજ કરતી. વીલેપારલે ઔદીચ્યબ્રહ્મસમાજ–

તરફથી તે સમાજના મંત્રી શ્રીયુત મોહનલાલભાઇદ્વારા વીલેપારલે પધારી ઉપદેશાદિનો લાભ આપવામાટે આગ્રહ થતાં પૂ૦ મહાત્માશ્રી ચૈત્રવદિ ૧૪ શે કાંદીવલીમાં રાત્રિનું શ્રવણ કરાવ્યાપછી રાત્રિના દશને સુમારે વીલેપારલે પધાર્યા હતા, ને ત્યાં સ્વધર્મપાલનના વિષયઉપર આશરે દોઢેક કલાકસુધી વિસ્તૃત ને આકર્ષક વ્યાખ્યાન આપ્યું હતું. ભૂદેવો એથી ભારે પ્રસન્ન થયા હતા, અને તેમણે ઉછળતે હૃદયે

"આનંદ આનંદ આજ અપાર, વરતી રહ્યો છે જયજયકાર."

* * * *

"ઉરે હતો જ્યાં રજતમ મેલ, સત્ત્વની થઇ ત્યાં રેલમછેલ-" ઇ. પૂર્ણ હર્ષના ઉદ્ગારો કાઢ્યા હતા. પૂજ્યપાદ મહાત્માશ્રી તળપદ મુંબઇમાં બિરાજ્યા તે દરમિયાન શ્રીલક્ષ્મીનારાયણના મંદિરસામેની મોટી ધર્મશાળામાં સવારે દૈવીસંપત્તિવિષે, ને રાત્રિએ અનન્યભક્તનાં લક્ષણવિષે, વ્યાખ્યાન ચાલ્યાં હતાં. ત્યાં તો શ્રોતાઓની સંખ્યા ઘણી વધારે—આશરે બે ત્રણ હજાર—થતી, ને પૂ૦ મહાત્માશ્રીનાં ચરણસ્પર્શમાટે બંધુઓની એટલી પડાપડી થતી કે પરિચિત સજ્જનો આંકડા ભીડીને કુંડાળાની વચ્ચે પૂ૦ મહાત્માશ્રીને ચલાવતા. શ્રવણ-પછી પૂ૦ મહાત્માશ્રી ઊતારાપર પધારવાને મોટરમાં બિરાજ્યા પછી પણ ઘણા ભાઇઓ ચરણસ્પર્શમાટે દોડી આવતા. એમ શ્રવણ કરવાથી ઉપજેલો મુંબઇના ભાવિક બંધુઓનો ભાવ અપૂર્વ જોવામાં આવ્યો હતો.

કાંદીવલીથી વૈ. સુ. ૩ જે પૂ૦ મહાત્માશ્રી પ્રથમ દહેણુ પધાર્યા હતા, ને ત્યાંથી પછી સુરત, દીવા, શીગામ, જંબુસર, ભરૂચ, વડોદરા, ગોધરા, કોઠણપુર, ઠાસરા, ભાદરણ, અમદાવાદ, સાણંદ, મોજીદડ,

ચુડા, જોરાવરનગર, જામનગર, રાજકોટ, જેતલસર જંક્શન ને જૂનાગઢ, તે તે સ્થલના જિજ્ઞાસુઓના આગ્રહથી બિરાજી, આષાઢ-સુ. ૯ મે શ્રીબીલખા–આનંદાશ્રમમાં પધાર્યા હતા. સ્થલે સ્થલે જિજ્ઞાસુઓનો ભાવ નવનવીન જોવામાં આવ્યો હતો. પધરામણીમાટે સ્થલે સ્થલેથી બહુ બહુ પ્રાર્થનાઓ આવતી, પણ સમયની ન્યૂનતાને લઇને સૌ જિજ્ઞાસુઓની ઇચ્છા તેમની માગણીપ્રમાણે પૂર્ણ કરી શકાતી નહોતી. કોઇને અઠવાડીઉં તો કોઇને ચાર પાંચ દિવસ, ને કોઇને તો માત્ર બબ્બે કે ત્રણ ત્રણ દિવસ અપાયા હતા. ભરૂચ ને વડોદરાવાળા જિજ્ઞાસુઓને પણ બબ્બે દિવસ મળ્યા હતા. જંબુસર ને ગોધરામાં તો માત્ર એકેક ટંકજ પૂ૦ મહાત્માશ્રીનું બિરાજવું થયું હતું. સમયની ન્યૂનતા જિજ્ઞાસુઓના આનંદ ઉત્સાહમાં વિઘ્નરૂપ થતી, પણ આષાઢી પૂર્ણિમાપહેલાં યોગ્ય સમયે બીલખા–આનંદાશ્રમમાં પહોંચવામાટે તથા પ્રાર્થના કરનાર સૌ જિજ્ઞાસુઓને ઓછોવધતો સંતોષ આપવામાટે આમ કર્યાવિના અન્ય ઉપાય નહોતો. ટુંકા ટુંકા પ્રવાસમાં શ્રમ વિશેષ જણાતો, ને ઉષ્ણકાલનો તાપ તથા કોઈ સ્થલે માર્ગની મુશ્કેલી એ શ્રમમાં વૃદ્ધિ કરતાં, તોપણ પૂ૦ મહાત્માશ્રી જિજ્ઞાસુઓની પ્રસન્નતાને અર્થે એ શ્રમ સહન કરતા, ને સૌને આનંદ આપતા. શીગામના માર્ગની ધૂળ ને રેતી તથા શીગામથી વળતાં જંબુસરથી ભરૂચ જતાં ટ્રેનમાં લાગેલો તાપ હજી સ્મરણમાં આવે છે, પણ તે સાથે આ પણ કહેવું જોઇએ કે શીગામના દરબારોનો ભક્તિભાવ તથા સેવાભાવ પણ દીર્ઘકાલપર્યંત ભૂલાશે નહિ.

પૂ૦ મહાત્માશ્રી જ્યાં જ્યાં બિરાજતા ત્યાં ત્યાં, આનંદમંગલ વર્તાઇ રહેતાં, ને ધાર્મિક વાતાવરણ ફેલાઈ જતું. એ પ્ર[illegible] શ્રોતાઓ

ભારે ઉત્સાહમાં આવી જતા. ઘણે સ્થલે સજ્જનોના પ્રેમના ઊછાળા જણાતા. પધરાવનાર જિજ્ઞાસુઓ પૂ૦ મહ'ત્માશ્રીની તનમનધનથી સેવા કરવામાં કચાશ રાખતા નહોતા. કોઇ કોઈમાં સર્વાર્પણની ભાવનાઓ પ્રત્યક્ષ થતી. કેટલેક સ્થલે જિજ્ઞાસુઓની પ્રેમવિવશતા જોવાતી. પૂ૦ મહાત્માશ્રીને ભીમડી પધરાવનાર આગળ કહેલ બે ભાવિક ભૂદેવગૃહસ્થોની પ્રેમાશ્રુધારાઓ હજી મારા અંતઃકરણમાં લીલી છે. તેમણે પૂજ્યપાદશ્રીની પધરામણીવેલા ઘરના આંગણામાં તથા સીડીના પગથીઆપર પાથરેલાં વસ્ત્રોનો તથા પૂ૦ મહાત્માશ્રીને પગલે પગલે પગથીએ પગથીએ તેમણે ધરેલ શ્રીફલ ને રૂપીઆનો ભાવભર્યો વિવેક, આ લખતાં મારા સ્મૃતિપટમાં ઉપર આવે છે. જિજ્ઞાસુઓ પૂ૦ મહાત્માશ્રીના ઊતારામાટે સ્વચ્છ મકાનની તથા તેમાં પૂજન, બેઠક, સભાસ્થાન આદિમાટે બની શકે તેટલી સારી સગવડ કરતા, છતાં પોતાશ્રીની વૃત્તિ તો સામાન્ય સગવડમાં પણ ચલાવી લેવાની હતી એમ સૂક્ષ્મરીતે જોનારને પ્રસંગોપાત્ત જણાતું. મુંબઇના બંગલાઓમાં પૂ૦ મહાત્માશ્રી જેવી પ્રસન્નતાથી બિરાજ્યા હતા તેવીજ પ્રસન્નતાથી કાંકણપુરનામના ગામડાની ગામબહારની સાધારણ વાડીમાં આવેલ શુક્લ ભૂલેશ્વરજીની કુટિમાં બિરાજ્યા હતા. માત્ર ધર્મપાલનમાટે તથા પવિત્રતા સાચવવામાટે આવશ્યક વ્યવસ્થા તેઓશ્રી ઇચ્છતા.

જેમ પ્રભુનો તેમ પ્રભુની માયાનો મહિમા પણ કાંઇ અદ્ભુત છે. જે જ્યાં ન હોય, વા જે જ્યાં ન ઘટે તે માયા ત્યાં લાવી મૂકે છે, વા દેખાડે છે. સૌને પોતાનાં પરમપવિત્ર દર્શન ને સત્સંગવડે શુદ્ધ ભાવથી શાંતિસંતોષ ને આનંદ આપનારા સંત પુરુષોમાં પણ પ્રસંગે માયા કાંઇ વિપરીત દર્શાવે છે:—

માયા મહાબલવાન્, તું તો ઐંદ્રજાલિકા;
સંતોને દુઃખદાન, દેતા તું દર્શાવતી !

પ્રિય વાચક બંધુઓ ! તમને આશ્ચર્ય થશે કે આ શું ? પણ તમે જુઓ કે આ વાત પણ સાચી છે ! સંસારતાપથી બળી રહેલાં ઘણાં હૃદયોને પ્રવાસમાં પૂ૦ મહાત્માશ્રીએ અલૌકિક શાંતિજનક ધર્મોપદેશથી તથા કોઇ અદ્ભુત અનુપમ કૃપાકટાક્ષથી ઠાર્યાં હતાં–તેમને આનંદમાં તરબોળ કર્યાં હતાં, અને કેટલાક ઉચ્ચ અધિકારીનાં હૃદયો પૂ૦ મહાત્માશ્રીનાં દર્શન તથા સત્સંગથી જાણે આ મૃત્યલોકમાં દેવલોકનો આનંદ અનુભવતાં હોય એવું તેમની પ્રસન્ન મુખમુદ્રાપરથી જણાતું હતું, પણ આ બધું કયાંસુધી રહેતું ? જ્યારે પૂ૦ મહાત્માશ્રીનું પોતાને ત્યાંથી અન્ય સ્થલે પધારવું થતું, જ્યારે

મિલઓ મિલઓ અબ મેટ ગયો,
ચલઓ ચલઓ અબ હોઇ રહ્યો હૈ,

એવો સમય પ્રાપ્ત થતો ત્યારે ભાવિકોની સ્થિતિ બદલાઇ જતી. સુખને બદલે તેમના અંતઃકરણમાં દુઃખ છાઇ રહેતું. કેટલાંકનાં આનંદમય મુખ એ સમયે વીલાં થઇ જતાં. તેમની દુઃખદ મનોદશા તેમના મુખપર તરી આવતી. કેટલાંકનાં નેત્રોમાં શ્રાવણભાદરવો ચાલી નીકળતા. મહાત્મા તુલસીદાસજીએ ખરૂંજ કહ્યું છે કેઃ—

“ મિલત એક દારુન દુઃખ દેહી, બિછુરત એક પ્રાન હર લેહી. ”

એક ( દુર્જન ) પોતે મળીને દારુણ દુઃખ આપે છે, ને એક ( સજ્જન વા સંત ) પોતે છૂટા પડીને પ્રાણ હરી લેવાજેવું દુઃખ આપે છે. પૂ૦ મહાત્માશ્રીએ પ્રવાસમાં આવું વિયોગજન્ય પ્રાણહર દુઃખ ઘણાંને આપ્યું હતું ! ગણ્યા દિવસો ઘડીઓની પેઠે પૂરા થઇ જતા, ને આવાહન ને વિસર્જન જાણે સાથેજ થતાં હોય એમ

ભાવિક જિજ્ઞાસુઓને લાગતું. પૂ૦ મહાત્માશ્રીને સ્ટેશનઉપર વળાવવા આવેલાં ભાવિકોનાં નેત્રો ને મન તેઓશ્રીના દર્શનમાં લાગી રહેલાં હોય ત્યાં સુસવાટા કરતી આવેલી ટ્રેન જોતજોતામાં ઉપડી જતી, ને સૂર્યાસ્તની પેઠે ભાવિકોના હૃદયમાં વિયોગજન્ય શોકરાત્રિનો સંચાર થઇ જતો ! અલ્પસમયમાંજ માયાનો બીજો પડદો પડતો. એક સ્થલે જ્યાં ઉપર પ્રમાણે થતું ત્યાં અન્ય સ્થલે થોડાજ કલાકમાં સૂર્યોદયના જેવો આનંદ વ્યાપી રહેતો. ભિન્ન ભિન્ન સ્ટેશનોએ પૂ૦ મહાત્માશ્રીનાં દર્શનમાટે તથા તેઓશ્રીને સામા લેવામાટે આવેલા સજ્જનો ટ્રેન ઊભી રહેતાં હર્ષભેર પૂ૦ મહાત્માશ્રીની સેવામાં દોડી આવી તેઓશ્રીનાં ભવતારક ચરણારવિંદ પકડી લેતા, ને "સદ્‌ગુરુ દેવકી જે" નો મંગલ ધ્વનિ સ્ટેશનમાં ગાજી રહેતો.

"સંત નદી અરુ મેઘજલ, તીનકી એકહીં ચાલ;
જહાં જહાં ઊનકા પગ પડે, રજ્જગ કરે નિહાલ."

એ પ્રમાણે પૂ૦ મહાત્માશ્રી જ્યાં જ્યાં બિરાજતા ત્યાં ત્યાં તેઓશ્રીના સત્સંગમાં આવનાર જિજ્ઞાસુઓને તેમના અધિકારપ્રમાણે નવી ધર્મપ્રેરણા, નવો ઉત્સાહ, નવું ધર્મબલ ને નવો ધર્માનંદ આપતા. સ્થલે સ્થલે તેઓશ્રીએ જિજ્ઞાસુઓની ઇચ્છાપ્રમાણે ભિન્ન ભિન્ન ધાર્મિક વિષયોપર વ્યાખ્યાન આપ્યાં હતાં, તથા તેમની ધર્મસંબંધી શંકાઓનાં સમાધાન કર્યાં હતાં. આવું ધર્મકાર્ય પ્રવાસમાં અખંડ ચાલ્યું હતું, ને તેથી ઘણાં શુષ્ક હૃદયોરૂપી ઠુંઠાંઓને નવપલ્લવિત થવાનો મહામંગલ પ્રસંગ પ્રાપ્ત થયો હતો. સંત પુરુષોનો ને તેઓશ્રીનાં ધર્મકાર્યનો મહિમા સમજ્યો કે વર્ણવ્યો જાય તેમ નથી.

મહાપુરુષની વાગ્ધારાને ઝીલવી એ મારા જેવા અલ્પમતિને માટે કઠિન કામ હતું, છતાં તેઓશ્રીની કૃપાથી જે કાંઇ ધર્મામૃત

ઝીલાયું તે ગુર્જરપ્રજાસમક્ષ મૂક્યું છે. જે છે તે સઘળું શ્રીગુરુચરણાર-વિંદનું છે. મારું કાંઇ નથી. હું પણ તેઓશ્રીનો છું. તેઓશ્રીએ મોટી કૃપાવડે જાતે શ્રમ લઇને સઘળાં વ્યાખ્યાનોની પુનઃ શુદ્ધિવૃદ્ધિ કરી છે, ને પુસ્તકરૂપે છપાવવાનો સઘળો શ્રમ પણ તેઓશ્રીએજ લીધો છે. શ્રીઇશ્વરની પેઠે અકારણ કારુણ્યના ભંડારરૂપ મહાપુરુષનો ઉપકાર અવર્ણ્ય છે. પરોપકાર એજ એવા મહાપુરુષોનું જીવનવ્રત હોય છે. અનુકૂલબુદ્ધિથી એમનું સામીપ્ય સેવનાર મનુષ્યજ તે સ્વ-બુદ્ધિઅનુસાર જોઇ શકે છે.

સંતપુરુષની વાણી કાંઇ અલૌકિક વસ્તુ છે. અધિકાર પ્રાપ્ત કર્યા વગર એનું રહસ્ય સમજવું કઠિન છે. અધિકારી પુરુષોજ તેનો અમૃતથી અધિક એવો સ્વાદ પોતાના અંતઃકરણમાં અનુભવી શકે છે.

સત્સંગનો મહિમા કથ્યો જાય તેમ નથી. એક સંત કહે છે કેઃ—

"કિમ્ સુમેર કૈલાસ કિમ્, સબ તરુ તરુહી રહંત;
સત્સંગતિ ગિરિમલયસમ, સબ તરુ મલય કરંત."

આ ગ્રંથ ઘેર બેઠાં પ્રત્યક્ષ સત્સંગરૂપ છે. દોષો ત્યજવાના ને શુભગુણો પ્રાપ્ત કરવાના વિવિધ ઉપાયો એમાં વર્ણવ્યા છે. પરમસુખી થવાનો રાજમાર્ગ આમાં ખુલ્લો મૂક્યો છે. પૂર્વપુણ્યથી જેનાં ભાગ્ય ખુલ્યાં હોય તે એ માર્ગે ગમન કરે, ને શ્રીઇષ્ટકૃપાથી તેના મહાફલને પ્રાપ્ત કરે. શ્રીદક્ષિણામૂર્તિરૂપ શ્રીસદ્ગુરુચરણારવિંદની કૃપા સૌઉપર વર્ષો! સૌ સુખીઆં થાઓ! ૐ

ભાદ્રપદસુદિ ૧૫ / ૧૯૮૩
શ્રીઆનંદાશ્રમ,
બીલખા

લિ.
શ્રીનાથપાદપદ્માનુરાગી
માણિક્યવર્મા

ॐ

# परमसुखी थवाना उपाय

## અનુક્રમણિકા



॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# परमसुखी थवाना उपाय

अथवा

## मनुष्यना अंतःकरणमां रहेला त्रण गुणोनां अतिक्रमणनां साधनो.

પ્રત્યેક મનુષ્યના હૃદયમાં સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણો ઓછાવધતા પ્રમાણમાં હોય છે. કોઇના હૃદયમાં સત્ત્વગુણ વિશેષ, કોઇના હૃદયમાં રજોગુણ વિશેષ, ને કોઇના હૃદયમાં તમોગુણ વિશેષ રહેલ હોય છે. તમોગુણ આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, મોહ તથા અતિનિદ્રા આદિને ઉપજાવનારો છે; રજોગુણ વિષયાનુરાગ, ચંચલતા, અતિપ્રવૃત્તિ ને અશાંતિ આદિને ઉપજાવનારો છે; અને સત્ત્વગુણ જ્ઞાનનું તથા સુખનું અભિમાન ઉપજાવનારો છે. મનુષ્યે વ્યવહારપરમાર્થમાં સુખી થવા-માટે એ ત્રણ ગુણોને પોતાને વશ વર્તાવતાં શીખવું જોઇએ,—એ ત્રણ ગુણોનો જય કરવો જોઇએ, અને બીજા શબ્દમાં કહીએ તો તેણે ત્રણ ગુણોનું અતિક્રમણ કરવું જોઇએ. પ્રથમ મનુષ્યે પોતાના અંતઃકરણમાં-નો તમોગુણ બની શકે તેટલો ઘટાડી શુદ્ધ રજોગુણને બલવાન્ કરવો જોઇએ. પછી તેણે રજોગુણના ધર્મોને વશ વર્તાવી સત્ત્વગુણને બલવાન્ કરવો જોઇએ. એ સત્ત્વગુણ પણ આત્માનો સ્વભાવ નથી એમ નિશ્ચય કરી તેના ધર્મો જે જ્ઞાન ને સુખ, તેનું અભિમાન પણ

તેણે ત્યજવું જોઇએ. આ પ્રમાણે કરવું તેને ત્રણ ગુણોનું ઉલ્લંઘન કરવું અથવા અતિક્રમણ કરવું કહેવાય છે.

**એ ત્રણ ગુણોનું અતિક્રમણ કેવી રીતે કરવું ?** એ ત્રણ ગુણોનું અતિક્રમણ કરવાનું કહેવું એ ઘણું સહેલું છે, પણ તે કાર્ય કરવું ઘણું કઠિન છે. એને માટે બહુ સંભાળથી સતત મોટો પ્રયત્ન કરવો જોઇએ. શ્રીમદ્ભગવદ્ગીતાદિ શાસ્ત્રોમાં એ ત્રણ ગુણોવિષે વિસ્તારથી કહેવામાં આવ્યું છે. એ ત્રણ ગુણો નેત્રાદિ ઇંદ્રિયોના વિષય નથી. તેમના કાર્યવડે અંતઃકરણમાં તે ગુણોનું અનુમાન થઇ શકે છે. પોતાના અંતઃકરણમાં કયા કયા ગુણોના કયા કયા સ્વભાવો બલવાન્પણે વર્તે છે તે પ્રત્યેક મનુષ્યે પોતાના અંતઃકરણનું, પોતાની ઇંદ્રિયોનું અને તેવડે થતી પોતાની શારીરિક પ્રવૃત્તિનું નિરીક્ષણ કરીને નક્કી કરવું જોઇએ; ને પછી તે તે સ્વભાવોનો આગળ કહેવાશે તે તે સાધનોવડે જય કરવા તેણે બહુ ઉત્સાહથી પ્રયત્ન કરવો જોઇએ. જે મનુષ્ય એ પ્રમાણે કરે તે પોતાનો વ્યવહાર સારો કરી શકે, તથા પોતાનો પરલોક સુધારી શકે એટલુંજ નહિ, પણ સ્વધર્મપાલનાદિવડે તે ક્રમમોક્ષ વા સદ્યોમોક્ષ પણ મેળવી શકે. હવે એ ત્રણ ગુણોનું અતિક્રમણ કયા ઉપાયવડે કેવી રીતે કરવું તે કાંઇક વિસ્તારથી કહેવામાં આવે છે. પ્રથમ તમોગુણના ધર્મોના જયસંબંધે કહેવાય છે. આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, મોહ, પરનિંદા, ભય ને ખેદ એ દોષો તમોગુણવડે મનુષ્યમાં ઉપજે છે. એ દોષો મનુષ્યને બહુ હાનિ કરનારા છે, માટે તે ત્યજવાયોગ્ય છે.

## ૧ આળસ

**આળસનો ઉદ્યોગવડે જય કરવો.** કાર્યમાં પ્રવૃત્તિ ન થવા દેનારું શરીર તથા મનનું ભારેપણું તે આળસ. એ આળસ

મનુષ્યની ઉન્નતિમાં બહુ આડે આવે છે. ખરું કહીએ તો તે મનુષ્યની ઉન્નતિના દ્વારમાં આડા પડેલા એક મોટા પહાડજેવું છે. યોગવાસિષ્ઠમાં એક સ્થલે કહેવામાં આવ્યું છે કેઃ—

**"आलस्यं यदि न भवेज्जगत्यनर्थः,**
**को न स्याद् बहुधनको बहुश्रुतो वा ।**
**आलस्यादियमवनिः ससागरांता,**
**संपूर्णा नरपशुभिश्च निर्धनैश्च ॥"**

(જો આળસરૂપી અનર્થ આ જગતમાં ન હોત તો અહીં બહુ ધનવાન્ ને બહુશ્રુત (પંડિત) કોણ ન થાત? આળસથીજ સાગરપર્યંતની આ પૃથ્વી નરપશુઓ—મૂર્ખાઓ—વડે અને નિર્ધનોવડે ભરેલી છે.)

**આળસનામનો દોષ મનુષ્યને બહુ પ્રિય છે.** એક માણસ આખી દુનિયાની મુસાફરી કરીને પોતાને ઘેર આવ્યો. તેને તેના એક મિત્રે પૂછ્યું કેઃ—"તમે જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં મનુષ્યોને સૌથી વિશેષ વહાલું શું જણાયું?" તેણે તેને ઉત્તર આપ્યુંઃ—"આળસ." ખરેખર! મનુષ્યના મોટા ભાગને બેસી રહેવું બહુ ગમે છે. હાથપગ હલાવ્યા વિના કામ થઇ જતું હોય તો બહુ સારું, એવી તેમની ઇચ્છા હોય છે, પણ તે બને ક્યાંથી?

**આળસ એ બુદ્ધિનો કાટ છે. તેને ઉદ્યોગરૂપી તીખી કાનસવડે ઘસી નાંખીને બુદ્ધિને સતેજ કરવી.** જે કુંચી નિત્ય વપરાયા કરે છે તે ઊજળી રહે છે, ને જે કુંચી પડી રહે છે તે કુંચી કટાઇ જાય છે એ અનુભવની વાત છે; માટે મનુષ્યે શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને શુભકાર્યયુક્ત રાખવા સદા પ્રયત્નવાન્ રહેવું જોઇએ.

જ્યારે આળસ મનુષ્યનો વ્યવહાર અને પરમાર્થ બંને બગાડે છે ત્યારે ઉદ્યોગ મનુષ્યનો વ્યવહાર અને પરમાર્થ બંને સુધારે છે. આ વિશ્વમાં ઉદ્યોગથીજ મનુષ્ય સર્વ કાંઇ મેળવી શકે છે. આળસ આવ્યું કે તરત મનુષ્યે ઉદ્યોગપરાયણ થઇ જવું જોઇએ. તેણે નવરા નજ રહેવું જોઇએ-સર્વદા ઉદ્યોગી રહેવું જોઇએ.

કેટલાક ઉદ્યોગના વા પુરુષપ્રયત્નના કરતાં પ્રારબ્ધને બલવાન્ ગણે છે, પણ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં ઉદ્યોગ વા પુરુષપ્રયત્નજ બલવાન્ છે. **ઉદ્યોગ વા પુરુષપ્રયત્ન પ્રારબ્ધનો પિતા છે.** પ્રારબ્ધ પૂર્વના પુરુષપ્રયત્નમાંથીજ બંધાય છે. પુરુષપ્રયત્નવડે મનુષ્ય ધારે તે મેળવી શકે છે, અને એટલામાટે શ્રીયોગવાસિષ્ઠના મુમુક્ષુપ્રકરણના પાંચમાથી આઠમા સર્ગસુધી મુમુક્ષુઓને માટે પુરુષપ્રયત્નનો મહિમા બહુ બહુ પ્રકારે દર્શાવ્યો છે. બિલાડીજેવું સાધારણ પ્રાણી પણ પોતાના ઉદ્યોગી સ્વભાવવડે મનુષ્યને ઉદ્યોગી રહેવાનું સૂચવે છે.

બિલાડી ગાય કે ભેંસ રાખતી નથી, પણ તે ઉદ્યોગવડે-ઘેરઘેર ભટકીને-પોતાને જોઇતું દૂધ મેળવે છે. પ્રમાદી બૈરાં કે છોકરાં કે નોકર દૂધ ઉઘાડું મૂકી દે વા જેવી રીતે રાખવું કે ઢાંકવું જોઇએ તેવી રીતે રાખે કે ઢાંકે નહિ તેમાંથી તે પોતાનો અર્થ સાધી લે છે,-પી જાય છે.

**ઉદ્યોગી માણસ પોતાનો ધાર્યો અર્થ પાર પાડે છે.** “**उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः**”-ઉદ્યોગી એવા પુરુષસિંહને વ્યાવહારિક લક્ષ્મી વા ધર્મરૂપ લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

“ ધીર પુરુષ જે હોય, વળી જે વિવેકવાળો,
દેશવિદેશજ તણો, ભેદ નહિ તેમાં ભાળો;
વસે જઇ તે જ્યાંહ, દેશ પોતાનો કહે છે,

નિજના કરબલથકી, તેહને જીતી લે છે;
હથિયાર દાઢ પૂછ નખથી, સિંહ વને ભમતો ફરે,
હણી દ્વિપેન્દ્ર તેહના લોહીથી, દૂર તરષ નિજની કરે. " ૧

એ છપ્પામાં કહ્યા પ્રમાણે વિવેકી ને ઉદ્યોગી પુરુષસિંહ દેશ-વિદેશ ગમે ત્યાં જઇને પોતાની શુભ ઇચ્છા પાર પાડે છે.

ઉદ્યોગ યોગ્ય–ઉપકારક–જોઇએ. જેને પરિણામે દુઃખ વા ચિંતા થાય તે ઉપકારક ઉદ્યોગ નથી. દૃષ્ટાંતતરીકે નાટકો કે સીનેમા જોયા કરવાં, અથવા મનના દુષ્ટ વિકારોને પ્રદીપ્ત કરે તેવાં નોવેલો વાંચ્યા કરવાં, કે જ્યાં ત્યાં રખડયા કરવું, એ ઉપકારક ઉદ્યોગ નથી.

**ઉદ્યોગી મનુષ્ય ગમે ત્યાં પોતાનો સમાસ કરે છે.** મુલતાન-માં એક સ્થલે સાધુઓનો નિવાસ હતો, ત્યાં એક સાધુ જઇ ચઢયા. ત્યાં પચાશ સાધુઓ રહેતા હતા. તે સ્થલે આવનાર એ સાધુપુરુષે તે સૌની સાથે રહેવાની ઇચ્છા જણાવી. ત્યાંના એક મુખ્ય સાધુએ તેમને કહ્યું કેઃ–" અહીં હવે કોઇને રહેવામાટે વિશેષ જગા નથી, માટે તમે બીજે સ્થલે જાઓ તો ઠીક." આવનાર સાધુએ કહ્યુંઃ– " ભલે, વિશેષ જગા ન હોય તોપણ જેટલી જગા છે તેટલીમાં તમને કોઇને અડચણ ન થાય તેવી રીતે હું રહી શકીશ હું તેવી વિદ્યા જાણું છું. તમે કહો તો તમને કોઇને કાંઈ અડચણ ન થાય તેમ તમારી સૌની સાથે ભળીને રહું, અથવા તમે કહો તો તમને કોઇને કાંઇ પણ ભાર ન જણાય તેમ તમારા સૌના ઉપર પણ રહું. તે કેવી રીતે એમ જો તમે મને પૂછો તો હું તમને ઉદાહરણથી બતાવું. " એમ કહીને તેમણે પાણીનો એક પ્યાલો ટંકોટંક ભર્યો. પછી તેમણે પોતાની પાસેની સાકરની થોડી ઝીણી ભૂકી કાઢી તેમાં ધીમે ધીમે નાંખી. તે ભૂકી તે પાણીમાં ભળી ગઇ, અને તેમાંથી થોડું પણ પાણી બહાર

ન નીકળ્યું. " જુઓ, આ પ્રમાણે હું તમારા સૌમાં ભળીને રહી શકું છું." પછી તે સાધુએ પાણીથી પૂર્ણ ભરેલા તે પ્યાલાઉપર એક જાઇનું પુષ્પ ધીમેથી મૂકી દીધું; અને તે પ્યાલામાંનું પાણી જરા પણ ન ઢોળાતાં તે પુષ્પ પાણીઉપરજ રહી શક્યું. તે બતાવીને તે સાધુએ અન્ય સર્વ સાધુઓને કહ્યું:—" આમ હું પુષ્પની પેઠે હળવા થઇને તમારા સૌના ઉપર પણ રહી શકું છું." સૌ સાધુઓ આ બનાવ જોઇ તેમની બુદ્ધિથી ચકિત થયા, ને આ કોઇ ગુણવાન્ પુરુષ છે એમ જાણી તેમને પોતાની સાથે રાખ્યા; અને તેમણે પણ પોતાના ઉદ્યોગી ને ભલા સ્વભાવવડે સૌ સાધુઓનું ભલું કરી સૌનાં મન મેળવી લીધાં.

**ઉદ્યોગથીજ મોટા મનુષ્ય થઇ શકાય છે.** સંસારમાં જે મોટા માણસો થયા છે તેમાં સેંકડે નેવુ ટકાજેટલા માણસો પોતાના ઉદ્યોગથીજ મોટા (ધનવાન્ ને પ્રતિષ્ઠિત) થયા છે. તેના મુંબઇ શહેરમાંથી પણ કેટલાક દાખલા આપી શકાય. કચ્છ, કાઠિયાવાડ ને ગુજરાતમાંથી કેટલાક ભાટીઆ, લોહાણા, વાણીઆ, પારસી ને વહોરા વગેરે કોમના કેટલાક ગૃહસ્થો જેઓ પ્રથમ સાધારણ સ્થિતિમાં મુંબઇ આવ્યા હતા તેઓ પાછળથી પોતાના ઉદ્યોગવડે ને પ્રભુકૃપાએ વ્યાપારાદિમાં આગળ વધી લક્ષ્મી અને મોટાઇ મેળવી શકયા હતા. દેશપરદેશમાં બનેલા એવા બીજા ઘણા દાખલા આપી શકાય. વ્યવહાર કે પરમાર્થમાં મોટા થવામાં ઉદ્યોગજ કારણરૂપ છે, આળસ કારણરૂપ નથી.

**બાંધે તેની તરવાર નથી, પણ મારે તેની તરવાર છે.**

**બેઠાથી બેગાર ભલો.** બેઠા રહેવાના કરતાં એટલે આળસુ રહેવાના કરતાં બેગાર એટલે કોઇની વેઠ કરવી તે પણ સારી કહી છે, કેમકે પેદાશવગરનું છતાં પણ તે કામ છે, અને કામ કરનાર

માણુસનાં શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણ બલવાન્ રહેવાથી તે ગમે ત્યાંથી પોતાનું ગુજરાન મેળવી શકે છે, ભૂખ્યોદુઃખ્યો રહેતો નથી.

**આળસુ માણસ તો મુડદાજેવો છે.** જેમ મુડદું પોતાના હાથપગ હલાવતું નથી તેમ આળસુ માણસને પોતાના હાથપગ હલાવવા ગમતા નથી. આ સ્થિતિ કેવી દયામણી છે! તેનું પરિણામ શું આવે? દુઃખજ આવે. સિંહ વનરાજ કહેવાય છે, છતાં તેણે પણ શિકારમાટે ઉદ્યોગ કરવો જોઇએ; કેમકે " સૂતેલા સિંહમુખમાં મૃગ નવ પેસી જાય. "

**પરમાર્થમાં તો પુરુષાર્થની અત્યંત આવશ્યકતા છે.** જેમ વ્યવહારમાં આગળ વધવામાટે યોગ્ય પ્રયત્નની જરૂર છે તેમ પરમાર્થમાં આગળ વધવામાટે પણ પ્રયત્નની જરૂર છે. જો ખરું કહીએ તો પરમાર્થમાં એટલે પ્રભુની પ્રાપ્તિના માર્ગમાં આગળ વધવામાટે તો મોટા પુરુષપ્રયત્નની જરૂર છે. પરમાર્થના માર્ગસંબંધી જેમને અશ્રદ્ધા કે કોઇ પણ પ્રકારની શંકા હોય તેમણે કોઇ જ્ઞાતા પુરુષને આદરપૂર્વક પૂછવું જોઇએ. પૂછનાર માણસ આળસુ માણસના કરતાં ઘણો સારો છે. જે પૂછશે તે કોઇક દિવસ રસ્તે પડશે. જે આળસુ થઇને કાંઇ કરશે નહિ તે ધર્મમાર્ગમાં શી રીતે આગળ વધશે? શાસ્ત્રો તો પોકારીને કહે છે કે દ્વિજે નિત્યપ્રતિ પોતાના ચિત્તની શુદ્ધિને અર્થે શાસ્ત્રોક્ત નિત્યનૈમિત્તિક કર્મો કરવાંજ જોઇએઃ—

**" एकाहं जपहीनस्तु संध्याहीनो दिनत्रयम् ।**
**द्वादशाहमनग्निश्च शूद्र एव न संशयः ॥"**

(જે દ્વિજ એક દિવસ જપરહિત છે, ત્રણ દિવસ સંધ્યારહિત છે, અને બાર દિવસ જે અગ્નિમાં હોમ કર્યા વિનાનો છે તે દ્વિજ નિશ્ચય

શૂદ્રજેવોજ છે.) જપ, સંધ્યા કે અગ્નિમાં હોમ ન કરવાથી દ્વિજ શૂદ્રજેવો થઇ જાય છે, એટલે તેની જાતિ બદલાઇ જાય છે એમ નહિ, પણ તેનું અંતઃકરણ તમોગુણના વધારાથી શૂદ્રના જેવું મલિન ને મૂઢ થતું જાય છે, એટલે તે શાસ્ત્રીય સૂક્ષ્મ વિચાર કરવાને યોગ્ય રહેતો નથી. ધાર્મિક કર્તવ્યમાં તેની શ્રદ્ધા નબળી પડી જાય છે, ને પછી તે ધાર્મિક કર્તવ્ય યથાયોગ્ય રીતે કરી શકતો નથી, એટલુંજ નહિ, પણ અંતે તે ધર્મમાર્ગને ભૂલે છે. પછી જેવો સંગ, જેવા વિચાર, ને જેવી ક્રિયા તેવો તે થાય છે. વળી નબળામાં નબળું ભળે છે, ને સારામાં સારું ભળે છે. છાશ કે મૂળાની સાથે "મીઠું લેશો" એમ પૂછાય છે, ને દૂધ કે કેળાં પીરસાય તેમાં સાકર કે ખાંડ લેવાનું પૂછાય છે. આ પ્રમાણે ધર્મહીનતા હોય, ત્યાં જાતજાતનાં વ્યસનો, નાટક ને સીનેમા આદિ જોવાનો ને આરોગ્ય તથા દ્રવ્યાદિની ખુવારી કરનારો શોખ, અને અનેક દુર્ગુણો તથા એ સૌને પરિણામે અનેક દુઃખો આવી મળે છે, માટે મનુષ્યે ધર્મકર્મહીન નજ રહેવું જોઇએ. પરમાર્થ સાધવામાટેનાં કર્તવ્યસંબંધી આગળ વધીને કહીએ તો **નિત્યનૈમિત્તિક કર્મ એ તો ધર્મનું પહેલું પગથીઉં છે.** માત્ર નિત્યનૈમિત્તિક કર્મ કરીને બેસી રહેવાનું નથી. તેવડે ચિત્તશુદ્ધિ થતાં પરમાત્માની ઉપાસના અને પરમાત્માની ઉપાસનાપછી પરમાત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. મોક્ષપ્રાપ્તિ પરમાત્મસ્વરૂપના જ્ઞાનવડેજ થાય છે.

**માત્ર દ્રવ્યપ્રાપ્તિથી કૃતાર્થતા નથી, અવિવેકીને તો એ દ્રવ્ય હાનિકર થાય છે.** પૈસો પૈસો એવો પોકાર કરીને જે મનુષ્ય રાત્રિદિવસ તેનાજ વિચારમાં ને તેની પ્રાપ્તિમાટેની પ્રવૃત્તિમાં મંડયા રહે છે, અને સ્વધર્મપાલન કરતા નથી, તે અંતે શો લાભ

મેળવે છે ? કાંઇ પણ નહિ. ખાલી આવ્યા, ને ખાલી ગયા એટલુંજ. વળી પૈસો ન હોય ત્યારે મનુષ્ય ઘણી વાર નમ્રસ્વભાવનો રહે છે, પણ જ્યારે તેને પૈસો પ્રાપ્ત થાય છે ત્યારે તેનું અંતઃકરણ કોઇ બીજા પ્રકારનું સ્વરૂપ પકડે છે, અર્થાત્ તે બહુધા અહંકારી થઇ જાય છે. જેમ માદક ચીજોનો કેફ છે તેમ દ્રવ્યનો પણ કેફ છે એમ વિદ્વાનો કહે છે; વિચારવાનની કે સંતપુરુષની વાત જુદી છે. બાકી બીજાને તો દ્રવ્ય મદ ઉપજાવ્યા વિના રહેતું નથી. કોઇ કવિએ કહ્યું છે કેઃ—

" કનક કનકતેં સો ગુની, માદકતા અધિકાત;
યે ખાયે બૌરાત હે, યે પાયે બૌરાત. "

( કનક એટલે સોનામાં-પૈસામાં-કનક એટલે ધતુરાના બીજના કરતાં સોગણું વધારે માદકપણું છે. ધતુરાનાં બીજ ખાવાથી માણસ ગાંડો થાય છે, ને સોનું-પૈસો-માત્ર મળવાથીજ માણસ ગાંડો થાય છે ! ) જેને મદ એટલે અહંકાર ઉપજ્યો તેની અધોગતિમાટે પછી પૂછવુંજ શું ?

**તમોગુણી મનુષ્યની ખોટી શંકા.** કેટલાક અવિચારી મનુષ્યો કહે છે કેઃ-" જો પ્રભુ હોય તો તમે અમને બતાવો, એટલે અમે તેમને ભજીએ." પણ ભાઇ! તમે શાંતિથી વિચારી જુઓ કે મનુષ્યને વ્યાવહારિક રાજાની કે મહારાજાધિરાજની મુલાકાત પણ બહુ પ્રયત્ને થાય છે, ત્યારે પ્રભુ તો મહારાજાધિરાજના પણ મોટા મહારાજાધિરાજ છે, તો તેનું દર્શન સામાન્ય યોગ્યતાવાળા મનુષ્યને ઝટ દઇને શી રીતે થઈ જાય ? અલ્પમતિવાળો, મલિન શરીરવાળો અને મલિન તથા ફાટયાંતુટયાં વસ્ત્રોવાળો એક ભંગી કોઇને કહે કેઃ-" જો ભરતખંડના મહારાજાધિરાજ પંચમજ્યોર્જ હોય તો તમે તે મહારાજાધિરાજ પંચમજ્યોર્જની મુલાકાત મને અહીં બેઠાં કરાવો."

કહો આ શી રીતે બને ? જો તેને પંચમજ્યોર્જની મુલાકાત લેવી હોય તો તેણે પોતાની યોગ્યતા વધારવી જોઇએ. તેણે પોતાનું શરીર સ્વચ્છ રાખવું જોઇએ, સ્વચ્છ વસ્ત્રો પહેરવાં જોઇએ, ઇંગ્રેજીભાષાનું જ્ઞાન મેળવવું જોઇએ, તેણે ઇંગ્લાંડ જવામાટે દ્રવ્ય મેળવવું જોઇએ. અને ટાઢ સહન કરવાનું બલ પ્રાપ્ત કરવું જોઇએ. પછી ઇંગ્લાંડ જવાના ચાર રસ્તા છે તેમાંથી કયે રસ્તે તેને જવું છે તેનો તેણે નિશ્ચય કરવો જોઇએ. જો તેને ટુંકામાં ટુંકે રસ્તે જવું હોય તો બ્રિન્ડિસીને રસ્તે તેણે જવું જોઇએ, અને તે રસ્તાની ટિકિટ મુંબાઇમાંથી થોમસ કુક એન્ડ સનની કે પરદેશની ટિકિટ આપનારી બીજી કંપનીની પેઢીમાંથી મેળવવી જોઇએ. ટિકિટ મેળવીને પછી તેણે તે માર્ગે જનારી કોઇ પણ સ્ટીમરમાં બેસવું જોઇએ, ને પ્રવાસનો માર્ગ પસાર કરી પછી ઇંગ્લાંડના કિનારાપર ઊતરીને બકિંગહામપેલેસમાં કે વિન્ડસરકેસલમાં, અથવા જયાં શ્રીમાન્ પંચમજ્યોર્જની સ્થિતિ હોય ત્યાં તેણે જવું જોઇએ. પછી કોઇ યોગ્ય ગૃહસ્થાદિની ભલામણવિના જો તેમની સાક્ષાત્ મુલાકાત ન થાય તોપણ તેમના મહેલના દરવાજાપર કે તેમને નીકળવાના માર્ગપર ઊભા રહેવાથી સમ્રાટ્ પંચમજ્યોર્જનાં દર્શન તો તેને થશેજ. આ દૃષ્ટાંતમાં કહ્યા પ્રમાણે મનુષ્યે પ્રથમ નિત્યકર્મવડે પોતાના અંતઃકરણની જોઇતી શુદ્ધિ કરી, પછી પ્રભુને મળવાની સાચી ઇચ્છા ઉપજાવી, તેઓશ્રીને મળવાનો પોતાને માટેનો યોગ્ય માર્ગ નક્કી કરી, પછી તે માર્ગે પ્રયાણ કરવું જોઇએ. એવા શાસ્ત્રોક્ત પ્રયત્નવિના પ્રભુ સમીપમાં સમીપ-અંતરમાં વસેલા-છતાં નજર [illegible] કે એ ઉઘાડી વાત છે. આળસુ માણસ વ્યવહારમાં પણ [illegible] ન થાય, ત્યારે તેને પ્રભુનાં દર્શન તો શી રીતે થાય

**પ્રભુનાં દર્શનમાટે તો વિધિવત્ પ્રયત્નની જરૂર છે.** પ્રભુની પ્રાપ્તિમાટે પ્રયત્ન થાય, પણ તે પ્રયત્ન વિધિવત્ ન થાય તોપણ કાર્યસિદ્ધિ ન થાય, વા બહુ મોડી કાર્યસિદ્ધિ થાય. પોતાના સદ્ગુરુના ને સતશાસ્ત્રના ઉપદેશપ્રમાણે હેયોપાદેયનો વિચાર કરીને વર્તવું જોઇએ, તેમ કર્યા વિના ભવરોગ નિવૃત્ત ન થાય.

" ઔષધ ખાય ન પથી રહે, બિષમ વ્યાધિ કયું જાય ?
દાદુ રોગી બાવરા, દોષ બૈદકું લાય. "

( જો રોગી ઓસડ ખાય નહિ, ને પથ્ય (કરી) પાળે નહિ, તો તેનો ભયંકર રોગ કેવી રીતે મટે ? દાદુજી કહે છે કે પછી તે મૂર્ખ રોગી વૈદના ઉપર ખોટો દોષ મૂકે છે. )

જો મનુષ્યને ભવરોગ મટાડવો હોય તો તેણે સદ્ગુરુની આજ્ઞાનુસાર ધાર્મિક અભ્યાસ કરવારૂપ ઓસડ ખાવું જોઇએ, ને વિષયવૈરાગ્યરૂપ પથ્યપાલન પણ તેણે કરવું જોઇએ. એમ કરવાથીજ તેના જન્મમરણરૂપ સંસારની નિવૃત્તિ થાય, અન્યથા નજ થાય. આળસુથી આવું મહત્કાર્ય શી રીતે થાય ? પરમપુરુષાર્થી એટલે સદાગ્રહપૂર્વક સતત પ્રયત્ન કરનાર હોય તેજ આ કાર્ય કરી શકે. **પુરુષાર્થી મનુષ્યો કેટલું કરી શકે છે તે જુઓ.** વ્યવહારમાં કેટલાક આશ્ચર્ય ઉપજાવે તેવા પુરુષાર્થી મનુષ્યો જોવામાં આવે છે. સર વિલિયમ જોન્સ જેણે **શાકુંતલનાટકનું** પહેલું ઇંગ્રેજી ભાષાંતર કર્યું હતું તેઓ ૨૮ ભાષા જાણતા હતા ! તે આશ્ચર્ય ઉપજાવે તેવું છે કે નહિ ? કાળા માથાનો માનવી યોગ્ય પ્રયત્નવડે શું ન કરી શકે ?

**ત્રણ ગુણોના અતિક્રમણના મહાલાભ.** આળસવિષે ઘણું કહેવાનું છે, કેમકે એ શરીરમાં રહેલો મોટો શત્રુ છે. **" आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः "** ( આળસ એ નિશ્ચય

મનુષ્યશરીરમાં રહેલો મોટો શત્રુ છે.) એ કવિનું વચન યથાર્થ છે. બીજા શત્રુઓ બહારથી અડચણ કરે છે, એટલે તેમને નિવૃત્ત કરવામાં સરલતા રહે છે, પણ આ તો શરીરની અંદર રહીને અડચણ કરે છે, એટલે તેને નિવૃત્ત કરવામાં વિશેષ પ્રયત્નની આવશ્યકતા રહે છે. મનુષ્ય જ્યારે પોતાના કલ્યાણને માટે પૂરી જાગૃતિથી આળસ ને પ્રમાદ આદિ તમોગુણના, તથા કામ ને ક્રોધ આદિ રજોગુણના દોષો નિવૃત્ત કરીને પોતાના અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ કરે છે, અને આત્માભ્યાસ કરતાં કરતાં અંતે સત્ત્વગુણના અભિમાનને પણ મૂકીને શુદ્ધસત્ત્વગુણમાં સ્થિતિ કરે છે ત્યારે તે કૃતાર્થ થાય છે. એ શુદ્ધસત્ત્વગુણ પછી જેમાં બીજાં ઇંધણાં નાંખવામાં આવતાં નથી તેવા અગ્નિની પેઠે પોતાની મેળેજ પોતાના વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મમાં નિવૃત્ત થાય છે, એટલે તેને નિવૃત્ત કરવામાટે અન્ય પુરુષાર્થ કરવો પડતો નથી. પુરુષ જ્યારે શુદ્ધસત્ત્વગુણમાં સ્થિત થઇને જીવબ્રહ્મની એકતાના દૃઢ જ્ઞાનવાળો થાય છે ત્યારે તેના જન્મમરણરૂપ ભયની નિવૃત્તિ થાય છે. તે જીવતા છતાંજ મુક્ત થાય છે.

## જ્ઞાની પુરુષનો અનુભવ.

" ભલી ભઇ ભે ભોં પડયા, ગઇ દશા સબ ભૂલી;
પાલા ગગી પાણી ભયા, ઢળમળીઆ ઉસ કુલી. "

(બહુ સારું થયું કે મારા અંતઃકરણરૂપ ભૂમિઉપર પરમાત્માનો ભય આવી પડયો, તેથી મારી જીવભાવની સર્વ સ્થિતિઓ ભૂલી જવાઇ. જેમ બરફ ગળી જઇને તેનું પાણી થઇ જાય છે, ને તે પાણી ઢળી જઇને એટલે વહી નીકળીને પોતાના કુલની સાથે-પાણીના મોટા સમૂહસાથે-ભળી જાય છે તેમ મારો-બ્રહ્મજ્ઞાનીનો-જીવાત્મા પરમાત્માની સાથે ભળી ગયો છે.)

બ્રહ્મજ્ઞાનીઓ પ્રયત્નવડે પરમાત્માની સાથે પોતાની એકતાને અનુભવે છે. ઉદ્યોગવિના અનાદિ કાલનો જીવભાવ શમી ભૂલાઇ જવાયેલો બ્રહ્મભાવ કેવી રીતે અનુભવી શકાય ?

**ભવસાગરનો પાર કોણ પામે ?** જે શાસ્ત્રના ને મહાપુરુષના વચનમાં વિશ્વાસ રાખીને ઉદ્યોગાદિવડે આળસ આદિ દુશ્મનોને હઠાવી પરમાર્થનાં સાધનોનો અભ્યાસ કરે છે તે આગળ કહી તેવી ઉત્તમ સ્થિતિ અનુભવે છે. બાકી બીજાને તો આ ભવસાગરના સામા કાંઠારૂપ બ્રહ્મનું લેશ પણ દર્શન થતું નથી, તો તે ભવસાગરના પારને તો શી રીતે પામી શકે ? માટેજ કોઇ કવિએ કહ્યું છે કેઃ—

" જળ ઉંડું બેડી જાજરી, કાંઠો ક્યાંઇ ન કળાય;
જેના ખૂટ્યા ખારવા, તેને વા પણ કવા વાય. "

(ભવસાગરરૂપ જલ બહુ ઉંડું છે, જીવાત્મારૂપ પ્રવાસીની શરીરરૂપ હોડી જાજરી–નબળી–છે, અને જેમ સાગરનો સામો કિનારો ન જણાય તેમ ભવસાગરના સામા કાંઠારૂપ બ્રહ્મ ક્યાંઇ જણાતું નથી. વળી ઓછામાં પૂરું ઇંદ્રિયોરૂપી ખારવા ખૂટેલા છે, એટલે જોસથી પરમાત્મારૂપ સામા કાંઠાભણી વહાણ હંકારતા નથી, પણ પોતાની ઇચ્છાપ્રમાણે અવળે માર્ગે વહાણ ચલાવે છે, અને દુર્દૈવથી અવળા નિશ્ચયો થવારૂપ કવા વાય છે.)

ભવસાગરમાં પ્રવાસ કરતો આવો જીવરૂપ પ્રવાસી મોટા દુઃખમાં સીદાય તેમાં આશ્ચર્ય શું ? જો તેણે **સંસારના મહાદુઃખથી છૂટવું હોય તો ત્રણ ગુણોથી ઉપજતા દોષોરૂપ શત્રુઓની સાથે યુદ્ધ કરવું જોઇએ, અને દોષોરૂપ શત્રુઓ મરે ત્યાંસુધી એ યુદ્ધ સર્વદા ચાલુ રહેવું જોઇએ.** સ્મરણ આવે ત્યારે વિકારોની સામે થવાય, ને પાછું કાંઇ નહિ, એમ રગડદગડ ચલાવનારથી આ કામ થાય તેમ નથી. **શ્રીભગવાન્** પણ

અર્જુનને કહે છે કેઃ-“ **तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च** ”॥ ( હે અર્જુન ! તેટલામાટે સર્વ કાલમાં તું મારું પુનઃ પુનઃ સ્મરણ કર, અને આંતરશત્રુઓસાથે યુદ્ધ કર. ) અર્જુનને કહ્યું છે, એટલે સર્વ જિજ્ઞાસુઓને કહ્યું છે એમ જાણવું. આવા આધ્યાત્મિક યુદ્ધસંબંધે તો કોઇને શંકા ઉપજવાનું કારણ નથી, પણ ગીતાજીમાં પાંડવકૌરવના સ્થૂલ યુદ્ધનો જે પ્રસંગ છે, તેમાં કેટલાક શંકા કરે છે કેઃ-“**ભગવાને અર્જુનને વારંવાર ઉપદેશ આપીને ગોત્રગર્દન કરાવનારું તથા અનેક ક્ષત્રિયોનો નાશ કરાવનારું યુદ્ધ શામાટે કરાવ્યું ?** ” આ શંકાનું પણ યુદ્ધનો પ્રસંગ નીકળતાં નિરાકરણ થવું જોઇએ. એ નિરાકરણ એવું છે કે અર્જુન ક્ષત્રિય હતા, ને ક્ષત્રિયને ધર્મયુદ્ધ કર્તવ્ય છે. વળી એ યુદ્ધ જાણી જોઇને શત્રુઓને પીડવામાટે ઊભું કરેલું નહોતું, યુદ્ધ ન થાય તેમાટે વિષ્ટિ કરાવી હતી,-શ્રીકૃષ્ણપ્રભુદ્વારા વારણાવત આદિ પાંચ ગામ આપવામાટે વિષ્ટિ કરાવી હતી, પરંતુ દુર્યોધને તેના પ્રત્યુત્તરમાં જણાવ્યું હતું કેઃ-“ એક સોયની અણીપર રહે તેટલી ભૂમિ પણ હું પાંડવોને નહિ આપું, પાંડવોમાં જો બલ હોય તો તે અમારી સાથે લડીને લે. ” આવી રીતે પરાણે પ્રાપ્ત થયેલું આ ધર્મયુદ્ધ હતું. વળી તેને માટે સઘળી તૈયારીઓ થઇ ચૂકી હતી, બંને પક્ષે પોતપોતાને સાહાય્ય કરનારાઓને બોલાવી એકઠા કર્યા હતા, સેનાઓ રણભૂમિમાં ગોઠવાઇ ગઇ હતી, યોદ્ધાઓ લડવાને તૈયાર થયા હતા, અર્જુન પણ રથમાં બેસી લડવા નીકળ્યા હતા, અને પ્રભુને વિનતિ કરવાથી તેમણે તેનો રથ બે સેનાની વચ્ચે આણ્યો હતો. આવે સમયે યુદ્ધનો વિચાર છોડી દઇ અર્જુને પાછું ફરવું એ કોઇ પણ રીતે યોગ્ય નહોતું, અને તેથી પ્રભુએ તેને કહ્યું

કે:—"તું યુદ્ધમાંથી પાછો ફરીશ તો તારા દયા અને વૈરાગ્યના વિચારને કોઇ જાણશે નહિ, ને દુર્યોધન તથા કર્ણ આદિ તને નિર્બલ ને ભીરુ કહી તારી અપકીર્તિ કરવા લાગશે. એ અપકીર્તિથી તને મરણજેવું દુઃખ થશે, અને એ દુઃખને લીધે તારો ક્ષત્રિયસ્વભાવ પાછો ઊછળી આવશે, ને તું અત્યારે જે યુદ્ધ કરવાની ના પાડે છે તેજ પાછો યુદ્ધ કરવાને તૈયાર થશે; પણ આ બધી તૈયારી ઠેકાણે પડી ગયા પછી કવખતનું તે યુદ્ધ કરવાથી તને શું ફલ મળવાનું હતું? માટે ન્યાયથી પ્રાપ્ત થયેલું આ ધર્મયુદ્ધ તું નિઃશંકપણે કર, અને તે પણ કર્તાપણાનું અભિમાન તથા ફલની આશાને છોડી માત્ર કર્તવ્યરૂપે કર. એથી તને બંને પક્ષે લાભ છે. યુદ્ધમાં હણાઇશ તો સ્વર્ગને પામીશ, ને શત્રુઓને જીતીશ તો પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય (તારા મોટા ભાઇ યુધિષ્ઠિરદ્વારા) ભોગવીશ. વળી કર્તાપણાના અભિમાનનો તથા ફલની ઇચ્છાનો ત્યાગ કરવાથી તારું અંતઃકરણ જય વા પરાજયમાં સમ રહેશે, તેથી તેવડે પ્રાપ્ત થતી અંતઃકરણની શુદ્ધિદ્વારા તું મને પામીશ."

**માત્ર ઇચ્છા કરવાથીજ કાર્ય થઇ જતું નથી.** કાર્યસિદ્ધિમાટે તો ઉદ્યોગ જોઇએ. કેટલાક મનુષ્યો મોટા મોટા વિચારો કરે છે, ને મોટી મોટી ઇચ્છાઓ કરે છે, પણ કાર્યપરાયણ થતા નથી, તેઓ ફલલાભને શી રીતે પ્રાપ્ત થાય? જેને ફલ મેળવવું હોય તેણે તો આળસ છોડી કેડ બાંધીને સતત ઉદ્યોગ કરવો જોઇએ.

" કાર્ય સરે ઉદ્યોગથી, નરી ઇચ્છાથી ન થાય;
સૂતેલા સિંહમુખમાં, મૃગ નવ પેસી જાય."

" યત્ન કર્યામાં બીકણ, તેને ફલ શું જ્ઞાનવિધિ કરશે?
અંધ હાથ દીવો પણ, પ્રકાશથી શો અર્થ ખરો સરશે?"

"**समानशीलव्यसनेषु मैत्री**"–સરખા સ્વભાવવાળાને અને વિદ્યાદિના સરખા વ્યસનવાળાને મૈત્રી બંધાય છે. એ ન્યાયે આળસું આળસુઓ મળી આવે છે, અને પછી તેઓ વ્યસનોમાં, રખડવામાં અને નાટક સીનેમા જોવાં આદિ અવળા ધંધાઓમાં પ્રવર્તે છે.

" સારે સારું નરસે નરસું, નજરે નજર દીઠું;
દૂધમાં સાકર પડે ને, પડે છાશમાં મીઠું."

એમ નઠારામાં નઠારું ભળતું જાય છે, ને તેને પરિણામે આળસુ પોતાનું જીવન બરબાદ કરે છે. **સત્સંગ અત્તરીઆની દુકાનજેવો છે, ને કુસંગ લુહારની** કોડજેવો છે. મનુષ્ય અત્તરીઆની દુકાને બેસે તો તેની ઇચ્છા હોય કે ન હોય છતાં અત્તરીઓ પોતાનું કામ કરતો હોય,–મોટા સીસાઓમાંથી નાની સીસીઓ ભરતો હોય, અત્તરનાં પુમડાં તૈયાર કરતો હોય, અથવા અત્તર વેચતો હોય–તો તે ક્રિયાથી ફેલાતી અત્તરની સુગંધવડે ત્યાં બેસનારનું નાક અને મગજ તર થઇ જાય છે, તેમ મનુષ્ય જો સત્સંગમાં જાય તો ત્યાં બીજાને ઉદ્દેશીને જે સારી વાતો થતી હોય તેમાંથી પોતાને માટે ઘણું શીખવાનું મળી આવે છે, અને કોઇ મનુષ્ય જો લુહારની કોડમાં જઇને બેસે તો ત્યાં લુહાર તપાવેલું લોઢું ટીપતો હોય તેમાંથી ઊડતા તણખાવડે તેનું શરીર ને કપડાં દાઝે છે, એજ પ્રમાણે મનુષ્ય કુસંગમાં જાય તો તેની ઇચ્છા ન છતાં પણ તેને અણધાર્યાં દુઃખો આવી મળે છે.

**ઘણા અજ્ઞમનુષ્યો સમયનું મૂલ્ય સમજતા નથી, ને તે આળસમાં સમય નકામો ગુમાવે** છે. તેઓ જાણતા નથી કે,

" સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વા'ણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ."

માટે સમયનો લાભ લ્યો, ને કરવાયોગ્ય કામ કરો. જો વ્યવહારપરમાર્થમાં કાંઇ પણ લાભ મેળવાની ઇચ્છા હોય તો પ્રયત્નપરાયણ થાઓ. **ખાસ શુભ કામ તો માણસ જુવાનીમાંજ કરી શકે છે.** વૃદ્ધાવસ્થામાં શરીર અને મનની શિથિલતા થતાં મનુષ્યથી ધાર્યું કામ થઇ શકતું નથી, માટે હે મનુષ્યો ! તમે આળસને ફેંકી દઇ જાગો, ઊઠો, ચાલવા માંડો, અને શુભ કામમાં વળગી જાઓ. જેમ વ્યવહારમાં તેમ પરમાર્થમાં પણ જાગ્રત્ થાઓ, કર્તવ્ય વિચારો, સત્પુરુષોપાસેથી જાણવાનું જાણો, નિશ્ચય કરો, ને નિત્ય આળસ-રહિત રહી નિયમિતપણે તમારા સદ્દગુરુએ ઉપદેશ કરેલું સાધન કરો.

જુવાની પાછી મળવાની નથી, કોઇએ કહ્યું છે કેઃ—

" ઊજડ ખેડાં* ફરી વસે, નિર્ધનિયાં ધની હોય;
ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય."

માટે કર્તવ્યનો નિશ્ચય કરી ઝટ તેમાં વળગી જાઓ. પંથે પડેલો માણસ જેમ માર્ગના પારને પામે છે, તેમ કર્તવ્ય કરવામાં લાગેલો માણસ કર્તવ્યના પારને પામે છે. **પ્રભુ ઉદ્યોગીને સાહાય્ય કરે છે, પણ આળસુને સાહાય્ય કરતા નથી. મનુષ્યપ્રયત્ન ને ઈશ્વરકૃપા.**

પ્રભુ પરમ કૃપાલુ છે, પણ મનુષ્યે યોગ્ય પ્રયત્ન કરવો જોઇએઃ—

" સાહેબકે દરબારમેં, કમી કછુકી નાંહી;
બંદા મોજ ન પાવહીં, ચુક ચાકરીમાંહી. "

પ્રભુના દરબારમાં કોઇ વાતની કાંઇ પણ ખોટ નથી, પણ દાસ કે ભક્ત ચાકરીમાં ( ભક્તિમાં ) ભૂલ કરે છે,—તે ઉદ્યોગી રહી

* ખેડાં એટલે ગામડાં.

કરવી જોઇએ તેવી તેમની ભક્તિ કરતો નથી તેથી તે પ્રભુપાસેથી મોજ-પારિતોષિક-ઇનામ-પ્રભુની કૃપાવડે પ્રાપ્ત થનારું ફલ-મેળવી શકતો નથી. કોઇ ખેડુત ગાડું હાંકીને પોતાને ખેતરથી પોતાને ઘેર આવતો હતો, રસ્તામાં તેના ગાડાનું પૈડું કાદવમાં ખુંચી ગયું, તે કેમે કર્યું નીકળે નહિ. તેણે મદદમાટે ઘણીવાર અન્ય મનુષ્યની રાહ જોઇ, પણ ત્યાં થઇને કોઇ માણસ નીકળ્યું નહિ. આથી તે મુંઝાઇ ગયો, ને કપાળે હાથ દઇને શોક કરતો બેઠો, તથા સાહાય્યમાટે મનમાં પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. "હે પ્રભુ આપ દીનદયાળ છો, આપ ગરીબના બેલી છો, આપ કૃપા કરીને કાદવમાં ખુંચી ગયેલું મારા ગાડાનું પૈડું બહાર કાઢો." આકાશવાણીદ્વારા પ્રભુએ કહ્યું કે:-"હું આળસુને સાહાય્ય કરતો નથી, ઉદ્યોગીનેજ હું સાહાય્ય કરું છું. ભલા માણસ! બેઠો છે શું? ઊઠ, ઊભો થા, એક હાથે પૈડાને ઉંચું કર, ને બીજે હાથે બળદને જોરથી હાંક; એટલે તારા ગાડાનું પૈડું કાદવમાંથી બહાર નીકળશે." તે ખેડુતે તે પ્રમાણે કર્યું, એટલે તેના ગાડાનું પૈડું કીચડમાંથી નીકળ્યું, ને તે ગાડું ચલાવી પોતાના ઘર-ભણી ચાલતો થયો. **જો તમે પ્રભુભણી તમારા અંત:કરણને શુભ ભાવથી વાળશો તો પ્રભુ તમારા ઉપર અવશ્ય કૃપા કરશે.**

"રામરામ રટતે રહો, જબલગ ઘટમેં પ્રાન;
કબહુક દીનદયાલકું, ભનક પરેગી કાન."

( જ્યાંસુધી તમારા શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી તમે રામરામ એવું રટણ સતત કરતા રહો,-પ્રેમપૂર્વક પ્રભુનું સ્મરણ સતત કરતા રહો. દીનદયાળ પ્રભુના કાનમાં એ તમારા રટણનો અવાજ અવશ્ય ક્યારેક પણ પહોંચશેજ. )

**પ્રભુને ભજવામાં અમુક ભાષાનીજ જરૂર છે એમ નથી.** તમે ગમે તે ભાષામાં પ્રભુને ભજો. સર્વ ભાષાઓ તેમનીજ છે. પ્રભુભજનમાં માત્ર ભાષાનું કામ નથી, ભાવનાનું મુખ્ય કામ છે. વળી તેમાં ભાષાનું અભિમાન કરવાજેવું પણ નથી:–

" ભાષાને વળગે શું ભૂર ? જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલ્યાથી શું થયું ? શું પ્રાકૃતથી નાસી ગયું ?
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર. "

સ્વર અને વ્યંજન મળીને બાવન અક્ષર. ત્રેપનમો અક્ષર એટલે પ્રણવ–ૐકાર–પ્રણવના વાચ્યાર્થરૂપ ઈશ્વર ને પ્રણવના લક્ષ્યાર્થરૂપ બ્રહ્મ. તે ઈશ્વરને વા બ્રહ્મને જાણવાથી સંસારનો પાર પમાય છે.

આળસથી થતી હાનિઓ ને ઉદ્યોગથી થતા લાભોવિષે હજી પણ કેટલુંક કહેવાનું છે. તમે જો તમારું ભલું ચાહતા હો તો આળસને દૂર કરવા થઈ શકે તેટલો વધારેમાં વધારે પ્રયત્ન કરો. તમારો પ્રાપ્ત વ્યવહાર તમે જાગૃતિથી કરો, અને તે સાથે તમારા જીવાત્માના કલ્યાણમાટે સંધ્યાવંદન, જપ, દેવપૂજન ને સ્વાધ્યાય ઇત્યાદિમાં; તથા આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ને ધ્યાન ઇત્યાદિમાં; તેમજ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનમાં પણ તમારા અધિકારપ્રમાણે પ્રીતિપૂર્વક મંડયા રહો.

**ઉદ્યોગથીજ શુભ ફલની પ્રાપ્તિ થાય છે.** આળસથી મનુષ્ય ચાર પુરુષાર્થમાંનો કોઈ પણ પુરુષાર્થ પ્રાપ્ત કરી શકતો નથી, ને ઉદ્યોગવડે તે ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરી શકે છે. આ સંસારમાં ઉદ્યોગી મનુષ્યજ વિજય પ્રાપ્ત કરી શકે છે. પ્રારબ્ધને માનનારા પણ શક્તિપ્રમાણે પુરુષાર્થ તો કરે છેજ. મનુષ્ય જ્યારે કોઈ

કાર્યમાં નીષ્ફલ નીવડે ત્યારે કહે છે કે મારા પ્રારબ્ધમાં હતું તેમ થયું, પણ જો ઝીણી દૃષ્ટિએ જોઇએ તો તેણે પોતાનાથી બનતો ઉદ્યોગ ઇચ્છિત ફલ મેળવવામાટે કરેલો હોય છેજ. વસ્તુતાએ કોઇ પણ મનુષ્ય પોતાના પ્રારબ્ધકર્મઉપર વિશ્વાસ રાખી બેસી રહેતું નથી, માટે ઇચ્છિત ફલના લાભમાં ઉદ્યોગજ મુખ્ય છે. વ્યવહારમાં તેમ પરમાર્થમાં ઉદ્યોગથીજ મનુષ્ય આગળ વધી શકે છે.

**કોઇ વાર આળસુ મનુષ્ય પણ સુખી હોય છે તેનું કેમ ?** તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે આ જન્મમાં કદાચ તેણે પ્રયત્ન નહિ કર્યો હોય તો પાછલ્યા જન્મના પ્રયત્નનું તે ફલ તેને મળ્યું છે એમ જાણવું. યોગ્ય પ્રયત્ન કર્યા વિના કાંઇ પણ મળતું નથી એ નિશ્ચિત વાત છે.

**ધર્મ અને મોક્ષમાં તો પુરુષપ્રયત્નજ મુખ્ય ગણાય છે.** કોઇ એમ કહે કે અર્થ અને કામમાં તો જીવના પ્રારબ્ધકર્મનેજ મુખ્ય માન્યું છે; ઠીક, ભલે એ બેમાં પૂર્વજન્મના પ્રયત્નરૂપ પ્રારબ્ધ-કર્મ મુખ્યહેતુરૂપ હોય. અત્યારે તે વિષે વિશેષ ચર્ચા ન કરતાં આપણે જે વિષય બહુ અગત્યનો છે તેનીજ વાત કરીએ, તે એ કે ધર્મ અને મોક્ષમાં તો પુરુષપ્રયત્ન( ઉદ્યોગ )જ મુખ્ય છે. વિધિ-વત્ ઉદ્યોગ કર્યા વિના મનુષ્યને ધર્મની પ્રાપ્તિ થતી નથી, તેમ મોક્ષમાટે પણ શાસ્ત્રીય પ્રયત્ન કર્યા વિના તે પ્રાપ્ત થઇ શકે એમ નથી; માટે મનુષ્યે ધર્મમાટે અને મોક્ષમાટે પુરુષપ્રયત્નપરાયણ રહેવું જોઇએ.

આળસના દોષોવિષે અને ઉદ્યોગના લાભોવિષે હજી પણ ઘણું કહી શકાય, પણ હવે આટલેથી તેની સમાપ્તિ કરી પ્રમાદ-વિષે કહેવાય છે.

## ૨ प्रमाद

**પ્રમાદથી થતાં દુઃખો. પ્રમાદ મૃત્યુરૂપ છે.** પ્રમાદ એ તમોગુણનો ધર્મ છે. પોતાના સ્વરૂપનું વા પોતાના કર્તવ્યનું વિસ્મરણ એ પ્રમાદનું સ્વરૂપ છે. પ્રમાદથી અવશ્ય કરવાનું ભૂલી જવાય છે, ને ન કરવાનું કરી દેવાય છે, અને તેને પરિણામે મનુષ્ય દુઃખી થાય છે. મહાભારતમાં સનત્સુજાતનામના પ્રકરણમાં બ્રહ્માના માનસપુત્ર ભગવાન્ સનત્સુજાતે ધૃતરાષ્ટ્રરાજાને કહ્યું છે કેઃ–"**प्रमादो मृत्युरहं ब्रवीमि**" (પ્રમાદ મૃત્યુ છે એમ હું કહું છું.) એ વાતનું સ્મરણ કરીને કોઇ કવિ પણ એમજ કહે છેઃ—

**" प्रमादो मृत्युरेवाह भगवान् बादरायणः ।**
**तस्मात् तद्ध्वंसने दक्षो यः स मृत्युंजयो भवेत् ॥ "**

( ભગવાન્ બાદરાયણ (શ્રીવ્યાસજી) મહાભારતના સનત્સુજાત પ્રકરણમાં પ્રમાદને મૃત્યુ કહેતા હવા, તેટલામાટે તે પ્રમાદનો નાશ કરવામાં જે ચતુર છે તે મૃત્યુને જીતનાર અથવા શંકરરૂપ થાય છે. )

**" दुःखार्णवसहस्राणि प्रमादेन पदे पदे ।**
**प्रत्यक्षमुपलभ्यंते स कार्योऽतो न कुत्रचित् ॥ "**

( પ્રમાદવડે દુઃખના હજારો દરિયા ડગલે ડગલે પ્રત્યક્ષ પ્રાપ્ત થાય છે, માટે તે પ્રમાદ કોઇ પણ સ્થલે કરવાયોગ્ય નથી. )

અહીં વ્યાવહારિક પ્રમાદનાં કેટલાંક ઉદાહરણો અપાય છે. કેટલાક શિરનામું કર્યા વિના કે અધુરૂં અથવા ભૂલવાળું શિરનામું કરીને કાગળ આદિ ટપાલમાં નાંખી દે છે. સરકારને આટલામાટે

ભરતખંડમાં ડેડલેટર ઑફિસો રાખવી પડી છે. ત્યાં આવા કાગળો આદિ માલિક ન મળવાથી ફોડીને જોવાય છે, ને તેની યથાયોગ્ય વ્યવસ્થા કરાય છે. તમે જો મુંબઈ આદિની ડેડલેટર ઑફિસમાં જઇને જુઓ તો ત્યાં આ સંબંધી મોટું કામ ચાલી રહેલું તમને જણાશે. પ્રમાદનો આ પ્રત્યક્ષ પુરાવો છે. રેલ્વેગાડીમાંથી ઉતરતાં કોઇ મનુષ્ય છત્રી, કોઇ મનુષ્ય લાકડી, કોઇ મનુષ્ય લોટો, કોઇ મનુષ્ય ટ્રંક ને કોઇ મનુષ્ય પોતાની બીજી વસ્તુઓ ભૂલી જાય છે. ઉતરતી વેલા સાવધાનતા નથી રખાતી તેનું આ પરિણામ છે. અરે ! બીજી વસ્તુઓ તો ઠીક, પણ કોઇ મનુષ્ય પોતાના ઠાકોરજી સુદ્ધાંત પણ ભૂલી જાય છે એવા દાખલા બનેલા સાંભળ્યા છે. પ્રત્યેક વિભાગના મોટા સ્ટેશનપર અનકલેઇમ્ડ પ્રોપર્ટી—માલીકવગરની મિલ્કત—છ છ માસે લીલામ થાય છે. તેમાં અનેક પ્રકારની ચીજો હોય છે. રાજાઓના તંબુઓસુદ્ધાં પણ તેમાં કોઇ કોઇ વાર આવે છે ! પ્રમાદનું બલ કાંઇ ઓછું છે ?

**પ્રમાદથી કોઇ વાર મનુષ્ય સર્વાંગનું અવળું કરી બેસે છે.** કાઠિયાવાડના એક સંસ્થાનમાં એવો એક દાખલો બન્યો હતો. ત્યાંના એક માજી કારભારીને ત્યાં લગ્નનો પ્રસંગ હતો, ને બીજા એક માજી કારભારીને ત્યાં તેમનાં માતુશ્રી ગુજરી ગયાં હતાં તેના શોકનો પ્રસંગ હતો. પહેલા કારભારીને હર્ષસૂચક પત્ર લખાયો, ને તેમાં ચાંદલાની રકમ મોકલ્યાનું જણાવ્યું, અને બીજા કારભારીને ખરખરાનો કાગળ લખાયો. એ કામ કરનાર કારકુનની ભૂલથી એ કાગળો અવળાસવળા બીડાયા. જેને ત્યાં લગ્નનો પ્રસંગ હતો તેને ત્યાં ખરખરાનો કાગળ ગયો, ને જેને ત્યાં શોકનો પ્રસંગ હતો તેને ત્યાં

લગ્નસંબંધી હર્ષસૂચક કાગળ ને ચાંદલાની રકમ ગયાં ! કેટલું ખોટું ? બંને કાગળો તે કારભારીઓતરફથી દરબારપાસે પાછા આવ્યા, ને તેને પરિણામે કાગળો બીડનાર કારકુનને બરતરફ થવું પડ્યું.

**મનુષ્યે ખાવાપીવામાં, ઊઠવાબેસવામાં, હાલવાચાલવામાં, લખવાવાંચવામાં ને બીજી સર્વ ક્રિયામાં સાવધાનતા રાખવી જોઇએ.** દાખલાતરીકે જમતાં જો જમવાના પદાર્થો જુએ નહિ તો કવચિત્ દાળમાં માખી કે કીડી આવી જાય. એથી હિંસા, અપવિત્રતા ને ઊલટી કે ઊનવા થાય. જેમ પુરુષોએ તેમ બૈરાંએ પણ પોતાનું કામ સાવધાનતા રાખી કરવું જોઇએ. જો તે સાવધાનતા ન રાખે તો શાકદાળમાં મીઠું નાંખવું ભૂલી જાય, અથવા શંકા પડતાં બમણું નાંખી બેસે. સાવધાનતા ન રાખવાથીજ કેટલાંક બૈરાં પોતાના વાળ ખાવાની ચીજોમાં નાંખી બેસે છે. પ્રત્યેક મનુષ્યે સર્વ કામ સાવધાનતાથી કરવું જોઇએ. કહ્યું છે કે:—

" दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ।
सत्यपूतं वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ "

(મનુષ્ય ભૂમિને નેત્રથી પવિત્ર કરીને ( બરાબર જોઇને ) પગ મૂકે, ને વસ્ત્રથી પવિત્ર કરીને ( બરાબર ગાળીને ) જલ પીએ, અને સત્યથી પવિત્ર કરીને ( હું જે બોલું છું તે સત્ય છે એમ નક્કી કરીને ) વચન બોલે, તથા મનથી પવિત્ર કરીને ( આ કામ કરવાયોગ્ય છે એમ મનવડે નિશ્ચય કરીને ) કામ કરે. )

જો મનુષ્યે ઉન્નતિ મેળવવી હોય તો તેણે પલેપલે પ્રત્યેક કામમાં જાગૃતિ રાખવી જોઇએ. જાગૃતિ ન રાખવાથી એક સહેજ વાતમાં પણ અણધાર્યું કેટલું દુઃખ આવી પડે છે તેનું એક દૃષ્ટાંત કહેવાય છે:—

એક ધનાઢ્ય શેઠનો વ.ણોતર પોતાના શેઠની આજ્ઞાનુસાર તે શેઠના આડતીઆને કાગળ લખતો હતો. તે વેલા દીવામાં દીવેલ ખૂટી જતાં કોઇ બોલ્યું કે:–"દીવામાં દીવેલ ખૂટી ગયું છે." એટલે કાગળ લખનાર વાણોતરે તે પણ કાગળમાં લખી નાંખ્યું, ને તે કાગળ વાંચ્યા વિના આડતીઆપર મોકલી દીધો. આડતીઆને તે કાગળ મળતાં તેણે જાણ્યું કે આ આશામી કાચી પડી જાય તેમ છે. કાગળ લખનાર વાણોતર આપણો ઓળખીતો છે માટે તેણે યુક્તિથી મને ચેતાવ્યો છે. તેણે બીજા લેણદારોને ચેતાવ્યા. સૌએ એકદમ આવી પોતાના લેણામાટે તગાદો કર્યો, ને તેનું જોઇ જેમણે તે શેઠને ત્યાં વ્યાજે નાણાં મૂક્યાં હતાં એવા લેણદારોએ પણ શેઠ- ઉપર તગાદો કર્યો. બધાને આપવાજેટલાં રોકડનાણાં વેપારીપાસે તૈયાર ક્યાંથી હોય ? પરિણામે બીચારા શેઠને દેવાળું કાઢવું પડ્યું. પ્રમાદી વાણોતરની એક નાની ભુલનું પરિણામ કેટલું ભયંકર આવ્યું ? **ખરેખર ! પ્રમાદ એ મૃત્યુ છે. જેમ વ્યવહારમાં પ્રમાદ દુઃખો ઉપજાવે છે તેમ પરમાર્થમાં પણ પ્રમાદ ભારે હાનિ** કરે છે. ભગવાન્ શંકરાચાર્યે કહ્યું છે કે:—

**" न प्रमादादनर्थोऽन्यो ज्ञानिनः स्वस्वरूपतः ।**
**ततो मोहस्ततोऽहंधी ततो बंधस्ततो व्यथा ॥ "**

( અદૃઢ જ્ઞાનીઓને સ્વરૂપવિસ્મરણરૂપ પ્રમાદના કરતાં બીજું કોઇ વધારે અનર્થ કરનાર નથી. તે સ્વરૂપવિસ્મરણરૂપ પ્રમાદથી અવિવેક ઉપજે છે, અવિવેકથી દેહાદિમાં હુંપણાની બુદ્ધિ ઉપજે છે, દેહાદિમાં હુંપણાની બુદ્ધિથી જન્મમરણરૂપ સંસાર ઉપજે છે, ને તે સંસારથી નાનાપ્રકારનાં દુઃખ થાય છે. )

આ વાતને વધારે વિસ્તારથી કહીએ તો સ્વસ્વરૂપના અજ્ઞાનથી ભેદજ્ઞાન ઉપજે છે, ભેદજ્ઞાનથી અનુકૂલજ્ઞાન ને પ્રતિકૂલજ્ઞાન ઉપજે છે, અનુકૂલજ્ઞાન ને પ્રતિકૂલજ્ઞાનથી રાગદ્વેષ ઉપજે છે, રાગદ્વેષથી અભિમાનપૂર્વક પુણ્યપાપજનક પ્રવૃત્તિ થાય છે, અને તે પુણ્યપાપજનક પ્રવૃત્તિથી કર્તાના અંતઃકરણમાં તેના સંસ્કારો પડે છે, તે સંસ્કારોવડે પુનઃ આ દુઃખમય સંસારમાં જીવને શરીરની પ્રાપ્તિ થાય છે. જો પુણ્યપાપના સંસ્કારો રાગદ્વેષયુક્ત પ્રવૃત્તિથી પ્રાપ્ત કર્યા, તો પછી સંસાર અનિવાર્ય છે, માટે જો સંસારથી છૂટવું હોય તો સાવધાનતા રાખી આત્મસ્વરૂપનું દૃઢ જ્ઞાન મેળવવું જોઇએ.

મુમુક્ષુઓએ વેદાંતના શ્રવણ, મનન અને નિદિધ્યાસનવડે સ્વસ્વરૂપનું જ્ઞાન દૃઢ કરતા રહેવું જોઈએ, અને સર્વ દુઃખનું મૂલ જે સ્વસ્વરૂપના વિસ્મરણરૂપ પ્રમાદ છે તેને ભૂલથી પણ ન સેવવો જોઇએ.

દ્વેષ તો પ્રત્યક્ષ રીતે તપાવનારો છે, પણ રાગ પણ અંદરથી તપાવનારો છે. જેમ અગ્નિ બાળે છે તેમ હિમ પડે છે ત્યારે તે પણ રીંગણી વગેરેનાં પાંદડાંને બાળી મૂકે છે. એ હિમનો અગ્નિ ટાઢો અગ્નિ છે, તેમ રાગજનિત અગ્નિનું પણ જાણવું.

**સ્વરૂપવિસ્મરણરૂપ પ્રમાદનું કેટલું બલ છે?** પોતાના દેહની ફોઇએ પાડેલું સ્થૂલદેહનું નામ ઇંદ્રિયો, મન અને બુદ્ધિને વટાવીને—જાગ્રદવસ્થાને તથા સ્વપ્નાવસ્થાને મૂકીને—ઠેઠ સુષુપ્તિઅવસ્થાસુધી પહોંચી ગયું છે. પાંચ દશ જણ સૂતા હોય તેમાંથી જેનું નામ દઇને સાદ કરવામાં આવે તે માણસજ “હૈં” કહીને જાગી ઊઠે છે. આમ ફોઇએ પાડેલા પોતાના નામમાં મનુષ્યને ગાઢ અહંબુદ્ધિ

થઇ ગઇ છે, ને " **तत्त्वमसि** " ઇત્યાદિ વેદવચનો અને મહાપુરુષો તમારું સ્વરૂપ આત્માથી અભિન્ન બ્રહ્મ છે એમ પોકારી પોકારીને કહે છે, છતાં તે માનવામાં આવતું નથી. આ પ્રમાણે અજ્ઞાનવડે જીવ સ્વસ્વરૂપથી ભ્રષ્ટ થયો છે, અને " **भ्रष्टस्य नान्या गतिः ।** " (ભ્રષ્ટ થયેલાની પતનવિના બીજી ગતિ નથી, ) ને " **विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः** " ( જેમ વિષ્ણુના ચરણારવિંદમાંથી ચ્યુત થયેલાં ગંગાજી સેંકડો મુખોવડે ખારા સમુદ્રને મળે છે, તેમ વિવેકભ્રષ્ટ (સ્વરૂપ ભૂલેલા) પુરુષનું સેંકડો પ્રકારે પતન થાય છે, મતલબ કે આત્મસ્વરૂપના વિસ્મરણરૂપ પ્રમાદથી મનુષ્યને અનંત દુઃખોની પ્રાપ્તિ થાય છે.) એ ન્યાયે તે ઉત્તરોત્તર દુઃખના પ્રવાહમાં તણાયો જાય છે.

**પ્રમાદે પંડિતને ખવરાવેલી મોટી ભૂલ.** કોઇ કવિએ કહ્યું છે કેઃ–પ્રમાદનું બલ એટલું બધું છે કે તેણે પ્રથમ પોતાનું નામ પાડનાર પંડિતને પણ ભૂલ ખવરાવી છે. ખરી રીતે તે પંડિતને પ્રમાદનું નામ **प्रमाद्न–प्रमा** એટલે બુદ્ધિ ને **द्न** એટલે હણનાર–એવું પાડવું હતું તેને બદલે તેણે ભૂલ ખવરાવીને પોતાનું નામ **प्रमाद्–प्रमा** એટલે બુદ્ધિ ને **द्** એટલે આપનાર–એવું પડાવ્યું છે. પ્રમાદ એટલે અત્યંત મદ ઉપજાવનાર–ભાન ભૂલાવનાર–એવો પ્રમાદનો વાસ્તવિક અર્થ થાય છે, પણ કવિએ પ્રમાદનું બલ બતાવવાને **प्रमाद्** શબ્દની બીજી રીતે વ્યુત્પત્તિ કરી એ પ્રમાણે અર્થ કર્યો છે. પ્રમાદથી ઘણા અનર્થો ઉપજે છે. વ્યવહાર ને પરમાર્થ બંનેમાં તે હાનિ કરે છે, માટે તેનાથી ડરવું, અને જાગૃતિ રાખી કર્તવ્યમાં સાવધાન રહેવું. જે મનુષ્ય કર્તવ્યપરાયણ હોય છે તે તેની ઇચ્છાપ્રમાણે વ્યાવહારિક ને પારલૌકિક ઉંચી ઉંચી સ્થિતિઓ, અને મોક્ષ પણ મેળવી

શકે છે. કર્તવ્યપરાયણ મનુષ્ય વિદ્યા મેળવી શકે છે, કર્તવ્યપરાયણ મનુષ્ય ધન મેળવી શકે છે, કર્તવ્યપરાયણ પુરુષ રાજાનો માનીતો થઇ શકે છે, કર્તવ્યપરાયણ પુરુષ પોતાના ઇષ્ટ દેવને પ્રસન્ન કરીને તેના લોકમાં ( સગુણબ્રહ્મના લોકમાં ) સ્થિતિ કરી શકે છે, અને કર્તવ્યપરાયણ પુરુષ શ્રવણાદિ સાધનો સાધીને બ્રહ્મરૂપે પણ સ્થિત થાય છે.

## ३ दीर्घसूत्रता

**દીર્ઘસૂત્રતાથી થતી હાનિઓ.** સૂત્રના લાંબા તાંતણાની પેઠે આવશ્યક શુભ કામ લંબાવવાનો જે કુસ્વભાવ તે દીર્ઘસૂત્રતા છે. કેટલાંક માણસો એવાં દીર્ઘસૂત્રી હોય છે કે " આ કામ સાંઝે કરીશું, કાલે કરીશું, થાય છે, શી ઉતાવળ છે? થશે, " એમ કરતાં કરતાં કેટલાએ દિવસો, માસો ને વરસો વહી ગયા છતાં તેઓ મનુષ્યજીવનના બહુ અગત્યના કામનો આરંભ પણ કરી શકતાં નથી. એવાં દીર્ઘસૂત્રી માણસો પડયાં છે કે જેઓ એક ઘડીમાં થઇ શકે એવું કામ એક માસે, ને એક દિવસમાં થઇ શકે એવું કામ ૧૦ વર્ષે પણ પુરું કરતાં નથી. એવા માણસને દીર્ઘસૂત્રતાનું શું પરિણામ આવે છે? "**दीर्घसूत्री विनश्यति**"–દીર્ઘસૂત્રી વિશેષે કરીને અધોગતિ પામે છે–એજ. તે મનુષ્યે કરવા ધારેલું કામ માત્ર વિચારમાં-જ રહી જાય છે. ઉત્તમ ક્રિયા સમયસર કરવાથી થનારો ઉત્તમ લાભ એવા દીર્ઘસૂત્રીઓ ક્યાંથી મેળવી શકે ?

**અગત્યનું શુભ કામ લંબાવવાથી તે નીરસ થઇ જાય છે—**

**" आदानस्य प्रदानस्य कर्तव्यस्य च कर्मणः ।**
**क्षिप्रमक्रियमाणस्य कालः पीबति तद्रसम् ॥ "**

( લેવાનું, દેવાનું કે બીજું કાંઇ આવશ્યક કર્તવ્ય કરવાનું હોય તે જો તરત કરવામાં ન આવે તો કાલ તેનો રસ પી જાય છે. )

ઠરાવપ્રમાણે અન્યની પાસેથી લેવાના પૈસા જો સમયસર લેવામાં આવે તો તરત પતી જાય છે, ને તે કામ જો લંબાવવામાં આવે છે તો પછી તે મનુષ્ય આપણો દીર્ઘસૂત્રી સ્વભાવ જાણી જાય છે, અને તેથી તે પૈસા પતાવવામાં વિશેષ મોડું થાય છે, ને શ્રમ બહુ થાય છે. તે જાણે છે કે મોડું થશે તો ચલાવી લેશે. એજ પ્રમાણે કોઇને કાંઇ આપવાનું હોય તે જો સમયસર આપવામાં ન આવે તો પછી તેને તે આપતા છતાં પણ તેનું મન પૂરું પ્રસન્ન થતું નથી. બીજાં સમયસર કરવાના કામનું પણ એ પ્રમાણે જાણવું, મતલબ કે અગત્યનું કામ લંબાવવાથી તેનો રસ ઊડી જાય છે.

**સમય ગયા પછી કરેલું તે નકામું.** વળી કેટલાંક કામો એવાં હોય છે કે તે સમયસર કરવાથીજ ઉપયોગી થાય છે. સમય ગયા પછી જો તે કરવામાં આવે તો તે નકામાજેવાં થાય છે. કોઇની સાથે જો કાંઇ સંપેતરૂં મોકલવું હોય તો તે મનુષ્ય રવાના થયા પહેલાં યોગ્ય સમયે તેને તે પહોંચાડવું જોઇએ, કોઇ માણસ આગગાડીમાં બહારગામ જવાનું હોય, ને આપણે તેને મળવાનું હોય તો આપણે આગગાડીના સમયપહેલાં તેને મળવું જોઇએ. એવાં કામ સમયસર ન કરતાં જો તેમાં ઢીલ કરીએ તો પાછળથી તે કામ કરવાનો સમય રહેતો નથી, અને કરેલી મહેનત માથે પડે છે.

" સૂખે પીછે બરખા કહા ? ગતજોબન કાન્તાય ?
મુએ પીછે કહા ઔષધિ ? ગતઅવસર ધન કાય ? "

તૃણ ને મોલ આદિ સુકાઇ ગયા પછી વરસાદ થાય તે શા કામનો ? યુવાવસ્થા ગયા પછી સ્ત્રી મળે તે શા કામની ? કેટલાક અણસમજુ મનુષ્યો વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયા છતાં યુવાન કન્યાઓસાથે લગ્ન કરે છે તેનાં પરિણામ કેવાં ખરાબ આવે છે તે જ્ઞાતા પુરુષો-થી અજાણ્યું નથી. રોગી માણસ મરણ પામ્યા પછી ઉત્તમ ઓસડ પ્રાપ્ત થાય તે શા કામનું ? દ્રવ્યની આવશ્યકતાનો સમય ગયા પછી ધન મળે તે શા કામનું ? યોગ્ય સમયે દ્રવ્ય ન મળ્યું ને દેવાળું કાઢયા પછી કોઇ તેને ધનની મદદ કરવા આવે તો તેનો શો ઉપયોગ ? તેથી કાંઇ ગયેલી આબરૂ પાછી ન મળે. વળી **शुभस्य शीघ्रम् શુભ કામ તો તરતજ કરવું.** કોઇ મનુષ્યને કોઇ શુભ કામમાં ૫૦ રૂપીઆ દાન કરવાનો વિચાર ઊઠયો, ને તે જો તરત આપવામાં ન આવે તો બીજે દિવસે હમણાં ખર્ચમાં છીએ, જો ૨૫ રૂપીઆ આપીએ તોપણ ચાલશે એમ તેને લાગે. ચંચલ ને લોભી મનનું ઠેકાણું નથી. ત્રીજે દિવસે તેને ૧૦ રૂપીઆ આપવાનો વિચાર આવે. દશમાંથી વળી પાંચ આપવાનું મન થાય, અને અંતે નબળા મનવાળાને એમ પણ થાય કે હમણાં કાંઇ નહિ, આગળ ઉપર વાત. એમ રહ્યું રહી જાય, ને વખતે જીવન પુરું થઇ જાય.

" લોહા કેસો તાવ, જનમ યહ જાત હે."

તપાવેલા લોઢાના તાજેવો આ મનુષ્યજન્મ ચાલ્યો જાય છે. તપાવેલું લોઢું જો તામાં ને તામાં ટીપાણું તો ટીપાણું. જો ઠરી જાય તો પછી ન ટીપાય, તેમજ વેગમાં ને વેગમાં આરંભેલું કામ થઇ જાય, વેગ મોળો પડયા પછી તે જોઇએ તેવું ન થાય. " તાતે ઘાએ કામ થાય " એમ વ્યવહારમાં પણ આપણે સાંભળીએ છીએ.

સામાન્ય માણસનું મન થોડી વારમાં પણ બદલાઇ જાય છે, માટે સમજુએ સારા કામમાં ઢીલ ન કરવી. મન દિવસમાં દશ કે તેથી પણ વધારે રંગ ધારણ કરે તેવું છે.

" ઘડીક કીડી ઘડીક મકોડી, ઘડીક કેસરી સીં;
હેડા હેકડી ધારણે, ન રહે સજ્જો ડી. "
" કબીર સો મન કીત ગયા ? જો મન હોતા કાલી;
ડુંગર વૂઠા મેહ જ્યું, ગયા નવાણું ચાલી. "

મન ઘડીમાં કીડીજેવું, ( અતિ નબળું, ) ઘડીમાં મકોડાજેવું, ( કાંઇક કાંઇક બલવાળું ) ને ઘડીકમાં કેસરીસિંહજેવું ( બહુ બલવાન્ ) થાય છે. તે આખો દિવસ એક ધારણે ( સરખી સ્થિતિમાં ) રહેતું નથી.

કબીરજી કહે છે કે:-"મારું મન જે કાલે હતું તે આજે ક્યાં ગયું ? જેમ ડુંગરઉપર પડેલા વરસાદનું જલ ઊતાવળે નવાણમાં ચાલ્યું જાય છે તેમ ઉંચે ગયેલું-ઉન્નત વિચારોવાળું ને ઉચ્ચ ક્રિયાઓવાળું થયેલું-સાત્ત્વિક મન ઘડીકમાં રજોગુણના ને તમોગુણના વધારાથી નીચે પડી જાય છે-તેની ભાવનાઓ બદલાઇ જાય છે; ને તે સાધારણ કે હલકી ભાવનાઓવાળું, અથવા કૃપણ ને શુભકાર્યના વેગવગરનું મંદ થઇ જાય છે. વળી શરીરનો પણ ભરોસો નથી, માટેજ કહ્યું છે કે:—

" श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्ने चापराह्णिकम् ।
नहि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥ "

( આવતી કાલે કરવાનું શુભ કામ જો અનુકૂલતા હોય તો આજે કરો. પાછલ્યા પહોરમાં-બપોરપછી-કરવાનું કોઇ શુભ કામ હોય તે શુભ કામ જો સવારમાં સમય મળે તો સવારે કરો,

કારણકે મરણ મનુષ્યે પોતાનું શુભ કામ કર્યું કે નથી કર્યું તેની દરકાર કરતું નથી. તે તો ગમે ત્યારે ગમે તે સ્થિતિમાં ને ગમે તે દેશમાં આવી પહોંચે છે. )

મરણ આવતાં સર્વ કરણો કામ કરતાં અટકી જાય છે:—

" ધમણ ધમંદી રહ વઇ, બુઝી વિયા ઈંગાર;
નહિ કડાકો હણે કોડમેં, રખે લડી વિયો લુહાર. "

આ દુહો લુહારની કોડને અને મનુષ્યશરીરને એમ એકને લાગુ પડે છે. શ્વાસોચ્છ્વાસરૂપી ધમણ ધમાતી બંધ રહી ગઇ, એ નેત્રોરૂપી અંગારા બુઝાઇ ગયા, અને હમણાં હૃદયના ધબકારારૂપી ઘણનો કડાકો શરીરરૂપી કોડમાં સંભળાતો નથી. રખેને જીવરૂપ લુહાર ચાલ્યો ગયો હોય. શરીર આવું વિનાશી છે. શરીરની કેવી ક્ષણભંગુરતા છે તે સમજુઓથી અજાણ્યું નથી. આમ હોવાથી મનુષ્યે શુભ કામ શીઘ્ર કરી લેવું જોઇએ. કોઇ કવિએ પણ એમજ કહ્યું છે કે:—

" કાલ કરે તો આજ કર, આજ કરે તો અબ;
કાલ અચાનક આયસી, તબ કરેગો કબ ? "

રાત્રિદિવસરૂપી કાળી ઉંદરડી ને ધોળો ઉંદર આયુષ્રૂપી વડવાઇને કાપી રહ્યાં છે. વડવાઇ કપાઇ ગઈ કે સંસારરૂપ અંધારા કૂવામાં પતન. આયુષ્ પૂરું થયે શરીર પડી ગયા વિના રહેશેજ નહિ. પોતાનું શરીર ક્યારે ને ક્યાં છૂટશે તે મનુષ્યને જ્ઞાત નથી, પણ જવાનું છે એતો નક્કીજ.

" અજજી અજ વઈ, કલ ડી બિયો;
રાઇ કેતરી ખમંદી, માંહી માપ પિયો. "

(આજનો દિવસ આજ ગયો, કાલે બીજો દિવસ થશે. આયુષ્‌રૂપી અનાજના ઢગલામાં રાત્રિદિવસરૂપી માપ પડવા માંડ્યું-તેમે માપથી ભરવા માંડ્યો, તો તે કેટલીક વાર પહોંચશે? મતલબ કે તરતમાંજ આયુષ્યરૂપી અનાજ ખૂટી જશે.)

જીવન ક્ષણિક છે માટે દાન કરવાનું-યોગ્યપાત્રે અન્ન, વસ્ત્ર, જલ, ફલ, પુષ્પ જે આપવાનું-હોય તે વેલાસર આપો, સત્સંગ કરવા માંડો, ધાર્મિક કર્તવ્યનો શાસ્ત્ર ને મહાપુરુષદ્વારા ઝટ નિશ્ચય કરો, ને વગર ઢીલે ધાર્મિક કર્તવ્યમાં લાગી જાઓ. સમજુએ પોતાના જીવનની એક મિનિટ પણ નકામી જવા દેવી ન જોઇએ.

**અંતઃકરણમાં સત્ત્વગુણ વર્તતો હોય તે વેલા શુભ કાર્ય કરી લ્યો.** મનુષ્યાદિના મનમાં સત્ત્વાદિ ત્રણ ગુણો બદલાતા ચાલે છે, સંસ્કારના આવિર્ભાવતિરોભાવથી, શરીરની અંદરના રાસાયનિક ફેરફારથી અને બહારના ગુણને ઉદ્દીપન કરનારા પ્રસંગોથી ગુણોનો ફેરફાર મનુષ્યના મનમાં થયા કરે છે. તેમાં પણ મનુષ્યોના મોટા ભાગનું મન સત્ત્વગુણના ધર્મોને થોડું અનુસરે છે, ને રજોગુણના તથા તમોગુણના ધર્મને વધારે અનુસરે છે, માટે જ્યારે મનમાં સત્ત્વગુણ વર્તતો હોય ત્યારે જે શુભ વિચાર કે શુભ નિશ્ચય થાય તેને વેલાસર આચરણમાં મૂકો, ઢીલ ન કરો, કેમકે સત્ત્વગુણ તિરોધાન પામીને-લીન થઇ જઇને-જ્યારે પાછો રજોગુણ કે તમોગુણ વર્તવા લાગશે ત્યારે તમારો થયેલો શુભ વિચાર કે શુભ નિશ્ચય ટકશે કે કેમ એ એક પ્રશ્નની વાત છે. આમ હોવાથી અગાઉ તમને કહ્યા પ્રમાણે સજ્જનો "**शुभस्य शीघ्रम्**" (શુભકાર્ય તરત કરવું) એમ કહે છે. વળી વ્યવહારમાં કહેવાય છે કે "જો આપણે કામને એક દિવસ મૂકીએ તો તે કામ આપણને પાંચ દિવસ મૂકે છે."

**સંસારના કામમાટે ધર્મનું બલિદાન ન આપો, વેદાજ્ઞાને ઊઠાવો.** અમને ધર્મકાર્યમાટે વખત મળતો નથી એમ કહેનારની એ દલીલ ખોટી છે. મનુષ્યને સગાંવહાલાંઓના મરણપરણના પ્રસંગમાં જવું પડે છે, ને તેમાટે તેમને વખત મળે છે, કેમકે જો પોતે બીજાને ત્યાં જાય નહિ તો એવે પ્રસંગે પોતાને ત્યાં બીજું કોણ આવશે એવી મનુષ્યના મનને ભીતિ રહે છે. સંસારને માણસો સિંહજેવો સમજે છે, અને તેને માટે " **अजापुत्रं बलिं दद्यात्** "–ધર્મને બકરારૂપ ગણી તેનું બલિદાન આપે છે,–આ કેવું અનુચિત છે? ખરી રીતે જોતાં વેદ એ રાજાજેવા છે. મનુષ્ય બીજાના આજ્ઞા ન માને તો ચાલે, પણ રાજાની આજ્ઞા તો તેણે અવશ્ય ઊઠાવવીજ જોઇએ. જો તેની આજ્ઞા ન ઊઠાવે તો તેને શિક્ષા થાય. વેદ જે પરમાત્મરૂપ છે તેની આજ્ઞા તો રાજાની આજ્ઞાકરતાં પણ અતિ અધિક મહત્ત્વવાળી છે. તેની આજ્ઞા ઊઠાવવામાં મનુષ્યે પ્રમાદ નજ કરવો જોઇએ.

" **अहरहः संध्यामुपासीत** "–દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય ) નિત્ય નિત્ય સંધ્યાવંદન કરે–એ વેદ ભગવાનની આજ્ઞા છે. તે આજ્ઞા તોડવાનું ફલ પણ વેદભગવાને સ્પષ્ટ જણાવી દીધું છેઃ– " **अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः** "–દ્વિજ વૈદિક નિત્યકર્મ નહિ કરવાથી પાપનો ભાગી થાય છે. ખેડુતને કોઇ ગૃહસ્થનું કરજ હોય, તો તે ગૃહસ્થ જ્યારે રાજાની અદાલતમાં ફરિયાદ કરે, અને તે સાબિત કરી પછી હુકમનામું કરાવે ત્યારે ખેડુતને તેની બીક છે, પણ તેને જો રાજાનું કરજ હોય તો રાજા તો પરબાર્યું ખેડુતનું ખળું કબજે કરાવે. તેમને કયાં ફરિયાદ કરીને હુકમનામું મેળવવાની જરૂર છે? ઇશ્વરના કરજનું પણ એમજ જાણવું. નામું નોંધવામાં

મનુષ્ય કદાચ ભૂલ કરે, પણ ઈશ્વરની વ્યવસ્થા તો એવી છે કે ત્યાં તો રજે રજની યથાર્થ નોંધ થાય છે. ચિત્રગુપ્તના ચોપડામાં કાંઇ નોંધવાનું રહી જતું નથી, વા ભૂલભરેલું નોંધાતું નથી. પુણ્યનું ફલ સુખ ને પાપનું ફલ દુઃખ સમય થયે ( પુણ્યના કે પાપના સંસ્કારના પરિપાકે ) એની મેળે આવીને કર્તાની આગળ ઊભું રહે છે; માટે જાગો, ને શ્રદ્ધાથી ધાર્મિક નિત્યકર્મ કરવા લાગો, અને પરમકલ્યાણનો માર્ગ તમારે માટે ખુલ્લો કરો.

**સમયે સો સારું લાગે, વગરસમયનું તો ફીકું, લુખું કે અઘટિત લાગે.**

" નીકી સો ફીકી લગે, બિન અવસરકી બાત;
જ્યું યુદ્ધકે સમયમેં, રસ શૃંગાર ન સુહાત. "

વાત ભલે નીકી-સારી-હોય, પણ તે જો વગરસમયે કરવામાં આવે તો તે ફીકી લાગે, જેમ યુદ્ધના સમયમાં શૃંગારરસની વાત શોભે નહિ તેમ. એ સમયે તો-જ્યાં ઝાટકા ઊડતા હોય ત્યાં તો-વીરરસની વાતજ ઠીક લાગે, અને એટલામાટે જૂના વખતમાં યોદ્ધાઓને તેઓના પૂર્વજોનાં પરાક્રમો ગાઇ બતાવીને ઉશ્કેરવાસારૂ ભાટ-ચારણોને યુદ્ધસમયે સાથે રાખવામાં આવતા.

અયોગ્ય વાત પણ યોગ્ય સમયે કરવાથી માણસને અરુચિકર થતી નથી, પણ ઊલટી તે માણસને પ્રસન્નતા ઉપજાવનારી થાય છેઃ-

" ફીકી સો નીકી લગે, કહીએ સમય બિચારી;
સબકો મન રંજન કરે, જ્યું બિવાહમેં ગારી. "

જો સમય વિચારીને વાત કરીએ, તો ફીકી-નીરસ-વાત પણ નીકી ( સારી-રસવાળી ) લાગે; જેમ વિવાહમાં બૈરાંઓ વેવાઇ વગેરેને ગાળો આપે-ફટાણાં ગાય-તે બધાંના મનને રાજી કરે છે.

મનુષ્યજન્મના સમયનું માહાત્મ્ય સમજી સાવધાન રહીને સ્વકર્તવ્ય બરાબર કરે. યોગ્ય સમય ગયા પછી કાંઇ નહિ થાય. મનુષ્યનું આયુષ્ય વધારેમાં વધારે સો વર્ષનું ગણાય, પણ તેટલું તો કોણ ભોગવે છે? આયુષ્યની સરાસરી તો પચાશ વર્ષના કરતાં પણ ઓછી આવે છે. આયુષ્યનો લગભગ અર્ધો સમય તો રાત્રિમાં-ઉંઘવામાં-ને દેહધર્માદિમાં જાય છે. બાકીના અર્ધા સમયમાં પણ બાલ્યાવસ્થામાં ધાર્મિક કર્તવ્ય થઇ શકતું નથી, તેમ વૃદ્ધાવસ્થામાં પણ વ્યાધિઓ તથા અશક્તિને લીધે ધાર્યું કામ થઇ શકતું નથી, માટે જે અવસ્થામાં શરીર ઇંદ્રિયો ને મન સામર્થ્યવાળાં હોય તે અવસ્થામાંજ-યુવાવસ્થામાંજ-મોક્ષને માટે મનુષ્યે પૂરતો પ્રયત્ન કરવો જોઇએ. "કરીશું" "પછી કરીશું," "આગળઉપર કરીશું," "ધંધામાંથી નિવૃત્ત થઇને કરીશું" એવા દીર્ઘસૂત્રતાવાળા વિચારોમાં ઘણી વાર આવશ્યક કરવાનું કામ રહી જાય છે, ને મનુષ્યને પશ્ચાત્તાપપૂર્વક પરલોકગમન કરવું પડે છે.

રાવણજેવા બળવાનને પણ કર્તવ્યનો યોગ્ય સમય ગુમાવવાથી પશ્ચાત્તાપ થયો હતો. રાવણ જ્યારે યુદ્ધમાં પડ્યા ત્યારે ઇશ્વરાવતાર પ્રભુ શ્રીરામચન્દ્રજીએ લક્ષ્મણજીને કહ્યું કે:— "ભલે રાવણ આપણો શત્રુ છે, પણ તે ડાહ્યો છે, માટે તેને રાજનીતિસંબંધી આપણે કાંઇક પૂછી લેવું જોઇએ. આપણે રાજ્યભાર વહન કરવો પડશે, અને આપણા પિતાએ સ્વર્ગગમન કર્યું છે, તેથી તમે જઇને-તેને રાજાના અગત્યના કર્તવ્યવિષે પૂછો." [જોકે પોતે સર્વજ્ઞ હોવાથી સર્વ બાતના જ્ઞાતા હતા, છતાં મનુષ્યોને સન્માર્ગ દર્શાવવાને એ લીલા કરી.] પછી લક્ષ્મણજીએ રાવણપાસે જઇ શ્રીરામચંદ્રજીની આજ્ઞાપ્રમાણે તેને પૂછ્યું, તેના ઉત્તરમા રાવણે લક્ષ્મણજીને પ્રસન્નતાથી કહ્યું કે:—"અત્યારે હવે મને રાજનીતિસંબંધી

વધારે વાત કરવાનો સમય રહ્યો નથી, એટલે અત્યાવશ્યક માત્ર બે વાત તમને કહેવાજેવી મને સ્ફુરે છે, તે તમને કહું છું. એક તો **કોઇ અગત્યનું કામ મુલતવી ન રાખવું.** મારે યમનું ખાતું ને નરક કાઢી નાંખવાં હતાં. વળી સમુદ્રને મીઠો ને ઢીંચણસમો કરવાનો હતો. જો મેં એ સર્વ તરત કર્યું હોત તો તે હું કરી શકત, પણ 'થાય છે,' 'પછી કરીશ,' 'શી ઉતાવળ છે?' 'જ્યારે ધારીશ ત્યારે તરત કરી લઇશ' એવા વિચારમાં ને વિચારમાં તે કામ કરવાં રહી ગયાં, બીજું **શત્રુને કદીપણ નાનો ન ગણવો.** જેમ વિષ, કરજ, રોગ અને અગ્નિને થોડા પ્રમાણવાળાં ગણી તેની ઉપેક્ષા કરવામાં આવે તો પરિણામે તે બલવાળાં થઇ હાનિ કરનારાં થાય છે, તેમ આમાં પણ સમજવું. તમને મનુષ્ય માનીને હું જ્યારે ત્યારે બીજાની આગળ કહેતો કેઃ—'મનુષ્યથી મને શું થઇ શકે તેમ છે ? વાંદરાંનું લશ્કર તે શા હિસાબમાં છે ? મનુષ્યો ને વાંદરાં એ તો મારું ભક્ષ્ય છે. વળી બલહીન તપસ્વી મને શું કરનાર છે ?' આ માન્યતાનું પરિણામ શું આવ્યું, તે તમે નજરે જુઓ છો."

ઉપાય ન કરવામાં આવે તો અલ્પ ઉધરસમાંથી ધીરે ધીરે વધીને ક્ષય થઇ જાય, ને માણસ મરણ પામે, અગ્નિનો એક નાનો તણખો પણ જો ગફલત રાખવામાં આવે તો તે વધીને ગામ બાળી નાંખે, અને વિષ અલ્પ લેવામાં આવે તોપણ પરિણામે માણસનું મૃત્યુ થાય. દક્ષિણદેશના એક સંસ્થાનના મહારાજા દવા વેચનારની ને દવા આપનારની ભૂલથી—કાંઇને બદલે કાંઇ (વિષમય) દવા અપાઇ જવાથી—પ્રાણગત થયા ! વ્યાપારને અંગે વ્યાપારી યોગ્ય કરજ ધ્યાન પહોંચાડી-ને કરે તેમાં હરકત નહિ, [ જોકે પોતાની મુડીથી વ્યાપાર કરવો એ ઉત્તમ વાત છે, ] પણ જો ખાવાપીવાને માટે કે મોજશોખને

માટે કરજ કરે જાય છે, ને ઉપજખર્ચનો વિચાર કરતો નથી તે અંતે કરજના બોજામાં દબાઇ જાય છે, ને આબરૂ ગુમાવે છે. ઉપરાંત અનેક ગરીબો ને વિધવાઓ આદિની મરણમુડીઓ પોતાને ત્યાં રહી જવાથી તેમના શ્રાપ તે પોતાના શિરપર વહોરી લે છે, ને પાપભાગી થાય છે. જે બીજાના પૈસા પચાવી પાડીને પોતાનો સ્વાર્થ સાધવાના દુષ્ટ વિચારથી કરજ કરે છે, ને પછી 'દેવાળું' કાઢે છે તે તો મોટું પાપ કરે છે એમ જાણવું.

**કામ લંબાવવાથી તે કામ કરવાની સારી તક જતી** રહે છે. વિવાહમાં માંડવો નાંખવા સૌ આવે, પણ જો વિવાહ-પછી તરત તે માંડવો છોડવામાં ન આવે તો પછીથી તે છોડવા-માટે કોઇ ભેગા ન થાય. એ વાતનો જેને અનુભવ થયો હશે તેને ખબર હશે. થયું થઇ જાય છે, ને રહ્યું રહી જાય છે, માટે શુભ કામને લંબાવવું નહિ. આગગાડી, ટ્રોલી અથવા ધક્કા-ગાડી ને મોટર વગેરે જો વેગમાં આવ્યાં તો પછી તે નવું બળ આપ્યા વિના પણ કેટલાક સમયસુધી ચાલ્યા કરે છે, તેમ અંતઃકરણ વેગમાં ને વેગમાં ઘણું કામ કરી નાંખે છે. શુભ વેગ અંતઃકરણમાં પ્રકટ્યો હોય તેનો વરવજ લાભ લેવો.

**અશુભ કામને લંબાવવું તેમાં લાભ છે.** મનમાં જો અશુભ કામ કરવાનો વેગ ઉપડયો હોય તો તે દબાવવો, ને તે કામ આગળઉપર કરવાનું મનને સમજાવવું. આમ કરવાથી સમય જતાં તે વેગ કદાચ શમી જાય, ને પાપથી બચી જવાય. એસંબંધે એક મુનિપુત્રનું ઉદાહરણ છે. તે મુનિપુત્રનું નામ ચિરકારી હતું. ચિરકારી

એટલે કામને લંબાવનારો. એક વખતે તેની માતાનો કાંઇ અપરાધ લાગવાથી ચિરકારીને તેના પિતાએ કહ્યું કેઃ-" તારી માતાનું માથું કાપી નાંખ." આટલું કહીને તે મુનિ જપાદિનું અનુષ્ઠાન કરવાને વનમાં ચાલ્યા ગયા. પાછળથી કેટલેક સમયે પોતાની ધર્મ-પત્ની અપરાધરહિત છે એમ તેમને વિચાર કરતાં લાગ્યું; ને પોતે પોતાના પુત્ર ચિરંકારીને કરેલી આજ્ઞામાટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા, પણ પોતે જાણતા હતા કે પોતાનો પુત્ર ચિરકારી છે, એટલે કદાચ તેના સ્વભાવપ્રમાણે આ કામ પણ તેણે લંબાવ્યું હોય. ચિંતામાં ને ચિંતામાં તે પોતાના આશ્રમપર પાછા આવ્યા, તો પોતાની ધારણા ખરી પડેલી તેમણે જોઇ. પોતાનાં ધર્મપત્નીને તેમણે જીવતાં જોયાં, ને પ્રસન્ન થયા. થયું એવું કે પોતાના પિતાની આજ્ઞા થયા પછી તે આજ્ઞાનું પાલન કરવાને ચિરકારી તૈયાર થયો, પણ ત્યાં તેને વિચાર આવ્યો કે "**आज्ञा गुरूणामविचारणीया**"–માતા પિતા આદિ ગુરુઓની આજ્ઞાને તેમાં સંશય આણ્યા વગર પાળવી જોઇએ–એવી જોકે શાસ્ત્રાજ્ઞા છે, તોપણ આમાં તો જીવનમરણનું સાટું છે. માતા-જેવી માતાને મારે હણવી છે માટે આ કામ તરત કરવાજેવું નથી. આમાં તો અવશ્ય વિચાર કરવો જોઇએ. એવી રીતે વિચારમાં ને વિચારમાં લગભગ એક વર્ષ વીત્યું, છતાં તે નિર્ણયપર ન આવી શક્યો, ને ત્યાં તો તેના પિતા આવી પહોંચ્યા, ને તેની માતા બચી ગયાં.

**જે કામને લંબાવે તેના પરથી માણસનો વિશ્વાસ ઊઠી જાય છે.** આજકાલ કરતાં કામનો છેડોજ ન આણે તેવો ગપ્પી માણસ પોતાપ્રતિનો બીજાનો વિશ્વાસ ગુમાવે છે. એવાને ભરોંસે

કોઈ કામ મૂકતું નથી. તેવો દીર્ઘસૂત્રી માણસ વ્યવહારમાં આગળ વધી શકતો નથી, એટલુંજ નહિ, પણ ત્યાંથી ઉલટો તે પાછળ પડે છે. જે વ્યવહારમાં જાગૃતિથી તરત કામ ન કરી શકે તે પરમાર્થમાં શું કરવાનો હતો? વ્યવહાર એ પરમાર્થ શીખવાની શાલા છે. તેમાં તૈયાર થાઓ, એટલે તમારો પરમાર્થ પણ બહુ સારો થશે. લાલાની પેઠે કામને લંબાવ્યા ન કરો, પણ તરત કરવાનું કામ તરત કરો. જે કામ વિચારીને કરવાનું હોય તે કામ વિચાર કરીને પણ વેલાસર કરો. તેને માટે દિવસોના દિવસો, મહિનાના મહિના ને વર્ષોનાં વર્ષો નકામાં કાઢી નાંખો નહિ. લાલોનામે કોઈ માણસ કોઈ કચેરીમાં કારકુન હતો. અરજદાર માણસો પોતાના કામને લગતા કાગળોની નકલો લેવામાટે તેની પાસે આવતા. તેને લાલો "હમણાં લખી આપીશ, બે કલાકપછી થશે, સાંજે આવજો, કાલે તમારું કામ ચોકકસ થયું જાણજો," એવા જવાબ આપ્યા કરતો. આખરે લાલાના એવા તો કેટલાયે વાયદા વીતી જતા, છતાં લોકોનું કામ તો બાકીજ રહેતું, તેથી લાલાને માટે નીચેનો દુહો જોડાયો હતો:-

"પલકે દો પખવાડીએ, ઘડીકે દો માસ;
જાકું લાલા કલ કહે, વાકા કોન હવાલ?"

**કાલભગવાનનું વારંટ.** સરકારનું વારંટ બજતાં કદીય જરા ઢીલ થાય, પણ કાલભગવાનનું વારંટ તો ગમે ત્યારે તરતજ બજે. એનો કોઈથી ના નજ પાડી શકાય. એવા દાખલા બન્યા છે કે કાલ આવી પહોંચતાં દરદીથી વીલમાં સહી કરતાં પોતાના નામના બે અક્ષર લખાયા, ને ત્રણ ન લખાયા! માટે દેહનું ક્ષણભંગુરપણું, લક્ષ્મીની ચપલતા, વિષયોનું દુઃખદપણું ને અંતરાત્માથી અભિન્ન

બ્રહ્મના જ્ઞાનનું પરમસુખદપણું નિશ્ચયપૂર્વક સમજીને ધાર્મિક કર્તવ્ય કરવામાં પ્રમાદ કે દીર્ઘસૂત્રતા ન રાખો; પણ જાગૃતિ રાખીને તરત કામ કરવાનો સ્વભાવ કેળવો. જે દીર્ઘસૂત્રતાને જીતે છે તે પોતાને પ્રાપ્ત કરવાના સ્થાનના લાંબા માર્ગને બહુ ટુંકો કરી નાખે છે, ને મેલાસર ઇચ્છિતને પ્રાપ્ત થાય છે. પૂર્વના પુણ્યથી દ્વિજશરીરને એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યના શરીરને પામીને વૈદિક ધર્મના પાલનવડે પરમાત્માને પામવાની ઉંચી તક સમજુએ ન જવા દેવી જોઇએ.

**કર્તવ્યને બહુ લંબાવવામાં સાર નથી,** કેમકે કરવાનું ઘણું છે. આયુષ્ તો પાણીના પૂરની પેઠે ચાલ્યુંજ જાય છે. નિત્યકર્મ તો પાશેરામાં પહેલી પુણીસમાન છે. તે પછી ક્રમે ક્રમે બીજાં સાધન સાધવાનાં છે, ને તે સિદ્ધ કરેજ કાર્ય સરવાનું છે. કાનકવિએ ભવાયાને ઉદ્દેશીને જિજ્ઞાસુઓને નીચેના કુંડલિયાથી સારો બોધ આપ્યો છે:—

" અકલ બિચારો આપકી, ગઇ આધેરી રાત,
  અજહુ બેશ ગનેશકા, કહાં ખેલકી વાત ?
કહાં ખેલકી બાત ? જુડન અજહુ નહિ આયા,
કહાં ઝંદા મનિહાર, સમદે રંગ સવાયા;
કથે સુકવિયાં કાન, દિનકર ભયો ઊજારો,
ગઇ આધેરી રાત, અકલસેં આપ બિચારો. "

હે વેશ ધરનારા સજ્જનો !–જિજ્ઞાસુ સજ્જનો !–આપના અકલનો વિચાર કરો. અર્ધી રાત તો વીતી ગઇ – અર્ધું આવરદા ચાલી ગઇ–છતાં હજી ગણેશનો વેશજ આવ્યો છે–માત્ર સ્નાનસંધ્યાદિ નિત્યકર્મજ કરો છો–તો પછી આગળ જે સારા વેશ આવવાના છે–

નવધા ભક્તિ સાધતાં પ્રાપ્ત કરવાની પ્રેમલક્ષણા ભક્તિ, વા યમ-નિયમાદિ સંપ્રજ્ઞાતયોગનાં સાધનો, અથવા શ્રવણમનનાદિ જ્ઞાનનાં સાધનો સાધવાનાં છે—તેની તો વાતજ શી કરવી? હજીસુધી જુઠણ-નો (વિદુષકનો વા મીયાંબીબીનો) વેશ આવ્યો નથી, તો ઝંદા-ઝુલણ ને તેજો મોદી, ઠાકરીઓ કંસારો, ને લાલમણિયાર એ આદિ અગત્યના વેશો, ને સવાયો રંગ જમાવનાર રામદે સહુણાંનો શ તો ક્યાંથી આવે?—ભક્તિ, યોગ કે જ્ઞાનનાં બહિરંગસાધનો સિદ્ધ થયાં નથી, તો પછી તેનાં અંતરંગસાધનો સિદ્ધ કરીને પ્રભુની પ્રાપ્તિ વા આત્મસાક્ષાત્કાર કરવાનું તો શી રીતે બને? કાનકવિ કહે છે કે હવે તો પ્રાતઃકાલ થવા આવ્યો—ઝળઝળીઉં થવા આવ્યું—સૂર્યનારાયણના પ્રકાશનું આગમન પ્રત્યક્ષ જણાવા લાગ્યું—ધોળો દિવસ થવા આવ્યો—વૃદ્ધાવસ્થા સારી રીતે આવી ગઇ. હવે બાકીના મોટા વેશ તમે ક્યારે કાઢશો?—અગત્યનાં સાધન ક્યારે સાધશો? આપ અક્કલથી વિચાર કરો, ને ક્રમે કરીને ઉતાવળે વેશ કાઢો—મોક્ષનાં બહુ અગત્યનાં સાધન ક્રમે કરીને સત્વર સિદ્ધ કરો.

---

# ૪ અવ્યવસ્થા

અવ્યવસ્થા કેમ દૂર થઇ શકે? તમોગુણનું અતિક્રમણ કરવામાટે તમોગુણના આળસ, પ્રમાદ તથા દીર્ઘસૂત્રતા એ ત્રણ દોષો દૂર કરવાસંબંધી કહેવાયું. હવે તમોગુણજન્ય અવ્યવસ્થાનામનો દોષ દૂર કરવામાટે કહેવાય છે. વાતો કરવાથી કાર્યસિદ્ધિ થતી નથી. કાર્યસિદ્ધિમાટે તો યોગ્ય પ્રયત્ન થવો જોઇએ. પ્રથમ પ્રારબ્ધ-

થી વિચાર કરીને પોતાના અંતઃકરણના દોષોને ઓળખવા જોઇએ, અને પછી તે ત્યજવામાટે આગ્રહવાળો પ્રયત્ન કરવો જોઇએ. એવો આગ્રહવાળો પ્રયત્ન ત્યારેજ થઇ શકે કે જ્યારે તે પ્રયત્નથી થવાના ફલમાં શ્રદ્ધા હોય. એ ફલમાં વાસ્તવિક શ્રદ્ધા ત્યારેજ ઉપજે કે જ્યારે તે ફલનું માહાત્મ્ય સમજાય. ભક્તિ, યોગ, જ્ઞાન એ પરમપુરુષાર્થનાં સાધન છે એમ નિશ્ચય થયા પછીજ તે સાધવામાટે પ્રયત્ન થઇ શકે. તેજ પ્રમાણે વ્યવહારમાં ખેતી, વ્યાપાર, નોકરી, વકીલાત ને દલાલી ઇત્યાદિ ધંધામાં પણ ત્યારેજ પ્રવૃત્તિ થઇ શકે કે જ્યારે તેથી પોતાને વ્યવહારમાં દ્રવ્યાદિનો લાભ મળશે એવું નિશ્ચિત સમજાય. આ સ્થલે તમોગુણના દોષો દૂર થવાથી પ્રાપ્ત થતા વ્યવહારપરમાર્થના લાભનું માહાત્મ્ય સમજવું જોઇએ, અને પછી તે દોષો દૂર કરવામાટે પ્રયત્ન કરવો જોઇએ. એ પ્રયત્ન પણ મનુષ્ય વ્યવસ્થાથી વર્તે ત્યારે થઇ શકે.

**જે અવ્યવસ્થિતપણે વર્તે છે તે વ્યવહારમાં કે પરમાર્થમાં આગળ વધી શકતો નથી.** વ્યવસ્થા કેટલી જરૂરની છે તેને માટે એક સાધારણ દાખલો લઇએ. ધારો કે એક ગૃહસ્થને ત્યાં ટપાલના આશરે ૫૦ કાગળો નિત્ય આવે છે, તે બધાના પ્રત્યુત્તર તે તરત ન લખી શકે એ સ્વાભાવિક છે. હવે તે શું કરવું જોઇએ ? તે કાગળોમાંથી તેણે તરત જવાબ આપવાના, મધ્યમ પ્રકારના અને સાધારણ ખુશીખબરના કાગળો જૂદા પાડી નાંખી તરત જવાબ આપવાના કાગળોના જવાબ તરત લખી નાંખવા જોઇએ, ને પછી બીજા કાગળોના ક્રમે કરીને પ્રત્યુત્તર લખવા જોઇએ. આમ વ્યવસ્થા ન કરે તો મુંઝવણ થાય, ને કા

ઘાંટાળે ચઢે. આ પ્રમાણે મનુષ્યે પોતાના વ્યવહારપરમાર્થના કામની વ્યવસ્થા કરવી જોઇએ.

**જે વ્યવસ્થાથી વર્તે છે તેને ધર્મકાર્યમાટે અવશ્ય સમય મળી શકે છે.** ગૃહસ્થોમાટે દિવસના ચોવીશ કલાકની વ્યવસ્થા વિચારીએ. જોકે ઋતુપ્રમાણે રાત્રિદિવસ નાનાંમોટાં થાય છે, પણ ચોવીશ કલાકમાં કાંઇ વધારોઘટાડો થતો નથી. ૨૪ કલાકમાંથી નિદ્રા લેવાના મોટા માણસમાટે વધારેમાં વધારે ૭ કલાક જતાં બાકી ૧૭ કલાક રહ્યા. તેમાંથી શૌચ, સ્નાન ને ભોજનાદિ દેહધર્મના ૪ કલાક ગણીએ, ને ધંધામાટેના મુંબઇજેવા શહેરમાં ૧૦ કે ૧૧ કલાક ગણીએ, તોપણ ત્રણ કે બે કલાક શેષ રહે છે. તેની વ્યવસ્થા સંધ્યાવંદન, જપ ને દેવપૂજન આદિ ધર્મકાર્યમાટે કરવા જે ધારે છે તેને તે કાર્યમાટે સમય અવસ્ય મળે છે. શયન કરવું, નિદ્રામાંથી ઊઠવું, ને ભોજન કરવું વગેરે કાર્યોમાં પણ નિયમિત રીતે વર્તવું જોઇએ. એ કાર્યોમાં જે અનિયમિતપણે વર્તે છે તેનું આરોગ્ય બગડે છે એટલું જ નહિ, પણ તેથી તેનાં બીજાં કાર્યોમાં પણ વિઘ્ન આવે છે. મનુષ્યે સમયને બહુ મૂલ્યવાન્ ગણવો જોઇએ. ગયેલું નાણું પાછું મળી શકે છે, પણ ગયેલો સમય પાછો મળી શકતો નથી "**વીતી વેળા ન મળે પાછી.**"

**મનુષ્યને પોતાના વર્તનમાં નિયમ જોઇએ.** જેમ ઘોડો લગામવિનાનો ન જોઇએ, અને વહાણ સુકાનવિનાનું ન જોઇએ, તેમ મનુષ્ય શુભ નિયમવિનાનો ન જોઇએ. મનુષ્યે નિત્ય વહેલાં ઊઠીને પોતાના કામની મનોમય વ્યવસ્થા બાંધવી જોઇએ. જોકે ગૃહસ્થ મનુષ્યથી સર્વદા વ્યવસ્થાપ્રમાણે નિયમથી ન વર્તાય,

ને તેને મરણપરણના કે વ્યવહારના બીજા અસાધારણ પ્રસંગોમાં અનિયમિતપણું પ્રાપ્ત થાય, પણ તે અપવાદદાખલ ગણવું જોઇએ. સંસાર ઉંટના બેસણાજેવો છે. ગમેતેવી સારી સાંઢણી હોય તોપણ તેની ઉપર બેસનાર માણસ હાલ્યા વિના નજ રહે, તેમ સંસારમાં સર્વ દિવસો સરખી વ્યવસ્થાવાળા નજ જાય. કેટલીક વાર નિયમ તુટવાના પ્રસંગો પ્રાપ્ત થાયજ, પણ તેની અત્યારે વાત નથી. તેને બાદ કરીને બાકી નિયમિતપણે વર્તવા પ્રયત્ન કરો.

**અવ્યવસ્થિત ને અનિયમિત મનુષ્યનું અવશ્ય પતન** થાય છે. જે પોતાનાં કામોની વ્યવસ્થા કરતો નથી, ને બેપરવાઇથી અનિયમિતપણે ગમે તેમ વર્તે છે તે અંતે દુ:ખી થાય છે. એસંબંધે એક બૂકસેલરના દીકરાનું ઉદાહરણ અપાય છે. એક બૂકસેલરની દુકાન સારી રીતે ચાલતી હતી. તે બૂકસેલર પોતાનું પ્રારબ્ધ પૂરું થતાં ગુજરી ગયો, એટલે દુકાનનું કામ તેના પુત્રઉપર આવ્યું. એ પુત્ર અવ્યવસ્થિત અને દીર્ઘસૂત્રી હતો. પુસ્તકો મોકલવામાટે તેના ઉપર જૂદે જૂદે સ્થલેથી કાગળો આવે તે પ્રમાણે તે વ્યવસ્થા રાખી તરત રવાના કરવાને બદલે મુલતવી રાખે. અવ્યવસ્થાને વશ થઇ નકામા કામમાં લાગે, ને આ કામ હવે કરશું. થશે, થાય છે એમ ચલાવે. ત્યાં તો કેટલાકના એવા કાગળો આવે કે "હવે અમે મગાવેલાં પુસ્તકો તમે મોકલશો નહિ; તમે સમયસર તે પુસ્તકો ન મોકલવાથી અમે બીજેથી તે મગાવી લીધાં છે." આમ તેની ઘરાકી તુટવા લાગી. તેના અનિયમિતપણાને લઇ ઘરાકનો વિશ્વાસ તેના ઉપરથી ઊઠી ગયો, અને તેના બાપના વખતનાં જૂનાં ઘરાક તેણે ગુમાવ્યાં. નવાં

ઘરાક તો મળતાં મળે. વેપારીને બંધાયેલી ઘરાકીમાંજ ખરી પેદાશ થાય છે. આ પેદાશ તો તેણે ખોઇ. વ્યવસ્થા ન મળે એટલે નવાં ઘરાક ક્યાંથી મેળવે ? અંતે તેને દુકાન બંધ કરવી પડી, અને તે ચીન ગયો. ત્યાંથી આવી તેણે પોતાની નોંધોપરથી ચીનનો પ્રવાસ લખવા માંડ્યો, પણ તેમાંએ તેનું ઠેકાણું નહિ. જે નિત્ય વ્યવસ્થાથી કામ ન કરે તેનું કામ ક્યાંથી પૂરું થાય ? તે હજી ચીનનો પ્રવાસ છપાવવાના વિચારમાં હતો ત્યાં તો કોઇ બીજા લેખકે ચીનનો પ્રવાસ બહાર પાડ્યો, અને ત્યારે આ ભાઈ પોતાના લખેલા ચીનના પ્રવાસનાં પાનાં આડાંઅવળાં પડ્યાં હતાં તે શોધવા મંડ્યા. તેનું એક રીતે હાસ્યજનક ને બીજી રીતે દયાજનક જીવન બહુ લાંબું છે, પણ તે બધું નહિ કહી શકાય. છેવટ તે અમેરિકા ગયો, ને ત્યાં એક ઑફિસમાં ક્લાર્કતરીકે રહ્યો. સ્ટીમરઉપર જે માલ ચડે તેનાં ભરતીઆં જેને ઇંગ્રેજીમાં ઇન્વોઇસ કહે છે તે કરવાનું કામ તેને સોંપાયું હતું. એક દિવસ તેના ઉપરિએ તેને કહ્યું કેઃ—"સ્ટીમરમાં આપણે જે માલ ચઢાવ્યો છે તેનું ભરતીઉં મોડામાં મોડું આવતી કાલ સવારના ૭ વાગ્યાસુધીમાં તે સ્ટીમરના કેપ્ટનને મોકલી આપવું." તેણે હા કહી. એવામાં સાંજે તેના મિત્રો તેની પાસે આવ્યા. તેની સાથે તે વાતોમાં ચઢ્યો, અને રાત્રિએ તેમની સાથે દેડકાનું ગાયન સાંભળવા નીકળી પડ્યો. ત્યાં બહારની ઠંડી હવાથી તેને શરદી લાગી, ને તેને પરિણામે તેને તાવ આવ્યો. રાત્રે ભરતીઉં થઇ શક્યું નહિ. સવારના ૭સુધી પણ ભરતીઉં ન પહોંચવાથી, અને સ્ટીમર ઊપડવાનો વખત થઇ જવાથી સ્ટીમરનો કેપ્ટન જાતે ભરતીઉં લેવા આવ્યો, ને તેના ઉપરિપાસે ગયો. તે ઉપરિએ પોતાના માણસથી

થયેલી ઢીલમાટે કેપ્ટનપાસે દીલગીરી દર્શાવી, ને તે કમનસીબ માણસ-ને બરતરફ કર્યો. હવે એ માણસે રાત્રે દેડકાનું ગાયન સાંભળવા જવું જોઇતું હતું કે ભરતીફોં તૈયાર કરવું જોઇતું હતું? અંતે તે બીચારો ભુંડે હાલે મુઓ.

**જેમ ધંધામાં તેમ ગૃહવ્યવહારમાં પણ વ્યવસ્થા જોઇએ.** ગામડામાં ગૃહસ્થ માણસો પોતાના ઘરમાટે વર્ષદિવસનો દાણો ને બીજી ચીજો બની શક્યા પ્રમાણે ભેળી લઇ મૂકે છે. મુંબઇજેવા શહેરમાં કદાચ તેમ ન બની શકે, પણ ગૃહસ્થના ઘરમાં ઓછામાં ઓછી આઠ દિવસની તૈયારી તો હોવીજ જોઇએ. જો બે ચાર મેમાન અચાનક આવ્યા, ને તેમને જમાડવાજેટલી તૈયારી પણ ઘરમાં ન હોય તો ઘરની સ્થિતિ કળાઇ જાય. મેમાન કહે કે:–"ગૃહસ્થ તો સારા પણ ઘરનું ઠેકાણું નહિ" બૈરાં ચોખા, દાળ કે ઘી આદિ-માટે પુરુષને વારંવાર કહ્યા કરે, છતાં તે માલ લાવવામાં ન આવે, ને જ્યારે ઘી આદિ થઇ રહે ત્યારેજ લવાય એમાં પુરુષનું ભૂંડું નહિ. સ્ત્રીઓએ પણ ઘરમાંની વસ્તુઓ વખતોવખત જોતાં રહી ખૂટતી ચીજો ચાર છ દિવસની ઘરમાં હોય ત્યાંજ મગાવી લેવી જોઇએ.

ઘરની અવ્યવસ્થાસંબંધે એક કહેવાતી સુધરેલી સ્ત્રીની વાત જાણવાજેવી છે. એ વાત એવી છે કે એક વાર એક માણસ રાજાબાઇટાવરપાસેથી નીકળ્યો. ત્યાંથી તેને એક ડાયરી મળી. આ ડાયરી જેની વાત કહેવામાં આવે છે તે સ્ત્રીની લખેલી હતી. તેમાં તેણે શું લખ્યું હતું તે તેમાંથી માત્ર ત્રણ દિવસની હકીકત નીચે અપાય છે તેથી તમને જ્ઞાત થશે.

**સોમવારઃ**—આજે કીકાના બાપે કઢી બનાવવા કહેલું, પણ ઘરમાં ચણાનો લોટ નહોતો, એટલે પાડોશણને ત્યાં ચણાનો લોટ લેવા ગઇ. ત્યાં સ્ત્રીપુરુષના સમાન હકવિષે તે પાડોશણસાથે

ચર્ચા ચાલી. તેમાં આશરે બે ત્રણ કલાક નીકળી ગયા, એટલે રસોઇ થઇ શકી નહિ, અને ઑફિસનો વખત થઇ ગયો હતો તેથી કીકાના બાપ ચેવડો ખાઇને ઑફીસમાં ગયા.

**મંગળવારઃ**—આજે સાંજે સ્ત્રીપુરુષના સમાન હક્કવિષે શહેરમાં ભાષણ થવાનું હતું, તે સાંભળવા જવાને પોશાક પહેરી તૈયાર થઇ, અને વાટકીમાં પોમેટમ ઊનું કરી માથે લગાડવા માંડ્યું, પણ તે લગાડતાં વાટકીની નીચેની મેશને અડેલો મેશવાળો હાથ જરા ગાલે અડી ગયો. તેનો ડાઘ કાઢવામાં ઘણો વખત નીકળી ગયો, તેથી મોડું થઇ ગયું, ને ભાષણમાં માંડમાંડ પહોંચાયું. ભાષણ સાંભળીને ઘેર આવી ત્યારે તો બહુ મોડું થઇ ગયેલું એટલે રાત્રિએ આવીને સૌ કાચું કોરું ખાઇને સૂઇ રહ્યાં.

**બુધવારઃ**—આજે અમારે ઘેર મેમાન આવ્યા હતા, એટલે કીકાના બાપે મને પૂરણપોળી બનાવવાનું કહ્યું હતું. મને પૂરણપોળીની માહિતી ન હોવાથી મેં તેવિષે અમારા ઘાટી રામાને પૂછ્યું. રામાએ તુવેરદાળ બાફી તેમાં મીઠું તથા મશાલો નાંખી પૂરણ તૈયાર કરવાનું કહ્યું. તે પ્રમાણે પૂરણ તૈયાર કરી મેં પૂરણપોળી બનાવી, પણ મેમાનમાંથી કોઇએ તે ખાધી નહિ; તેથી બજારમાંથી લાડુ, પૂરી ને ગાંઠીઆ મંગાવીને મેમાનને જમાડ્યા. કીકાના બાપે મને ઠપકો આપવા માંડ્યો, પણ મેં રામાનો વાંક સાબિત કરી બતાવી તેને રજા અપાવી!

આમાં ખરી હકીકત આ પ્રમાણે હતીઃ-રામાએ તે પૂરણમાં મીઠું એટલે મીઠાશ-શાકરવા ખાંડ નાંખવાનું અને મશાલો એટલે ગરમ

મશાલો નાંખવાનું ટુંકામાં કહેલું, પણ સમજે કોણ? એટલે તે સુધરેલી બાઇએ મીઠુંમરચું વગેરે નાંખીને પૂરણ તૈયાર કરેલું. મેમાનમાં એક વૃદ્ધ પુરુષ હતા તે પૂરણપોળીનો કડકો ખાતાં બોલ્યાઃ-"વહુએ પૂરણપોળીમાં મુંબઇની ખાડી વાળી લીધી જણાય છે." ત્યાં એક બીજા મેમાન બોલ્યા કેઃ-"આ તો એવી પૂરણપોળી છે કે મોઢાવાટે ઉતારવાકરતાં પરભારી પેટે બાંધી દઉં એમ થાય છે!" આથી ઘરધણી સમજી ગયો, ને આગળ કહ્યા પ્રમાણે ભોજનની બીજી વ્યવસ્થા કરી. જે ઘરમાં આવી સ્ત્રી હોય તે ઘરના શા હાલ?

મનુષ્યના શરીરનું આરોગ્ય સારું હોય તોજ તેનાથી પોતાના જીવનનાં કર્તવ્યો સારી રીતે થઇ શકે, અને સારું આરોગ્ય રહેવાને સારું ભોજન એ અવશ્યની વસ્તુ છે, એટલામાટે સ્ત્રીઓએ તે સંભાળથી તૈયાર કરવું જોઇએ. જો પહેલેથી રસોઇના કામની વ્યવસ્થા કરવામાં આવે તોજ સમયસર યોગ્ય ભોજન તૈયાર થઇ શકે. જેમ ભોજનમાં તેમ પોશાકમાં પણ વ્યવસ્થા અને સ્વચ્છતા જોઇએ. રોજ નવાં કપડાં પહેરવાં એમ કહેવાની મતલબ નથી. ભલે તે જાડાં હોય, પણ તે ફાટેલાં કે મેલાં તો નજ હોવાં જોઇએ. ફાટેલાં ને મેલાં કપડાં પહેરવાં તેમાં પહેરનારનું આળસ છે. કપડું ફાટ્યું હોય તો તે સાંધવાની અને મેલું થયું હોય તો તે ધોવાની ફરજ છે, પુરુષનાં તથા છોકરાંનાં કપડાંની સ્ત્રીઓએ વ્યવસ્થા રાખવી જોઇએ. ઘરમાં બધું સ્વચ્છ ને વ્યવસ્થિત રાખવું જોઇએ. ગાદલાગોદડાંમાં માંકડની જમાત ભરાઇ જાય તેમ નજ થવા દેવું જોઇએ. મુંબઇજેવા શહેરમાં જો આ બાબત એકાળજી રાખવામાં આવે તો પછી સાંકડી કોટડીઓમાંથી એ રાક્ષસી પ્રજા દૂર થવી કઠણ છે. બૈરાંએ વ્યવસ્થિત

રહીને સમયસર રાંધવું જોઇએ, ને ભોજનાદિથી પરવારીને ઘરનું બીજું કામ કરવું જોઇએ, તેમજ થોડું થોડું સારું વાચન પણ કરવું જોઇએ. પાંચ બૈરાંએ અવકાશે ભેળાં થઇ, ભાગવત રામાયણ કે બીજાં સારાં પુસ્તકોદ્વારા સત્સંગ કરવો જોઇએ.

પુરુષોએ પણ નિયમ બાંધીને તે પ્રમાણે વર્તવું, ને ઘરનાં બૈરાંને સગવડ કરી આપવી.

**ઇંગ્રેજોની વ્યવસ્થા ને સમયપાલકતા.** ઇંગ્રેજોને માટે લોકો ગમે તેમ બોલતા હોય, પણ તે સેંકડો ગાઉ દૂર રહ્યા છતાં આપણા મુલકઉપર રાજ્ય કરે છે તેમાં તેમની વ્યવસ્થા અને સમયપાલકતા ખાસ કારણરૂપ છે. તેમના મહારાજાનો કાર્યક્રમ માસ, તારીખ, કલાક ને મિનિટમિનિટપ્રમાણે બહુધા પજે, ને આપણા ઘણા રાજાઓના કાર્યક્રમમાંથી નિશ્ચિત થયેલો મહિનો પજે તોપણ ઠીક કહેવાજેવું ગણાય! શ્રીમાન્ પંચમ જયોર્જ રાજ્યારોહણ-માટે જયારે હિંદુસ્તાનમાં આવવાના હતા ત્યારે તેમનો પ્રવાસક્રમ ત્રણ ચાર માસપહેલાં બહાર પડેલો. એ વેલા મુશ્કેલીનો મામલો હતો. એમની સ્ટીમરની આસપાસ ચારેક ક્રુઝેડો રાખવી પડી હતી. રસ્તામાં સ્ટીમરને તોફાન લાગ્યું હતું, છતાં તેઓ મુંબઇના બારામાં સમયસર ઊતર્યા. ત્યાંથી ટ્રેનમાં સમયસર રવાના થયા. માર્ગનો પ્રવાસ સમયસર કર્યો. નીમેલી તારીખે દશ વાગે દિલ્હીના સલીમ-ગઢના સ્ટેશને ઊતરવાનો કાર્યક્રમ હતો. સલીમગઢના સ્ટેશનનજીક તેમની સ્પેશ્યલ ટ્રેન આવી ત્યારે દશમાં દશ મિનિટ કમ હતી, એટલે ટ્રેનને સ્ટેશનથી બહાર થોભાવી–સ્ટેશનના પ્લેટફોર્મ પર ન જવા દીધી, પણ જયારે ટાવરમાં દશના ટકોરા થયા ત્યારે ટ્રેન પ્લેટફોર્મપર આવી. કેવી વ્યવસ્થા! ને વ્યવસ્થાપાલનમાટેનો કેટલો આગ્રહ! આપણા

ઉપર તેઓ અમથા રાજ્ય નથી કરતા. સ્વચ્છતા પણ તેમની પાસેથી શીખવાજેવી છે. તેમની સ્વચ્છતા જોવી હોય તો તેમના બંગલાનું દિવાનખાનું જુઓ. આપણાં ઘરોકરતાં તેમના પ્રવાસનાં સાધનોમાં-સ્ટીમરો આદિમાં-વધારે સ્વચ્છતા ને વ્યવસ્થા હોય છે. રેલ્વે ગાડી પૈસા મેળવે છે તેમાં તેનું સમયપાલન કારણરૂપ છે. સુરતના સ્ટેશનથી ભલે અર્ધી રાતે ગાડી પસાર થાય, તોપણ મનુષ્યોને ગાંસડાપોટલાં લઇને હાજર થવુંજ પડે. જો નિશ્ચિત સમય ન હોય તો એ વખતે ગાડીમાં બેસવા કોણ આવે? મનુષ્યો આવે કે ન આવે તોપણ નિમેલે સમયે સ્ટીમર કે ટ્રેન ઊપડેજ. વ્યવસ્થા અને સમયપાલન વ્યવહારપરમાર્થમાં આગળ વધવાને બહુ આવશ્યક છે, માટે જેમ બને તેમ જાગૃતિથી વ્યવસ્થિત ને સમયપાલક થવું.

## ૫ મોહ

મોહ, અવિવેક, જડતા, મૂઢતા ને અણસમજ એ એક અર્થના વાચક શબ્દો છે. તમોગુણના વધારાવડે મોહ ઉદય પામે છે. મોહ બે પ્રકારનો છે. પહેલો સામાન્યમોહ એટલે હિતાહિતની અણસમજ, લાભાલાભની અણસમજ, ને કર્તવ્યાકર્તવ્યની અણસમજ. બીજો વિશેષમોહ એટલે અવિદ્યા-અજ્ઞાન. તેવડે જીવને બંધન થાય છે. દેહાદિમાં હુંપણાની (આત્માની) બુદ્ધિ ને જગતમાં સત્યપણાની બુદ્ધિ તે વિશેષમોહનું સ્વરૂપ છે. બન્ને પ્રકારનો મોહ મનુષ્યનું અધઃપતન કરે છે.

મોહનો વિવેકવડે પરાજય થઇ શકે છે. મનુષ્યે શાસ્ત્ર,

સદ્ગુરુ ને અન્ય મહાપુરુષોદ્વારા પોતાનું હિતાહિત સમજવું, ને પછી પોતાના હિતમાં પ્રવૃત્તિ કરવી, ને અહિતને ત્યજવું. સર્વદા સારાસારના વિચારરૂપ, લાભાલાભના વિચારરૂપ, કર્તવ્યાકર્તવ્યના વિચારરૂપ અને સત્યાસત્યના વિચારરૂપ વિવેકને બલવાન્ રાખી શુભનું સેવન કરવું, અને અશુભને ત્યજવું. એમ કરવાથી મોહનો જય થઇ શકે છે.

**મોહ મનુષ્યને ઊલટું દર્શન કરાવનારો છે.** તે હિતને અહિતરૂપ ને અહિતને હિતરૂપ દેખાડે છે, અસારને સારરૂપ ને સારને અસારરૂપ દેખાડે છે, સત્યને અસત્યરૂપ ને અસત્યને સત્યરૂપ દેખાડે છે, ધર્મને અધર્મરૂપ ને અધર્મને ધર્મરૂપ દેખાડે છે, લાભને અલાભરૂપ ને અલાભને લાભરૂપ દેખાડે છે, તથા કર્તવ્યને અકર્તવ્યરૂપ ને અકર્તવ્યને કર્તવ્યરૂપ દેખાડે છે, અને એમ કરીને મનુષ્યપાસે અવળી પ્રવૃત્તિ કરાવે છે. મનુષ્યે એ મોહને પોતાનો મહાશત્રુ માનીને હણવો જોઇએ. કોઇ કહે કે:–" મનુષ્ય પોતાનું હિતાહિત સમજે છે, એટલે તે પોતાના હિતમાંજ પ્રવૃત્તિ કરે, અહિતમાં પ્રવૃત્તિ કેમ કરે ? " ઉત્તર:–આ શંકા ઉચિત નથી. વ્યસનો સર્વપ્રકારે મનુષ્યનું અહિત કરનારાં છે, છતાં ઘણા મનુષ્યો તેને અધીન થઇ રહે છે, એ મોહવશતાનો પ્રત્યક્ષ પુરાવો છે. દાખલાતરીકે આર્થિકદૃષ્ટિએ, નીતિની દૃષ્ટિએ, ધાર્મિકદૃષ્ટિએ, આરોગ્યની દૃષ્ટિએ અને પ્રતિષ્ઠાની દૃષ્ટિએ વિચારતાં દારૂ મનુષ્યને અતિહાનિકર છે, છતાં તે વાત ભૂલીને કેટલાક મનુષ્યો દારૂ પીએ છે. જો કોઇ રાજાને, સત્તાધીશને કે ધનાઢ્યને "તમને અમુક રૂપીઆ આપીએ, અને તમે ગાંડા થઇને કાચના તખ્તા કે હાંડીઓ વગેરે ફોડો" એમ કહેવામાં આવે તો તેમને અપમાન લાગે; પણ કેટલાક રાજાઓ, કેટલાક સત્તાધીશો ને કેટલાક ધનાઢ્યો પૈસા ખર્ચી

દારૂ પીને પોતાની મેળે ગાંડા થાય છે, ને મકાનમાંના તખ્તા ને હાંડીઓ વગેરે ફોડે છે! કેટલાક રાજાઓને તથા કેટલાક રાજકુંવરોને દારૂ તમારા લીવરને-કલેજાને-બહુ હાનિ કરનારો છે એમ ડૉક્ટરોએ અને વૈદ્યોએ સ્પષ્ટ કહ્યા છતાં, અને દારૂના વ્યસનથી શરીરનું આરોગ્ય ગુમાવી બેસી બહુ પીડા ભોગવતાં છતાં, તેઓ દારૂનું વ્યસન છોડી શક્યા નથી, અને મોતને શરણ થયા છે! આ કલ્પિત વાત નથી, પણ બનેલી વાત છે. નીતિની દૃષ્ટિએ વિચારતાં પણ દારૂ ત્યજવાયોગ્ય છે. દારૂ પીનારને દારૂના કેફમાં બોલવાચાલવાનું ભાન રહેતું નથી. તે ગમે તેમ એલફેલ બકે છે. દારૂડીઆ મોટે ભાગે નીતિભ્રષ્ટ અને દુરાચારી હોય છે. ધાર્મિકરીતે જોતાં તો શાસ્ત્રોમાં દારૂનો ભારે નિષેધ કરવામાં આવ્યો છે. સુરા પીનાર બ્રાહ્મણને માટે મોતવિના બીજું પ્રાયશ્ચિત્ત નથી એમ શાસ્ત્ર કહે છે. શાસ્ત્રમાં પાંચ મહાપાપી ગણાવ્યા છે, તેમાં સુરા પીનારને પણ એક મહાપાપીતરીકે ગણ્યો છે, અને તેની સાથે ખાવાપીવા આદિનો એક વર્ષસુધી સંસર્ગ રાખનારને પણ મહાપાપી ગણ્યો છે. સુરા ત્રણ પ્રકારની છે. ૧ ગૌડી, ૨ પૈષ્ટી ને ૩ માધ્વી. મદ્ય ૧૧ પ્રકારનું જણાવ્યું છે. સુરાકરતાં મદ્યથી ઓછો કેફ ચઢે છે. સુરા ને મદ્ય મનુષ્યનાં શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને બગાડનારાં હોવાથી ત્યજવાયોગ્ય છે. મુસલમાની ધર્મમાં પણ દારૂનો નિષેધ કરવામાં આવ્યો છે. તે ધર્મમાં તો એટલે સુધી કહેવામાં આવ્યું છે કે જે પ્રાણીના ચામડાઉપર દારૂનું ટીપું પડે તેની પણ અવગતિ થાય છે. ઈંગ્લાંડ વગેરે દેશો જ્યાં લોકો દારૂ પીએ છે, ત્યાં પણ દારૂને લોકો સારો ગણતા નથી. ત્યાંનાં વર્તમાનપત્રોમાં "નોકર જોઈએ છીએ" એવા મથાળાવાળી જાહેરખબરોમાં અમુક જરૂરની હકીકત બતાવીને છેવટ લખ્યું હોય

છે કે "ઉમેદવાર દારૂ પીનાર ન હોવો જોઇએ." ડૉક્ટરો દવાતરીકે દારૂ કવચિત્ વાપરે, પણ દારૂનું વ્યસન કરવાની તો તે પણ નાજ પાડે છે. અફીણ વખતે ઔષધમાં વપરાય તેથી તે સેવવાયોગ્ય પદાર્થ છે એમ નજ કહેવાય. તેજ પ્રમાણે દારૂનું પણ સમજવું. કોઇ પ્રશ્ન કરે કે "આપણા ધર્મમાં જો દારૂ પીવાની મનાઇ છે તો વામમાર્ગીઓ જે શક્તિના ઉપાસકો છે તે કેમ દારૂ પીએ છે?" આના પ્રત્યુત્તરમાં જણાવવાનું કેઃ-" શાસ્ત્રનો હેતુ હાનિકર વસ્તુસાથે કોઇને જોડી હેરાન કરવાનો હોય નહિ એમાં પણ શાસ્ત્રકારોનો હેતુ મનુષ્યને નિયમમાં લાવવાનો અને ક્રમે કરીને તેને શુદ્ધ માર્ગે ચઢાવવાનો છે. જે મનુષ્યો સ્વચ્છંદીપણે વર્તે છે, ગમે તે ખાયપીએ છે, ને ગમે તેમ ચાલે છે તેમને પકડમાં (શાસ્ત્રાદિની મર્યાદામાં) લેવાનો છે. દેવીને ધર્યા વિના દારૂ ન પીવાય, દેવીને ધર્યા વિના માંસ ન ખવાય, આમ કહીને શાસ્ત્રો સ્વચ્છંદી મનુષ્યોને પોતાની સાથે જોડે છે, ને નિયમમાં આણે છે. શાસ્ત્રમાં અમુક પ્રસંગે દારૂ પીવાની છૂટનાં જે વચનો હોય તે પરિસંખ્યા-વિધિવચન જાણવાં, અને તેનો હેતુ મનુષ્યને પ્રથમ બહુ પાપમાંથી બચાવી અલ્પ પાપપર લાવવાનો, ને છેવટ પાપમાંથી કેવલ બચાવવાનો છે."

વ્યસની સર્વદા સૂતકી છે. અફીણીને પ્રત્યેક કામમાં એટલું બધું આળસ આવે છે કે તેનાથી નહાવાધોવાનું, પૂજાપાઠ કરવાનું કે પોતાના ધંધાનું કામ યથાયોગ્ય થઇ શકતું નથી. તેનાથી આચાર પાળવાનું કામ પણ બની શકતું નથી. વ્યસનીનું નિવાસસ્થાન, શરીર, કપડાં ને મન મલિન હોય છે. તેનું અંતઃકરણ બહુ ભાગે તમોગુણથી ઘેરાયલું ને અપવિત્ર હોય છે, તેથી તેને સદા સૂતકી કહ્યો છે. વ્યસનીનો

વ્યવહાર ને પરમાર્થ બંને બગડે છે. તમાકુ પીવી, ખાવી કે સુંઘવી-ઘસવી એ સારું નથી. તે એક તરહનું દુર્વ્યસન છે. મનુષ્ય ટેવનો બનેલો છે. **કુટેવ ન પાડવી એ સહેલી વાત છે, પણ પડેલી કુટેવ ત્યજવી એ ઘણી કઠિન વાત છે.** જો બહુ આગ્રહથી હૃદયવડે પ્રયત્ન કરવામાં આવે તોજ પડેલી કુટેવ છૂટે. **પ્રભુ પ્રત્યેક પ્રાણીના હૃદયમાં વિરાજી રહ્યા છે, તો તમાકુ પીનાર મનુષ્યે પોતાના હૃદયમાં ધૂમાડો ભરીને પ્રભુને મુંઝવવા ન જોઇએ.** કોઇ કવિએ કહ્યું છે કેઃ--

" જે મુખ અમૃત આરોગીએ, જપીએ હરિના જાપ;
તે મુખ ધુંવા નીકસે, એ પૂર્વજન્મનાં પાપ. "

**માણસે બીડી, હોકો કે ચલમ પીવાની ટેવ પાડી જંગમજ્વાલામુખીરૂપ નજ બનવું જોઇએ.** જેના મુખમાંથી ને નાકમાંથી વારંવાર ધૂમાડા નીકળ્યા કરે તેને જંગમ-જ્વાલામુખીની નહિ, તો બીજા કોની ઉપમા અપાય ? જો ચલમના કે હોકાના ધૂમાડાથી તે પીનારના હાથમાં કે વચ્ચે રાખેલા કપડામાં ડાઘ પડે છે, તો પછી હૃદયજેવા કોમલ સ્થાનમાં ડાઘ કેમ ન પડે ? ને તેને હાનિ કેમ ન કરે ? વ્યસનીને વસ્તુના પવિત્રઅપવિત્રપણાનો વિચાર રહેતો નથી. તમાકુનો વ્યસની એકની પીધેલી એઠી બીડી કે હોકો પીએ છે. આથી એકનો ચેપી રોગ બીજાને લાગવા સંભવ છે. વળી ઉચ્ચ વર્ણનો તમાકુ પીનાર કદાચ હોકાની ને બદલાવે, પણ ઉલકામાં પાણી તો બીજી ઊતરતી જ્ઞાતિવાળાનું હોય, તેમાં પવિત્રતા ક્યાં સચવાઇ ? હોકલી કે ચલમ પીવામાં પણ આવીજ મલિનતા રહેલી છે.

**વ્યસનીને જ્યારે જ્યારે પોતાના વ્યસનની તલબ લાગે છે ત્યારે તેને પોતાના કર્તવ્યાકર્તવ્યનું ભાન રહેતું નથી.** એક વાર એવું બન્યું કે કાઠિયાવાડના એક પ્રાંતના અગાઉના એક રાજા શહેર-બહારથી પોતાના શહેરમાં આવતા હતા. ત્યાં તે નગરના દરવાજા-આગળ રૂપેરી હોકાવાળો ને સારો પોશાક પહેરી રજપૂતજેવો જણાતો એક માણસ તેમણે જોયો, એટલે તે રાજાએ પોતાને હોકો પીવાનું વ્યસન હોવાથી તેની પાસેથી હોકો પીવામાટે માગ્યો. ત્યારે તે માણસે જવાબ દીધોઃ—" બાપુ ! હું મેઘવાળ ( ઢેડ ) છું !" રાજા આથી શરમાઈ ગયા, ને ત્યારથી તેમણે હોકો પીવાનું વ્યસન ત્યજી દીધું, અને પોતાની **કચેરીમાં હોકો પીવાનો રિવાજ બંધ કર્યો. હજી પણ તે રાજ્યમાં રાજાની કચેરીમાં હોકો પીવાતો નથી.** એક દુહામાં હોકાનું સ્વરૂપ આવું વર્ણવ્યું છેઃ—

" બાંબી વાકી જલભરી, ઉપર ડારી આગ;
જબે બજાઇ બંસરી, નીકસ્યો કારો નાગ."

( જેનો રાફડો ( ઉલકો ) જલથી ભરેલો છે. તેની ઉપર ( ચલમમાં ) આગ મૂકી છે. પછી જ્યારે બંસરી ( ને-ડાંડી ) બજાવી ( વગાડી-ગુડગુડાટ કર્યો ) ત્યારે તેમાંથી કાળો નાગ ( ધૂમાડો ) નીકળ્યો. )

**તમાકુના વિશેષ દોષો.** હોકાના ધૂમાડાને કાળો નાગ કહ્યો છે તે હેતુપુરઃસર છે. એ ધૂમાડો ઝેરી છે. બહુ આકરી તમાકુ હોય તો તે પીનારને ફેર આવે છે. તમાકુનાં બીઆંમાંથી ઝેરી તેલ નીકળે છે. જો તેનાં અમુક ટીપાં કૂતરાંને કે બીલ્લાડાંને આપવામાં આવે તો તે મરી જાય છે. તમાકુમાં રહેલા ઝેરથી તમાકુનો ઉપ-

યોગ કરનાર માણુસની હોજરી, ફેફસાં, આંખો ને મગજ બગડે છે. હોકાનું પાણી ઢોળાય ત્યાં જો જીવડાં હોય તો તે મરી જાય છે. આ પ્રત્યક્ષ હિંસા છે. જ્યારે તમાકુ તૈયાર થાય છે ત્યારે તેનાં પાંદડાંપર અનેક જંતુઓ થાય છે તેને તે પાંદડાંપર જલના કોગળા કરી મારી નાંખવામાં આવે છે. પછી તેનો સોડ નાંખે છે તેમાં પણ ઘણી જીવહિંસા થાય છે. તમાકુ પીનાર મનુષ્ય તમાકુમાં મરેલાં જંતુઓનાં શરીરોનો ધૂમાડો પણ પોતાના ગળામાં ઉતારે છે. કોઇ પણ દ્વિજને આમ કરવું ઉચિત છે ? તમાકુ ખાવાથી પણ મગજ ઉશ્કેરાય છે, ને નબળું પડે છે. બહુ તમાકુ ખાનારની વાણીનો વેગ ઘણો વધી જાય છે. તેના જઠરાગ્નિપર પણ તમાકુના રસની ખરાબ અસર થાય છે. તમાકુ ( છીંકણી ) સુંઘનાર માણુસ તેનાવડે પોતાનું નાક, કપડાં, આંખો ને મગજ બગાડે છે. છીંકણી સુંઘવાથી તેની ઝેરી અસરથી વારંવાર આંખ ને નાકમાંથી પાણી નીકળે છે, ને એને લઇને આંખની જોવાની શક્તિ કમી થાય છે. વારંવાર તમાકુનો ધૂમાડો લાગવાથી પણ આંખો ખરાબ થાય છે. વળી છીંકણીના વ્યસનીની નાસિકાઇંદ્રિય બહેર મારી જાય છે. તેને સુગંધદુર્ગંધની જોઇએ તેવી ખબર પડતી નથી. તેની અપવિત્રતાનું તો પૂછવુંજ શું ?

"ખાય તેનો ખૂણો, પીએ તેનું ઘર;
સુંઘે તેનાં લૂગડાં, એ ત્રણે બરાબર."

તમાકુ ખાનાર મનુષ્ય તમાકુને ચૂનો લગાડીને પછી તેના ઉપર ત્રણ ટપલા મારે છે, તેવિષે કોઇ રમુજી માણુસે કહ્યું છે કે **એ ત્રણ ટપલા તે તેના ત્રણ પિતૃઓને-પિતા, પિતામહ ને પ્રપિતામહને-પરનાળ મારે છે-ધિક્કાર આપે છે !**

**દેવપૂજનવેલા તમાકુ સુંઘાય, વા તમાકુનો ફાકડો મોહામાં નંખાય એમાં અપવિત્રતા ઉપરાંત દેવનું અપમાન પણ થાય છે.** જો પાસે બેસનારને છીંકણીનું વ્યસન ન હોય તો તેને પણ છીંકણીની ઝચુ ઊડવાથી છીંકો આવે છે, ને ત્રાસ થાય છે.

**તમાકુ પીવાથી કે ખાવાથી પાચનશકિત વધે છે, તેમજ તેથી દસ્ત સાફ આવે છે એમ કહેવામાં પણ ભ્રમણા રહેલી** છે. કુટેવ પડી જવાથી એવી ભ્રમણા મનુષ્યને થાય છે. જો તમાકુના વ્યસની કહે છે એમજ હોય તો પછી જે પુરુષો ને બૈરાં તમાકુ પીતાં ખાતાં નથી તેનું શું થતું હશે? શું તે મંદાગ્નિવાળાં હોય છે? ને તેને શું દસ્ત નથી આવતો? દસ્ત સાફ લાવવો હોય તો તેના ઉપાય ક્યાં થોડા છે? સવારમાં ઊઠીને ટાઢું પાણી પીવાથી ને પ્રકૃતિમાં શરદી જણાતી હોય તો તે વેલા નવશેકું ગરમ પાણી પીવાથી મલશુદ્ધિ સારી થાય છે. જેને હમેશાં કબજીઅત જણાતી હોય તેણે રાત્રિએ સૂતી વેલા નવશેકું ગરમ પાણી પીવાનું રાખવું, એથી મલશુદ્ધિમાં ઉપકાર થશે.

**બહુ ઊકાળેલા ચામાં ટેનીનનામનું ઝેર પ્રકટ થાય છે.** બહુ ઊકાળેલો ચા પીવાથી, તેમજ વારંવાર ચા પીવાથી એ ઝેરની અસરથી માણસની પાચનશક્તિ કમી થાય છે, તેને અનાજ ભાવતું નથી, ને તેને લઇને તેનું શરીર નબળું પડે છે. બહુ ચા પીનારનું મગજ આવેશવાળું થઇ જાય છે, ને તેનો સ્વભાવ ચીડીઓ થઇ જાય છે. ચાના વ્યસનથી દૂર રહેવું તે સારું છે. તેમાં પણ હોટેલનો ચા પીવો એ તો કોઇ રીતે યોગ્ય નથી. એથી તો બેવડું નુકસાન થાય છે. તે ચા ઊકળ્યા કરતો હોવાથી તેમાં ટેનીન વધારે ઉત્પન્ન

થાય છે. કેટલાક હોટેલવાળા ચાને સ્ટ્રોંગ ( આકરી ) કરવાને ચાની સાથે અફીણના પોસ પણ ઊકાળે છે. આવો ચા જે પીએ તેને પછી બીજો ચા પસંદ આવતો નથી. વળી હોટેલમાં ચા પીવો તેમાં વટાળ તો પ્રત્યક્ષપણે છે. એક ડોલમાં પાણી ભરીને તેમાં ગમે તેણે પીધેલા પ્યાલા નાંખી, બહાર કાઢી, બીજા ચા પીવા આવનારને ચા ભરીને તે પ્યાલા આપતા જાય છે. આમાં શુદ્ધિ ક્યાં રહી ? વળી આથી રોગનો પણ ફેલાવો થાય છે. એઠા પ્યાલામાં રહેલા રોગના અંશથી એકબીજાના રોગ માણસને ચોંટે છે. કેટલાક ઉંચ વર્ણના હિંદુ જુવાનીઆઓ તો ઇરાનીની હોટેલમાં ચા પીવા જતાં શીખ્યા છે ! આમાં કેટલી ધર્મહાનિ છે ? આવા અનાચારીઓને શાસ્ત્રોક્ત ધર્મમાં શ્રદ્ધા ક્યાંથી રહે ? **સમજુએ હોટેલનો ચા કદી પણ નજ પીવો જોઇએ.** જો જરૂર જણાય, ને નજ ચાલે તો એકાદ વાર ચા પોતાને ઘેર બનાવરાવીને તે પણ બહુ ઊકાળ્યાવિનાનો પીવો, પણ હોટેલના ચાથી કે હોટેલના નાસ્તાથી સર્વદા દૂર રહેવું. કોઇ કોઇ હોટેલમાં ભજીઆં તળવામાં હનુમાનજીને ચઢેલું સિંદુરવાળું ઝેરી તેલ વપરાય છે. માણસના શરીરને આથી નુકસાન થાય છે. ઘેર પણ ત્રણ ચાર વાર ચા ન પીઓ. તમે જેટલો વધારે ચા પીશો તેટલી તમારા શરીરને વધારે હાનિ થશે એ ઊઘાડી વાત છે. ચા પીવાથી ચા પીનારના શરીરમાં રહેલી શક્તિ એકઠી થઇ તેના મગજને જોસ આપે છે, પણ તેનું પરિણામ તેના શરીરમનની નબળાઇમાં આવે છે.

**કોકેન ઘણી ઝેરી વસ્તુ છે.** જેને કોકેન ખાવાની ટેવ પડે છે તે પછી મહામુશીબતે મૂકી શકે છે. કોકેન માણસને નબળો,

કરી મૂકે છે. સરકારે એના વેપારઉપર ઘણો જાપ્તો રાખ્યો છે, છતાં તેના વ્યસનીઓ ચોરીચુપકીથી વેપારીઓપાસેથી કોકેન મેળવી-ને ખાય છે, ને હેરાન થાય છે. કેટલીક વાર વર્તમાનપત્રોમાં આ બાબતના કેસો થયેલા પણ વાંચવામાં આવે છે.

**ભાંગ, ગાંજો, ચડસ, માજમ ને ભુરકી ઇત્યાદિ પણ ત્યજવાયોગ્ય છે.** તે કેફી ચીજો છે. પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે તેના વ્યસનથી દૂરજ રહેવું જોઇએ. **શ્રીશંકર** ભાંગ પીએ છે એ અજ્ઞાની મનુષ્યોની ખોટી કલ્પના છે, છતાં મહાશિવરાત્રિને દહાડે કોઇ મનુષ્યે **શ્રીશંકર**ને ભાંગ ધરાવી હોય તેનું પ્રસંગોપાત્ત માત્ર આચમન કરવામાં આવે તો તેમાં વિરોધ ગણાય નહિ. દેવપ્રસાદની તો કણિકાજ જોઇએ. ભાંગને મહાદેવની પ્રસાદી ગણી માનાર્થે લગાર માથે ચઢાવો, પણ વાડકા કે પ્યાલા ભરી ભાંગ પીઓ નહિ તેમાં પછી પ્રસાદીપણું રહેતું નથી. કોઇ હઠયોગીઓ પોતાના ચિત્તની એકાગ્રતામાટે કોઇ કોઇ વાર ભાંગ પીએ છે, પણ તે ઇચ્છવાયોગ્ય નથી. તે ભાંગ તમોગુણ વધારે છે, ને કર્તવ્યનિષ્ઠા શિથિલ કરે છે. ભાંગ પીવાથી માણસનું મગજ ભમે છે, ને તેની બુદ્ધિ જાડી થાય છે. ભાંગ પીધાપછી મનમાં જે તરંગો ઉપજે છે તે તરંગો રોકવા કઠિન છે. કોઇ કવિએ કહ્યું છે કેઃ—

"ભાંગ ભખન તો સેલ હૈ લહેરાં મુસ્કિલ હોય."

ગાંજો પણ બહુ નુકસાનકારી વસ્તુ છે ગંજેરીને ગાંજાના કેફને લઈ બોલ્યાનું ભાન રહેતું નથી. તેનું મગજ સાધારણ પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થતાં ઉશ્કેરાઇ જાય છે. ગાંજો ફેફસાંને બહુ બગાડે છે. ગંજેરીને કફ વધવાથી અસાધારણ ઊધરસ થાય છે, ને તેનું લોહી ઘટી જાય છે.

પ્રાણાયામના અભ્યાસમાં પોતાના તનમનને થાક ન લાગે તેમાટે પ્રાણાયામના કોઇ કોઇ અભ્યાસીઓ અગાઉ થોડો ગાંજો પીતા હશે, ને તેપરથી નવરા સાધુવેશધારીઓમાં ગાંજો પીવાનું વ્યસન ચાલ્યું હશે. પવિત્ર સાત્ત્વિક યોગાભ્યાસીઓએ ને અન્ય મનુષ્યોએ આવા કેફી પદાર્થોથી સર્વદા દૂરજ રહેવું જોઇએ.

**માણસને કોઇ પણ કેફી વસ્તુનું વ્યસન પહેલે દહાડે થઇ જતું નથી, પણ અભ્યાસવડે તે હળવે હળવે મનુષ્યના મનમાં** ઘર કરે છે. નદી પોતાના મૂલઆગળ બહુ નાની હોય છે, પણ આગળ જતાં તે મોટાં વહાણ ચાલે તેવી મોટી થઇ જાય છે, તેમ વ્યસનોનું પણ જાણવું. એક કંપનીની ઓફિસમાં એક કારકુનના ડેસ્કપર તમાકુની નકસીકામવાળી રૂપાની ડાબલી પડી હતી, તે તે કંપનીના યુરોપીઅન મેનેજરે ફરતાં ફરતાં જોઇ, ને તે કારકુનને તેમણે પૂછ્યું કેઃ–"આ ક્યાંની બનાવટ છે?" કારકુને કહ્યું:–"સાહેબ! એ ભુજમાં બનેલી છે. ત્યાં રૂપાની આવી નકસીકામવાળી વસ્તુઓ બહુ સારી થાય છે. બીજે દિવસે તે નકસીકામવાળી ને ચકચકિત રૂપાની ડાબલીઉપર સાહેબનું મન વધારે ખેંચાયું, ને તેમણે તે હાથમાં લઇને ઉઘાડી તો અંદર તમાકુ જોઇ સાહેબે પૂછ્યું કેઃ–"આ શું છે?" કારકુને કહ્યું કેઃ–"આ છીંકણી છે. તે બહુ સારી ચીજ છે. આથી માથું દુઃખતું મટે છે, ને મગજનો થાક ઊતરે છે." પછી ત્રીજે દિવસે તે સાહેબે પાછી તે ડાબલી હાથમાં લઇ ઉઘાડી તો અંદરથી સુગંધ આવવા લાગી. તેવિષે તે કારકુનને પૂછતાં તેણે તેમને ખુલાસો કર્યો કેઃ–"સાહેબ! તેમાં ગુલાબના અત્તરનું પુમડું રાખ્યું છે." સાહેબે "અચ્છા." એમ કહી તેમાંથી એક ચપટી લઇ તે સહજ સુંઘી એમ

ચાર પાંચ દિવસસુધી સુંઘવાનું કામ ચાલ્યું, ને અંતે તે સાહેબે પણ છીંકણીની ડાબલી ધારી ! સંગની એવી અસર છે. મનુષ્ય જો જાગ્રત ન રહે તો તે આ પ્રમાણે દુર્વ્યસનમાં ફસાય છે. વ્યસનો મનુષ્યને પરવશ બનાવે છે. વ્યસનોથી મનુષ્યોના અંતઃકરણમાં તમોગુણની વૃદ્ધિ થાય છે, ને તેને લીધે આળસ આદિ દુર્ગુણોનો મનુષ્યમાં વધારો થાય છે. તે માણસનું શરીર ઇંદ્રિયો ને અંતઃકરણ બગાડે છે, ને ધર્મપાલનમાં તો બહુજ શિથિલતા ઉપજાવે છે. સંક્ષેપમાં **દુર્વ્યસનો મનુષ્યનો આ લોક ને પરલોક બંને બગાડે છે, માટે પોતાનું હિત ઇચ્છનારે તેનાથી સર્વથા સર્વદા દૂરજ રહેવું જોઇએ.**

મોહ મનુષ્યને અત્યંત હાનિ કરનારો છે, માટે તેવિષે વિસ્તારથી કહેવું જોઇએ.

**મોહથી મનુષ્યો અનેક તરહની કુટેવોમાં ફસાય છે.** મોહનો સ્વભાવજ એવો છે કે તે અવળાનું સવળું દર્શાવે છે. નાટક, સીનેમા ને સર્કસો જોવા આદિનો શોખ પણ દ્રવ્યહાનિ, ઉજાગરા ને કુસંગવડે મનુષ્યને કષ્ટ આપનારો છે; છતાં કેટલાક મનુષ્યો વ્યવહારપરમાર્થનાં પોતાનાં કર્તવ્યોને બાજુપર મૂકી તેમાં ફસાતા જાય છે, ને પરિણામે પાયમાલ થાય છે સખેદાશ્ચર્ય છે કે કેટલાક માણસોને સંધ્યાકાલે ફરવા જવાનું, સેલસપાટા કરવાનું કે ગામગપાટા મારવાનું ગમે છે, પણ તેમને સંધ્યાવંદન કરવાનું, જપ કરવાનું અથવા પ્રભુભજન કરવાનું ગમતું નથી.

**પંચવિષયોપરનો મોહ. વિષય–વિ** એટલે વિશેષે કરીને ને **ષય** એટલે બંધન કરનાર. જીવોને વિશેષે કરીને બંધન કરનાર તે વિષય.

**એકેક વિષયના મોહથી એકેક પ્રાણીના પ્રાણની હાનિ**

થાય છે ત્યારે એકસાથે પાંચે ઇંદ્રિયોના વિષયોમાં મોહિત થયેલા મનુષ્યની દુર્દશા થાય એમાં શું આશ્ચર્ય ?

**શબ્દવિષયના મોહથી હરણ પોતાનો પ્રાણ ખુએ છે, ને નાગ જન્મપર્યંત બંધીખાને પડે છે.** અગાઉના વખતમાં કેટલાક શિકારીઓ હરણનો શિકાર આમ કરતાઃ-તેઓ રાત્રે વનમાં જઇ ઘંટરવાલનામનાં વાજાં વગાડતા, ને દીવીઓસાથે તે વનમાં ચાલતા. વાજાંના મધુર અવાજથી હરણો તે શિકારીઓની આગળ દોડી આવે છે, ને વાજાંનો શબ્દ સાંભળવામાં લીન થઇ જાય છે. તે વાજાંવાળા આગળ ચાલે એટલે પાછળના બીજા શિકારીઓ તે હરણોને કાતાંથી કે ખડ્ગોથી કાપતા ચાલે. આમ શબ્દવિષયપરની આસક્તિથી હરણોનું મોત થાય છે. નાગ વાદીની મોરલીના નાદમાં પ્રીતિવાળો થઇને રાફડાની બહાર આવી ફેણ ચઢાવી ડોલવા માંડે છે, એટલે વાદી તેની નજર ચૂકાવી તેને એકદમ પકડી લઇને તેની ઝેરી દાઢો કાઢી લઇ તેને પોતાની પાસેના કરંડીઆમાં પૂરી દે છે. આમ શબ્દવિષયપરના રાગથી તે જન્મપર્યંતનો કેદી થાય છે.

**સ્પર્શવિષયના મોહથી હાથી પોતાનો પ્રાણ ખુએ છે.** હાથીના દાંતો તથા હાડકાંમાટે હાથીનો શિકાર કરનારા કેટલાક મનુષ્યો વનમાં હાથીઓના જવાઆવવાના માર્ગમાં એક મોટો ખાડો ખોદી તેના ઉપર ઝાડની પાતળી ડાળીઓ તથા પાંદડાં અને ઘાસ વગેરે મૂકી તેપર કાગળની હાથણી ઊભી કરે છે. પછી તેને જોઇ કોઇ હાથી તેના તરફ દોડતો આવે છે, ને તે એકદમ તે ખાડામાં પડે છે. ખાડામાં એક મોટો શંકુઆકારનો લોઢાનો ખીલો તે લોકોએ ઊભો કરેલો હોય છે, તેવડે તેનું શરીર વીંધાઇ જાય છે, ને તે મરણ પામે

છે. તે હાથી ખાડામાં પડયા પછી તેના ઉપર તે લોકો મીઠું નાંખે છે. કેટલીક મુદતે તે હાથીનું શરીર સડી જાય છે, ને પછી તેના દાંત તથા હાડકાં કાઢી લઇ તેઓ તેને વેચવામાટે લઇ જાય છે.

**રૂપવિષયથી મોહિત થઇને પતંગ અગ્નિમાં પડી પોતાનો પ્રાણ ખુએ છે એ સૌના જાણવામાં છે. ચોમાસામાં મનુષ્યોને તેનો વિશેષ અનુભવ થાય છે.**

**રસવિષયમાં મોહિત થઇને માછલાં મરણ પામે છે.** માછલાંનો શિકાર કરનારા મનુષ્યો વાંસની લાંબી લાકડીને છેડે લાંબો દોરો બાંધી તે લાંબા દોરાને છેડે લોઢાનો એક કાંટો જેને ગલ અથવા બડિશ કહે છે તે બાંધી તેમાં રોટલાનો કે માંસનો નાનો કટકો ભરાવી તેને નદી આદિના પાણીમાં નાંખે છે. તે નદી આદિમાંનાં માછલાં તેને ખાવામાટે પોતાના મોઢામાં તે પકડે છે, એટલે એ કાંટો તેના મોઢામાં પેસી જાય છે, ને પછી તે મચ્છીમાર તેને બહાર કાઢી ફેંકે છે, તેથી તે મરણ પામે છે.

**ગંધવિષયથી ભમરાનું મૃત્યુ થાય છે.** ગંધવિષયના મોહથી “ હમણાં ઊડું, હમણાં ઊડું ” એમ વિચારતો કોઇ ભ્રમર સાયંકાલ-સુધી કમલમાં બેસી રહે છે, અને સૂર્ય આથમતાં તે કમલ બીડાઇ જાય છે તેથી તેમાં તે ભ્રમર પૂરાઇ જાય છે. અતિકઠોર લાકડાને પણ સહેલાઇથી કોતરી નાંખવાના બલવાળો તે તે કમલની બહુ કોમલ પાંખડીઓને પણ કાપી શકતો નથી. ગંધમાં લુબ્ધ થયેલો તે ભ્રમર શું વિચારે છે ? ને તેનું પરિણામ શું આવે છે? તે જુઓઃ-

**“ रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं,**

**भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः ।**

**इत्थं विचिन्तयति कोशगते द्विरेफे,**
**हा मूलतः कमलिनीं गज उज्जहार ॥"**

( રાત્રિ હમણાં ચાલી જશે, સુંદર પ્રભાત થશે, સૂર્ય ઊગશે, ને કમલો ઊઘડીને તેની શોભા વધશે. કમલના કોશમાં પૂરાયેલો ભ્રમર આ પ્રમાણે ચિંતન કરતો હતો ત્યાં અરે ! કમલિનીને ( કમલના વેલાને ) હાથીએ મૂલથી ઊખેડી નાંખી ! )

રાત્રિએ તળાવમાં જલ પીવા તથા જલક્રીડા કરવા આવેલા હાથીના કે હાથણીઓના ઝપાટામાં કાં તો તે ભ્રમર કમલના વેલાસાથે ચગદાઇને મરણ પામે છે, અથવા વેલાસહિત તે કમલને હાથી કે હાથણીઓ ખાઇ જાય છે તો તે તેમના ઉદરમાં વાસ કરે છે ! **મોહનું પરિણામ શું ? મોત !**

**મનુષ્યે વિષયોને પ્રયોજનજેટલાજ સેવવા જોઇએ.** મુમુક્ષુ-મનુષ્યોએ વિષયોમાં રહેલા દોષોનું સતત સ્મરણ રાખીને પાંચ વિષયોના ગુલામ નજ થવું જોઇએ, પણ તે પાંચ વિષયોને જિતવામાટે સતત પ્રયત્ન આંદરપૂર્વક કરવો જોઇએ, ને અંતે તેનો ત્યાગ કરવો જોઇએ.

**સાધક જો વિવેકને બહુ બલવાન્ કરે ને જાગૃતિ સેવે તોજ તેનાથી મોહને જિતી** શકાય છે, અન્યથા તે જિતી શકાતો નથી. વિષયોને ઓસડની પેઠે સેવવા જોઇએ. જેમ ઓસડ વાડકા કે પ્યાલા ભરી ભરીને કોઇ પીતું નથી, પણ ઓછામાં ઓછું ને ન ચાલે તેટલુંજ પીએ છે તેમ મુમુક્ષુએ ધર્મને ને અર્થને બાધ ન આવે એવી રીતે વિષયોનો ન ચાલે તેટલોજ ઉપયોગ કરવો જોઇએ, અને તે કાલે પણ વિષયોનું દુઃખદાતાપણું વિસારવું ન જોઇએ.

જેના અંતઃકરણમાં વિષયદોષદર્શન સર્વદા બન્યું રહે છે તેને વિષયોથી બંધન થતું નથી, ને તેને અલ્પવિષયથી તૃપ્તિ ઉપજે છેઃ—

" परिज्ञायोपभुक्तो हि भोगो भवति तुष्टये ।
विज्ञाय सेवितश्चोरो मैत्रीमेति न चोरताम् ॥ "

આ ચોર છે એમ જાણીને સેવેલો ચોર જેમ આપણી સાથે મિત્રપણાને પામે છે, પણ ચોરપણાને પામતો નથી, તેમ વિષયોના દોષો જાણીને આવશ્યક વિહિત વિષયો સેવવામાં આવે તો તે મનુષ્યના અંતઃકરણમાં મોહને કે અતૃપ્તિને ઉપજાવતા નથી, પણ તૃપ્તિને ઉપજાવે છે. ઓળખીતો ચોર આપણે ત્યાં ચોરી કરતો નથી. તે જાણે છે કે જો આને ત્યાં હું ચોરી કરીશ તો તે મને ઓળખે છે એટલે તરત મને પોલીસમાં પકડાવશે. એ પ્રમાણે તે દબાયેલો રહે છે એટલુંજ નહિ, પણ પ્રસંગે મિત્રની પેઠે કામ પણ કરી આપે છે, તેમ દોષદર્શન-પૂર્વક આવશ્યક વિહિત વિષયોનું સેવન પણ જાણવું.

**મોહની ગહન ગતિ.** વિષયોને મેળવવામાં શ્રમ, તેના રક્ષણમાં શ્રમ, તેનો અલ્પસમયજ ઉપભોગ, અને જો ભોગમાં અતૃપ્તિ રહે તો તે અતૃપ્તિને પરિણામે દુઃખ. આમ છતાં મનુષ્યો વિષયોથી છૂટી શકતા નથી એ બહુ ખેદની વાત છે. રાજર્ષિ ભર્તૃહરિ કહે છે કેઃ—

" अजानन् माहात्म्यं पतति शलभस्तीव्रदहने,
स मीनोऽप्यज्ञानाद्बडिशयुतमश्नाति पिशितम् ।
विजानंतोऽप्येते वयमिह विपज्जालजटिलान्,
न मुंचामः कामानहह गहनो मोहमहिमा ॥ "

" નહિ જાણી શક્તિ શલભ[1] દીપઝાળે પડી બળે,
વળી યે અજ્ઞાની ગલયુત[2] પિશિતો[3] મીન ગળે;
દુઃખોથી ઘેરેલા વિષય જન જાણે તદપિ તે,
નથી દેતા છોડી ગહન ગતિ છે મોહતણી એ. "

વિષયોમાં એકગણું સુખ ને હજારગણું દુઃખ છે, માટે હિતકર-અહિતકરનો, કર્તવ્યાકર્તવ્યનો તથા લાભાલાભનો વિચાર કરી નઠારાં વ્યસનોને તથા નઠારા વિષયોને વિવેકી મનુષ્યે છોડી દેવાં જોઇએ. એ પ્રમાણે સામાન્ય મોહથી મુક્ત થવામાટે સુખેચ્છુ મનુષ્યે આ ઉપાયો યોજવા જોઇએ તે કહેવાયું.

**વિશેષમોહને–અવિદ્યાને ( અજ્ઞાનને )–ત્યજવામાટે જડ-ચેતનના વિવેકની જરૂર છે.**

પ્રબોધચંદ્રોદયનાટકમાં વિવેક અને મહામોહનું યુદ્ધ વર્ણવ્યું છે. એકતરફ સત્ત્વગુણના ધર્મોરૂપી ને બીજીતરફ રજોગુણના તથા તમોગુણના ધર્મોરૂપી યોદ્ધાઓ છે. બંને પક્ષનું મોટું યુદ્ધ નિરંતર ચાલે છે, તેમાં અંતે વિવેક મહામોહનો પરાજય કરે છે, ને તેને પોતાના પવિત્ર પ્રદેશની હદપાર કરી મ્લેચ્છોની ભૂમિમાં વાસ કરવા જવાની મહારાજા વિવેકતરફથી આજ્ઞા થાય છે.

મનુષ્યના અંતઃકરણમાં વિવેકનો જય થતાં મહામોહ આદિ સઘળા દોષો મનુષ્યના હૃદયમાંથી ચાલ્યા જાય છે, ને તેને સ્થાને વૈરાગ્ય તથા શમદમાદિ શુભગુણોનો તેના હૃદયમાં વાસ થાય છે. જ્યારે સાધકના પુરુષાર્થથી ને શ્રીસદ્ગુરુની તથા શ્રીઇશ્વરની કૃપાથી એ પ્રમાણે થાય ત્યારે તેને પરમતત્ત્વનું જ્ઞાન બહુ સહેલાઇથી થાય

૧ પતંગ–પતંગીઉં. ૨ લોઢાના કાંટાસહિત. ૩ માંસ.

છે. પરમતત્ત્વનું દૃઢજ્ઞાન જ્યારે મુમુક્ષુને થાય છે ત્યારે તે મુમુક્ષુ મટી મુક્ત થાય છે, અને તેને પોતાના આત્માથી ભિન્ન સઘળું મિથ્યા જણાય છે.

**જ્ઞાનીને જગત્ દેખાતાં છતાં તે મિથ્યા શી રીતે લાગે?** એમ કોઇ શંકા કરે તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે આકાશ આસમાની રંગનું દેખાતાં છતાં પણ વિવેકીને તે આસમાની રંગનું નથી એવો નિશ્ચય થાય છે કે નહિ? તમારે કહેવુંજ પડશે કે થાય છે. તેવી રીતે જગત્ દેખાતાં છતાં પણ તેના મિથ્યાપણાનો દૃઢ નિશ્ચય જ્ઞાનીને થાય છે.

**" भ्रमस्य जागतस्यास्य जातस्याकाशवर्णवत् ।**
**अपुनःस्मरणं मन्ये साधो विस्मरणं वरम् ॥ "**

શ્રીયોગવાસિષ્ઠના સારરૂપ આ શ્લોક છે. તેનો અર્થ એવો છે કે "હે સાધો!—હે ભરદ્વાજ!—આકાશના નીલવર્ણની પેઠે બ્રહ્મમાં મિથ્યા ઉપજેલા આ જગતરૂપી ભ્રમનું ફરીથી સત્યરૂપે સ્મરણ ન થાય એવું તેનું વિસ્મરણ થાય એ હું શ્રેષ્ઠ (પરમ હિતકર કૈવલ્ય—મોક્ષ) માનું છું." કોઇ જલાશયને કિનારે જ્યારે આપણે ઉભા રહીએ છીએ ત્યારે તે જલાશયના જલમાં આપણા શરીરનું પ્રતિબિંબ ઉંધું દેખાય છે, છતાં આપણે તેને મિથ્યા દેખાવ સમજીએ છીએ,—આપણું શરીર જલમાં ઉંધું જોતાં છતાં પણ આપણું શરીર ઉંધું થયેલું છે એમ આપણે માનતા નથી. તેલના વાટકામાં કે કોડીઆમાં રાખેલી સીધી સળીને વાંકી જોતાં છતાં પણ તેને આપણે સીધી માનીએ છીએ,—આ વાંકી નથી, પણ સીધીજ છે એવા નિશ્ચયવાળા રહીએ છીએ. અરીસામાં

પોતાનું મોઢું જોતાં છતાં પણ તે સાચું મોઢું નથી, પણ ખોટું મોઢું (પ્રતિબિંબ) છે એમ આપણે માનીએ છીએ. આ પ્રમાણે દૃઢ બ્રહ્મવિદ્યાનો પોતાના હૃદયમાં ઉદય થવાથી જ્ઞાનીને જગત્ દેખાતાં છતાં પણ તે મિથ્યા જણાય છે.

**એક વસ્તુને બે રૂપે કેમ જોઇ શકાય ?** જગતને જગતરૂપે જોવાય, ને પાછું તેને બ્રહ્મરૂપે પણ જોવાય એ કેમ બને ? બને. જુઓ, તમારા ગામમાં નાટકમંડલ આવ્યું છે. એ નાટકમંડલમાંનાં માણસોને તમે ઓળખો છો. હવે તમે એ નાટકનો રાજા હરિશ્ચન્દ્રનો ખેલ જોવા ગયા છો. એ ખેલવેલા તમે આ હરિશ્ચન્દ્ર ઘણું કષ્ટ વેઠતાં છતાં પણ પોતાનું સત્ય કેવું જાળવે છે એમ કહો છો-તેને હરિશ્ચન્દ્રરૂપે જુઓ છો, ને પાછા કહો છો કે પેલો હરજીવન આ હરિશ્ચન્દ્ર થઇને આવ્યો છે ! મતલબ કે તમે તેને હરજીવનરૂપે અને હરિશ્ચન્દ્રરૂપે અર્થાત્ બંને રૂપે જુઓ છો, એજ પ્રમાણે આ વેણીશંકર તારામતી થયો છે એમ કહી, તમે તે તારામતીના વેશમાં છતાં પણ તેને વેણીશંકરરૂપે ઓળખી શકો છો. વળી રોહિતાશ્વ વગેરે તે નાટકનાં બીજાં પાત્રોને પણ તેમના વેશરૂપે અને તેમના મૂલરૂપે તમે નિશ્ચય-પૂર્વક જોઇ શકો છો. જો તમે નાટકનાં પાત્રોને બે રીતે જોઇ શકો છો તો પછી બ્રહ્મજ્ઞાની વિશ્વને અને બ્રહ્મને કેમ ન જોઇ શકે ?

**આત્મજ્ઞાની પ્રાપ્ત વ્યવહાર કરે તોપણ તે પોતાના આત્મસ્વરૂપને ભૂલતા નથી.** જેમ નાટકમાં પ્રહસન(ફારસ)સમયે કોઇ હરિશંકરનામનો બ્રાહ્મણ મેમણનો વેશ લઇને આવ્યો હોય, તે પોતાનો વેશ ભજવતાં **" असांके पाणी खपेतो "** એમ કહી પાણી માગે તો તે વેલા આર્કેસ્ટ્રામાં હાજી ગની હાજી ઇસા નામનો

મેમણ ગૃહસ્થ પ્રેક્ષકતરીકે આવીને બેઠો હોય તે તેને પોતાની પાસેનો કુંજો આગળ ધરીને કહે કે "**ગીનાં શેઠ,**" તો તે હરિશંકર તેની સામે જોઇ હસશે. તે તેનું પાણી નહિ પીએ, પણ અંદરથી બ્રાહ્મણીઉં પાણી આવશે તે પીશે, કેમકે મેમણના વેશમાં છતાં તેને પોતાના બ્રાહ્મણપણાનું વિસ્મરણ નથી. એજ પ્રમાણે જ્ઞાનીને જગત્માં વિચરતાં છતાં, ને જગત્નાં કાર્યો કરતાં છતાં પોતાના પરમશુદ્ધ બ્રહ્મસ્વરૂપનું વિસ્મરણ થતું નથી. તે બોધ (બ્રહ્મબોધ) દૃઢ હોવો જોઇએ, અદૃઢ બોધવાળાને એમ ન થાય.

**જડતા–અવિવેક–મૂઢતા–એ પણ તમોગુણજન્ય મોહનું'જ સ્વરૂપ છે.** કેટલાક મનુષ્યો દેવનાં કે મહાપુરુષનાં દર્શન કરવા જાય ત્યારે, અથવા વિદ્વાન્ બ્રાહ્મણ આદિ પૂજ્ય જનોને કે વયોવૃદ્ધને મળે ત્યારે પોતાના બે હાથ ઉંચા કરી જે જે એમ બોલે છે, અને માથું નમાવતા નથી કોઇ વિવેકી આવી તેમની પ્રવૃત્તિ જોઇને કહે છે કે તેમના વાંસામાં અભિમાનરૂપી વા પાપના સંસ્કારરૂપી કોશ રહેલી છે તેથી તે કેમ નમી શકે? અથવા કેમ જાણે માથું નમાવવાથી પોતાના માથાપરનો પાપનો પોટલો પડી જાય, ને પોતે હલકા થઇ સંસારસાગર તરી જાય તેની તેમને બીક લાગતી હોય તેથી તે નમતા નથી. દેવાદિને નમવાવડે તમારે તમારા હૃદયનો તેમના પ્રતિ ભક્તિભાવ જણાવવાનો છે. જેઓ દેવને ધરવાની દ્રવ્યાદિ વસ્તુ અભિમાનવડે કે જડતાવડે દેવભણી ફેંકે છે, ને દેવને નમતા નથી તે પુણ્યને બદલે ઊલટું પાપ બાંધે છે.

**મનુષ્યે વ્યાવહારિક વિવેક પણ જાણવો જોઇએ.** જેનામાં બોલવા આદિનો વિવેક (સભ્યતા) ન હોય તે મૂર્ખની પંક્તિમાં ગણાય છે. વાણી જીવાત્માના પ્રતિનિધિરૂપ છે, માટે મનુષ્યે બોલવામાં

બહુ વિવેક રાખવો જોઇએ. માણસના બોલવાઉપરથી તેની કિંમત થાય છે. કોઇ કવિએ કહ્યું છે કેઃ—

" न जारजातस्य ललाटशृंगं, कुलप्रसूतस्य न पाणिपद्मम् ।
यदा यदा मुंचति वाक्यबाणं, तदा तदा जातिकुलप्रमाणम् ॥"

( વ્યભિચારથી ઉપજેલા મનુષ્યના કપાળમાં કાંઇ શીંગડું હોતું નથી, અને સારા કુલમાં જન્મેલાના હાથમાં કાંઇ કમલ હોતું નથી; પણ જ્યારે જ્યારે તે મનુષ્ય વચનરૂપી બાણને મૂકે છે ત્યારે ત્યારે તેની જાતિ ને તેના કુલનું પ્રમાણ ( જ્ઞાન ) થાય છે. )

**પરમાર્થમાં તો વિવેક એ ભવસાગરની આગબોટ છે.** તેવડે ભવસાગર સુખપૂર્વક તરી શકાય છે. જો મનુષ્યે જડચેતનનો વિવેક પ્રાપ્ત કર્યો, તો પછી બીજાં અગત્યનાં સાધનો તેની પાછળ તેને સહેજ આવી મળે છે.

## ६ परनिंदा

**સ્વદોષ જુઓ, પરદોષનું કથન ન કરો.** મનુષ્યોનો મોટો ભાગ પોતાના અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરમાં રહેલા દોષો જોવાને તત્પર હોતો નથી, ને પારકા દોષો જોવામાટે સર્વદા તત્પર હોય છે. બીજામાં દોષ ન હોય તોપણ તેનામાં દોષનો આરોપ કરી તેનું કથન કરવામાં ઘણાને બહુ આનંદ આવે છે, પણ પરનિંદા કરવી એ યોગ્ય નથી. મનુષ્યે પારકી પંચાત ન કરતાં પોતે સુધરવું જોઇએ. એક સંતપુરુષ કહે છે કેઃ—

" તુજે દુરાની કહા પડી, તું અપની નીવેડ;
તેરા નાવ સમુદ્રમેં, ખેડ ખેડ અરૂ ખેડ. "

( તારે બીજાની શી પડી છે ? તું તારું પોતાનું કામ નીવેડ.

તારું વહાણ સમુદ્રમાં છે, તેને તું ચલાવ, ચલાવ ને ચલાવ, અર્થાત્ તારે પારકી પંચાત શામાટે કરવી જોઇએ ? )

**જે મનુષ્ય પરનિંદા કરે છે તે મનુષ્ય મલમૂત્ર ઊસરડનારા ભંગીજેવો છે.** ભંગી તો પૈસા લઇને પારકો મલ વહન કરે છે, પણ નિંદક તો વગરપૈસે પરના પાપસંસ્કારરૂપ મલ ઊપાડે છે. મલમૂત્રવાળી જગા સાફ કરનાર ભંગીનું, નિષ્પ્રજનું, (વાંઝીઆનું–સંતાનવિનાની સ્ત્રીનું કે પુરુષનું,) અસાધારણ લોભીનું (કંજુસનું) અને ધોબીનું મુખ સવારમાં જોવાનું ઘણાં માણસો પસંદ કરતાં નથી. પરનિંદક ભંગીના કે ધોબીના જેવું કામ કરે છે, ને આર્થિકદૃષ્ટિએ તો ભંગી કે ધોબીના કરતાં પણ તે ઊતરતો છે, કેમકે પારકો મલ ઊપાડતાં કે ધોતાં છતાં કાંઇ પેદા કરતો નથી.

**જીભ બે પ્રકારે માર મારે છે.** જે પ્રવૃત્તિથી પુણ્યસંસ્કારો નાશ પામે, ને પાપસંસ્કારો પડે તેવી પરનિંદારૂપ પ્રવૃત્તિ શામાટે કરવી ? પણ ઘણાની જીભને બોલવાનો એવો કુસ્વભાવ પડયો હોય છે કે તે તેને અટકાવી શકતા નથી. જીભમાં હાડકું નથી એટલે તે આમે ચાલે, ને તેમે ચાલે ! પ્રભુએ આંખકાનને ખુલ્લાં રાખ્યાં છે, અને જીભને તો ૩૨ દાંતરૂપ પહેરેગીરોની વચ્ચે મૂકી છે, ઉપરાંત હોઠરૂપી બે બારણાવાળા મુખરૂપી કિલ્લામાં તેને પૂરવામાં આવી છે, છતાં તે શાંત રહેતી નથી.

**જ્ઞાનીના દ્રવ્યકર્મની વ્યવસ્થા.** શાસ્ત્રમાં કહ્યું છે કે "જ્ઞાનીનું શરીર છૂટે છે ત્યારે તેમના દ્રવ્યાદિનો વારસો તેના પુત્રને વા શિષ્યને, તેમના શુભકર્મનું ફલ સેવા કરનારને, અને તેમના પાપકર્મનું ( અજાણે કાંઇ પાપ થઇ ગયું હોય તેનું) ફલ તેની નિંદા કરનારને મળે છે." આવી રીતે પોતે પાપ નહિ કર્યાં છતાં પણ પોતાની જીભને વશ નહિ રાખવાથી નિંદકને અન્યનું પાપ ભોગવવું પડે છે, ને તેવડે તે દુઃખનો અનુભવ કરે છે.

**બોલવામાં કે સાંભળવામાં પણ સારુંનરસું જોવું જોઇએ.** વ્યવહારનાં બીજાં કામોમાં સારુંનરસું જોવાય છે તો બોલવામાં કે સાંભળવામાં પણ સારુંનરસું જોવુંજ જોઇએ. કાપડીઆને ત્યાં કાપડ લેવા જાય ત્યારે માણસ સારુંમાઠું બરાબર તપાસે છે, ભાવ પણ બરાબર પૂછે છે, અને અંતઃકરણથી ખાત્રી કરીને પછી જે જોઇતું હોય તે લે છે. મનુષ્ય શાક લેવા જાય ત્યારે પણ સારુંનરસું જોઇને અને ભાવ પૂછીને શાક લે છે, અને વ્યવહારમાં બીજાં કાર્યો પણ માણસ પસંદ કરીને કરે છે, પણ બોલવામાં ઘણાં માણસો સારાનરસાનો વિચાર કરતાં નથી એ કેટલું ખોટું છે ? સમજુએ તો તોળીને જરૂરજેટલુંજ બોલવું જોઇએ, અને તે સત્ય, પ્રિય ને હિતકર હોવું જોઇએ. પરનિંદા એ બહુ અઘટિત પ્રવૃત્તિ છે. વિવેકી પુરુષો એવી પ્રવૃત્તિ કદી કરતા નથી. ભેંસનાં શીંગડાં ભેંસને ભારે એમ તે સમજે છે. વિશાલ વિશ્વમાં અનેક પ્રકૃતિવાળાં માણસો છે. જે કરશે તે ભોગવશે, માટે આપણે આપણું ભાવિ ન બગાડવું. પરનિંદા કરવામાં સમયનો દુરુપયોગ ન કરો. બીજાં કામ ક્યાં થોડાં છે ? મનુષ્યે પરનિંદા કરવી નહિ, તેમ તે સાંભળવી પણ નહિ. "**अब्रह्मण्यम्**"–અપવિત્ર–અશાસ્ત્રીય-અયોગ્ય–ગણી પરનિંદાને ત્યજો.

**સૌથી મીઠું શું ?** આશ્ચર્ય છે કે નિંદા નરકપ્રાપ્તિ કરાવનારી છતાં પણ કેટલાક માણસને તે મીઠી સાકરજેવી લાગે છે ! એક મહેતાજીએ પોતાના નિશાળીઆઓને પૂછ્યું કે "સૌથી મીઠી વસ્તુ કઇ ?" ત્યારે કોઇ છોકરાએ કહ્યું કે લાડુ, કોઇએ કહ્યું કે જલેબી, કોઇએ કહ્યું કે દૂધપાક, ને કોઇએ કહ્યું કે મધ. તે સાંભળી મહેતાજીએ કહ્યું કેઃ–" એ બધાં મીઠાં છે ખરાં, પણ લોકોના મોટા ભાગને સૌથી મીઠી તો પરનિંદાજ લાગે છે. "

**જાગૃતિ રાખ્યા વિના વ્યવહારમાં સ્વાર્થ ન સધાય તો પછી પરમાર્થ તો કેમ સધાય ?** પાણીનો નીચે જવાનો સ્વભાવ છે તેમ ઇંદ્રિયોઅંતઃકરણ પણ નીચે જવાના સ્વભાવવાળાં છે. દુકાનદાર કેટલી સાવધાનતાથી કામ કરે છે ? માલ શા ભાવે આવ્યો છે, તેના પર ખર્ચ કેટલું ચઢ્યું છે, અને શા ભાવે વેચીશું તો વધારે નફો થશે, આ બધું જોઇને વેપારી માલનો ભાવ નક્કી કરે છે. વળી બજારમાં અમુક માલની પુરાંત કેટલી છે, નવી આવક કેટલી અને ક્યારે થવાનો સંભવ છે, અને તેની માગણી કેટલી છે, તેનો ખ્યાલ પણ તે ભાવ ઠરાવવામાં રાખે છે. પરમાર્થમાં તો બે કિનારાને ઘસીને ધોધબંધ નીચાણમાં ચાલી જતી નદીના વેગના જેવા ઇંદ્રિયોના ને અંતઃકરણના બાહ્યવેગોને રોકવાના છે, અને એટલામાટેજ તેમાં બહુ સાવધાનતા રાખવાની છે.

**ધીમે ધીમે ઉપરામતા પ્રાપ્ત કરો.** ઇંદ્રિયઅંતઃકરણના વેગોને રોકવાનું કાર્ય ઉતાવળથી થઇ શકે એવું નથી, માટે શ્રીભગવાને **"शनैः शनैरुपरमेत्"**–ધીમે ધીમે ઉપરામ પામવું-એમ શ્રીમુખે કહ્યું છે. કોઇ કવિ પણ એમજ કહે છે:—

" ગોલાંહંદી ગોઠડી, ખાખરહંદી વાડ;
ધીરે ધીરે છાંડીએ, જયમ સરોવર છાંડે પાળ. "

( જેમ ખાખરાની વાડ ધીમે ધીમે ઓછી થતી ચાલે છે, અને જેમ સરોવર ( સરોવરનું જલ) પાળને ધીમે ધીમે મૂકતું ચાલે છે, તેમ ગોલાંની (હલકાં માણસોની) મૈત્રી ધીમે ધીમે મૂકી દૃઇએ.)

ઇંદ્રિયોના ને અંતઃકરણના અયોગ્ય બાહ્યવેગો–વિકારો–કુસ્વભાવો-એ ગોલાંજેવા છે. તેને મનુષ્યથી સત્વર ત્યજી શકાતા નથી, તેથી ધીરે ધીરે તે ત્યજવા જોઇએ. ત્યજયા પછી તો કાલે કરીને તેનું સ્મરણ પણ જતું રહે છે.

### કાલ એ વિસ્મરણનું ઔષધ છે:-

" દિન ગણંતાં માસ ગયા, વર્ષે આંતરિયાં;
સુરત ભૂલી સાહિબા, નામે વીસરિયાં. "

કોઇ વિધવા સ્ત્રીની તેના પતિસંબંધેની સ્થિતિ કોઇ કવિએ ઉપર પ્રમાણે કહી છે. દિવસો ગણતાં ગણતાં મહિના વીત્યા, મહિના વીતતાં વીતતાં વર્ષોનું અંતર પડી ગયું. હવે તો એ સ્ત્રી પોતાના પતિની સુરત-શિકલ-મુખાકૃતિ-પણ ભૂલી ગઇ. અરે ! તેનું નામ પણ વીસરી જવાયું ! પોતાના પુત્રના કે પતિના મૃત્યુથી જે સ્ત્રીનું રુદન રોકયું રોકી શકાતું નહોતું તેજ સ્ત્રી પોતાના નિકટના સગાના વિવાહના સમયમાં " આજ ધાડરીઓ ગઢ જિત્યાં રે આનંદ ભર્યા " એવાં વિવાહનાં ગીતો ગાય છે ! મનુષ્યનું અંતઃકરણ સ્થિતિસ્થાપકસ્વભાવવાળું છે. કાલ મનુષ્યના અંતઃકરણમાં પડેલા સંસ્કારને ઘસી નાંખે છે. મનુષ્યના હૃદયનો ઘા ( દુઃખ ) ધીરે ધીરે રુઝાતો જાય છે. મનુષ્ય પોતાના કારી દુઃખને પણ અંતે ભૂલી જાય છે. **આ પ્રમાણે મનુષ્ય જો ધારે તો તે પોતાની કુટેવો ધીરે ધીરે છોડી શકે છે.**

**મુમુક્ષુની મહાજાગૃતિ.** જિજ્ઞાસુ મનુષ્યે સર્વદા જાગ્રત્ રહેવાનું છે, ક્યારે પણ ગાફલ રહેવાનું નથી. તેણે પોતાની ઇંદ્રિયોને તથા અંતઃકરણને શત્રુની પેઠે સંભાળવાનાં છે. છેલ્લી ઘડીસુધી તેમનો વિશ્વાસ કરવાનો નથી. તેમાં પણ મનુષ્ય જ્યારે પારકે ઘેર જાય ત્યારે તેણે પોતાની ઇંદ્રિયોને બહુ વશ રાખવી જોઇએ. તે સમયે તેણે નેત્રઉપર ને વાણીઉપર બરાબર કાબુ રાખવો જોઇએ.

**ધર્મરૂપી કલ્પવૃક્ષને બરાબર સંભાળો, નહિ તો તે બળી જશે.** માળી આંબાનું ઝાડ ઉછેરવામાટે કેટલી સંભાળ રાખે

છે ? તેને તે સારી વાડ કરે છે, વિશેષ તાપથી તે બળી ન જાય તેને માટે તેને કેળાની છાયામાં ઊછેરે છે, અને જરૂર પડે તો તેની આસપાસ ગુણપાટ બાંધી તેનું ઊના વાયુથી રક્ષણ કરે છે. જેના હાથપગ ધૂળથી ખરડાયેલા છે એવો અભણ માળી પણ પોતાને ઊછેરવાના વૃક્ષને માટે આવી સંભાળ રાખે છે ત્યારે આપણે જો નિષ્કામકર્મ, પ્રભુ-ભક્તિ, યોગ કે બ્રહ્મજ્ઞાનરૂપી કલ્પવૃક્ષને ઊછેરવા માગતા હોઇએ તો આપણે તેનું કેટલી સંભાળથી રક્ષણ કરવું જોઇએ ? મનુષ્ય જો વાસ્તવિક અમરતા આપવાના હેતુરૂપ ધર્મનું માહાત્મ્ય સમજતો હોય તો તેણે **ધર્મના રક્ષણ અને વૃદ્ધિને અર્થે પોતાની જીભઉપર ઘણો કાબુ રાખવો જોઇએ.** અયોગ્ય વાર્તાલાપ કે પરનિંદા કરીને તેણે પોતાનું ધર્મબલ નજ ગુમાવવું જોઇએ.

**રામાયણનું ને મહાભારતનું યુદ્ધ જીભઉપર કાબુ ન રાખવાથી થયું છે. જો સીતા**જીએ લક્ષ્મણજીને ને દ્રૌપદીએ દુર્યોધનને કટુ વચન ન કહ્યાં હોત તો કદાચ એ બંને યુદ્ધના પ્રસંગો ન ઉપસ્થિત થયા હોત.

સમજુએ અને તેમાં પણ મુમુક્ષુએ તો ખાસ કરીને " જાતાને જા, ને મરતાને મર " ન કહેવું જોઇએ, કેમકે અયોગ્ય બોલવામાં લાભ કાંઇ નથી, ને નુકસાન તો થાય છેજ. નિંદાનો વિષય પૂરો કરતાં છેવટ કહેવાનું કે "**જીભને ધૈર્ય ને જાગૃતિથી બહુ વશ રાખો, અને પાપના સંસ્કાર પાડનારી પરનિંદાથી બચો.**

## ૭ ભય

**ભય રાખવાથી થતી હાનિ.** ભય એટલે ત્રાસ. આ પ્રસંગથી મારું અનિષ્ટ થશે, મને આથી અડચણ થશે, અને મને આથી

દુઃખ આવી પડશે એવા એવા વિચારથી મનુષ્યના અંતઃકરણમાં જે ત્રાસ થાય છે તે ભય છે. એ ભયવડે મનુષ્યના શરીરાદિમાં ઓછો-વધતો કંપ ઉપજે છે. વ્યવહારમાં ભય રાખવાથી માણસથી પોતાના ધંધામાં નિષ્કંપ પ્રવૃત્તિ થઇ શકતી નથી. વળી જે માણસ હાનિ થવાના ભયથી વારંવાર ધંધા બદલે છે તે આગળ વધી શકતો નથી. કહેવત છે કે "પથ્થર પણ પડ્યો પડ્યો વધે." જે વારંવાર ધંધા બદલે છે તેનો જૂના ધંધાનો અનુભવ નકામો થાય છે, ને નવા ધંધાનો અનુભવ મેળવવામાં તેને પુનઃ પુનઃ નવો શ્રમ કરવો પડે છે.

**આ વિશ્વમાં કોઇ પણ પ્રાણીને સર્વ પ્રકારની અનુકૂલતા હોતી નથી. મનુષ્યે શુભાશા અને નિર્ભયતા રાખવી.** આ સંસારમાં સુખ અને દુઃખ બંને રહ્યાં છે. પ્રત્યેક ધંધામાં પણ અનુકૂલતા અને પ્રતિકૂલતા બંને હોય છે. પ્રત્યેક ધંધામાં કાંઇ ને કાંઇ પ્રતિકૂલતા રહેલી હોય છે, તેથી જો મનુષ્ય માત્ર પ્રતિકૂલતાનોજ વિચાર કર્યા કરે તો ધંધોજ ન કરી શકે. વળી કેટલીક વાર પોતાના પૂર્વજન્મના પાપને લીધે મનુષ્ય પોતાના ધંધામાં સફલ થતો નથી. શામળકવિએ કહ્યું છે કેઃ—"કર્મહીણો જો ખેતી કરે, દુકાળ પડે કે બળદજ મરે." વિશ્વમાં કોઇ પણ સ્થલ કે સ્થિતિ એવાં નથી કે જેમાં ઓછીવધતી પ્રતિકૂલતા નજ હોય. આમ હોવાથી ધંધાદારી મનુષ્યને જરૂરનું છે કે તેણે પોતાના ધંધામાં શુભાશા, શાંતિ અને નિર્ભયપણું રાખવું. ધંધામાં નિર્ભયપણું અને શાંતિ ત્યારેજ રહી શકે કે જ્યારે માણસ પોતાની શક્તિનો પૂરો વિચાર કરીને ધંધો કરે ત્યારેજ. આગળ સાહસ કરવાનું કહેવામાં આવ્યું છે તે સાહસ પણ વિવેકયુક્ત ને હદવાળું હોવું જોઇએ. વિવેકવિનાનું ને હદબહારનું ન હોવું જોઇએ.

**જેમ વ્યવહારમાં તેમ પરમાર્થમાં પણ નિર્ભય રહો.** નિર્ભયપણું–અભય–એ દૈવીસંપત્તિ છે. ભગવાને ભગવદ્ગીતાના સોળમા અધ્યાયમાં છવીશ પ્રકારની દૈવીસંપત્તિ ગણાવતાં તેને પહેલી દૈવી-સંપત્તિરૂપે મૂકી છે. અભયવિના મનુષ્ય કોઇ પણ કામમાં મન મૂકીને પ્રવૃત્તિ નજ કરી શકે.

"આ તો ભગત થઇ ગયો," "આનો વ્યવહાર હવે કેમ ચાલ-શે?" "આ તો સાધુ થઇ જશે," એવી એવી અણસમજુ માણસોની વાતો સાંભળીને જો જિજ્ઞાસુ મનુષ્ય પોતાના મનમાં ભય પામે તો તે પરમાર્થનું સાધન શી રીતે કરી શકે? તેણે તો સત્શાસ્ત્ર, સદ્ગુરુ ને મહાપુરુષો શું કહે છે તેનોજ વિચાર કરવાનો છે, ને તેવડે તેણે જે કર્તવ્યનો દૃઢ નિશ્ચય કર્યો હોય તેનેજ તેણે નિર્ભયપણે વળગી રહેવાનું છે. બાકી સંસારમાં તો

" જાકી જૈસી બુદ્ધિ હૈ, તૈસો કહે બનાય;
વાકો બુરો ન માનીએ, લેન કહાંતેં જાય ?"

અકલ ઉછીની મળતી નથી, માગી મળતી નથી, ભાડે મળતી નથી, તેમ વેચાતી પણ મળતી નથી. એ તો જેની પાસે જેવી ને જેટલી હોય તેનો તે ઉપયોગ કરી શકે છે.

**પરિણામ વિચારીને વર્તવું, પણ ભય આવ્યા પછી તો તેની સામે થવું.** પ્રત્યેક કાર્યનો આરંભ પોતાની શક્તિ, પોતાને સહાય કરનારા ને પોતાની આસપાસની સ્થિતિ આદિ જોઈ પરિણામનો વિચાર કરીને કરવો તેની ના નથી, પણ પ્રત્યેક કાર્યમાં ઓછાંવધતાં વિઘ્ન કે ભય તો હોય છેજ, અને તે વિઘ્ન કે ભય આવે ત્યારે તેનાથી ડરી ન જવું. એ વેલા તો હૃદયમાં પૂરતું ધૈર્ય

રાખી પોતાના સઘળા બલથી તેની સામે થવું. વનમાં ચાલતાં સિંહનો અચાનક ભેટો થઇ જાય તે વેલા જો ધૈર્ય રાખી તેની સામે ત્રાટક કરી ચાલવામાં આવે તો તે હરકત ન કરતાં પડખે થઇને ચાલ્યો જાય છે એમ કહેવાય છે. એજ પ્રમાણે ધૈર્ય ને ઉદ્યોગવડે મનુષ્ય પોતાના કાર્યમાં આવવાના વિઘ્નને પણ ખસેડી શકે છે. ભય પામવાથી કાંઇ આવવાનું વિઘ્ન દૂર થઇ જતું નથી. ઊલટું તેથી મનુષ્યની કાર્ય કરવાની શક્તિ ઘટે છે, ને તેથી હાનિ થાય છે. મનુષ્ય જો ભયનાજ વિચાર કર્યા કરે તો તેના શરીરમાં કંપ—ધ્રુજારો-થાય છે, જ્યાં ત્યાં તેને વિઘ્નજ જણાય છે, ને તે પછી કોઇ પણ નાનામોટા કાર્યમાં શાંતિથી પ્રવૃત્તિ કરી શકતો નથી.

**મન એકસાથે બે કામમાં જોડાઇ શકતું નથી.** જો મનોવૃત્તિ વિઘ્નના વિચારોમાં રોકાય તો તે ચાલતું કામ કરી શકે નહિ. જે અવકાશના સમયમાં પણ પોતાના ધંધાને લગતાજ વિચારો કર્યા કરે છે તે મનુષ્ય પ્રભુભજન કરવાને સમયે પણ પ્રભુભજન કરી શકતો નથી. પૂજાપાઠ કરતાં પણ તેના અંતઃકરણમાં ધંધાનાજ વિચારો કીડીઓની પેઠે ઊભરાય છે. દ્વિધાવૃત્તિ કાર્યની વિઘાતક છે, માટેજ કોઇ ભક્ત કહે છે કેઃ—

" ખંભા એક ગયંદ દોઇ, ક્યું કરી બાંધિસી વારી ?
માની કરે તો પિયુ નહિ, પિયુ તો માની નિવારી. "

( મનરૂપી ખીલો એક છે, અને જગતરૂપી ને પરમાત્મરૂપી એમ હાથી બે છે, તો તે એક ખીલે તે પરસ્પર વિરોધવાળા બે હાથી કેમ બંધાય? મન જો આ બગડી જશે ને તે બગડી જશે એવા ભયથી સંસારકાર્યનુંજ ચિંતન કર્યા કરે તો પછી પરમા-

ત્મામાં તે નજ રોકાય, પણ જો તે ચિંતન મૂકી દે તો પિયુ જે પરમાત્મા તેના સ્મરણધ્યાનમાં તે સુખપૂર્વક રોકાઇ શકે. સંસારની તૃષ્ણા કરે તો પ્રભુ ન મળે, અને પ્રભુની પ્રાપ્તિની ઇચ્છા કરે તો સંસારની તૃષ્ણા દૂર કરવી જોઇએ.)

શ્રીકૃષ્ણભગવાનની આજ્ઞાથી ઉદ્ધવજી ગોકુલમાં ગોપીઓને ઉપદેશ આપવા ગયા. તે વેલા ઉદ્ધવજીએ તેમને કહ્યું કે:-" પ્રભુએ કહેવરાવ્યું છે કે તમે મારા વિયોગથી દુઃખી ન થાઓ પણ હૃદયમાં મારું ધ્યાન કરો, હું તમારી પાસેજ છું એમ વિચારો." તેના પ્રત્યુત્તરમાં ગોપીઓએ તેમને કહ્યું કે:—

**" ઓધો! મન ન ભયે દશબીશ, એક હતો સો ગયો શ્યામસેં અબ કો આરાધે ઇશ ?"** (હે ઉદ્ધવ! મનુષ્યને કાંઇ દશવીશ મન પ્રાપ્ત નથી. અમારું મન તો એકજ હતું, ને તે પ્રભુની સાથે ગયું છે. હવે તમે કહો છો તેમ પ્રભુનું ધ્યાન કોણ કરે!)

**શુભાશા રાખો, ને પ્રભુની કૃપા માગો. એમ કરવાથી કાર્ય સારું થશે.** કેટલાક મનુષ્ય એવા ડરકુ હોય છે કે પોતાનો છોકરો જરા માંદો થયો કે હાય હાય શું થશે? પોતાની બૈરી માંદી પડી તો હવે કેમ થશે? જો વેપારમાં ખોટ આવશે તો મારો વ્યવહાર કેમ ચાલશે? આવા આવા ભયના ખોટા ખોટા વિચારો-દુર્ભાવનાઓ—કર્યા કરે છે. આથી શો લાભ? થવાનું તો હજી ભવિષ્યના ગર્ભમાં છે, ત્યાં આગળથી અવળી ભાવનાઓ કરીને વગરકારણે શામાટે દુઃખી થવું? વળી અશુભ ભાવના કર્યા કરવાથી તેનું

પરિણામ પણ ઘણી વાર અશુભ આવે છે, ને તેથી દુઃખ વધે છે. તેથી ઊલટું જો શુભાશા ને શુભભાવના રાખવામાં આવે, ને સ્વકર્તવ્યનું આચરણ યોગ્ય રીતે કરવામાં આવે તો વર્તમાનમાં શાંતિ રહે, ને એમ કરવું એ એક પ્રકારનું તપ છે તેથી તે તપવડે પ્રભુની કૃપાથી અનુકૂલ સંયોગો પણ કદાચ આવી મળે. ભવિષ્યની બધી લીટીઓ ઢંકાયેલી છે. તેને માટે વિપરીત અનુમાન કરી સમજુએ દુઃખી ન થવું જોઇએ.

**શુભકાર્ય કરવામાં બીજાનો ભય રાખવો નહિ.** એવા નબળા હૃદયના મનુષ્ય પણ હોય છે કે જેમને સંધ્યાવંદન, આસનાભ્યાસ, પ્રાણાયામ કે જપાદિ ધાર્મિક ક્રિયાઓ કરતાં પણ બીજાનો ડર લાગે છે ! બીજાઓ મારું હાસ્ય કરશે, મને ભગત ગણશે, મારું વાંકું બોલશે, અથવા મારી નાતમાં મારી ટીકા કરશે એવા એવા ભયના વિચારો તેના દુર્બલ હૃદયમાં નિરંતર ઊઠયા કરે છે. તેમણે વિચારવું જોઇએ કે:--

"विद्यते न खलु कश्चिदुपायः सर्वलोकपरितोषकरो यः ।
सर्वथा स्वहितमाचरणीयं किं करिष्यति जनो बहुजल्पः ॥"

( આ વિશ્વમાં બધાં માણસોને સંતોષ આપનારો કોઇ પણ ઉપાય વિદ્યમાન નથી, માટે સર્વ પ્રકારે પોતાનું કલ્યાણ થાય તેવું શુભ આચરણ કરવું. બહુ બકવાદ કરનારાં માણસો શું કરવાનાં છે ? )

**બધાને રાજી નજ રાખી શકાય.** ત્રિગુણાત્મિકા પ્રકૃતિ, તેમાં પણ સત્ત્વ, રજસ્ ને તમસ્‌ના પેટાવિભાગો હજારો રહ્યા. જેની જેવી પ્રકૃતિ તેને તેવું ગમે. વળી ઘણા તો એવા રહ્યા કે તેમને પોતાનું સારું લાગે, બીજાનું સારું નજ લાગે. ઘૂડને સૂર્ય ન રુચે, વિરહિણીને

ને ચોરને ચંદ્ર ન ગમે, અને દુર્જનોને સજ્જનો ન ગમે એ લોકપ્રસિદ્ધ વાત છે. **શ્રીરામના અને શ્રીકૃષ્ણના** જમાનામાં પણ તેમની નિંદા કેટલાક કરતા, માટે પોતાનું હિત ઇચ્છનારે વિપરીત વિચારવાળાના વા દુર્જનોના કથનને ન ગણકારી શાસ્ત્ર, સત્પુરુષો ને સદ્‌ગુરુ શું કહે છે તે જોવું, ને નિષ્કંપપણે શુભમાં પ્રવૃત્તિ કરવી. **બધાને રાજી રાખવાની ઇચ્છા તે લોકવાસના છે, ને તે મોક્ષમાર્ગથી રોકનારી હોવાથી ત્યજવાયોગ્ય છે.**

**અજ્ઞાનીના કથનની ઉપેક્ષા રાખો.** કૂતરાના ભસવાની સામે માણસો ભસવા મંડી પડતાં નથી, તેમજ કાગડાની સામાં પણ માણસો કર્કશ શબ્દો બોલતાં નથી. **શ્રીમધુસૂદન** સ્વામી કહે છે કે:—" ગ્રામસિંહની ( કૂતરાની ) સામે વનનો સિંહ અવાજ કરતો નથી. " કૂતરાં ભસે છે તેની સામે હાથી જોતો પણ નથી. માણસો પોતાની બુદ્ધિપ્રમાણે બોલે છે. માંસ, લસણ, ડુંગળી ને દારૂ ઇત્યાદિ અભક્ષ્ય ને અપેય પદાર્થનું ભક્ષણ તથા પાન કરનારા તે તે પદાર્થને વખાણે તેથી તેમાં આપણને ક્લેશ કરવાનું કારણ નથી, તેમ તે વખાણ સત્ય છે એમ માનવાનું પણ કારણ નથી. આહાર, પોશાક ને ભાષામાં બધાનો એક મત ન થાય. ગામને મોઢે ગળણું ન બંધાય, અને નદી, તળાવ કે કૂવાને પણ ગળણું ન બંધાય. સૌ પોતપોતાની બુદ્ધિ-અનુસાર બોલે છે. પતિવ્રતાશિરોમણિ **સીતાજી**જેવાંની પણ નિંદા કરનાર ધોબી નીકળ્યો હતો ! સારાંમાં સારા પુરુષની પણ નિંદા થાય છે, તો પછી મધ્યમસ્થિતિના માણસે બીજાની નિંદાથી શામાટે ડરવું ? ઘરમાં પણ આપણને બધાં ન વખાણે. એક ઘરમાં પાંચ માણસ હોય તે બધાંનો અભિપ્રાય એક ન હોય, ને તેથી પરસ્પર જરા જરા

મન દુઃખાવાના પ્રસંગ આવે, તેમાં સહનશીલતા ને નિર્ભયપણું રાખ્યા વિના છૂટકો નહિ. સંસ્કારની ભિન્નતાથી રુચિની પણ ભિન્નતા હોય છે. પાડોશી, ગામના લોકો ને દેશના લોકોમાં પણ અભિપ્રાયભેદ હોય છે, માટે આપણી પ્રકૃતિ ને આપણા વિચાર સારા ગણાવાજ જોઇએ એવી દુરાશા ન રાખવી. **સંતપુરુષો તો પોતાના નિંદકને પણ આશીર્વાદ આપે છે.** સંતપુરુષો નિંદાથી ડરતા નથી. તે તો નિંદકનો ઉપકાર માને છે, ને તેને આવા ભાવનો આશીર્વાદ આપે છેઃ—

" નિંદક હમારા મત મરો, મરો હમારા પૂત;
અપનેકું પાવન કરે, વો સરજેગા ભૂત. "

( અમારી નિંદા કરનાર ન મરો, પણ અમારો પુત્ર મરો; કેમકે નિંદક તો અમને પવિત્ર કરે છે, ને તે પોતે તો મરીને ભૂત થશે. )

**પાપભીરુ રહો. બાકી બધી વાતમાં નિર્ભય રહો.** ઘણું પાપ ભેગું થાય ત્યારે તેના ફલરૂપે ભૂતની યોનિમાં જીવનો જન્મ થાય એ સ્વાભાવિક છે, માટે પાપભીરુ રહેવું. બાકી પોતાનો આ લોક સુધારવાને, પરલોકમાં સુખી થવાને, ને મોક્ષની પ્રાપ્તિ કરવાને માટે ભય ઉપયોગી નથી. એ ત્રણેને માટે સર્વદા નિર્ભય રહી પ્રવૃત્ત થવું.

" જો ઇશ્વર છે પાંશરા, શત્રુથી શું થાય ?
પથરા ફેંકે પાપી તે, ફૂલ થઇ ફેલાય. "

**જો પુણ્યકર્મ હોય તો નિર્ભય રહી શકાય, માટે પુણ્યકર્મની વૃદ્ધિ કરો. જેવું ધ્યાન તેવો મનુષ્ય થાય.** બ્રહ્મ અભયરૂપ છે માટે તેનું ધ્યાન કરનાર નિર્ભય થાય છે. શ્રીયાજ્ઞવલ્ક્યમુનિએ રાજર્ષિ જનકને કહ્યું છે કેઃ—" **अभयं वै जनक प्राप्तोऽसि ।** " ( હે જનક ! નિશ્ચય તમે અભયરૂપ બ્રહ્મને પ્રાપ્ત થયા છો ) જેમ જેમ નિર્ભય બ્રહ્મમાં આપણા અંતઃકરણને

આપણે સ્થિર કરતા જઇએ છીએ તેમ તેમ આપણું અંતઃકરણ પણ નિર્ભય થતું જાય છે. વ્યવહારમાં જેના જેના સંગમાં મનુષ્ય રહે તેના તેના સ્વભાવો જેમ તેનામાં આવતા જાય છે તેમ બ્રહ્મના સ્વભાવો પણ ધ્યાન કરનારના અંતઃકરણમાં આવતા જાય છે.

**જેમ મનુષ્યને મનુષ્યની અસર થાય છે તેમ મનુષ્યને વૃક્ષોની પણ અસર થાય છે.** આમલીના વૃક્ષની નીચે સૂવારૂપ તેના સેવનથી મનુષ્ય માંદો થાય છે, ને લીમડાના વૃક્ષની નીચે સૂવારૂપ તેના સેવનથી તે માંદો હોય તો સાજો થાય છે. આના ઉપર એક દૃષ્ટાંત અપાય છે. એક વૈદ્યે દૂર રહેનારા બીજા વૈદ્યની પરીક્ષા કરવામાટે એક માણસને કાગળ લખી આપીને તેની પાસે મોકલ્યો. તે કાગળમાં લખ્યું હતું કે જે વેલા આ માણસ અહીંથી રવાના થાય છે તે વેલા આ માણસ સાજો છે, અને ત્યાં આવશે ત્યારે તે માંદો થયેલો હશે. તે શાથી માંદો પડયો તે જણાવશો, ને તે વગર દવાએ સાજો થઇને અહીં આવે તેમ કરશો. વૈદ્યે તે માણસને સૂચવ્યા પ્રમાણે તે માણસ રસ્તામાં જ્યાં રાત્રિ પડે ત્યાં આમલીના ઝાડનીચે સૂતો સૂતો તે ગામ ગયો. તે પહોંચ્યો ત્યારે તેનું શરીર રહી ગયું હતું, તેના સાંધા ઝલાઇ ગયા હતા, અને તેને તાવ પણ લાગુ પડયો હતો. વૈદ્યને તેણે કાગળ આપ્યો. તે તેણે વાંચ્યો, ને આવનાર માણસનું શરીર તપાસ્યું. પછી કાગળમાં લખી આપ્યું કે આમલીના વૃક્ષનીચે સૂવાથી આ માણસ માંદો પડી ગયો છે. પાછા ફરતાં રાત્રિએ તે લીમડાના વૃક્ષનીચે સૂતો સૂતો ત્યાં આવશે, ને તેને આપ સાજો થયેલો જોશો. કાગળ લાવનારને વૈદ્યે માર્ગમાં એ પ્રમાણે વર્તવા રૂબરૂમાં સૂચના કરી, ને તે પ્રમાણે વર્તીને તે સાજો

થઈને પોતાને ગામ પોતાને મોકલનાર વૈદ્યપાસે જઈ પહોંચ્યો. એવીજ રીતે મનુષ્ય જેવો જેવો સમાગમ કરે તેવો તેવો તે થાય છે. ભયના વિચારથી મનુષ્ય ભયવાળો થાય છે, ને નિર્ભયતાના વિચારથી તે નિર્ભય થાય છે. સંસારના વિચારોથી મનુષ્યના હૃદયપર સંસારની ઘાટી છાયા પડી તે ઘાટો સંસારી થાય છે, ને પરમાત્માના સ્મરણધ્યાનથી તે નિર્ભય ને નિજાનંદવાળો થાય છે.

છવીશ પ્રકારની દૈવીસંપત્તિમાં પહેલી દૈવીસંપત્તિ અભય છે. મનને સિંહના જેવું નિર્ભય રાખો. ગીતાજીના ૧૬ મા અધ્યાયમાં ૨૬ પ્રકારની દૈવીસંપત્તિ ગણાવતાં અભયને પ્રથમસ્થાન આપ્યું છે. જો મનને અભય રાખવાનું બલ મેળવ્યું હોય તોજ પરમાર્થનાં બીજાં સાધનો મેળવી શકાય. જે માણસ ઘડીએ ને પહોરે ભય પામ્યા કરે છે તે જ્ઞાનમાર્ગમાં શું પ્રાપ્ત કરવાનો છે? મોક્ષસાધકે તો પોતાના મનને સિંહના જેવું નિર્ભય રાખવું જોઈએ. તેણે સાચી શ્રદ્ધાવાળા પ્રભુશરણ ને પ્રભુભજનવડે તેમજ જગતના પદાર્થોના અસારપણાના, ક્ષણભંગુરપણાના તથા મિથ્યાપણાના વિચારવડે અને આત્માના અસંગપણાના તથા નિર્ભયપણાના વિચારવડે સર્વદા પોતાના અંતઃકરણને નિર્ભય રાખવું જોઈએ.

મનુષ્યના હૃદયમાં રહેલો ભય નિર્લજ્જ રાઘવનામના માણસજેવો છે, તેને બલપૂર્વક ગળચી પકડીને બહાર કાઢો. કોઈ નગરમાં ચંદ્રશેખરનામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે દાનધર્મમાં બહુ પ્રીતિવાળો હતો. અતિથિઓનો તે ઘણા પ્રેમથી સત્કાર કરતો. તેમને માટે તેણે એક ખાસ ઓરડો રાખ્યો હતો, અને અતિથિના

ભોજનની ગોઠવણ તેણે પોતાની સાથેજ રાખી હતી. તેના આવા અતિથિસત્કારની વાત ચોતરફ ફેલાઇ ગઇ. તે નગરની પાસેના ગામડામાં ચાર બ્રાહ્મણપુત્રો રહેતા હતા. તેઓ યુવાન છતાં પણ ઘણા આળસુ ને મૂર્ખ હતા. તેમને ચંદ્રશેખરના ઉદારસ્વભાવનો ખોટો લાભ લેવાની ઇચ્છા થઇ. તેમણે મનમાં ધાર્યું કે ચાલો ત્યાં જઇએ. ત્યાં રોજ નવું નવું જમીશું, ને આનંદ કરીશું. તેઓ પોતાના ગામથી નીકળ્યા, ને ચંદ્રશેખરને ઘેર આવી તેના અતિથિઓમાટેના ઓરડામાં ઊતર્યા. નિયમપ્રમાણે ચંદ્રશેખરે તેમને પોતાની સાથે જમાડયા. અતિથિ એટલે જેને મધ્યાહ્નના સૂર્યે અથવા આથમતા સૂર્યે મનુષ્યને ઘેર મોકલ્યો છે, ને જે એક તિથિ પૂરી રહેવાનો નથી, અથવા જેના આવવાની તિથિ નિશ્ચિત નથી, તથા જે સગો, ઓળખીતો કે મિત્ર નથી. તે જો બપોરે આવે તો જમીને જાય, ને જો સાયંકાલે આવે તો રાત્રિનિવાસ કરીને સવારે ચાલ્યો જાય. ગૃહસ્થે આવા અતિથિને ઈશ્વરતુલ્ય ગણીને તેનું પૂજન કરવું, અર્થાત્ તેનો યથાશક્તિ અન્ન, જલ, નિવાસસ્થાન ને પથારી આદિથી સત્કાર કરવો એવી શાસ્ત્રાજ્ઞા છે. ચંદ્રશેખરનો અતિથિઉપરનો પ્રેમ જોઇ, આવેલા તે ચાર આળસુ બ્રહ્મબંધુઓની ( બ્રાહ્મણ જેના બાપ છે તેવા અજ્ઞાનીઓની-મૂર્ખોની ) બને ત્યાંસુધી ત્યાં રોકાઇ જવાની ઇચ્છા દૃઢ થઇ. તે એક દિવસ રહ્યા, બે દિવસ રહ્યા, ને ત્રીજે દિવસ પણ રહ્યા. " પહેલે દિ પરોણો, બીજે દિ પઇ, ને ત્રીજે દિ રહે તેની અકલ ગઇ. " આમની અક્કલ તો ગયેલીજ હતી. ચંદ્રશેખરે ધાર્યું કે આ કોઇ મૂર્ખો છે, પણ મોઢેથી તે કાંઇ બોલ્યો નહિ. જોઇએ છીએ, શું થાય છે, એમ ધીરજ રાખી. પાંચ દિવસ વીત્યા, સાત દિવસ વીત્યા,

પણ આ લપ ખસે શાની ? એ તો મેલડીનો વળગાડ ! એક માસ વીત્યો, પણ તેઓ ગયા નહિ. ખાય, સૂએ, ને નકામી વાતો કરે. કર્તવ્ય કાંઇ કરે નહિ. ચંદ્રશેખરની ધીરજ હવે કાંઇક ખૂટવા લાગી. તેણે તેઓ પોતાની મેળે રજા લે એવો ઉપાય રચ્યો. પોતાના પુત્રસાથે તેમને સૂવામાટે સાદડીઓ મોકલાવી કહેવરાવ્યું કેઃ—"અમારે ગાદલાંનો ખપ છે માટે આ સાદડીઓ તમે વાપરો, ને ગાદલાં પાછાં આપો" ધૂળમાં જેમ કાંકરા સારા તેમ ચારમાં એક કાંઇક ઠીક હતો. તેણે બીજા ત્રણને કહ્યું કેઃ—" ભાઇઓ ! હવે ચંદ્રશેખરમહારાજની આપણને રાખવાની ઇચ્છા નથી, માટે હવે આપણે અહીંથી નીકળી જવું જોઇએ." તેઓ બોલ્યાઃ—" તારે જવું હોય તો જા. સાદડીઓઉપર સૂવામાં શી અડચણ છે ? અમે તો અહીં રહીશું." આ સાંભળીને તે એકલો ચાલી નીકળ્યો. પછી ત્રણ રહ્યા. તે કયારે જાય, કયારે જાય, એમ તેની ચંદ્રશેખર રાહ જોયા કરે, પણ બીજો એક માસ પૂરો થયા છતાં તેઓ ગયા નહિ, ત્યારે ચંદ્રશેખરે એક બીજી યુક્તિ રચી. તેણે તેમને કહેવરાવ્યું કેઃ—" અમારે આ ઓરડાની જરૂર છે, માટે તમે આ ઓરડાની સામેના એકઢાળીઆમાં રહો." ત્રણમાં એક જરાક ઠીક હતો. તેણે બીજા બેને કહ્યું કેઃ—" હવે ચંદ્રશેખરની આપણને અહીં રાખવાની ઇચ્છા નથી, તો હવે આપણે અહીં પડયા ન રહેવું. જો તમારે આવવું હોય તો આવો, નહિ તો હું તો જાઉં છું." તે સાંભળી બીજા બેએ કહ્યુંઃ—"આપણે વળી કેવાક મહેલમાં રહેનારા છીએ ? એકઢાળીઆમાં રહેવામાં શું દુઃખ છે ? અમે તો રહીશું, તારે જવું હોય તો જા, આવું ખાવાપીવાનું સુખ મૂકીને અમે નહિ આવીએ." બે રહ્યા, ત્રીજો ગયો. ચંદ્રશેખર

મનમાં વિચારવા લાગ્યો, આ તો કેવલ નકટા છે. આનું શું કરવું? આજ જશે, કાલ જશે, એમ કરતાં ત્રીજો માસ વીત્યો, તોપણ તે ગયા નહિ, ત્યારે ચંદ્રશેખરે તે એને ભોજનમાં માત્ર જુવારના રોટલા ને અડદની દાળ આપવાનું ધાર્યું, પણ " **गृहस्थः पंक्तिभेदेन** "– ગૃહસ્થ પંક્તિભેદ કરવાથી પાપભાગી થાય છે,–એવું શાસ્ત્રવચન હોવાથી તેને પંક્તિભેદ કરવાનું ઉચિત ન લાગ્યું. પછી તેણે વિચાર કરી તેમને કહેવરાવ્યું કેઃ–"તમારું રહેવાનું તો નિત્યનું થયું, માટે તમે તમારી રસોઇ હાથે કરી લો તો સારું." પછી તેણે રસોઇમાટે તેમને જુવારનો લોટ ને અડદની દાળ મોકલ્યાં. આ જોઇ તે બેમાંના એકને લાગ્યું કે હવે અહીં નજ રહેવું જોઇએ, પણ રાઘવનામનો એક ચોથો બ્રાહ્મણપુત્ર જે બહુ આળસુ ને નફ્ફટ હતો, તેણે ધાર્યું કે જુવારનો રોટલો ને અડદની દાળ જો મફતનાં મળે છે તો તે શામાટે મૂકવાં? આપણે ઘેર આપણે શું સારું ખાવાના છીએ? ત્રીજો ગયો, પણ એ રાઘવ તો ત્યાંજ રહ્યો. ચોથો માસ વીત્યો, પણ તે ખસ્યો નહિ. ચંદ્રશેખર હવે બહુ અકળાયો. તેની ધીરજ કેવલ ખૂટી ગઇ. તેને રાઘવઉપર ગુસ્સો આવ્યો. ક્રોધના આવેશમાં તેણે રાઘવનું ગળું પકડીને તેને ધક્કા મારતો મારતો તે નગરના દરવાજાસુધી લઇ ગયો, ને કહ્યું કેઃ–"ચાલ્યો જા, તારા બાપનું અહીં શું લાગે છે કે તું અહીં નકામો પડ્યો રહ્યો છે?" પછી ભુંડું મોહું લઇને તે ચાલ્યો ગયો. **આમ ઇંદ્રિયો ને અંતઃકરણમાં ઘર કરીને રહેલા ભય અને બીજા દોષોને પોતાનું હિત ઇચ્છનારે ગળું પકડીને બહાર કાઢવા જોઇએ. સેવેલા દોષો ( કુસ્વભાવો ) તે વિના જાય એવા નથી.**

# ૮ શોક

**રામનવમીનું રહસ્ય.** હવે શોકનામના તમોગુણના દોષવિષે કહેવાનું છે, પણ આજે રામનવમી હોવાથી પ્રથમ રામનવમીવિષે કાંઇક કહેવાય છે. રામના ત્રણ અર્થ થાય છે. **રા** એટલે રાક્ષસોના, **મ** એટલે મરણમાં જે હેતુભૂત છે તે રામ, યોગીઓનાં ચિત્ત જેમના વિષે રમણ કરી રહ્યા છે તે રામ, અથવા સર્વને જે પોતાના આનંદસ્વભાવવડે રમાડી રહ્યા છે તે રામ. પરમાત્મા પરબ્રહ્મ એવા જે રામ તે નવમીના એટલે નવના આંકડાજેવા અવિકારી છે. તેમને પોતાના પુરુષાર્થવડે તથા પોતાના શ્રીસદ્‌ગુરુની કૃપાવડે પામીને–તેરૂપે થઇને–હૃદયમાંથી સર્વ પ્રકારના શોકમોહને દૂર કરવા એ રામનવમીનું ખરું રહસ્ય છે.

મોટા પુરુષાર્થવિના કદાચ એ પ્રમાણે ન બને તો પોતાના ઇષ્ટદેવની બહુ શ્રદ્ધા તથા પ્રેમથી ઉપાસના કરી તેમના લોકને (સત્યલોકને) પમાય તોપણ સારું છે. તેમ જો ન બને તો સ્વર્ગલોકથી માંડીને તપલોકસુધીના કોઇ પણ દેવલોકને પમાય તોપણ ઠીક. એમાંનું કાંઇ ન બને તો છેવટ શુભકર્મો કરીને મનુષ્યમાંથી મનુષ્ય થવાય એ પણ ઠીક, પણ એવાં પાપ નજ થવાં જોઇએ કે જેથી મનુષ્યમાંથી પશુપક્ષીની કે વૃક્ષની યોનિ પ્રાપ્ત થાય.

**નવનો આંકડો અવિકારી છે.** નવને એકે ગુણીએ તો ૯, નવને બેએ ગુણીએ તો ૧૮, તેમાં એક ને આઠ મળીને ૯, ત્રણ નવાં ૨૭ તો ૨ ને ૭ મળીને ૯, ચાર નવાં ૩૬ તો ૩ ને ૬ મળીને ૯ એમ નવને દશસુધીના આંકડાએ ગુણતાં ગુણાકારના જે આંકડા આવે તેનો સરવાળો નવ ને નવજ રહેશે. આમ હોવાથી નવના આંકડાને અવિકારી કહ્યો છે.

**ગુરુવારનું રહસ્ય.** આજે ગુરુવાર છે. ગુરુ એટલે મહાન્ મોટું. મોટું બ્રહ્મ છે માટે ગુરુ તે બ્રહ્મસ્વરૂપ. કાવ્યની રીતે પણ ગુરુની બે માત્રા ને લઘુની એક માત્રા ગણાય છે. લઘુ તે સંસારી જીવો, ને આ લોકને તથા બ્રહ્મને જાણનાર તે સદ્‌ગુરુ–પરમાત્મા–બ્રહ્મ. જીવે લઘુ મટીને ગુરુ( બ્રહ્મ )સ્વરૂપે સ્થિત થવાનું છે. આ ગુરુવાર-ઉપરથી શીખવાનું છે.

**હૃદયમાંથી શોક કેમ દૂર થાય?** વેદાદિ અનેક વિદ્યાઓનો અભ્યાસ કર્યા છતાં હૃદયમાંથી શોકની નિવૃત્તિ નહિ થવાથી નારદજીએ ભગવાન્ સનત્કુમારને વિધિવત્ ( સમિત્પાણિ થઇને –હાથમાં યથાશક્તિ ભેટ લઇને ) શરણે જઇ તેમને પ્રાર્થના કરી કેઃ–" હે પ્રભો ! હું નાનાપ્રકારના શોકથી તપું છું. મને શોક-નિવૃત્તિનો ઉપાય કહેવા કૃપા કરો." "તમે શું જાણો છો?" એમ ભગવાન્ સનત્કુમારે તેમને પૂછ્યું. પ્રત્યુત્તરમાં નારદજીએ સવિનય કહ્યું કેઃ–" હે ભગવન્ ! હું ઋગ્વેદ જાણું છું. યજુર્વેદ, સામવેદ ને ચોથો અથર્વણવેદ પણ જાણું છું. ઇતિહાસપુરાણરૂપ પાંચમો વેદ, વ્યાકરણ, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પત્તિજ્ઞાન, નિધિશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, તંત્રવિદ્યા, ધનુર્વેદ તથા નૃત્ય, ગીત, વાદ્ય અને શિલ્પ આદિ ઘણા ઘણા પ્રકારની વિદ્યાઓ અને કલાઓને જાણું છું, પણ આ બધું જાણતાં છતાં **सोऽहं भगवो मंत्रविदेवास्मि नाऽऽत्मविच्छ्रुतं ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयतु ॥** " (હે ભગવન્ ! તે હું મંત્ર (કર્મ) જાણનારજ છું, હું આત્મવેત્તા નથી, કારણકે આપશ્રીના જેવાથી મેં સાંભળ્યું છે કે આત્મવિત્ પુરુષ મનના પરિતાપરૂપ

શોકનું ઉલ્લંઘન કરે છે. હું તો શોકથી સર્વદા તપું છું, માટે હે પ્રભો ! હું આવો શોકયુક્ત છું તેને શોકના પારને પમાડો. ) ભગવાન્ સનત્કુમારે તેમની પ્રાર્થના સાંભળી તેમને જણાવ્યું કેઃ—" તમે જે જાણો છો તે બધું નામમાત્ર છે. નામથી વાણી શ્રેષ્ઠ છે, વાણીથી મન અધિક છે, મનથી સંકલ્પ શ્રેષ્ઠ છે, એમ એક એકથી શ્રેષ્ઠ બાવીશ પદાર્થ કહીને તે સર્વમાં બ્રહ્મબુદ્ધિ કરવા સૂચવ્યું, તથા છેવટે કહ્યું કે સુખજ જાણવા- યોગ્ય છે, ને એમ કહેતાં કહ્યું કેઃ–" **यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्यः ॥"** (જે ભૂમા–નિરતિશય–જેનાથી બીજું કોઇ વધારે નહિ તે–બ્રહ્મ–છે તેજ સુખ છે. અલ્પ અધિક તૃષ્ણાનો હેતુ છે, ને તૃષ્ણા દુઃખનું બીજ છે, તેથી સુખ નથી. નિરતિશયરૂપ બ્રહ્મજ સુખ છે. તે નિરતિશયજ વિશેષે જાણવાયોગ્ય છે.) પછી ભગવાન્ સનત્કુમારે તેમને બ્રહ્મના સ્વરૂપ આદિનો ઉપદેશ કરીને અજ્ઞાન ને તજ્જન્ય શોકના પારને પમાડ્યા.

સુખ ક્યાં છે ? બ્રહ્મથી ( નિરતિશય વસ્તુથી ) ભિન્ન જે કાંઇ છે તે દેશ, કાલ ને વસ્તુવડે પરિચ્છિન્ન છે. પરિચ્છિન્નમાં વાસ્તવિક સુખ નથી. જેમ ગોલની સર્વે ત્રિજ્યાઓ મધ્યબિંદુમાં એકત્ર થાય છે તેમ સર્વે પરિચ્છિન્ન વસ્તુનું બ્રહ્મ એકજ વાસ્તવિક સ્વરૂપ છે, ને તેજ સાચા સુખરૂપ છે, બાકી ચક્રવર્તી રાજાને અને મહા- ધનાઢ્યને પણ ખરેખરું સુખ નથી. ઊલટું મોટી ઉપાધિને લઇને તેમને ઘણી વાર વિશેષ દુઃખનો અનુભવ થાય છે. વ્યવહારમાં " નાને ભડકે દીવાળી ને મોટે ભડકે હોળી " એવું અનુભવાય છે. રાજા કે

ધનાઢ્ય સત્તાના કે ધનના અભિમાનવડે અલ્પકાલ સુખાનુભવ કરે છે, પરંતુ ખરું જોઇએ તો વ્યાવહારિક મોટી સ્થિતિવાળાના કરતાં મધ્યમસ્થિતિવાળાઓ વધારે શાંતિસુખનો અનુભવ કરે છે. વિચારસાગરમાં શુભસંતતિ રાજા કહે છે કેઃ–

" ઓર તો લોગ દુઃખી અપને દુઃખ,
મેં ભુક્ત્યો જગક્લેશ અપારા."
વળી અન્ય કવિએ પણ કહ્યું છે કેઃ–
" બહુ બણજ બહુ બેટિયાં, દો નારી ભરતાર;
તિનકું કહા મારના ? માર દિયા કરતાર."

( જેને ઘણો વેપાર હોય, જેને ઘણી દીકરીઓ હોય, અને જે બે સ્ત્રીનો ધણી હોય તે બધાને શું મારવા ? તેમને તો પ્રભુએજ મારી દીધેલા છે. )

મરાઠીમાં કહેવત છે કેઃ–" જિતકા વ્યાપ તિતકા સંતાપ." ( જેટલી જેટલી વ્યાપકતા–ધંધા આદિમાં ફેલાવો–તેટલો તેટલો સંતાપ. ) જો આત્માનો ને અનાત્માનો વિવેક ન હોય તો ધન, વૈભવ ને સત્તા આદિ વ્યાવહારિક સુખનાં સાધન હોય તે ઉલટાં દુઃખજનક થાય છે, માટે ભૂમા ( બ્રહ્મ ) જે કેવલ સુખરૂપ છે તેની ઉપાસના કરો, તેનું જ્ઞાન મેળવો, ને તેરૂપ થઇ જાઓ. તમે તેરૂપે–બ્રહ્મરૂપે–છો તો ખરાજ, પણ તેવો અનુભવ તમને થતો નથી તો પુરુષાર્થ કરીને તેવો અનુભવ કરો.

**પ્રત્યેક સ્થિતિમાં આનંદી રહેવા પ્રયત્ન કરો.** જો આગળ કહ્યા પ્રમાણે વાસ્તવિક સુખરૂપ બ્રહ્મને પામવું હોય તો પરમ શ્રદ્ધા ને અડગ ઉત્સાહથી સ્વધર્મપાલન કરો, અને તેમ કરતાં પ્રારબ્ધાનુસાર જે

સુખદુઃખો આવે તેને શાંતિથી ભોગવો. "**पूरे है वो मर्द जो हर हालमें खुश है.**" જો પરમાનંદરૂપ વસ્તુને જાણી હોય તોજ પ્રત્યેક સ્થિતિમાં આનંદી રહી શકાય. જો તે બ્રહ્મરૂપ વસ્તુને ન જાણી હોય તો પછી રાજા, ગૃહસ્થ, યુવાન, વૃદ્ધ કે અન્ય કોઇ સર્વદા પ્રસન્ન ન રહી શકે. તેમના કોઇના ૨૪ કલાક સરખા (આનંદવાળા) ન જાય, માટે **બ્રહ્મના અનુભવવડે શોકના પારને પામો.** અંધારું માત્ર પ્રકાશથીજ દૂર થાય, બીજા કોઇ ઉપાયવડે-ઉલેચવાથી, સૂપડે સોવાથી, કે કપડાની ઝાપટો મારીને કાઢવાથી-અંધારું દૂર થતું નથી. કોઇ પુરાણી ગુફામાં લાંબા કાલથી અંધારું કબજોભોગવટો રાખી ધામો નાંખીને પડયું હોય, પણ એક દીવાસળી ઝરડી કે ખલાસ! તેણે ત્યાંથી દૂર થઇ જવુંજ જોઇએ. એવી રીતે હૃદયરૂપ ગુફામાં લાંબા સમયનું અજ્ઞાનરૂપ અંધારું રહ્યું હોય છે તે બ્રહ્મનું જ્ઞાન થાય કે તે કાલેજ દૂર થાય છે, અને અજ્ઞાનરૂપ અંધારું દૂર થયું કે શોકમોહાદિ પ્રેતો તત્કાલ નિત્યને માટે પલાયન કરી જાય છે, ને પરમાનંદરૂપ પ્રકાશ સર્વત્ર છવાઇ રહે છે. અંધારું એક વાર ભગવાન્ પ્રજાપતિ પાસે ગયું, ને તેમને તેણે પ્રાર્થના કરી કેઃ-"હે પ્રભો! મને એક ભારે દુઃખ છે. તે આપ નિવૃત્ત કરવા કૃપા કરો." ભગવાન્ પ્રજાપતિએ તેને કહ્યુંઃ-"તમને શું દુઃખ છે?" તેણે કહ્યુંઃ-"સૂર્ય મને બહુ અડચણ કરે છે. તે એવી કે જ્યાં તેનો પ્રકાશ આવ્યો કે મારે ત્યાંથી નાસવું પડે છે. મારાથી ત્યાં રહેવાતુંજ નથી." ભગવાન્ પ્રજાપતિ બોલ્યાઃ-"બહુ સારું. ફરીઆદીની એકલાની વાત સાંભળીને ફેંસલો ન અપાય. પ્રતિવાદીને પણ પૂછવું જોઇએ. તમે જઇને સૂર્યને બોલાવી લાવો. તેમનું કહેવું સાંભળી પછી હું ન્યાય કરું." અંધારાએ કહ્યુંઃ-"પ્રભો! એજ દુઃખ છે. મારાથી તેમની પાસે

જવાયજ કેમ ? તે હોય ત્યાં હું જઇજ ન શકું." પછી ભગવાન્ પ્રજાપતિએ તેને સમજાવ્યું કેઃ–"ભાઇ ! પરમાત્માનો એ અનાદિકાલનો નિયમ છે કે જ્યાં પ્રકાશ આવે ત્યાંથી અંધારાએ દૂર થવું, માટે એમાં તમારે શોક કરવાજેવું કે ફરિયાદ કરવાજેવું કાંઇ નથી."

**બ્રહ્મ પોતાનું સ્વરૂપ છે એમ અનુભવ થાય તોજ શોકભય દૂર થાય.** "**द्वितीयाद्वै भयं भवति**" ( બીજાથી નિશ્ચય ભય થાય છે, ) એ શ્રુતિવાક્યનો અનુવાદ હિંદીમાં આ પ્રમાણે કરવામાં આવ્યો છેઃ–" જો અપનેસેં દુજો ધારે, ભય તાકું યહ ભેદ પુકારે, " માટે "**एकमेवाद्वितीयं ब्रह्म**" (અહીં એકજ અદ્વિતીય ( જેમાં બીજું નથી એવું ) બ્રહ્મ છે, ) "**सर्वं खल्विदं ब्रह्म**" ( આ બધું નિશ્ચય બ્રહ્મરૂપ છે, ) અને "**विज्ञानमानंदं ब्रह्म**" ( બ્રહ્મ વિજ્ઞાનરૂપ ને આનંદરૂપ છે) એ શ્રુતિઓમાં કહ્યા પ્રમાણે અંતરાત્માથી અભિન્ન ને પરમાનંદરૂપ બ્રહ્મનો સર્વત્ર અનુભવ કરવાનું બલ મેળવો. **જો એમ થશે તો પછી આનંદ, આનંદ ને આનંદજ.** તેમ થવાથી તમે સાચા મસ્ત થશો.

**સાચા મસ્તોનો આનંદ.** "હર આન હસી, હર આન ખુશી, હર બખ્ત અમીરી હે બાબા; જબ આશક મસ્ત ફકીર હુવે, ફિર કયા દીલગીરી હૈ બાબા ? " (હરેક પલે અમને હર્ષ છે, હરેક પલે અમને ખુશી છે, અને હરેક વખતે અમને અમીરી છે. હે ભાઈ! જ્યારે અમે આશક ( ભક્ત ) મસ્ત ( ઉન્મત્ત ) ને ફકીર ( પરમાત્માના દર્શનવડે આનંદથી ઊછળતા હૃદયવાળા ) સંત થયા, ત્યારે અમને શી દીલગીરી છે ? )

સાધુઓ ( સત્પુરુષો ) અકિંચનજેવા જણાય છે, છતાં તેઓ તો

કહે છે કેઃ–" આખું વિશ્વ અમારું છે. ગૃહસ્થો તો અમારા ટ્રેઝરર-જેવા છે. અમે દ્રવ્યાદિ સાચવવાનો શ્રમ લેતા નથી. અમને જ્યારે જોઇએ ત્યારે અમે તેમની પાસેથી લઇએ છીએ. "

**ઠાકોરજીને ત્યાં શોક ન હોય.** પૂજારીનો દીકરો મરે તો પણ ઠાકોરજીનો અન્નકોટ થાયજ, તેમ **ઠાકોરજીને—પરમાત્માને-જેમણે પોતાથી અભિન્નભાવે અનુભવ્યા છે તેમને સર્વદા આનંદજ છે.** ફકીર એટલે મુસલમાન સાધુ એવો ટુંકો અર્થ ન કરવો, પણ જેણે આત્મતત્ત્વને જાણી સર્વ પ્રકારની ચિંતાનો પોતાના હૃદયમાંથી ત્યાગ કર્યો છે તે ફકીર એવો અર્થ કરવો. આવા ફકીર પોતાનો આનંદ વર્ણવતાં કહે છે કેઃ—

" હરરોજ બસંત ઓર હોલી હૈ, હર એક રાત દીવાલી હૈ;
હરરોજ નઇ એક સાદી હૈ, હરરોજ મુબારકબાદી હૈ. "

(અમારે નિત્ય વસંત અને વસંતમાં આવતા હુતાશનીના ઉત્સવો છે, અમારી પ્રત્યેક રાત દીવાળીજેવી છે, અમારે નિત્ય એક નવા લગ્નના જેવો આનંદ છે, અને અમને રોજ નાનાપ્રકારની મુબારક-બાદી–અભિનંદન–મળે છે.)

**પરમાનંદરૂપ વસ્તુથી અંતઃકરણને રંગી નાંખો.** પરમાનંદરૂપ વસ્તુથી જો અંતઃકરણ રંગાઇ જાય તો પછી શોક, મોહ ને ભય આદિ તેનાથી હજારો ગાઉ વેગળા ચાલ્યા જાય છે. વ્યવહારના કઠિન પ્રસંગોમાં પણ એવા અનુભવવાળા પુરુષો શાંત રહી શકે છે. દીકરાના કે અન્ય પ્રિયજનના મૃત્યુનો પ્રસંગ આવ્યો હોય તો તેઓ વિચારે છે કેઃ—

" હમરા ઉનકા હો રહા, અબલગકા સંયોગ. "

ધનહાનિનો પ્રસંગ આવે તો, એ બધા માયાના ખેલ છે, પ્રારબ્ધાનુસાર બધું થયે જાય છે, લક્ષ્મી ચપલ છે, ને અલ્પધનથી ઘણાનો વ્યવહાર ચાલે છે તો અમારો વ્યવહાર કેમ નહિ ચાલે ? વળી આમ થવામાં પરમાત્માનો કાંઇ સારો હેતુ હશે, એ આદિ વિચારોથી તે પોતાના અંતઃકરણની શાંતિ ચુંથાવા દેતા નથી. તે સદા પોતાના આનંદમાં નિમગ્ન રહે છે. સર્વદા અનુભવાતા પરમાનંદની આગળ વ્યાવહારિક દુઃખો તેમને અસર કરી શકતાં નથી. દશ હજારની કમાઇવાળાને કદાચ બસો રૂપીઆની ખોટ આવી તો તે શા લેખામાં ?

**સંતોનો અડગ નિશ્ચય.** સત્પુરુષોનો શુભ નિશ્ચય ક્યારે પણ ડગતો નથી. તેઓ સર્વદા એકધારા વહ્યા કરે છે. સીતાજીને અશોકવાટિકામાં રાવણે બહુ લોભલાલચ અને છેવટે ભયત્રાસ આદિ દેખાડ્યાં, તોપણ તે પોતાના શુભ નિશ્ચયથી લેશ પણ ચલિત ન થયાં, અને ધૈર્યથી રાવણને પ્રત્યુત્તર આપતાં કહ્યું કેઃ–"મારી ગ્રીવા(ડોક)-ઉપર કાં તો પ્રભુનો હાથ પડશે, ને કાં તો તારું ચંદ્રહાસનામનું ખડ્ગ પડશે, બીજું નહિ થાય." પ્રભુ રામચંદ્રજીનો નિશ્ચય પણ અડગ. ઇશ્વરાવતારો ને મહાપુરુષો પરમાનંદપરિપૂર્ણ રહી પ્રાપ્તવ્યવહારમાં આવતાં સુખદુઃખને ન ગણકારી સ્વકર્તવ્યમાં કેવા વળગી રહે છે તે લક્ષ્મણજીને યુદ્ધમાં સાંગ વાગી તે વેલા કોઇ કવિએ નીચે પ્રમાણે જણાવેલાં શ્રીરામચન્દ્રજીનાં વચનોથી જણાય છેઃ–

"અવધ અનાથકો શોચ નહિ, નહિ શોચ પિતા સુરધામ ગયેકો,
રાજ ગયો પુનિ શોચ નહિ, નહિ શોચ પુનિ બનબાસ ભયેકો;
સીતહરનકો શોચ નહિ, નહિ શોચ દશાનનરાર ઠયેકો,
લક્ષ્મણશક્તિકો શોચ નહિ, એક શોચ બિભીષન બાંહ્ય ગ્રહેકો."

શ્રીરામચન્દ્રજીના ચરિતમાંથી મનુષ્યે સહનશીલતા, કર્તવ્ય-નિષ્ઠા, નિઃસ્પૃહતા, ન્યાયબુદ્ધિ ને પિતાની આજ્ઞાપાલકતા શીખવાનાં છે.

બ્રહ્માનંદ તે પરમાનંદ–અનંતાનંદ–પરમસુખ–સુખનો અવધિ કોઇને શંકા થાય કે જેવડે શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને કષ્ટ થાય એવાં સાધનો સાધીને એટલું બધું શું મેળવવું છે ? તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે વ્યવહારનું અલ્પ સુખ મેળવવામાટે પણ મનુષ્યો કેટલો બધો પ્રયત્ન કરે છે ? માણસ પોતાનું ને પોતાના કુટુંબી જનોનું પોષણ ચલાવવાને આખો દિવસ ધૂળ ધાલે છે, ત્યારે પરમાત્માનો આનંદ તો મહાઆનંદ છે–પરમાનંદ–છે. જેનાથી બીજો કોઇ આનંદ વધારે નથી તેવો આનંદ છે. તેને પ્રાપ્ત કરવામાટે પ્રયત્ન કરવો પડે એમાં શું ખોટું ? એ આનંદ–એ રસ–કેવો છે ? એક સંત કહે છે કેઃ—

" યહુ રસકાજ ભયે નૃપ યોગી, છાંડે બિબિધ બિલાસા;
સેજ સિંહાસન બૈઠે રહતે, ભસ્મ લગાઇ ઉદાસા.
ગોરખનાથ ભરથરી રસિયો, સોઇ કબીર અભ્યાસા;
ગુરુ દાદુપરસાદ કછુ ઇનતેં, પાયો સુંદરદાસા. "

આમ છે, છતાં ઘણા મનુષ્યોને પરમાત્માનો મહિમા સમજાતો નથી, ને તેથી તેમને મેળવવા તેઓ પ્રયત્ન કરતા નથી. તેમને પરમાત્માને મેળવવાની ઇચ્છાજ ઉપજતી નથી. જેમ પાંચ રૂપીઆના પગારની યોગ્યતાવાળાને પાંચ સો રૂપીઆની જગા મળે તો તે નિભાવી ન શકે. યોગ્યતા ન હોવાથી તેને ત્યાં ગમેજ નહિ, માટે મનુષ્યે પુણ્યકર્મ કરીને અંતઃકરણમાં યોગ્યતા આણવી જોઇએ, ને શોકરહિત પરમાત્માને પામવાની શુદ્ધ ઇચ્છા ઉપજાવવી જોઇએ.

**સંશયી મનુષ્ય વિનાશ પામે છે.** ઘણાક એવા હોય છે કે પુનઃ પુનઃ પરમાત્માના સ્વરૂપનું નિરૂપણ સાંભળ્યા છતાં તેમને પરમાત્માના સ્વરૂપ આદિના સંબંધમાં સંશયજ રહ્યા કરે છે. એ સંશયાત્માના-સંશયી જીવોના-મનપર શાસ્ત્રાદિનો ઉપદેશ કામ કરી શકતો નથી. એના કરતાં વ્યવહારપક્ષે અશ્રદ્ધાલુ સારા છે, કે જે સંસારનાં સુખો ભોગવી શકે છે. સંશયી જીવો ન તો વ્યવહાર સારો કરી શકે છે, ન તો પરમાર્થ સુધારી શકે છે, કારણકે તેને વ્યવહાર કે પરમાર્થ સાધવાનાં સાધનો પ્રાપ્ત કરવાનો નિશ્ચયજ થતો નથી, તેનું મન ડોલ્યા કરે છે. એવા સંશયીને માટે ગીતાજીમાં **શ્રીભગવાને** સ્પષ્ટ શબ્દોમાં કહી આપ્યું છે કે:-“ **संशयात्मा विनश्यति** ” ( સંશયયુક્ત અંતઃકરણવાળો વિનાશ પામે છે—ઉત્તરોત્તર અધોગતિ પામે છે. ) જ્યાંસુધી અંતઃકરણમાં સંશયરૂપ મલ હોય ત્યાંસુધી મનુષ્ય મેળવવાયોગ્ય મેળવી શકતો નથી. રોગીના પેટમાં મલ હોય ત્યાંસુધી તેને વજ્રભસ્મ કે સુવર્ણવસંતમાલતી આદિ ઉંચાં ઉંચાં ઔષધો અપાય તોપણ તે તેને ગુણ કરતાં નથી, અને એટલામાટે વૈદ્ય પ્રથમ તે રોગીને વિરેચન આપીને પછીજ તેને ઉંચાં ઔષધો ખવરાવે છે. જો તેમ ન કરે તો ઔષધ પણ મલરૂપ થઇ જાય, ને રોગીને કાંઇ લાભ ન કરે. આ પ્રમાણે સંશયીના સંબંધમાં પણ જાણવું. સંશય હોય ત્યાંસુધી શાસ્ત્રાદિનો ઉપદેશ તેના મનપર કામ ન કરે એટલુંજ નહિ, પણ વખતે શાસ્ત્રાદિના ઉપદેશથી સંશયીને ઊલટી હાનિ પણ થાય, માટે સંશયી ન રહો. શાસ્ત્રના ને સત્પુરુષોના વચનમાં વિશ્વાસ રાખો, ને તેમની આજ્ઞાનુસાર પ્રયત્ન કરી શોકનો નાશ કરો. “ **दिनमपि रजनी सायं प्रातः शिशिरवसंतौ पुनरायातः । कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुंचत्याशावायुः ॥** ” ( દિવસ, રાત્રિ,

સાંજ ને સવાર ચાલ્યાં જાય છે. શિશિર ને વસંત આદિ ઋતુઓ જઇ જઇને પુનઃ આવે છે. કાલ એ પ્રમાણે ક્રીડા કરે છે, ને આયુષ્ ચાલ્યું જાય છે, છતાં જીવ આશારૂપ વાયુરોગને છોડતો નથી, ને પરમાર્થના માર્ગમાં નિઃશંકપણે યત્ન કરતો નથી. આ તેના હીન ભાગ્યની વાત છે.)

**તમે તમારું બરાબર સંભાળો, પારકી પંચાત ન કરો.** ઇમ્પિરિયલ બૅંક ઑાફ ઇંડિયાનાં માત્ર સરવૈયાંજ વાંચી જવાથી કાંઇ દ્રવ્યલાભ થતો નથી, પણ જો યોગ્ય પ્રયત્ન કરે તોજ દ્રવ્યલાભ થાય છે, તેમ પરમાર્થ સાધવાને સારુ પણ અન્યની વાતો મૂકી દઇ પ્રયત્ન કરો, ને પ્રયત્ન કરતાં છતાં પણ આગળ ન વધી શકતા હો તો તમારા સાધનમાં શી ભૂલ રહે છે તે જુઓ, ને તેને દૂર કરી આગળ વધો. અંતઃકરણમાં તમોગુણ વધવાથી શોક થાય છે, માટે જેમ બને તેમ અંતઃકરણમાંથી તમોગુણ ઓછો કરો. જો તમે તમોગુણના ધર્મરૂપ આઠ દોષોને ( આલસ્ય, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, પરનિંદા, મોહ, ભય ને શોકને ) અંતઃકરણમાંથી દૂર કરો તો અવિદ્યાનો જય કરવાનું દશ આના કામ તો થઇ ગયું એમ જાણો.

**મનને બોધ.** મનુષ્યે પોતાના મનને નિરંતર આવો બોધ કર્યા કરવો જોઇએઃ—

" મન હરિપદ અનુરાગ, કરહુ ત્યાગી નાના કપટ;
મહામોહનિશિ જાગ, સોવત બીતે કાલ બહુ. "
" ભજ ન કહ્યો તાતેં ભજ્યો, ભજ્યો ન એકહુ બાર;
દૂર ભજન જાતેં કહ્યો, સો તેં ભજ્યો ગંવાર ! "

( હે મન ! હરિ–ત્રણ પ્રકારનાં દુઃખોને ભક્તોનાં હૃદયોમાંથી હરી લેનાર–જે પરમાત્મા, તેમનાં ચરણારવિંદમાં નાનાપ્રકારનાં કપટ

છોડીને તું પ્રીતિ કર. [ જીવના હૃદયમાં અનેક કપટ ને સંશયો ભરેલા છે. તે ત્યજીને તેણે આ દુઃખરૂપ સંસારને તરી જવાને પ્રભુમાં પ્રીતિ કરવી જોઇએ. ] હે મન ! મહામોહરૂપી રાત્રિમાં તું જાગ, ને પરમદુઃખરૂપ પ્રદેશમાંથી નીકળી પરમસુખરૂપ પ્રદેશમાં જા. તને મહામોહરૂપી રાત્રિમાં સૂતાં બહુ કાલ વીતી ગયો છે. હવે તારે વધારે વાર સૂઇ ન રહેવું, પણ સત્વર જાગવું, ને તારું પરમહિત છે તે પ્રાપ્ત કરવું. )

( હે મન ! જે પરમાત્માથી ન ભાગવાનું તને કહ્યું તેનાથી તું દૂર ભાગ્યું, અને તેં એક વાર પણ તેમને ન ભજ્યા. અરે ! ગમાર મન ! બહુ ખેદની વાત છે કે જેનાથી તને દૂર ભાગવાનું કહ્યું હતું, તે પરમદુઃખરૂપ વિષયોનેજ તેં ભજ્યા-ભોગવ્યા ! )

ખરેખર ! ઘણા જીવોનો સ્વભાવજ અવળો છે. જે તેનું પરમહિત કરનાર છે તે તેને અહિતકર લાગે છે, ને જે તેનું પરમ અહિત કરનાર છે તે તેને હિતકર લાગે છે ! જેને કાંઇક પણ સમજ હોય તેણે પોતાના જીવને વિષયભોગરૂપ મોહનિદ્રામાંથી જગાડવો જોઇએ, અને પરમાત્મામાં તેની પ્રીતિ કરાવી, પરમાત્માનું આદરપૂર્વક ભજન કરવું જોઇએ. **પ્રભુભજનનું-પ્રભુનામનું-માહાત્મ્ય કેવું છે તે સાંભળો.**

" રામ કહ્યો તિન સબ લહ્યો, સબ શાસ્ત્રનકો ભેદ;
આધે નામે ગનકા તરી, કહાં પઢીથી બેદ ? "

શ્રીરામચન્દ્રજીના અને સીતાજીના ચરિત્રઉપરથી મનુષ્યે ઘણું શીખવાનું છે. રાજ્યાભિષેકના સમાચાર મળતાં તથા વનવાસના સમાચાર મળતાં શ્રીરામચન્દ્રજીની મુખમુદ્રા એકસરખી પ્રસન્ન રહી હતી, તે ઉપરથી જિજ્ઞાસુએ સુખદુઃખમાં સમભાવ અને પ્રસન્નતા રાખવાનું શીખવાનું છે.

સ્વધર્મપાલન, આત્મવિશ્વાસ, સ્વપરાક્રમ, માતાપિતાની આજ્ઞાનું પાલન, બંધુઓઉપર પ્રેમ, એકપત્નીવ્રત, તપ, સહનશીલતા, સાદાઇ, કર્તવ્યનિષ્ઠા, શુભસંકલ્પને પાર પાડવાનો સદાગ્રહ, કૃતજ્ઞતા, કરુણાલુતા, નિર્ભયતા, લોકસંગ્રહમાં દઢ રુચિ, પ્રજાવાત્સલ્ય, પરમ ન્યાયીપણું, શરણાગતવત્સલતા ઇત્યાદિ ઇત્યાદિ શુભગુણો શ્રીરામચન્દ્રજીમાં દઢ વાસ કરીને રહ્યા હતા. એમના જીવનમાંથી રાય રંક ને મધ્યમ સ્થિતિનાને, બાળક યુવાન ને વૃદ્ધને, ધનિકને નિર્ધનને, સ્ત્રીને તથા પુરુષને ટુંકામાં સર્વને ઘણું શીખવાનું મળે તેમ છે.

સીતાજીના જીવનમથી સ્ત્રીઓએ સ્વધર્મપાલન, તપ, અગાધ પતિપ્રેમ, પતિવ્રતાપણું, સૌજન્ય, વિનય, ધૈર્ય, સહનશીલતા, ભોગત્યાગ, સાદાઇ, આનંદી સ્વભાવ આદિ ઘણા ગુણો શીખવાના છે, અને પુરુષોએ પણ તેમાંથી પોતાના જીવનને બંધ બેસતું ઘણું અનુકરણ કરવાનું છે.

**ભક્તોએ કરવાની હાર્દિક પ્રાર્થના.** કોઇ ભક્તે ગાયું છે તેમ ભક્તોએ ભવસાગરનો પાર પામવામાટે શ્રીપ્રભુની આ પ્રમાણે પ્રાર્થના કરવાની છેઃ—

"ગજ ગનિકા અહલ્યા ગિરધ,[1] ચંદ્રહાસ ધ્રુવબાલ;
પાંડવતિય[2] પ્રહ્લાદજ્યું, સુનિયો પરમપોકાર."

---

**રજોગુણની વૃદ્ધિથી પ્રકટતા દોષો.** મનુષ્યના અંતઃકરણમાં રજોગુણની વૃદ્ધિ થવાથી કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, દંભ, અટ્ટહાસ્ય ને આશ્ચર્ય વા કુતૂહલ એ દોષો મનુષ્યના અંતઃકરણમાં પ્રકટે છે. એ દોષો મનુષ્યના અંતઃકરણને આત્મામાં સ્થિર થવા દેતા

---

૧ ગીધ—જટાયુ. ૨ પાંડવનાં સ્ત્રી—દ્રૌપદી.

નથી. એ દોષો અંતઃકરણના મલરૂપ ગણાય છે. મલ ( વિષ્ઠા ) કોઇ મનુષ્યને ગમતો નથી. વસ્ત્ર દુર્ગંધવાળું હોય તો તેથી આપણને કંટાળો ઉપજે છે, ને તે દૂર કરવાનું મન થાય છે, તેજ પ્રમાણે શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણના મલ પણ ત્યાગવાયોગ્ય છે.

શરીર એક પ્રકારનું રાજ્ય છે. હવાલદાર બગડે તો રાજાને ને પ્રજાને અલ્પ નુકસાન થાય, પણ જો દિવાન બગડે તો રાજાને અને પ્રજાને ઘણું નુકસાન થાય. રાજ્ય સુવ્યવસ્થાથી ચલાવવાને રાજાની પાસે સારો દિવાન જોઇએ.

અંતઃકરણ એ શરીરરૂપ રાજ્યમાં મંત્રિરૂપ છે. તેને બહુ સંભાળવું જોઇએ. અકબરની ચઢતીનું કારણ તેનું મંત્રિમંડલ હતું. અકબર ભણેલા નહોતા, પણ તેમનું મંત્રિમંડલ તેમણે એવું ઉચ્ચ ગોઠવ્યું હતું કે તેથી તેમના રાજ્યની જમાવટ ઘણી સારી થઇ હતી. ભરતખંડના હિંદુ ને બીજા રાજાઓ તેમને વશ થયા હતા એટલુંજ નહિ, પણ પાડોશનાં મુસલમાની રાજ્યોમાં પણ તેમનો પ્રતાપ પડતો. ફૈજી, અબુલફજલ, બીરબલ, જગન્નાથ પંડિત, જશવંતસિંહ અને ટોડરમલ વગેરે અકબરના માનીતા હતા. અકબરના રાજ્યમાં ટોડરમલે જમાબંદીની પદ્ધતિ બાંધી હતી. તેના નિયમો એટલા સારા હતા કે હાલ પણ સરકારી રાજ્યમાં લગભગ તેને અનુસરીને જમાબંદીનો વહીવટ ચાલે છે. અકબરે સારા મંત્રીઓની સલાહપ્રમાણે વર્તી મોગલાઇ રાજ્યનો પાયો મજબૂત કર્યો, નહિ તો તેમની બાલ્યાવસ્થામાં તો તેમની બહુ કફોડી સ્થિતિ હતી. તેમના જન્મકાલે તેમના પિતા હુમાયુ સિંધમાં દુઃખી હાલતમાં રખડતા હતા, એ વાત ઇતિહાસપરથી જાણવામાં આવે છે. હિંદુઓનાં મન મેળવી લઇ અકબરે જ્યારે મોગલાઇ રાજ્યની ઇમારત દૃઢ કરી, ત્યારે ઔરંગજેબે કુમંત્રીઓને વશ

વર્તી તે ઇમારતને શિથિલ કરી નાંખી. ઔરંગઝેબ ઘણું ભણેલો અને પ્રવીણ પુરુષ હતો, પણ તેના મંત્રીઓ સારા નહોતા. મોગલાઇ રાજ્યની પડતીનો તેના વખતથી પ્રારંભ થયો, અને છેલ્લા પાદશાહ બહાદુરશાહના ( ઝફરના ) સમયમાં મોગલાઇ અસ્ત પામી. જેમ રાજાને રાજ્ય સારી રીતે ચલાવવાને સારા મંત્રીની જરૂર છે તેમ જીવાત્માને પોતાનો વ્યવહારપરમાર્થ રૂડી રીતે કરવાને સારા અંતઃકરણની બહુ જરૂર છે. મનજ બંધ અને મોક્ષનું કારણ છે. શ્રુતિ પણ કહે છે કેઃ-

" मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥ "

(મનુષ્યના બંધનું અને મોક્ષનું કારણ તેનું મન છે. વિષયાસક્ત મન મનુષ્યના બંધને માટે છે, અને વિષયરહિત મન મુક્તિમાટે કહ્યું છે.)

વિષયાસક્તિ એજ જીવને બંધ છે. જો મનુષ્યનું મન સારું હોય તો તેના જીવાત્માને બહુ સુખ થાય છે, ને જો તેનું મન અનેક વિષયમાં ભટક્યા કરતું હોય, ને તેને માટેજ તરફડીઆં મારતું હોય તો તે જીવાત્માને બહુ દુઃખી કરે છે. મન વિષયતૃષ્ણાથી રહિત થવાથી મનુષ્ય મહત્તા પામે છે. સોક્રેટીસ જે ગ્રીસમાં પ્રસિદ્ધ વિદ્વાન્ થઇ ગયા, તેને કોઇએ પૂછ્યું કેઃ-"ઈશ્વરતા એટલે શું ?" તેના ઉત્તરમાં તેમણે કહ્યું કેઃ-" નિઃસ્પૃહતા એ ઈશ્વરતા છે." કોઇ પણ દૃશ્ય વસ્તુની ઇચ્છા ન થાય, મન કોઇ પણ વિષયમાં ન ખેંચાય, ને સર્વ તૃષ્ણાઓનો ક્ષય થાય તેવી અંતઃકરણની સ્થિતિ જીવને પરમસુખ આપનારી છે; અને ભિન્ન ભિન્ન વિષયોની ઇચ્છા એ જાતેજ કંગાલિયત છે. વિષયાસક્તિ-વિષયતૃષ્ણા-દસ્યાશા-

એ ઘણી ખરાબ છે. આશાથી કંટાળીને એક કવિએ તેને કહ્યું છે કેઃ-

**" કિયો બ્રહ્મતેં જીવ, અબ કરવો ચાહે કહા ?**
**કહા કરીહૈ નિર્જીવ, આશે ! તવ આશય કવન ? "**

**इदं मे स्यात् । इदं मे स्यात् ।**-મને આ હો, મને આ હો, અર્થાત્ મને સ્ત્રી મળો, મને પુત્ર મળો, મને ધન મળો, હું વિવિધ પ્રકારે સુખ ભોગવું, એવી એવી અનેક ઇચ્છાઓ જીવના હૃદયમાં ઊઠ્યા કરે છે. તે ઉપરથી કવિ કહે છે કેઃ-"હે આશે ! તેં બ્રહ્મમાંથી મને જીવ તો બનાવ્યો, હવે શું કરવાની તારી ઇચ્છા છે? શું તું મને નિર્જીવ બનાવવાનો વિચાર રાખે છે? તારો શો અભિપ્રાય છે તે મને કહે." તૃષ્ણા આવી દુષ્ટ છે. આ વિષે લોભના વ્યાખ્યાનમાં વિશેષ કહેવાશે, અત્યારે તો સંક્ષેપમાં કહેવાનું એટલુંજ કે **વિષયોની તૃષ્ણાને વશ થયેલો જીવ પોતાને ભૂલી જાય છે.** તે અત્યંત દીન થઇ જાય છે-વિષયાધીન થઇ જાય છે. વિષયો પણ તેને એવા વળગી જાય છે કે પછી તે ધારે તોપણ મોટા પ્રયત્નવગર તેની જાળમાંથી મોકળો થઇ શકતો નથી. એક વાર ચોમાસામાં નદીના પૂરમાં એક રીંછ તણાઇ જતું હતું. તેનો ઉપલો ભાગ કાળા ધાબળાજેવો જણાતાં " ચાલ આ ધાબળો કાઢી લઉં " એમ ધારી એક સિંધી તે લેવામાટે નદીમાં પડ્યો. રીંછ નદીના પૂરમાં તણાતાં થાકી ગયું હતું, ને આધાર શોધતું હતું. તે સિંધી જેવો તેને પકડવા ગયો કે તરતજ તેણે સિંધીને પોતાના આગલા પગોથી પકડી લીધો. સિંધી તેનાથી છૂટવામાટે ધમપછાડા કરવા મંડ્યો, પણ તે તેને મૂકે શાનું ? કાંઠે ઊભેલા બીજા સિંધીઓ તેને કહેવા લાગ્યા કેઃ-" છડ છડ હણે કયો છડ." ( છોડ, છોડ, હવે ધાબળો છોડી દે.) નદીમાં તણાતો સિંધી બોલ્યો કેઃ-" આંઉં છડું પણ કયો ન છડે ! "

( હું છોડું છું, પણ ધાબળો છોડતો નથી ! ) જો સંભાળ ન રાખે તો આ પ્રમાણે મનુષ્ય વિષયોના પાશમાં ફસાઇ જાય છે, ને પછી તેમાંથી છૂટવું તેને કઠણ પડે છે. આમ છતાં **મનુષ્ય જો હૃદયથી ધારે, ને દૃઢતાપૂર્વક પ્રયત્ન કરે તો તે વિષયપાશમાંથી છૂટી શકે છે.**

વિષયો સ્વભાવથી જડ છે, ને મનુષ્ય ચેતનરૂપ છે. ચેતનને જડ પકડી શકેજ નહિ. જડમાં પકડવાની શક્તિ નથી. મનુષ્ય પોતેજ સુખની લાલચે તેને વળગી રહે છે, ને મૂકતો નથી. એ સંબંધી એક ઉદાહરણ આપવામાં આવે છે. એક સંતપુરુષ હતા. તે ગુરુપદને યોગ્ય હતા. ગુરુનું સંક્ષિપ્ત લક્ષણ આવું કહેવાય છે:—

" સમદર્શી શીતળ સદા, જાકી અદ્‌ભુત ચાલ;
ઐસા સદ્‌ગુરુ કીજીએ, [જો] પલમેં કરે નિહાલ."

તે સંતપુરુષને તેમનો એક ભલો જિજ્ઞાસુ શિષ્ય વખતો વખત કહેતો કે:—"મહારાજ ! મને સંસારનો ત્યાગ કરવાની બહુ ઇચ્છા થાય છે, પણ સંસાર મને છોડતો નથી. હું શું કરું ? મને ઉપાધિ જરાએ ગમતી નથી, પણ તે મને છોડતી નથી." ગુરુ તેને પ્રત્યુત્તરમાં કહેતા કે:—"ભાઇ ! જો આપણું મન દૃઢ હોય તો સંસાર આપણને ક્યાં પકડી રાખે છે ?" પણ તે વાત શિષ્યના માન્યામાં આવતી નહિ. આમાં તેના મનની નબળાઇજ કારણરૂપ છે એવું તેને પ્રત્યક્ષ બતાવવાને ગુરુ એક વાર જંગલમાં દિશાએ જવા ગયા હતા ત્યાંથી પાછા આવતાં પોતાના આશ્રમથી થોડે દૂર આવેલા એક બાવળને બાથ ભરીને બૂમો પાડવા લાગ્યા કે:—" દોડજો, દોડજો, આ બાવળે મને પકડી રાખ્યો છે. " પેલો શિષ્ય એ વેલા આશ્રમભણી જતો હતો, તે પોતાના ગુરુનો પોકાર સાંભળીને એકદમ તેમની સમીપ ગયો, ને વિનયથી

તેમને પૂછવા લાગ્યો કેઃ-" મહારાજ ! શું છે ? શું છે ? " ગુરુએ કહ્યું:-"આ બાવળે મને પકડી રાખ્યો છે તે મને મૂકતો નથી." શિષ્ય હાથ જોડીને બોલ્યો કેઃ-" દેવ ! એવું તે કયાંઇ હોય? બાવળ આપને કેમ પકડી શકે ? આપેજ બાવળને બાથ ભરી છે. તે મૂકી દો તો તુરતજ આપ છૂટા થઇ જાઓ." ગુરુ હસ્યા, ને બાવળને છોડી દઇ બોલ્યા કેઃ-" બેટા ! તું પણ આમ સંસારને વળગી રહ્યો છે. જો તું તે મૂકી દેવા ધારે તો આ પ્રમાણે હમણાંજ તેને મૂકી શકે. " શિષ્ય પોતાના મનની નબળાઇ સમજી ગયો, ને વૈરાગ્ય વધારવા પ્રયત્ન કરવા લાગ્યો.

તમોગુણથી ઉપજતા આળસ આદિ દોષો જેમ મલરૂપ છે તેમ રજોગુણથી ઉપજતા કામક્રોધાદિ દોષો પણ અંતઃકરણના મલરૂપ છે, તેથી એ દોષો પણ ત્યાગવા જોઇએ. અગાઉ કહેવાઇ ગયેલા ઉપાયોવડે પ્રથમ તમોગુણજન્ય આળસ આદિ દોષોને બહુ આગ્રહથી દૂર કરો, કેમકે આ વિશ્વમાં તમોગુણ મનુષ્યની ઉન્નતિમાં અને મોક્ષ-પ્રાપ્તિમાં ભારે રોધ કરનારો છે. તમોગુણપછી રજોગુણનો જય કરવાનો છે. થોડો ને બહુ નહિ લાગ્યો હોય એવો મેલ કપડામાંથી માત્ર પાણીવડે ધોવાથી તુરત દૂર કરી શકાય છે, ને વધારે લાગેલો મેલ દૂર કરવામાટે પાણીની સાથે ખારો કે સોડા અથવા સાબુ જોઇએ છીએ, અને ચીકાશવાળો તથા બહુ ઘાટો લાગેલો મેલ દૂર કરવા કપડાને બકરાની લીંડીઓમાં અથવા ખારામાં સોડામાં કે સાબુમાં બાફવું પડે છે-તેને ભઠ્ઠીઉપર ચઢાવવું પડે છે; તેમ અંતઃકરણના ન્યૂનાધિક દોષોને દૂર કરવામાટેના પ્રયત્નમાં પણ સમજવું. **દીલ દઇને પ્રયત્ન કર્યા વિના આ કામ થાય તેમ નથી.**

**હવે રજોગુણજન્ય પહેલો દોષ જે કામ તે વિષે કહેવાય છે.**

## ૧ काम

કામનો સાધારણ અર્થ કોઇ પણ પ્રાણિપદાર્થની ઇચ્છા એવો થાય છે, પણ આ સ્થલે પુરુષને સ્ત્રીની ઇચ્છા ને સ્ત્રીને પુરુષની ઇચ્છા તેને કામ સમજવો. આ કામ જીવનો પ્રબલ વેરી છે. ગૃહસ્થને માટે પ્રજોત્પત્તિના હેતુવાળો કામ વિહિત ગણાય છે, પણ પ્રજોત્પત્તિના હેતુથી ભિન્ન માત્ર સુખભોગના હેતુવાળો કામ નિષિદ્ધ કહ્યો છે. ઇંદ્રિયસુખની લાલસાથી અનિયમિતપણે બ્રહ્મચર્યનો ભંગ કરવામાં આવે તો તેથી મનુષ્યનાં શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણનું સાત્ત્વિકબલ ઘટે છે, ને એથી ધાર્મિક અભ્યાસમાં મનુષ્યને વિશેષ હાનિ થાય છે. જેની ઇંદ્રિયો વશ નથી તેનો વ્યવહાર પણ બગડે છે. કોઇ કવિએ કહ્યું છે કેઃ—

" વશ ઇંદ્રિયો જો નહિ, દુઃખનો તે કે'વાય;
વશ હોય તો સુખનો, ફાવે ત્યાં પછી જાય. "

દશ ઇંદ્રિયોરૂપી દશ બલાઓ જીવાત્માને વળગી છે. તેની વચ્ચે રહીને તેણે પોતાનું હિતકર કામ કરી લેવાનું છે. જો તેને છૂટી મૂકવામાં આવે તો તે બહુ વિપત્તિ આપે તેવી છે, માટે તેને તો બહુધા અંતર્મુખ રાખવી જોઇએ.

**કાળીનાગનું રહસ્ય. ઇંદ્રિય અંતઃકરણને કેવી રીતે વશ કરવાં?** શ્રીકૃષ્ણભગવાને દશ ઇંદ્રિયોરૂપી દશ ફણાવાળા બહિર્મુખ અંતઃકરણરૂપ કાળીનાગને વિવેકરૂપ પાટુ મારી, તેમ સાધકે પોતાની દશ ઇંદ્રિયોને તથા અંતઃકરણને દબાવી રાખવાં જોઇએ. તેમને ઉંચું માથું કરવા નજ દેવું જોઇએ. ઇંદ્રિયોને તથા મનને તેમના ઇચ્છિત વિષયો આપ્યા કરવાથી તે કદીપણ શાન્ત થતાં નથી, પણ

ઊલટાં તે વધારે વ્યગ્ર ને વધારે તૃષ્ણાયુક્ત થાય છે, માટે તેને વિવેકવડે અંતર્મુખ કરવાં જોઇએ. ભગવાન્ મનુએ પણ એમજ કહ્યું છે:—

"न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मैव भूय एवाभिवर्धते ॥"

( ઇચ્છિત ભોગોવડે કામ કદાપિ પણ શાંત થતો નથી, પણ અગ્નિમાં હવિષ્ નાંખવાથી જેમ તે વૃદ્ધિ પામે છે, તેમ ઊલટો ઇચ્છિત ભોગોથી કામ વૃદ્ધિ પામે છે. ) જેમ તરસ્યો મનુષ્ય ખારું પાણી બહુ પીએ તોપણ તેની તરષ છીપતી નથી, પણ તે વધતી જાય છે, અને પરિણામે તે માણસ ગાંડો થાય છે, તેમ ઇંદ્રિયો-અંતઃકરણને માગ્યું આપ્યા કરવાથી તે વ્હેકી જાય છે ઇંદ્રિયાદિરૂપ છોકરાંને કેળવવામાં "દૂધ ને ડાંગ" એઉનો ઉપયોગ કરવો જોઇએ. એકપક્ષે પ્રેમ ને બીજે પક્ષે દાબ. તેમને ખાત્રી થઇ જવી જોઇએ કે સારી વાતને તેઓ (પિતા કે અન્ય વડીલ) અનુમોદન આપશે, ને અપરાધ નહિ કરીએ ત્યાંસુધી તે કદી કાંઇ નહિ કહે—નહિ વઢે; અને તે સાથે એ પણ તેમના મનમાં નિશ્ચિત હોવું જોઇએ કે જો ભૂલ કરીશું તો જવા પણ નહિ દે,—ચોકસ કાંઈ કહેશે, વા શિક્ષા કરશે. જ્યાં આ બેઉ વાતની બાળકને અને ઇંદ્રિયાદિને ખાત્રી હોય ત્યાંજ તે સુધરી શકે છે, અન્યથા તે બગડે છે. વિરાટ્ ભગવાન્ પણ સૂર્યચંદ્રરૂપી ઉષ્ણ ને શીતલ એવી બે આંખો રાખી એમ શીખવે છે. આ પ્રમાણે **ઇંદ્રિયો અને અંતઃકરણને તેમના વિહિત વિષયો આપવા, અને નિષિદ્ધ વિષયોથી તેમને અટકાવવાં.** આથી તેઓ શક્ત અને પ્રસન્ન રહી ઇષ્ટમાર્ગે વળશે. જેને શુભાશુભનો વિવેક હોતો

નથી તેનાં ઇંદ્રિયો અને અંતઃકરણ બહુ ઉન્માર્ગગામી થઇ જાય છે, ને તેમ થયા પછી તેમને વશ કરવાનું કામ બહુ કઠિન થઇ પડે છે. ઘણાં માણસો નાટક કે સીનેમા વારંવાર જોતાં છતાં ધરાતાં નથી. તેઓ પોતાનું દ્રવ્ય ને આરોગ્ય બગાડે છે એટલુંજ નહિ, પણ કુસંગવડે નઠારા સંસ્કારો પાડી પોતાનું અંતઃકરણ પણ બગાડે છે. અંતઃકરણ બગડયું એટલે તેનો વ્યવહાર પણ બગડે છે. આવા માણસો ધર્મસાધન કરી આત્મકલ્યાણને કયાંથીજ સાધી શકે ? આમ આંખની પેઠે બીજી ચારે જ્ઞાનેંદ્રિયોને પણ પોતપોતાના વિષયના સંબંધમાં ભસ્મક રોગ થયો છે. અજ્ઞાનીના કાન નવા નવા પ્રકારનાં શૃંગારી ગાયનો સાંભળવાને આતુર રહે છે. જીભ આ ખાઉં ને તે ખાઉં એમ નવા નવા પ્રકારના સ્વાદ લેવામાટે વલખાં માર્યા કરે છે. સ્પર્શેન્દ્રિય નાનાપ્રકારના સ્પર્શમાટે આતુર રહ્યા કરે છે, અને નાસિકાઇંદ્રિય જાતજાતની સુગંધી લેવાને ચંચલ રહ્યા કરે છે. એ પ્રમાણે પાંચ જ્ઞાનેંદ્રિયોના પાંચ વિષયો કામના પાગીઆ છે, માટે તેને નબળા કરવા જોઇએ.

**અંતઃકરણરૂપ સર્પની તૃષ્ણારૂપ ઝેરી દાઢો વિવેકરૂપ ચીપીઆવડે કાઢી નાંખવી જોઇએ.** એમ કરવાથીજ અંતઃકરણ વશ થાય છે. રાજર્ષિ ભર્તૃહરિ પણ આવા ભાવવાળું કહે છેઃ-

" વિવેકે સાધેલો શમ જનમ પામે મનવિષે,
તૃષા શાંતિ પામે પણ વિષયશું સંગ કરવે;
ધીમે વૃદ્ધિ પામી અસર મનમાં એવી કરશે,
થઇ તેને તાબે સુરપતિ તૃષાપાત્ર બનશે. ૧
ઘણા દાડા ધારી સુખદપદ દેવાધિપતિનું,
થયું છે આક્ષેપે મન કૃપણ જેનું અતિઘણું." ૨

**કામના જયનો ઉપાય. બે પ્રકારના વિવેક.** વિવેક એટલે બ્રહ્મ સત્ય છે, ને જગત્ મિથ્યા છે એવી સમજ. આ મુખ્ય વિવેક છે. આ મુખ્યવિવેકવડે પાંચ જ્ઞાનેંદ્રિયો જેને ભોગવે છે તે પાંચ વિષયો મિથ્યા છે એમ સાધકે નક્કી કરવું જોઇએ. હિતાહિતની સમજ તે ગૌણ વિવેક છે. આરંભમાં આવા ગૌણવિવેકવડે વિષયોના દોષો જોઇ અહિતકર વિષયોને ત્યજવા જોઇએ. દાખલાતરીકે બીડી લ્યો. **બીડીની ખરાબી.** બીડી પીનાર માણસનું મગજ તમાકુમાં રહેલા ઝેરવડે ગરમ થાય છે, ને તેથી તેનાથી ઘણી વાર બોલવા-ચાલવામાં ને કામ કરવામાં યોગ્ય વિવેક રાખી શકાતો નથી. બીડીનાં પાંદડાં ગમે તેવા પાણીમાં પલાળેલાં હોય તેથી, અને એકબીજાની એઠી બીડી પીવાથી, અનાચાર થાય છે, અને તેથી તેવા માણસની બુદ્ધિ બગડે છે. બીડી પીનારને ઊધરસ થાય છે, ને ઊધરસમાંથી વખતે ક્ષય પણ લાગુ પડે છે. વારંવાર બીડીનો આકરો ધુમાડો આંખપર લાગવાથી તે પીનારની આંખો નબળી પડે છે ને જતે દિવસે કેટલાકને અંધાપો આવે છે. બીડી પીનાર મનુષ્યનું મોઢું ગંધાયા કરે છે. સારા પવિત્ર માણસને તેની પાસે બેસવું ગમતું નથી. બીડી પીનારાઓથી આગગાડીમાં બેઠેલા પવિત્ર નિર્વ્યસની માણસોને ઘણો ત્રાસ થાય છે, એ તમારામાંના ઘણાને જાતિઅનુભવથી જાણીતું હોવું જોઇએ. મુંબઇનાં પરાંની ગાડીઓમાં બીડી પીવાનો ડબ્બો જૂદો રહે છે. તેમાં બીજાથી જૂદા પડીને બીડી પીનારને બેસવું પડે છે. બીજી ટ્રેનોમાં પણ ફર્સ્ટ ને સૅકન્ડ ક્લાસવાળાને માટે એવો શિષ્ટાચાર છે કે પાસે બેઠેલા બીજાની રજાવગર બીડી ન પીવાય. આમ બીડી પીવી તે હલકું કામ ગણાય છે. વળી તમાકુની ઉત્પત્તિમાં હિંસા થતી હોવાથી બીડી પીનાર તે પાપનો ભાગી થાય છે. આવી રીતે બીડી

આદિ વ્યસનોના અને બીજા ત્યજવાયોગ્ય વિષયોના દોષોનું અવલોકન કરીને તે ત્યજવાનો મનુષ્ય યુક્તિપૂર્વક પ્રયત્ન કરે તો તેને ત્યજી શકાય, અન્યથા ન ત્યજી શકાય.

**યુક્તિનું બલ. ખાટું દહીં ખાનાર રાજકુમારનું ઉદાહરણ.** એક રાજકુમારને નિત્ય પુષ્કલ ખાટું દહીં ખાવાની કુટેવ પડી હતી, તેથી તેને તાવ લાગુ થયો. શરીરમાં નબળાઇ આવવા લાગી, ઉધરસ પણ થઇ, ને અલ્પાંશે ક્ષયનાં ચિહ્નો જણાવા લાગ્યાં. તેમના પિતાને આથી પોતાના કુંવરને માટે ઘણી ચિંતા થવા લાગી. દહીં છોડાવવામાટે તેમણે કુમારને ઘણી શીખામણ આપીઅપાવી, ને બીજા વિવિધ ઉપાયો યોજ્યા, પણ બાલ્યાવસ્થાથી મોઢે ચઢાવેલ એટલે કોઇનું કહ્યું તેણે માન્યું નહિ, ને દહીં છોડયું નહિ. ઘણા ઘણા વિદ્વાનો અને વૈદ્યોએ પણ કુમારને દહીં છોડાવવામાટે પ્રયાસ કર્યા, પણ તે બધા પ્રયાસ નિષ્ફલ ગયા. એથી રાજા બહુ કંટાળ્યા, ને તેમણે કુમારના પ્રારબ્ધઉપર એ વાત છોડી દીધી. બિહારીલાલ-નામના કોઇ દૂરદેશના બહુશ્રુત, કવિ ને વૈદ્ય ત્યાં આવતાં તેમના જાણવામાં આ વાત આવી, ને તેણે મનમાં હિંમત કરી કે મારે ગમે તેમ કરીને પણ કુમારને ખાટા દહીંનું વ્યસન છોડાવવું. તે શ્રેષ્ઠ કવિ કે મોટો વૈદ્ય નહોતો, પણ તે ઘણો પ્રતિભાશાલી બહુશ્રુત ને વ્યવહારકુશલ માણસ હતો. ભણ્યાકરતાં તે વધારે ગણ્યો હતો, ને જે પાણીએ મગ ચઢે તે પાણીએ ચોડવી દે તેવો હતો. તે એક ધર્મશાલામાં ઉતર્યો હતો. તેણે કોઇ ચાલાક છોકરો શોધી તેની સાથે દિવાનજીઉપર નીચે પ્રમાણે ચિઠ્ઠી લખી મોકલીઃ—

સૌજન્યસુધાસાગર વિદ્યાવિલાસી નામદાર દિવાનજી સાહેબ

જય પરમાત્માપૂર્વક વિનતિ કે યાત્રાર્થે તથા સત્પુરુષોના અને

વિદ્વાનોના સમાગમને અર્થે હું કેટલાક સમયથી ભરતખંડમાં ફરું છું, ને થોડા દિવસો થયાં અહીં આવ્યો છું. મારા સાંભળવામાં આવ્યું છે કે આપ વિદ્યારસિક ને વિદ્વાનોના આશ્રયદાતા છો; એટલે મારા મનમાં આપની મુલાકાત લેવાની ઇચ્છા થાય છે. જોકે હું એક સાધારણ ભણેલો માણસ છું તોપણ આપના જેવા વિદ્યાનુરાગીના સમાગમમાટે આતુર છું. શહેર-બહારની સિદ્ધનાથમહાદેવની જગામાં આ સેવક ઊતર્યો છે. ત્યાંથી આપ જે સમય આપવા કૃપા કરશો તે વેલા તે આપની સેવામાં હાજર થશે.

વિદ્વદનુચર
બિહારીલાલશર્મા.

છોકરે તે ચિઠ્ઠી દિવાનજીને આપી. રાજ્યનાં ઘણાં કાર્યોમાંથી પણ વિદ્યાવિલાસી રાજ્યાધિકારીઓ વિદ્યાવિલાસમાટે ગમેતેમ કરીને સમય કાઢે છે. વળી બિહારીલાલની નાનકડી પણ ભાવભરી ચિઠ્ઠીએ પણ બિહારીલાલભણી દિવાનજીનું મન આકર્ષ્યું. પ્રત્યુત્તરમાં તેમણે નીચે પ્રમાણે લખ્યું:—

વિદ્વદ્વર્ય પંડિત બિહારીલાલજી

જય પરમાત્મા. આપની ચિઠ્ઠી મળી. જે વાંચતાં મને સ્વાભાવિકરીતે આનંદ થયો. રાજ્યનાં ઘણાં કાર્યોમાં જોકે અવકાશ મેળવવો કઠિન પડે છે, તોપણ આપના જેવા વિદ્વાનની આનંદભરી મુલાકાત લેવી, અને તે દ્વારા રાજાપ્રજાના હિતપર બની શકે તેટલો નવો પ્રકાશ પાડવો એ હું મારું આવશ્યક કર્તવ્ય સમજું છું. આજે સાંજના પાંચ વાગે દિવાનઑફિસના શિરસ્તેદાર ઘોડાગાડી લઇને આપને તેડવામાટે આવશે. આપ તેની સાથે પધારવા કૃપા કરશો.

ભવદીય

મહાદેવપ્રસાદ

છોકરો ઉપરનો જવાબ લઇ બિહારીલાલપાસે આવ્યો, ને તેને બિહારીલાલે મહેનતાણાના બે આના આપી વિદાય કર્યો. બાદ પાંચ વાગે દિવાનજીતરફથી ઘોડાગાડી આવી. તેમાં તેમના શિરસ્તેદારસાથે બિહારીલાલ દિવાનજીને મળવા તેમની હવેલીએ ગયા. દિવાનજીની હવેલી આવી. ગાડીમાંથી સાવધાનતાથી ઊતરી નિઃશંકપણે શાંતિથી બિહારીલાલ હવેલીના દાદરઉપર ચઢ્યા, ને દીવાનખાનામાં જઇ દિવાનજીને મળ્યા. દિવાનજીએ અને તેમણે પરસ્પર નમસ્કાર કર્યા, ને પછી બતાવેલે આસને બિહારીલાલ બેઠા. ત્યારપછી વાતચીત ચાલી. તેમાં કાવ્ય-સાહિત્ય, રાજનીતિ, ધર્મ ને વ્યવહાર આદિ વિષયોઉપર બિહારીલાલે આનંદી ચહેરે દિવાનજીની સાથે એવી છટાથી વાતચીત કરી કે જેથી દિવાનજીઉપર તેની અપૂર્વ અસર થઇ. તેમને લાગ્યું કે બિહારીલાલ કોઇ અસાધારણ પ્રતિભાશાલી કાર્યદક્ષ પુરુષ છે, ને રાજ્યમાં રાખવાલાયક છે. મનમાં ને મનમાં તેમણે વિચાર્યું કે આમની યોજના રાજકવિતરીકે કરી હોય તો સારું. રસભરી મુલાકાત પૂરી થઇ. બિહારીલાલ ઊઠ્યા. તેમને વળાવવામાટે બિહારીલાલે ના પાડ્યા છતાં દિવાનજી હવેલીના દ્વારસુધી આવ્યા. આ ઉપરથી તેમજ દિવાનજીની મુખમુદ્રા અને વાર્તાલાપના અંતમાં તેમણે કાઢેલા ઉદ્‍ગારોથી દિવાનજીના હૃદયઉપર પોતાને માટે થયેલી ઉત્તમ અસરને બિહારીલાલ જેવો પ્રવીણ પુરુષ સહજ સમજી જાય એ સ્વાભાવિક હતું; તથાપિ જાણીજોઇને તેમણે દિવાનજીથી છૂટા પડતાપહેલાં તેમને પૂછ્યું કે:-" હું આવ્યો ત્યારે આપે મને સામાન્ય માન આપ્યું હતું, ને જે યોગ્ય હતું, અને હવે મારે માટે આટલો બધો શ્રમ આપને શામાટે લેવો પડ્યો ?" દિવાનજીએ પ્રત્યુત્તરમાં મંદ હસીને કહ્યું કે:-" આવનાર માણસ પોતાના પોશાકવડે માન પામે છે,

ને જનાર માણસ તેના બુદ્ધિબલવડે માન પામે છે.” એ સાંભળી બિહારીલાલે પ્રસન્નતા દર્શાવતાં દિવાનજીનો ઉપકાર માન્યો, ને યોગ્ય સમય જોઇ ઊભાં ઊભાં પણ વાત આગળ લંબાવી. “ મેં સાંભળ્યું છે કે અહીંના શ્રીમાન્ રાજકુમારને ખાટું દહીં ખાવાનું ભારે વ્યસન વળગ્યું છે, ને તેથી તેઓ જ્વરાદિ વ્યાધિથી પીડાય છે. જો આપ મને તેમનું તે દુર્વ્યસન છોડાવવાનું કામ સોંપાવો તો હું હિંમતથી કહું છું કે પ્રભુકૃપાથી સો વસા તે કામ હું પાર પાડીશ, ને તેથી પ્રજાના ભવિષ્યના રાજા સુખી થવાસાથે આપને મોટો યશ મળશે. ” આજની મુલાકાતમાં જણાયેલા બિહારીલાલના બુદ્ધિબલથી ને વાકૃપટુતાથી તથા બિહારીલાલે રાજકુમારને દહીંનું વ્યસન મૂકાવવા-વિષે દૃઢપણે ઉચ્ચારેલા શબ્દોઉપરથી આ કામ બિહારીલાલ અવશ્ય કરી શકશે એમ પોતાની ખાત્રી થયા છતાં દિવાનજી મુખપર જરા ઉદાસીનતાની છાયાપૂર્વક બોલ્યાઃ—“ પંડિતજી ! ખરેખર ! આપ એ કામ કરી શકવા સમર્થ છો એમ મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે, પણ હું દીલગીર છું કે અનેક પંડિતો ને પ્રવીણ વૈદ્યો એ કાર્યમાં નાસીપાસ થવાથી રાજાજી હવે કંટાળી ગયા છે, ને મને સ્પષ્ટ જણાવી દીધું છે કે હવે કોઇ પણ પંડિત કે વૈદ્યને મારી પાસે એ નિમિત્તે લાવશો નહિ, એટલે હું તે માટે આપને વચન આપી શકતો નથી, પણ હું આપને રાજાજીની મુલાકાત કરાવીશ, અને આપે કરવા ધારેલા શુભ કાર્યમાટે આપની યોજના કરાવવાને મારાથી બની શકશે તેટલો પ્રયાસ કરીશ આપની શુભેચ્છા કે જે શ્રીમાન્ યુવરાજને, અમારા અન્નદાતા રાજાજીને, મને અને રાજ્યની સર્વ પ્રજાને પણ ઉપકારક છે, તે પરમાત્માની કૃપાથી પાર પડો ! ” પંડિતજીએ મુખનેત્રની સ્વાભાવિક પ્રસન્નતાવડે તથા યોગ્ય મધુર શબ્દોવડે દિવાનજીનો ઉપકાર માન્યો, ને તેમની રજા લઇ તે

છૂટા પડયા. તૈયાર રાખેલી ઘોડાગાડીમાં નિયત કરેલ કારકુને તેમને ધર્મશાલામાં તેમના ઊતારાપર પહોંચાડી દીધા, અને તેમના ભોજનાદિની વ્યવસ્થા દિવાનજીની આજ્ઞાનુસાર કરી આપી.

નિયમપ્રમાણે રાત્રિએ ખાનગી બેઠકવેલા દિવાનજી રાજાજીપાસે ગયા, અને ત્યાં અગત્યની રાજકીય વાતો થઇ ગયા પછી પ્રસંગ કાઢી તેમણે પરદેશથી આવેલા પંડિત બિહારીલાલનું અસાધારણ બુદ્ધિબલ, શાસ્ત્રજ્ઞાન, કાવ્યજ્ઞાન, વાક્પટુતા, પ્રતિભાશક્તિ અને વ્યવહારકૌશલ્ય આદિવિષે જણાવવાયોગ્ય જણાવી તેમને રાજ્યમાં રાજ-કવિતરીકે રાખીએ તો એ રાજ્યના એક ભૂષણરૂપ થઇ પડે, અને કદાચ યુવરાજશ્રીને ખાટું દહીં ખાવાનો સ્વભાવ છોડાવવામાં પણ આપણને બહુ ઉપયોગી થઇ પડે એમ પણ જણાવ્યું. રાજાજીએ કહ્યું:-"ભલે તેમને આવતી કાલે સાંજની કચેરીને સમયે બોલાવજો, પણ તેમને યુવરાજને દહીં ખાવાનું છોડાવવાનું કામ સોંપવાવિષે આપ મને ભલામણ ન કરો તો સારું. હું હવે એ વાતથી કાયર થયો છું. આપણી પાસે એવાં ઘણાં માણસો આવી ગયાં, ને રાજ્યને ફોકટનો ખર્ચ કરાવી, આપણને નિરાશ કરીને ચાલ્યાં ગયાં, છતાં છેવટ એક વાર પ્રયત્ન કરી જોવો હોય તો આપની ઇચ્છા."

ગોઠવણપ્રમાણે બીજે દિવસે પંડિત બિહારીલાલ દિવાનજીની સાથે સાંજની કચેરીમાં જઇ પહોંચ્યા. રાજાજીએ દિવાનજીનો ને બિહારીલાલનો વિનય સ્વીકારી બિહારીલાલને યોગ્ય શબ્દોમાં માન આપ્યું. બિહારીલાલે સહર્ષ પ્રેમભરેલ નેત્રે રાજાજીને યોગ્ય શબ્દોમાં આશીર્વાદ આપતાં કેટલાંક વિનયવચનો કહ્યાં. પછી પ્રસંગ ચાલતાં બિહારીલાલે પ્રસિદ્ધ ઝવેરી જેમ પ્રસંગ આવતાં ગ્રાહકને જાતજાતનાં રત્નો દેખાડવા લાગે તેમ અનેક અપૂર્વ સુંદર વાતો

રાજાજીપાસે નિવેદન કરી. બિહારીલાલની ઓજસ્ભરી, ભવ્ય અને પ્રસન્ન મુખમુદ્રાએ રાજાજીના મનપર પ્રથમથીજ સારી અસર કરી હતી, અને "જો બાત કરી જાને તો બાત કરામાત હે" એ પ્રમાણે તેમની પ્રસંગને અનુસરતી કહેવાની છટા અને સુમધુર મનોરમ વાણીએ, તથા તેમના વિશાલ જ્ઞાનભંડારે રાજાજીનું મન હરી લીધું. પછી રાજાજી સહર્ષ બોલ્યાઃ–"પંડિતજી ! આપને કંઇ પ્રતિકૂલતા ન હોય તો આપ અહીં રોકાઇ જાઓ, ને આવો આનંદ અમને નિત્ય આપો. અહીંના રાજકવિના પદને આપ શોભાવો, અને અહીંના વિદ્યાનુરાગી મંડલમાં નિત્ય નવીન નવીન રસ રેડતા રહો, તથા વિદ્યાવિલાસી જનોનાં મનનું રંજન કરો." બિહારીલાલે ઉપકારસહિત તે વાતનો સ્વીકાર કર્યો. બાદ સભા બરખાસ્ત થઇ, ને દિવાનજીએ રાજાજીની આજ્ઞાપ્રમાણે રાજકવિની જગાનો રીતસરનો હુકમ લખાવી સહી કરાવીને તેમને આપ્યો, તથા તેમના નિવાસમાટે દરબારી ઉતારામાં બોઠવણ કરાવી આપી, ને તેમના ભોજનનો તથા નોકરચાકરનો બંદોબસ્ત પણ સમયને માટે કરી આપ્યો. પછી રાત્રિએ દિવાનજીસાથે બિહારીલાલ રાજાજીને એકાંતમાં મળ્યા, ને તેમને યુવરાજને પડેલા ખોટા દર્દીનું વ્યસન છોડાવવાનું કામ પણ સોંપાયું. બિહારીલાલે આ કાર્યસિદ્ધિને માટે રાજાજીને વિનયપૂર્વક કહ્યું કેઃ–"હું સદાગ્રહપૂર્વક મારા ભાથામાંનાં સઘળાં બાણો ફેંકીશ, પણ પરિણામ તો પ્રભુના હાથમાં છે. તે દીનદયાળુની કૃપાથી થોડા દિવસમાંજ હું તે કાર્યની સિદ્ધિ જોઉં છું, તથાપિ કોઇ દુષ્ટ પ્રારબ્ધવશાત્ તે કાર્ય સિદ્ધ ન થયું તો આપ મનમાં દુઃખ ન લગાડશો. વિદ્વાનો પણ એમજ કહે છેઃ–'**यत्ने कृते यदि न सिध्यति तत्र को दोषः**' (યત્ન કરવા છતાં જો કાર્યસિદ્ધિ ન થાય તો તેમાં શો દોષ ?) હવે આપ રાજાધિરાજની

પાસે મારી એક નમ્ર પ્રાર્થના છે કે આપણી આ ગોઠવણ કેવલ ગુપ્ત રહેવી જોઇએ. વળી મારા આ કામમાં હું જે પ્રવૃત્તિ કરું તેમાં વચ્ચે આપ નામદારે કાંઇ શંકા ન કરવી, તેમ કોઇએ તેમાં દખલગીરી પણ ન કરવી. આમ થાય તોજ એ કામ મારાથી થઇ શકે.” તેના ઉત્તરમાં રાજાજીની વતી દિવાનજીએ કહ્યું:—“રાજ્યના કેટલાક અગત્યના મંત્રોની પેઠે તમારી ઇચ્છાપ્રમાણે આ વાત પણ કેવલ ગુપ્તજ રહેશે.” પછી મહારાજાની રજા માગીને દિવાનજી તથા બિહારીલાલ પોતપોતાના નિવાસસ્થાનપર ગયા.

બીજે દિવસે બિહારીલાલે પોતાને માટેના નવા સ્થાનમાં નિવાસ કર્યો, ને નિત્ય નિયમિત સમયે સાંજની જાહેર કચેરીમાં જઇ નવનવી વાતોથી તેઓ રાજાજી વગેરેને પ્રસન્ન કરવા લાગ્યા. આ વાત પવનની પેઠે શહેરમાં ફેલાઇ ગઇ, અને યુવરાજના કાનપર પણ તે વાત આવી. તેમણે રાજાજીપર ચિઠ્ઠી લખી બિહારીલાલને પોતાની પાસે મોકલવા વિનતિ કરી. મહારાજાએ બિહારીલાલને યુવરાજપાસે જવાની રજા આપી. બિહારીલાલને તો એટલુંજ જોઇતું હતું. નક્કી કરેલે સમયે તે યુવરાજને મળ્યા, ને તેમને ગમે તેવી વાતચીતોવડે તેમના મનને એવી તો ગમ્મત કરાવી કે તે તો પાણીપાણીજ થઇ ગયા. યુવરાજે તેમને રોજ પોતાની પાસે આવવાનું કહેતાં બિહારીલાલે તેમને જણાવ્યું કે:—“જો બાપુની આજ્ઞા થશે તો હું કોઇ કોઇ દિવસ આપની પાસે આવીશ, માટે આપ બાપુની રજા મેળવશો.” બીજે દિવસે રાજાજીઉપર યુવરાજની ચિઠ્ઠી આવી, જેમાં બિહારીલાલે પોતાને બહુ આનંદ આપ્યાની હકીકત જણાવી તેમને નિત્ય સાંજે બે ત્રણ કલાક પોતાની પાસે આવવામાટે રજા આપવાની પ્રાર્થના કરી હતી. રાજાજીએ પ્રત્યુત્તરમાં તેમને કહેવરાવ્યું કે:—“પંડિતજી

રાત્રિએ કોઇ કોઇ દિવસ તમારી પાસે આવતા જશે." પછી મહારાજાની આજ્ઞાથી પંડિતજી એકાંતરા રાત્રિએ યુવરાજની પાસે જવા લાગ્યા. ત્રણ ચાર મુલાકાતમાં તો યુવરાજ બિહારીલાલને વશ થઇ ગયા, ને તેમને કહ્યું કેઃ—"પંડિતજી! ખરેખર તમે તો મને નવું જીવન આપો છો. તમે આવવા મંડ્યા ત્યારથી મારો વ્યાધિ ઓછો થવા લાગ્યો છે, ને મારા શરીરમાં જાણે નવું લોહી આવતું હોય એમ મને જણાય છે, માટે હું આવતી કાલે બાપુને મળીશ, ને પગે પડીને માગી લઇશ કે જો મારો રોગ મટાડવો હોય તો હમણાં એક માસ તો પંડિતજીને મારી પાસેજ રહેવા દો; પછી આપની ઇચ્છાપ્રમાણે કરજો." બિહારીલાલે તેમના સ્નેહનો સત્કાર કરતાં કહ્યું કેઃ-" જો બાપુ મને આજ્ઞા કરશે તો તેમ કરવામાં મને કાંઇ અડચણ નથી." બીજે દિવસે કુમાર રાજાજીને મળ્યા, ને પંડિતજીને એક માસને માટે નિત્ય બબ્બે કલાક પોતાની પાસે રહેવા દેવાની પરવાનગી મેળવી. પશ્ચાત્ બિહારીલાલ બપોરે બબ્બે કલાક યુવરાજ-પાસે જવા લાગ્યા, ને યુવરાજ પંડિતજીને વધારે ને વધારે ચાહવા લાગ્યા. તેમના તરફથી ખાનગી ઇનામઅકરામનો પણ પંડિતજીને આગ્રહ થવા લાગ્યો, પણ બિહારીલાલ નિઃસ્પૃહ રહી તે સ્વીકારતા નહિ. આઠ દશ દિવસમાં તો યુવરાજને બિહારીલાલની સાથે ગાઢી મિત્રતાજેવું થઇ ગયું. પછી યુવરાજે એક વાર પંડિતજીને પૂછ્યું કેઃ—"આપને ભોજનમાં કઇ વસ્તુ વધારે પ્રિય છે?" પંડિતજીએ જરા ધીખીને કહ્યુંઃ—"મને ભેંસનું ખાટું દહીં વધારે પ્રિય છે." તે સાંભળી કુમારે આનંદમાં આવી જઇ કહ્યું કેઃ—"મને પણ આપની પેઠે ભેંસનું ખાટું દહીં વધારે પ્રિય છે, ને મારે માટે નિત્ય ભેંસનું ખાટું દહીં તૈયાર થાય છે. બાપુ તો મને ખાટું દહીં મૂકી દેવાનુંજ કહ્યા કરે

છે. તે સારુ તેમણે આજસુધીમાં મારી પાસે ઘણા વિદ્વાનોને અને વૈદ્યોને મોકલ્યા હતા. તેમણે મારી સાથે બહુ માથાઝીક કરી હતી, પણ મેં ખાટું દહીં ખાવાનું છોડયું નથી. જો ખાટું દહીં ખરાબજ હોય તો આપના જેવા ડાહ્યા પુરુષ તે કેમ ખાય ? માટે તે બધાની વાતને હું વહેમ માનું છું.” બિહારીલાલે હસતાં હસતાં કહ્યું:–“ખાટા દહીંનો સ્વાદ અને ગુણ તો એના જે ભોગી હોય તેજ જાણે, બાકી ખાખરાની ખીસકોલી આંબાના રસમાં શું જાણે?” યુવરાજે બિહારીલાલને કહ્યું:–“ખરે એમજ છે. જેને જેનો અનુભવ નહિ તેને તેની શી ખબર પડે ? ” પછી બિહારીલાલને યુવરાજ નિત્ય ખાટું દહીં મોકલવા લાગ્યા. રાજાજી પંડિતજીની પ્રવૃત્તિઉપર ખાનગી માણસદ્વારા તપાસ રાખતા, એટલે તેમને આ વાતની બે ત્રણ દિવસમાં ખબર પડતાં મનમાં ખેદ થયો, અને બિહારીલાલને એકાંતમાં બોલાવી કહ્યું કે:–“પંડિતજી ! તમે શું કરવા માંડયું છે ? તમને કુમારનો ખાટું દહીં ખાવાનો સ્વભાવ છોડાવવા રાખ્યા છે કે એ કુસ્વભાવ વધારવા ? મેં સાંભળ્યું છે કે તમે ખાટા દહીંનાં વખાણ કરી કુમારનું મોકલેલું ખાટું દહીં ખાઓ છો, ને તેથી કુમાર ઊલટા ખાટું દહીં ખાવામાં ચઢી ગયા છે. ” બિહારીલાલ ગંભીરપણે બોલ્યા:–“ મહારાજાધિરાજ ! એ ખાટું દહીં છોડાવવાનીજ રમત થાય છે. એકાદ અઠવાડીઆમાં હવે ખાટા દહીંનો નિકાલ થયો સમજજો. મારો પ્રયોગ દેખીતી રીતે ઊલટો છે, તેથીજ મારી વાતમાં કોઇએ વચ્ચે નહિ આવવું એવી મેં હજુરશ્રીની પાસે પ્રથમથીજ પ્રાર્થના કરી હતી. મારી ને કુમારશ્રીની પ્રકૃતિમાટે હજુરને ચિંતા ન થાય તેથી જણાવું છું કે હું ખાટું દહીં ખાતોજ નથી, ને કુમારશ્રીને ખબર ન પડે તેવી રીતે તાંબૂલવિહારને બહાને

ગરમદવા પાનમાં આપું છું, એટલે તેમની પ્રકૃતિ વિશેષ બગડવા સંભવ નથી. શિક્ષણ આપવાનાં ત્રણ શાસ્ત્રીય પગથિયાં છેઃ–૧ જેમને શિક્ષણ આપવાનું હોય તેમના સ્વભાવનું અવલોકન કરવું, ૨ કેટલોક સમય નિર્દોષ પ્રસંગમાં તેમને અનુસરવું, ને ૩ પછી તેમને દોરવા. પ્રથમ પગથિયાપ્રમાણે મેં યુવરાજશ્રીની પ્રકૃતિનું અવલોકન કરી લીધું, હાલ બીજા પગથિયાપ્રમાણે કામ ચાલે છે, એટલે હું તેમને અનુસરવાનો દેખાવ કરું છું, ને હવે ત્રીજા પગથિયાપ્રમાણે એકાદ અડવાડીઆમાં તેમને શુદ્ધ માર્ગઉપર દોરી જઇશ–પ્રભુકૃપાથી તેમનો ખાટું દહીં ખાવાનો સ્વભાવ છોડાવી દઇશ.” તે સાંભળી રાજા શાંત થયા.

એકાદ દિવસપછી બિહારીલાલે યુવરાજને કહ્યું કેઃ–“ એક વેલા હું સિદ્ધેશ્વરનાં દર્શન કરવા ગયો હતો. ત્યાં એક પરમહંસ ઊતરેલા હતા. તે કેટલાક માણસપાસે કોઇ વાતના પ્રસંગમાં કહેતા હતા કે ખાટું દહીં ખાવામાં ચાર ગુણ રહેલા છે, જે મેં કાનોકાન સાંભળ્યું. મારે તેમને તે વિષે વધારે પૂછવું હતું, પણ તેઓ તુરત ત્યાંથી ચાલતા થયા, એટલે મારાથી તેમને પૂછી શકાયું નહિ.” યુવરાજે હર્ષપૂર્વક કહ્યુંઃ–“ અહો ! આ તો ઘણી ઉપયોગી વાત. ખાટું દહીં ખાવાના એ ચાર ગુણો કયા કયા તે આપ તે મહાત્માને મળીને જાણો, ને બને તો તે મહાત્માને અહીં તેડી લાવો, એટલે તેમને બાપુની પાસે તેડી જઇએ, ને બાપુની પણ ખાટા દહીંના લાભની ખાત્રી કરાવીએ, કે જેથી હમેશાંની એ ખટપટ મટી જાય.” બિહારીલાલે યુવરાજના આગ્રહથી તે વાત સ્વીકારી, ને જમીને પરમહંસનો શોધ કરવાને બહાને સિદ્ધેશ્વરના દેવાલયતરફ જવા નીકળ્યા. તે સિદ્ધેશ્વરનાં દર્શન

કરી, તથા પ્રસિદ્ધ સંતોની બે ચાર જગામાં આંટા મારી મોડામોડા પાછા આવ્યા. કુમારે તેમને આતુરતાથી પૂછ્યું:-"કાં પંડિતજી! મહારાજ મળ્યા? તેમણે શું જણાવ્યું?" બિહારીલાલ થાકી ગયાનો ડોળ કરી બોલ્યા:-"મેં તો સિદ્ધેશ્વરમાં ને બીજે સ્થલે જ્યાં જ્યાં તેમને મળવાનો સંભવ હતો ત્યાં ત્યાં તે મહાત્માને બહુ શોધ્યા, પણ તેમનો ક્યાંઇ પત્તો ન મળ્યો. એ તો રમતા રામ. એમનો પત્તો ક્યાંથી મળે?" કુમારે કહ્યું:-"પંડિતજી! આમાં થાક્યું કામ આવે તેમ નથી. તમે મારી વતી બાપુપાસેથી રજા લઇ, મારી પાસેથી સો રૂપીઆ લઇ આસપાસનાં ગામડાંમાં તે મહાત્માની શોધ કરવા જાઓ, ને તેમને પ્રસન્ન કરી અહીં તેડી લાવો, વા ખાટું દહીં ખાવામાં કયા કયા ચાર ગુણો રહ્યા છે તે જાણી આવો." પછી બિહારીલાલ રાજાની રજા લઈ ગામડાંમાં ફરવા નીકળી પડયા. ઉપર જણાવેલા મહાત્માને મળવાનું તો હતુંજ નહિ, એટલે વિનોદની ખાતર ગામડાંનાં અગત્યનાં સ્થલો જોઇ ત્રણેક દિવસે પાછા આવ્યા, ને યુવરાજને મળ્યા. મળતાંજ યુવરાજ તેમને આતુરતાથી પૂછવા લાગ્યા કે:-"પંડિતજી! આપ તે મહારાજપાસે જઇ આવ્યા? મહારાજ મળ્યા? તેમને કેમ તેડી ન લાવ્યા? તેમણે તમને તે ચાર ગુણોની વિગત કહી?" બિહારીલાલે પ્રત્યુત્તરમાં કહ્યું:-"મહારાજ મને મળ્યા. મેં તેમને સઘળી હકીકત જણાવી આપની પાસે પધારવા બહુ વિનતિ કરી, પણ તેઓએ માન્યું નહિ, ત્યારે મેં તેમને બે હાથ જોડી પ્રાર્થના કરી ખાટું દહીં ખાવાના ચાર ગુણો કહેવા વિનવ્યા. મારી પ્રાર્થના સાંભળી તેમણે ખાટું દહીં ખાવાના ચાર ફાયદા આ પ્રમાણે કહ્યા:-'૧ ખાટું દહીં ખાનારને કૂતરૂં ન કરડે, ૨ તે પગપાળો ન ચાલે, ૩ તેને ઘેર ચોર ચોરી ન કરી શકે, ને ૪ તે ઘરડો ન થાય.' એ ચાર ફાયદાની

વિગત તેમણે આ પ્રમાણે કહીઃ–'ખાટું દહીં ખાનારને ઊધરસ ને તાવ લાગુ પડે છે, ને તેથી તે એવો નબળો થઇ જાય છે કે તેનાથી લાકડીવિના ચલાતું નથી. લાકડી તેની પાસે હોય એટલે તેને કૂતરૂં શી રીતે કરડી શકે?' બીજા ફાયદાનો ખુલાસો તેમણે એ કર્યો કે 'જો તે ખાટું દહીં ખાવાનું ચાલુ રાખે, તો ઊધરસ ને તાવથી તે એવો નબળો થઇ જાય છે કે પછી તેને બહાર જવું હોય તો તે પગપાળો ચાલી ન શકે–તેને વાહનમાંજ જવું પડે.' ત્રીજો લાભ તેમણે એ કહ્યો કે 'તેને આખી રાત ઊધરસ આવ્યા કરે, એટલે રાત્રે કોઇ ચોર ચોરી કરવા આવે, તો તેને ઊધરસ ખાતો સાંભળી, ઘરમાં માણસ જાગે છે એમ જાણી પાછો ચાલ્યો જાય–ચોરી ન કરી શકે.' ચોથા લાભની વાત તેમણે એમ કરી કે 'જો તે ખાટા દહીંનું વ્યસન ન છોડે તો તેને ક્ષય થઇ તે જુવાનીમાંજ મરી જાય, એટલે ઘરડો ક્યાંથી થાય?" યુવરાજ આ વાત સાંભળી ઢીલા થઇ ગયા હતા–ખાટા દહીંપર તેમને તિરસ્કાર છૂટ્યો હતો; ત્યાં બિહારીલાલે ઉમેર્યું કેઃ–"મને તો આ ચાર વાતો સાંભળી ટાઢ વછૂટી, ને મેં તો એજ વખતે ખાટું દહીં ન ખાવું એમ પાણી મૂક્યું." યુવરાજ તે સાંભળી આવેશમાં આવી જઇ બોલી ઊઠ્યાઃ–"જો તમારે ખાટું દહીં ન ખાવાનું પાણી તો મારે પણ આજથી ખાટું દહીં ન ખાવાનું પાણી છે.–ખાટું દહીં ખાવું હરામ છે." યુવરાજનું ખાટું દહીં ખાવાનું આ પ્રમાણે છૂટી ગયું, અને રાજા તેથી બિહારીલાલપર બહુ પ્રસન્ન થયા, ને તેમને બહુ ધન્યવાદ આપી ખાનગી રીતે તેમને સારું પારિતોષિક આપ્યું.

આ દૃષ્ટાંતમાં રાજકુમારની ખાટું દહીં ખાવાની પ્રવૃત્તિ જણાવી

તે પ્રમાણે મનુષ્યની **ઇંદ્રિયોની ને અંતઃકરણની નિષિદ્ધ પ્રવૃત્તિ** છે. તે જીવનું અત્યંત અહિત કરનારી છે, તેને શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, સદાચરણસંપન્ન ને પરમકૃપાલુ આચાર્ય યુક્તિવડે દૂર કરાવે છે,-તેનો હિતાહિતની સમજરૂપ ગૌણવિવેક સિદ્ધ કરાવે છે.

**બ્રહ્મમાર્ગમાં કામીનું કામ નથી.** કામને વશ થયેલો પુરુષ આ બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં આગળ ચાલી શકેજ નહિ. ઇંદ્રિયોનો ને અંતઃકરણનો સંયમ એજ આ માર્ગમાં આગળ વધવાનું મુખ્ય સાધન છે, તેથી મનુષ્યને આ માર્ગ આરંભમાં કંટાળો આપનારો છે, પણ પરિણામે તે મનુષ્યને પરમાનંદમાં સ્થિર કરનારો છે, માટે જો તે પરમાનંદ પ્રાપ્ત કરવો હોય તો આરંભમાં સ્થૂલશરીરમાં રહેલી મલિન વસ્તુઓનો વિચાર કરો. મલિન હાડચામમાં કાંઇ પણ સાર નથી. માયાની ભૂલવણીથી સ્થૂલશરીર અરમ્ય છતાં રમ્ય જણાય છે. વિષયોમાં રહેલા દોષો જુઓ, અને સર્વત્ર તમારું પરમાનંદસ્વરૂપજ વિલસી રહ્યું છે એવી ભાવના કરો. આમ વસ્તુવિચારવડે-સ્થૂલશરીરમાં રહેલી તુચ્છ વસ્તુઓના વિચારરૂપ ગૌણવિવેક સિદ્ધ કરવાવડે-તથા સર્વત્ર બ્રહ્મભાવના કરવારૂપ મુખ્યવિવેકવડે કામનો જય કરી શકાય છે, ને પરિણામે શ્રવણાદિના વિશેષ અભ્યાસવડે બ્રહ્મ સત્ય છે, ને જગત્ મિથ્યા છે એવો અનુભવ પ્રાપ્ત થાય છે.

**કામ નરકનું દ્વાર છે. કામ ઘણો બલવાન્ શત્રુ છે, ને તેને વશ થયેલા મનુષ્યની નઠારી ગતિ થાય છે. શ્રીભગવાન્ ગીતાજીના ૧૬ મા અધ્યાયના ૨૧ મા શ્લોકમાં કામાદિવિષે નીચે પ્રમાણે કહે છે:-**

" त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ "

(જીવાત્માનો નાશ કરનારાં એટલે તેની અધોગતિ કરનારાં નરકનાં આ ત્રણ દ્વાર (બારણાં–સાધન) છે. ૧ કામ, ૨ ક્રોધ ને ૩ લોભ. તેટલામાટે એ ત્રણને ત્યજવા. )

એ કામ મનુષ્યપાસે પરાણે પાપકર્મ કરાવનારો છે. અર્જુન શ્રીભગવાનને ગીતાજીમાં નીચેના શ્લોકવડે એ વિષે પૂછે છે:—

" अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ "

( હે વૃષ્ણિકુલમાં પ્રકટેલા પ્રભો ! આ પુરુષ ઇચ્છતો નહિ છતાં પણ કોણે પ્રેરેલો બલાત્કારે જોડેલાની પેઠે પાપનું આચરણ કરે છે ? )

પ્રભુ તેના ઉત્તરમાં કહે છે:—

" काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ "

( આ પાપમાં પ્રેરનાર કામ છે. એ કામને કોઇ અડચણ કરે તો એ કામ ક્રોધરૂપે થાય છે. આ કામ રજોગુણથી ઉપજનારો છે. તે અત્યંત અકરાંતીઓ ને મહાપાપરૂપ છે. તેને જ્ઞાનમાર્ગમાં તું વેરી જાણ. )

એ કામને વશ થયેલો પુરુષ શું પાપ ન કરે ? એ કામ મનુષ્યપાસે અનેક જૂઠાણાં ને પ્રપંચો કરાવે છે–અનેક ન કરવાયોગ્ય કામો તે માણસપાસે કરાવે છે. દેખીતા અલ્પલાભને માટે તે અવિચારી

મનુષ્યોપાસે મનુષ્યહત્યાઓ-ખુનખરાબી-સુધાં કરાવે છે. વધારે શું? જીવને પુનઃ પુનઃ જન્મમરણના ફેરામાં ફેરવનાર ને બહુ બહુ કષ્ટ આપનાર એ કામ છે, અને તેટલામાટેજ એક સંતે આમ કહ્યું છેઃ-

**"દુશ્મન બુઝોજી કપટી કામ."**

**કામનું બળ.** પ્રકટ શત્રુને પહોંચાય, પણ ગુપ્ત હિતશત્રુને ન પહોંચાય. કામ ગુપ્ત હિતશત્રુ છે. ઉપરથી તે સુખકર જણાય છે, ને ગુપ્તરીતે તે અત્યંત અહિતકર છે. જીવને પરમસુખરૂપ પરમાત્માથી તે અત્યંત દૂર રાખનારો છે, અને એટલામાટેજ શ્રીભગવાને તેને જ્ઞાનમાર્ગનો પરમ વેરી કહ્યો છે. તે બહુ બળિયો છે. પ્રબોધચંદ્રોદય-નાટકમાં આરંભમાં નાન્દી કરતાં સૂત્રધાર પોતાની સ્ત્રી નટીને કહે છે કેઃ-"મહારાજા વિવેકે મહામોહનો પરાજય કર્યો એ વિષયનું નાટક આપણે આજે ભજવવાનું છે," વગેરે. આ સાંભળી મહામોહ-નો મુખ્ય સેનાપતિ કામ એકદમ નીકળી આવે છે, અને તે પ્રચંડ ઘોષ કરી બોલી ઉઠે છેઃ-"અરે! જ્યાંસુધી હું જીવતો છું ત્યાંસુધી મહારાજા મહામોહનું નામ લેનાર કોણ છે? મારા ભયથી ઘણા લંગોટીઓ પહેરી ફરે છે, મારા ભયથી ઘણા નાગા ફરે છે, મારા ભયથી ઘણા અલ્પાહાર કરે છે, વા ઉપવાસ કરે છે, અને કેટલાક મારા ભયથી ગુફાઓમાં ને વનમાં વસે છે." આમ બોલતો બોલતો કામ પોતાની સ્ત્રી રતિ, જે પોતાના રાજા મહામોહના પરાજયની વાત સાંભળી પોતાના સ્વામીનું ને પોતાનું શું થશે એવી ચિંતાથી થરથરતી હતી તેને ધીરજ આપે છે, ને કહે છે કેઃ-" આ સિંહને દેખતાંજ વિવેકની સેનાના યોદ્ધાઓ બકરાની પેઠે ભય પામી નાસી જશે. તેમનાથી કાંઇ થવાનું નથી, માટે તું નચિંત રહે." ખરેખર!

એના પંજામાંથી બચવું બહુ કઠણ છે. જે મનુષ્યના અંતઃકરણમાં એ પ્રકટે છે તેને તે અસાધારણ તપાવે છે. કેટલીક વેલાએ કામનો તાપ પામર મનુષ્યોના તનમનપર ૧૦૪ કે ૧૦૫ ડીગ્રીજેટલા તાવના તાપથી પણ વધુ દુઃખદ જણાય છે. માણસ એ વેલા ગાંડા-જેવો થઇ જાય છે. **કામના બલનું વર્ણન કરતાં એક કવિ આમ કહે છે:—**

"ગરુડની સાથે ઊડવું, વજ્રને હાથથી ઊપાડવું, શેષનાગને છંછેડવો, અગ્નિને ખાવો, ઇત્યાદિ દુષ્કર કામો પાર પાડવાં જેવાં કઠણ છે તેવુંજ કામનું દહન કરવું કઠણ છે." પછી છેવટમાં તે આ પ્રમાણે કહે છે:—

**"રહે સારધાર વાકોં સલામાં હજાર વાર,**
**પાર.વાર જિતે સો તો દુસરો પરમ."** *

---

* કામસંબંધી ચારણીભાષાના ગીતનો એ એક કટકો છે. તે આખું ગીત નીચે પ્રમાણે છે:—

"પંથાં ધાહીઓ ખગેશજોડાં, ઊડાહીઓ પબિપાણ,
ખીજીઓ પન્નગનાથ, ખાહીઓ પતંગ;
ધોમઝાળ નાહીઓ, જગાહીઓ બ્યાલધીશ,
એસો એક મરદાં, હઠાહીઓ અનંગ. ૧
બેસીઓ ચોધારાં ખંડાં, બ્રહ્માંડાં ગ્રહેબી બાથ,
શક્રમજ્ર સહીઓ, લહીઓ દધિસોજ;
કહીઓ કનિકારેણુ, બૈસીઓ કેસરીકંધાં,
મહાશૂરવીર એસો, દહીઓ મનોજ. ૨

જે શત્રુ દેખાય એવી રીતે બહારથી ચઢી આવે તેને હણવો સુલભ છે, પણ જે શત્રુ અંદરથી ગમે ત્યારે નીકળી આવે તેને મહાત કરવાનું કામ કઠણ છે. અનુકૂલ સામગ્રી મળતાં કામ મનમાંથી ઉપજે છે, એટલામાટે એનાં મનોજ, મનોભવ ને હૃદયશય એવાં નામ છે. વળી તે અન્યના સાહાય્યની કે સાધનની અપેક્ષા રાખ્યા વિના સ્મૃતિ-માત્રથી ઉપજનારો છે તેથી તેને સ્મર કહેવામાં આવે છે. ભગવાન્ હૃદયમાં સર્વદા વિરાજતા છતાં ગુપ્તપણે રહે છે, ને આ પાપી કામ તો નફટપણે હૃદયમાંથી વારંવાર આવિર્ભાવ પામી જીવાત્માનાં શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને ભારે કષ્ટાનુભવ કરાવે છે. મુમુક્ષુએ

---

ચાખીઓ હલાહલકો, નાંખીઓ રૈવતાં ચમુ,
નરાંજંત્ર ભેદીઓ, ભીસણ મંત્ર નામ;
ક્રોધવંત અહિરાજ, ધંખીઓ મનિકે કાજ,
કામની પેખીયાં ભ્રાંત, રાખીઓ સો કામ. ૩
અઠ્ઠાશી હજાર ઋષિ, ગૃહાચાર કીનો આગે,
ધરે અવતાર જકે, કરે નારધરમ;
રહે સારધાર વાકોં, સભામાં હજાર વાર,
પારાવાર જિતે, સો તો દુસરો પરમ. ૪

અર્થઃ—આકાશરૂપ માર્ગમાં ગરુડની સાથે ઊડવું, વજ્રને હાથથી ઉપાડવું, શેષનાગને ખીજવવો, સૂર્યનું કે અગ્નિનું ભક્ષણ કરવું, અગ્નિની જ્વાલામાં નહાવું, અને સૂતેલા સર્પરાજ વાસુકીને વા શેષને જગાડવો એવું હે મરદો ! કામને હરાવવો એ કામ છે. ૧

ચોધારી તરવારઉપર બેસવું, બ્રહ્માંડને બાથ ભરવી, (બાથમાં લેવું,) ઇંદ્રના વજ્રને સહન કરવું, સમુદ્રના તળીઆનો ડુબકી

એનાથી ક્ષણેક્ષણે બીવાનું ને ચેતતા રહેવાનું છે. તેમાં પણ યુવાવસ્થાવાળાં પુરુષોએ તથા સ્ત્રીઓએ સાવધાનતા સેવવાની ખાસ અગત્ય છે.

**જુવાની દિવાની.** "જુવાની છે દિવાની, પ્રસિદ્ધ ત્રણ લોકમાં,
યોગ્ય સોબતીવિના, નખાવનારી શોકમાં;
જોગી જંગલે જપે, શ્રીબ્રહ્મનામ જાપથી,
તોય તે ડગે જુવાનીના અસહ્ય તાપથી."

**કામના જયમાટે વસ્તુવિચારરૂપ મુખ્યવિવેક.** કામના જયમાટે વસ્તુવિચાર કરો. વસ્તુવિચારવડે સર્વ બ્રહ્મરૂપ ઠર્યું તો રાગ

---

મારીને શોધ કરવો, (પાર પામવો,) રેતીના કણોને ગણીને કહેવા, અરણ્યના કેસરીની (કેસરીસિંહની) ખાંધઉપર બેસવું એવું કઠણ કામ મહાશૂરવીર કામને બાળવાનું છે. અથવા હે મહાશૂરવીર ! કામને બાળવાનું કામ એવું કઠણ છે. ૨

હલાહલવિષને ચાખવું, શત્રુના સૈન્યમાં પોતાના ઘોડાને દોડાવી મૂકવો, વીર પુરુષોના મંત્રનું (વિચારનું) અનુસંધાન કરીને વેધને માટે ઉપર મનુષ્યાકૃતિ કરી હોય તેનો નીચી દૃષ્ટિ રાખીને વેધ કરવો, ક્રોધવાળા ઝેરી મોટા સર્પને તેના મણિને માટે (તેનો મણિ લઈ લેવા) ખીજવવો, એવી રીતે રૂપવતી યુવાન રાગી સ્ત્રીને જોઇને કામને વશ રાખવો એ કાર્ય કઠણ છે. ૩

આગળ અઠયાશી હજાર ઋષિઓએ ગૃહસ્થાશ્રમ કર્યો હતો, ને વિષ્ણુ જ્યારે અવતાર ધરે છે ત્યારે તે પણ નારીધર્મ (ગૃહસ્થાશ્રમ) કરે છે. જે શુદ્ધભાવથી એક પત્નીવ્રત પાળે તેને હજાર વાર પ્રણામ છે, અને જે સંસારને (સંસારના હેતુભૂત કામને) જિતે તે તો બીજો પરમેશ્વર છે. ૪

કોના ઉપર કરવાનો રહ્યો ? અગાઉ જણાવ્યા પ્રમાણે વસ્તુવિચારવડે કામનો જય થઇ શકે છે. પ્રબોધચંદ્રોદયમાં વસ્તુવિચારનામના યોદ્ધાએ કામનો પરાજય કર્યો છે. એ વસ્તુવિચાર બે પક્ષે કરવો. ૧ પોતે બ્રહ્મસ્વરૂપ છે, ને ૨ અન્ય સર્વ પણ બ્રહ્મસ્વરૂપ છે. જે શરીરો દેખાય છે તે સર્વ પોતાના મનમાં રહેલી વાસનાવડે પ્રતીત થાય છે, તેથી તે મિથ્યા છે. સ્થાવરજંગમ સર્વ બ્રહ્મ છે. "તાણ્યો વેલો થડે આવે" તેમ જગત્‌નું મૂલ જોતાં અંતે બ્રહ્મ આવે. અહીં બ્રહ્મથી ભિન્ન બીજું કાંઇજ નથી. "**सर्वं खल्विदं ब्रह्म**"—આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે, ને "**तत्त्वमसि**" (તે પરમાત્મસ્વરૂપ તું છે,) ઇત્યાદિ શ્રુતિઓ અને "**वासुदेवः सर्वमिति**" (આ બધું વાસુદેવસ્વરૂપ-પરમાત્મસ્વરૂપ-છે, ) ઇત્યાદિ સ્મૃતિઓ આ વાતને સ્પષ્ટપણે બોધે છે. શ્રીરામાયણમાં શ્રીતુલસીદાસજી અનન્યભક્તનું લક્ષણ કહેતાં

"**सो अनन्य जाके असि, मति न टरइ हनुमंत।**
**मैं सेवक सचराचर, रूपराशि भगवंत ॥*** "

આ વચનવડે સચરાચર વિશ્વને બ્રહ્મરૂપ કહે છે. વળી

"**सियाराममय सब जुग जानी, करौं प्रनाम जोरी जुग पानी**"

આ વચનથી પણ સર્વ જગત્‌ને સીતારામમય જણાવે છે. કદાચ ભક્તિને માટે દેહભાવે તમે તમને પ્રભુના દાસ માનો, પણ જો તમે બીજાને પ્રભુ માનો, તમારા દીકરાને પણ પ્રભુ માનો, તો પછી તમે કેમ પ્રભુ નથી ? તમે પોતે પણ પ્રભુ છોજ. તમારે તે માનવુંજ

* "હે હનુમાન્! સચરાચર વિશ્વ રૂપના ભંડારરૂપ પ્રભુસ્વરૂપ છે, ને હું સેવક છું, આવી બુદ્ધિ જેને ટળતી નથી તે અનન્યભક્ત છે."

પડશે. જો તમે તમને પ્રભુરૂપ નહિ માનો તો તેમની વ્યાપકતામાં ખામી આવશે, ને એમ ઘટે નહિ. તેના ઉપર દૃષ્ટાંતઃ--એક રાજાએ પોતાની પ્રજાના કેટલાક મનુષ્યોને ભેગા કર્યા. તેમાં ભિન્ન ભિન્ન સંપ્રદાયને માનનારા લોકો હતા. તેમાંથી પ્રથમ એક સંપ્રદાયવાળાને પ્રભુની વ્યાપકતાવિષે પૂછ્યું કેઃ-" તમે તમારા પ્રભુને વ્યાપક માનો છો ?" તેમણે હા કહી. પછી બીજા સંપ્રદાયવાળાને પણ તેવીજ રીતે પૂછ્યું, તો તેમણે પણ એ પ્રમાણેજ કહ્યું. એમ સૌએ પોતપોતાના પ્રભુને વ્યાપક જણાવ્યા. ત્યારપછી પોતાના સંપ્રદાયપ્રમાણે ને અન્યના સંપ્રદાય-પ્રમાણે પોતાસુદ્ધાં સૌ પ્રભુરૂપ છે એમજ નક્કી થયું. **પ્રભુને વ્યાપક માનો, ને પોતાને પ્રભુરૂપ ન માનો એ કેમ બને ?**

**" अग्निर्देवो द्विजातीनां मुनीनां हृदि दैवतम् ।**
**प्रतिमा स्वल्पबुद्धीनां सर्वत्र विदितात्मनाम् ॥ "**

( દ્વિજોને અગ્નિ એ દેવ છે. મુનિઓને હૃદયમાં પોતાના દેવ છે, બહુ થોડી બુદ્ધિવાળાને મૂર્તિ એ દેવ છે, અને આત્માને જાણનાર જ્ઞાનીને સર્વત્ર પોતાના દેવ છે. )

**જીવબ્રહ્મની એકતામાં શંકા ને તેનું સમાધાન.** જીવબ્રહ્મનો અભેદ સમજાવવા એક દૃષ્ટાંત અપાય છે. ગંગાજીના રાજઘાટપર એક આશ્રમમાં એક મહાપુરુષ રહેતા હતા. તેમની પાસે એક જિજ્ઞાસુ કપિલધારાથી સત્સંગમાટે આવતો હતો. કેટલાક સમયસુધી સત્સંગ કર્યા છતાં તે જિજ્ઞાસુને જીવબ્રહ્મની એકતાના સંબંધમાં શંકા રહ્યા કરતી. તે તે મહાપુરુષને વખતોવખત કહેતો કેઃ-" મહારાજ !

આપ ભલે કહો, પણ પરિચ્છિન્ન, પરતંત્ર, અલ્પશક્તિમાન્ ને અલ્પજ્ઞ જીવની વ્યાપક, સ્વતંત્ર, સર્વશક્તિમાન્ ને સર્વજ્ઞ એવા ઈશ્વરની સાથે એક્તા કેમ ઘટી શકે ? " મહારાજ તેને જીવશિવ બંનેની ઉપાધિનો ત્યાગ કરતાં ચેતનરૂપે તેમની એક્તા ઘટી શકે એમ ઘણીવાર સમજાવતા, પણ તે તેને ગળે ઊતરતું નહિ. મહારાજે વિચાર કર્યો કે આને પ્રત્યક્ષપ્રમાણવડે બતાવ્યા વિના એ નહિ સમજે, માટે તેને પ્રત્યક્ષપ્રમાણવડે સમજાવવો. પછી એક દિવસ તેમણે તે જિજ્ઞાસુને કહ્યું કેઃ–" આજ તો કપિલધારાભણી જવાનો વિચાર થાય છે. " જિજ્ઞાસુએ કહ્યુંઃ–" પ્રભો ! મારાં અહોભાગ્ય ! મારું ઘર પાવન થશે." મહાત્માએ કહ્યુંઃ–" તારે ઘેર જવાનું ધાર્યું નથી, પણ એ તરફ માત્ર જવું છે." પછી તે મહાપુરુષ ને જિજ્ઞાસુ બંને રાજઘાટથી કપિલધારાભણી જવા નીકળ્યા. આદિકેશવ તથા ખડ્ગવિનાયક થઇને આગળ વધ્યા પછી માર્ગમાં વિશ્રાંતિ લેવા મહારાજ એક વૃક્ષનીચે બેઠા, ને તે જિજ્ઞાસુને કહ્યુંઃ–" તૃષા લાગી છે, માટે તમે ગંગાજીમાંથી જલનો લોટો ભરી આવો તો સારું. " તેણે કહ્યુંઃ–"બહુ સારું, મહારાજ ! હું હમણાં ભરી લાવું છું. " એમ કહી તે જિજ્ઞાસુ ઊતાવળો ગંગાજીતરફ ચાલ્યો. ત્યાંથી ગંગાજી જરા દૂર પડતાં હતાં, એટલે તે ગંગાજીમાંથી લોટો ભરે છે એમ પ્રત્યક્ષ દેખાય એમ નહોતું. થોડી વારમાં તે ગંગાજલનો લોટો ભરી લાવ્યો, ને મહારાજને વિનતિ કરી કેઃ–"પ્રભો ! લ્યો આ ગંગાજલ. " મહારાજે કહ્યુંઃ–" ગંગાજલ હોય તોજ તે પીવું છે. ઊતાવળ જાણીને તું કોઇ કૂવાનું જલ તો નથી ભરી લાવ્યો ? " તેણે કહ્યુંઃ–" ના મહારાજ ! નિશ્ચય આ ગંગાજલજ છે. " મહાત્માએ કહ્યુંઃ–" આ ગંગાજલ છે એની ખાત્રી

શી? આમાં ક્યાંઇ માછલાં કાચબા સુઇસ* આદિ જલચર પ્રાણીઓ જણાતાં નથી, વહાણ મછવા કે હોડીઓ જણાતાં નથી, ગંગાજીપરના ઘાટ પણ દેખાતા નથી, પુરુષો ને સ્ત્રીઓ સ્નાન કરતાં જણાતાં નથી, ઘાટીઆ (સ્નાન કરનારા જાત્રાળુઓને ગંગાપૂજા કરાવનારા બ્રાહ્મણો) કે જાત્રીઓ દેખાતા નથી. જો આ ગંગાજલ હોય તો તેમાં બધું હોવું જોઇએ, પણ આમાં તો તેમાંનું કાંઇ દેખાતું નથી, આને ગંગાજલ કેમ કહેવાય?" તે જિજ્ઞાસુએ કહ્યું:-"પ્રભો! આપ કહો છો તે બધું ગંગાજીનું પાત્ર મોટું છે તેથી તેમાં ઘટે. આ નાના લોટામાં તે કેમ ઘટે? પણ કૃપાનાથ! આ ગંગાજલ છે એ હું સત્ય કહું છું." મહાત્મા બોલ્યાઃ-"ભાઇ! ગંગાજીની પેઠે ઇશ્વરની માયાનામની ઉપાધિ મોટી હોવાથી ઇશ્વરમાં વ્યાપકપણું, સર્વજ્ઞપણું, સર્વશક્તિમાન્‌પણું ને સ્વતંત્રપણું એ ધર્મો સંભવી શકે છે; અને લોટાની પેઠે જીવની અવિદ્યાનામની ઉપાધિ નાની હોવાથી તેમાં એ ધર્મો સંભવી શકતા નથી. બાકી ગંગાજીનું જલ અને લોટાનું જલ જેમ ગંગાજલરૂપે એકજ છે તેમ ઇશ્વરમાં રહેલું ચેતન ને જીવમાં રહેલું ચેતન એકજ છે. બોલ, હવે તું ચેતનરૂપે બ્રહ્મ છે કે નહિ? હા કે ના કહે." જિજ્ઞાસુ સહર્ષ બોલ્યોઃ-" મહારાજ! હું હવે સમજ્યો. આપ કહો છો તે પ્રમાણે હું શુદ્ધસ્વરૂપે બ્રહ્મજ છું. હે કરુણાલુ પ્રભો! આપે મારે માટે આટલો બધો શ્રમ ઉઠાવ્યો! દીનનાથ! અદ્યાપિપર્યંત મેં

* એ પ્રાણી જલમાંથી માથું બહાર કાઢી ડુબકી મારે છે ત્યારે સુઇસ એવો અવાજ કરે છે, માટે હિંદીમાં તેને સુઇસ કહે છે. કાઠિયાવાડમાં બંદરકાંઠે તેને મલારિયાં કહે છે. સંસ્કૃતમાં તેનું શિશુમાર એવું નામ છે.

આપને આ વાતને માટે વારંવાર શંકા કરી બહુ શ્રમ આપ્યો છે. કરુણાસાગર ! ક્ષમા કરશો." આમ બોલતો બોલતો તે જિજ્ઞાસુ તે મહાપુરુષના ચરણારવિંદમાં લોટી પડ્યો. પછી તે મહાપુરુષે તે જિજ્ઞાસુના મસ્તકપર હાથ મૂકી તેને ઊઠાડ્યો, અને તેમણે તેનાથી જુદા પડી સ્વસ્થાને પ્રયાણ કર્યું.

**સત્ય એકજ છે, ને તેને જાણવામાટે શાસ્ત્રો અધિકાર-પ્રમાણે ઉપદેશ કરે છે.** માણસ માને કે ન માને પણ સત્ય એકજ છે. પછી તેને બ્રહ્મ, પૂર્ણપુરુષોત્તમ, વાસુદેવ, શિવ, શક્તિ, ગણેશ કે સૂર્ય વગેરે, અથવા સિદ્ધ, બુદ્ધ, અલ્લા, ગોડ કે જીહોવા વગેરે ગમે તે નામ અપાય, પણ તે વસ્તુ બીજી નથી. સત્ય બે ન હોઇ શકે. છેલ્લું તત્ત્વ એકજ છે. માયા ને માયાનાં કાર્ય મૂકી દઇએ તો છેવટ એકજ બ્રહ્મતત્ત્વ રહે, અને તે "**विज्ञानमानंदं ब्रह्म**" એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે વિજ્ઞાનરૂપ તથા આનંદરૂપ છે. પુત્ર બ્રહ્મસ્વરૂપ છે, સ્ત્રી બ્રહ્મસ્વરૂપ છે, અને અન્ય સર્વ પણ બ્રહ્મસ્વરૂપજ છે. ભોક્તા અને ભોગ્ય એવા ભેદ માનવામાં આવે છે તે ઉપાધિજન્ય હોવાથી મિથ્યા છે. તે ભેદનું મૂલ ભ્રમ છે. એ ભ્રમ ટાળવામાટે ને સત્યસ્વરૂપ સમજવામાટે વેદાદિ શાસ્ત્રો કર્મ, ઉપાસના ને જ્ઞાનનો મનુષ્યને તેમના અધિકારપરત્વે બોધ કરે છે. તેમને અસત્ય કહેવાનું કાંઇ કારણ નથી. જેમ એક પિતાને ચાર પુત્રો છે. તેમાં મોટાનું શરીરમન ખેતીને લાયક છે, બીજો વ્યાપારમાં રુચિવાળો ને તેવી આવડતવાળો છે, ત્રીજો નોકરીને યોગ્ય છે, ને ચોથો નાનો પુત્ર હજી વિદ્યાભ્યાસને લાયક છે. મોટા પુત્રને તે ખેતીના લાભો જણાવશે, ને વ્યાપાર નોકરી કે વિદ્યાભ્યાસ-ભણી તેનું મન ન ખેંચાય તે સારુ તે ત્રણ ધંધાની તેની પાસે નિંદા

કરશે, એજ પ્રમાણે તે બીજાને વ્યાપારના લાભો ને અન્ય ત્રણ ધંધાના અવગુણ કહેશે, ને ત્રીજાને તથા ચોથાને પણ તેની યોગ્યતા-પ્રમાણેના ધંધામાં જોડવાને તે ધંધાના લાભ ને બીજા ધંધાના દોષો કહેશે, અને તેમ કરવાથી ભિન્ન ભિન્ન યોગ્યતાવાળા તે ચારે પુત્રો પોતપોતાને માટે યોગ્ય એવી પ્રવૃત્તિમાં લાગશે, ને સુખેથી પોતાનો વ્યવહાર ચલાવશે. ચારે પુત્રોને એકબીજાથી વિપરીત ભિન્ન ભિન્ન બોધ કરવામાં પિતાનો હેતુ જેમ અશુભ નથી, પણ શુભજ છે, તેમ વેદાદિ શાસ્ત્રો પણ અંતઃકરણાદિની ભિન્ન ભિન્ન યોગ્યતાવાળા મનુષ્યોને આગળ વધારવામાટે તેમના અધિકાર( યોગ્યતા )પ્રમાણે બોધ કરે છે. ઉંચા મહેલપર ચઢવું હોય તો સીડીને પગથિયે પગથિયે ચઢાય; ને ભણવામાં પ્રથમ પહેલી, પછી બીજી, પછી ત્રીજી એમ ક્રમે કરીને ચોપડીઓ ભણાય, તેમ શાસ્ત્ર ને સદ્ગુરુ ઉપદેશ કરે તે પ્રમાણે ક્રમે કરીને ધાર્મિક અભ્યાસમાં આગળ વધાય. નિષ્કામકર્મોવડે અંતઃકરણની શુદ્ધિ, ને નિષ્કામ ઉપાસનાવડે અંતઃકરણની સ્થિરતા પ્રાપ્ત કરીને પુરુષ વેદાંતના શ્રવણમાટે અધિકારી થાય છે; અને શ્રવણાદિ સાધનોવડે તે આત્મ-તત્ત્વને સારી રીતે જાણે છે.

**આત્મજ્ઞાની નિષ્કામ, નિર્મોહ ને નિઃશોક થાય છે.** જ્યારે પુરુષ આત્મજ્ઞાની થાય છે ત્યારે તે બૃહદારણ્યક ઉપનિષદ્‌ની

**“ आत्मानं चेद् विजानीयादयमस्मीति पूरुषः ।**
**किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ ”**

( જો પુરુષ આ આત્મા હું છું એમ સારી રીતે જાણે, તો પછી તે ક્યા ભોક્તાની કામનામાટે શેને ઇચ્છતો છતો શરીરની પાછળ સંતાપને પામે ? ) આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે તે દુઃખથી મોકળો થાય

છે. આત્મરૂપે થયેલો તે પોતાના આત્માના પરમાનંદને અનુભવતો છતો, ને પોતાથી અન્ય ભોગ્યને નહિ જોતો છતો અન્ય કોઇ પદાર્થની કામના કરતો નથી. જ્યાં પોતાથી ભિન્ન અન્ય કાંઇ ન રહ્યું ત્યાં કામના કરનાર ( ભોક્તા ) ને કામ્યપદાર્થ ( ભોગ્ય ) કયાં રહ્યાં ? ભોક્તા ને ભોગ્ય બંને પરમાર્થરીતે મિથ્યા છે. જો ભોક્તા ને ભોગ્ય બંનેના મિથ્યાપણાની ને સર્વત્ર સ્વાત્માની ભાવના કરવામાં આવે તો ક્રમેક્રમે કામદોષ ત્યજી શકાય છે. એ પ્રમાણે વસ્તુવિચારવડે કામની નિવૃત્તિ થઇ શાંતિની અવશ્ય પ્રાપ્તિ થાય છે. બ્રહ્માભ્યાસવડે શાંત થયેલાં ઇંદ્રિયઅંતઃકરણ પછી વિષયોભણી દોડતાં નથી. કબીરસાહેબને એક અપ્સરાનાં દર્શન થયાં, ને તેણે તેમને મોહ ઉપજાવવા પ્રયત્ન કરવા માંડયો, તે વેલા તેઓ નીચેનો મતલબનું બોલ્યા હતા એમ કહેવાય છે:—

" જો તુમ જોર કરો બહુ તોયે, પાણી આગ ન લાગે;
સુંદરી કયા નેનાં ફરકાવે ? તેરે હાથ કબીરા નાવે. "

અભ્યાસ કરનારો જિજ્ઞાસુ પણ અભ્યાસની પરિપક્વતાએ વિષયોનાં ઉપકરણોભણી એવા ઉદ્‌ગારો કાઢવા ભાગ્યશાલી થઇ શકે છે. જો આપણે પરમાનંદરૂપ છીએ તો પછી આપણે બીજા કયા પ્રાણિપદાર્થને પામીને શો આનંદ પ્રાપ્ત કરવો હતો ? ચિંતામણિવાળો પુરુષ કોયલાની દલાલી શામાટે કરે ?

વિષયોમાં દોષદર્શન કરો, તેથી પણ કામનો જય થશે. જો સર્વત્ર આત્મભાવનારૂપ મુખ્યવસ્તુવિચાર કરવાનું અંતઃકરણમાં પૂરું બલ ન હોય તો વિષયોમાં દોષદર્શનરૂપ ગૌણવસ્તુવિચાર મુખ્યપણે કરો; અને સાથે સાથે બની શક્યા પ્રમાણે સર્વત્ર આત્મભાવના પણ કરતા રહો.

**મનુષ્યશરીરનું અશુચિપણું.** મનુષ્યશરીરમાં શું ભર્યું છે તેનો વિચાર કરો. હાડકાં, લોહી, માંસ, વસા, મજ્જા, સ્નાયુ, નાડીઓ, મલ, મૂત્ર, કફ, લાળ, ચામડી ને વાળ આદિ અતિ અપવિત્ર પદાર્થવિના શરીરમાં બીજું શું ભર્યું છે ? જો પ્રભુએ મનુષ્યશરીર-ઉપર ચામડીનું આચ્છાદન ન કર્યું હોત તો તેનો નિભાવ થવો બહુ કઠણ પડત. જો સ્થૂલશરીરપર ચામડી ન હોત તો તેને જોઇને ગીધ આદિ પક્ષીઓ તેના ઉપર પડત, કૂતરાં તેના ભણી માંસ ખાવામાટે દોડત, ને માખીઓ તેના શરીરપર બમણ્યા કરત, અને તેને બહુ દુઃખી કરત. પંખો ને લાકડી રાખ્યા વિના તેનાથી ચલાત કે બેસી શકાત નહિ. શરીરમાં એવા મલિન પદાર્થો રહ્યા છે કે જો તેને શરીરમાંથી બહાર કાઢીને તેના જૂદા જૂદા ઢગલા કરવામાં આવે તો તેને જોઇને મનુષ્ય ત્રાસ પામીને ભાગે.

**દૃઢ દોષદર્શન થાય તો વિરાગ અવશ્ય પ્રાપ્ત થાય.** દૃષ્ટાંતઃ- એક રાજા હતો. તેમના પ્રધાનપદઉપર એક ઉંચા કુલનો વૈશ્ય હતો. તેને એક રૂપગુણવતી પુત્રી હતી. એ પુત્રીઉપર રાજાના પાટવીકુમારને મોહ થયો, પણ લજ્જાને લીધે તે વાત તે કોઇને કહી શકે નહિ. પ્રધાનપુત્રીને પરણવાની તેની ઇચ્છા વર્ણમર્યાદાથી ઊલટી હતી, એટલે તે મનમાં મુંઝાવા લાગ્યો, અને તેને પરિણામે તેનું શરીર સૂકાવા લાગ્યું.

યુવરાજનું શરીર નબળું પડતું જોઇ રાજાએ તેમના મિત્રોદ્વારા પૂછપાછ કરાવી તેમના અંતઃકરણની સ્થિતિ જાણી, અને પછી પોતાના પ્રધાનને એકાંતમાં તે વિષે વાત કરી, તેમની પુત્રીને યુવરાજ-વેરે આપવા જણાવ્યું. પ્રધાને પ્રત્યુત્તરમાં રાજાને કહ્યું કેઃ-" મહારાજા-

ધિરાજ! એ વાત વર્ણવ્યવહારથી વિરુદ્ધ છે, માટે હું તે વિષે વિચારીને તથા કુટુંબમાં પૂછગાછ કરીને આપને જણાવીશ." પ્રધાનને જો હું મહારાજાને ચોકખી ના પાડીશ તો મહારાજાતરફથી મને હરકત થશે એવો ભય લાગતો હતો, અને જ્ઞાતિરીવાજપ્રમાણે આ વાત બની શકે એમ નહોતી. એટલે શું કરવું ને કેમ કરવું તેની પ્રધાનને ચિંતા થવા લાગી.

" ચિંતાસેં ચતુરાઇ ઘટે, ઘટે રૂપગુણજ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતાસમાન." ૧

" ચિંતા જ્વાલ શરીરમેં, દવ લાગી ન બુઝાય,
બાહિર ધુંવા ન નીકસે, ભીતર રહી ધુંધવાય;
ભીતર રહી ધુંધવાય, જલે જ્યું કાચકી ભઠ્ઠી,
લોહી માંસ જલ જાય, રહે પિંજરકી ઠઠ્ઠી;
કથે સુકવિયાં કાન, સુનો હો મેરે મિતા,
સો નર ક્યું જીવંત? જાહીકે ઉરમેં ચિંતા." ૧

પોતાના પિતાને ઉદાસ રહેતા જોઇ પ્રધાનને તેમની ડાહી પુત્રીએ એકાંતમાં પૂછ્યું કે:–" પિતાજી! આપ કેટલાક દિવસથી આટલા બધા ઉદાસ શામાટે રહો છો?" પ્રધાને કહ્યું:–" બેટા! કાંઇ નહિ. એ વાત તને જણાવવાથી કાંઇ ફલ નથી. તારું બાલકનું તેમાં કામ નથી." તે સાંભળી તે ચતુર પુત્રીએ કહ્યું:–" નહિ પિતાજી! નાનાનો વિચાર પણ કોઇક વખત ઉપયોગી થાય છે, અને ચર્ચા કરવાથી વખતે યોગ્ય માર્ગ પણ નીકળી આવે છે. કહ્યું છે કે:–

' ચર્ચા કરે તબ ચાર, જ્ઞાન કરે તબ દો;
ધ્યાન ધરે તબ એકલા, જબહીં લાગે લો.'

માટે આપ કૃપા કરીને નિઃશંકપણે કહો." પુત્રીનું આવું ડહાપણભર્યું બોલવું સાંભળીને પ્રધાને રાજાનો ને પાટવીકુંવરનો વિચાર, તેને બહાર મોકલી, તેની માતાદ્વારા તેને જણાવ્યો. તે સાંભળી પ્રધાનપુત્રીએ જરા વિચાર કરી પ્રત્યુત્તરમાં પોતાની માતા-સાથે પોતાના પિતાને કહેવરાવ્યું કેઃ—"આપ એમાં મુંઝાઓ છો શામાટે? એનો ઉપાય તો સહેલ છે. રાજકુંવરનો મોહ નાશ પામે, ને તે વાત પોતાની મેળેજ મૂકી દે એવી યુક્તિ હું કરીશ. આપ નચિંત રહો, ને રાજાજીને કહો કેઃ—"ભલે રાજકુંવર એક વાર મારા મકાનઉપર આવે, ને મારી પુત્રીનો વિચાર જાણે, પછી તેમનાં લગ્નમાટે જેમ યોગ્ય લાગશે તેમ કરીશું." બાલ્યાવસ્થાથીજ ડાહી હોઇ ભણીગણીને તૈયાર થયેલી પોતાની પુત્રીના નિશ્ચયયુક્ત બોલવાપર પ્રધાનને વિશ્વાસ આવ્યો, ને રાજાજીને તે પ્રમાણે તેમણે વાત કહી, કુમારને પોતાની હવેલીપર પોતાને મળવાને બહાને આવવાનું ઠરાવ્યું.

કુમારને આવવાના દિવસની આગલી રાત્રિએ પ્રધાનપુત્રીએ નેપાળાનો એટલે જેને જમાલગોટો કહે છે તેનો રેચ લીધો, ને પોતાનું દિવાનખાનું ખાલી કરાવી ત્યાં એક સાધારણ ખાટલાઉપર મેલાજેવું વસ્ત્ર પહેરીને સૂતી. તેના વાળ વીખરાયેલા હતા. સ્નાન ન થવાથી તેનું મુખ મલિન ને રેચની પીડાથી ઊતરી ગયું હતું, દિવાન-ખાનામાં ઠેકઠેકાણે શૌચ જવાથી તથા વમન કરવાથી આખું દિવાનખાનું મલમૂત્રથી ગંધાઇ ઊઠયું હતું, તથા થુંક, લાળ, લીંટ, ને કફ પણ ચારે તરફ પડ્યાં હતાં. બીજે દિવસે ઠરાવેલે સમયે યુવરાજ તે સ્થલે આવ્યા, ને યોજનાપ્રમાણે પ્રધાનને મળી તેમની પુત્રીને મળવા

દિવાનખાનાભણી પરિચિત દાસીસાથે ગયા. તેમને માટે દિવાખાનાના દ્વારપાસે એક સારું આસન ગોઠવી રાખ્યું હતું. તેઓ દિવાનખાનામાં પેઠા તો ખરા, પણ ઉપલ્યો બધો પ્રકાર જોઇને અને દુર્ગંધથી ત્રાસ પામીને નાકે રૂમાલ લગાવી એકદમ પાછા હટયા, ને ચાલવા માંડ્યા. પ્રધાનપુત્રીએ તેમને બોલાવીને કહ્યું કે:–"કાં? કાં? આપ કેમ ચાલ્યા જાઓ છો? જેના ઉપર આપને મોહ થયો હતો તે આ બધું છે! આ સર્વ મારા શરીરમાંથીજ નીકળ્યું છે!" રાજકુંવર શરમાઇ ગયા, ને કાંઇ પણ વિશેષ વાત કર્યા વગર ત્યાંથી ચાલી નીકળ્યા. પ્રધાનપુત્રીઉપરનો તેમનો મોહ ઊતરી ગયો.

જેમાં તમને સ્પષ્ટ દોષદર્શન થયું છે તેને તમે સ્વપ્નમાં પણ સ્વીકારતા નથી. માંસ ને મદિરા પવિત્ર ને સદાચારી મનુષ્યને જોવાં પણ ગમતાં નથી. તેને લાત મારતાં પણ તેને અપવિત્ર થવાનો ભય રહે છે. જન્મમરણાદિરૂપ મહાદુઃખને આપનારા વિષયોમાં તમે આવું દૃઢ દોષદર્શન કરો.

**સંસ્કારપ્રમાણે ભાવના થાય, ને ભાવનાપ્રમાણે ફલ થાય.** માંસાહારીને કુકડું કે બકરું જોવામાં આવતાં તેની મનોવૃત્તિ તેના માંસભણી જાય, પણ જેઓ માંસભક્ષણ કરતા નથી તેમને તેવી વૃત્તિ નજ ઊઠે. જેવું પોતાના અંતરમાં હોય તેવું મનુષ્ય બહાર જુએ છે:—

"अंतः शीतलतायां तु लब्धायां शीतलं जगत् ।
अंतस्तृष्णोपतप्तानां दावदाहमिदं जगत् ॥"

(જેણે અંતરમાં શીતલતા મેળવી છે તેને જગત્ શીતલ જણાય છે, ને જે અંતરમાં વિષયતૃષ્ણારૂપ તાપથી તપેલા છે તેને આ જગત્ દાવાનલજેવું લાગે છે.)

જો અંતઃકરણ મોહરૂપ દોષવાળું (અવિવેકી) તો ભાવના દોષવાળી, ને તેને પરિણામે દુઃખ; અને જો અંતઃકરણ વિવેકી તો ભાવના નિર્દોષ–શુદ્ધ, ને તેને પરિણામે સુખ. માટે અંતઃકરણને વિવેકવાળું કરો, ને દોષને દોષરૂપે ઓળખીને તેને દૂર કરો. વિષયોમાં સ્પષ્ટ દોષદર્શન કરો, ને તેને જાગ્રત્ રાખો. શરીર કેટલું અપવિત્ર છે ? આંખ, કાન, નાક ને મુખ આદિમાંથી તથા શરીરમાં રહેલાં આશરે સાડા ત્રણ કરોડ રૂંવાડાંમાંથી મલ ઝર્યાં કરે છે ! જેવું પોતાના શરીરનું છે, તેવું અન્યના શરીરનું પણ છે. **શ્રીપાતંજલયોગદર્શનમાં "शौचात् स्वांगजुगुप्सा परैरसंसर्गः"** એ સૂત્રથી પવિત્રતાના પાલનથી પોતાના શરીરમાં ઘૃણા (તુચ્છપણાની બુદ્ધિ) ઉપજે છે, ને અન્યના શરીરના સંસર્ગની ઇચ્છા નાશ પામે છે એમ કહ્યું છે. વિવેકવાળા શૌચનું આ ફલ છે.

**શારીરશૌચમાં અતિશયતા ન કરે.** કાળું કૂતરૂં અડી ગયું, દોરો અડી ગયો, આ અડી ગયું, ને તે અડી ગયું, એમ કરી કરીને પુનઃ પુનઃ નહાવામાંજ સમય ગાળે તો તેથી કાંઇ લાભ નથી, પણ ઊલટી હાનિ છે. એ તો "આંધળીને પાથરતાં વહાણું વાય" એના જેવું છે. વહાણું વાતાંસુધી બિછાનું શોધવામાં ને પાથરવામાં સમય જાય તો પછી સૂવાનો વખત ક્યાંથી રહે ? એવી રીતે વખતો વખત નહાયાં કરે તો પ્રભુનું ભજન ક્યારે કરે ? નહાવું તો પ્રભુના પૂજનમાટે ને ભજનમાટે છે. હવે જો નહાવા આડે પ્રભુનું પૂજન ને ભજન કરવાનો સમયજ ન મળે તો પછી નહાવું શા કામનું છે? એ તો વ્યાજ લેવા જતાં મુડી ગુમાવવાજેવું છે. આત્મા સર્વદા શુદ્ધ છે, ને શરીર સર્વદા અપવિત્ર છે–મલમૂત્રની

આણુ છે. શાસ્ત્રાજ્ઞાનુસાર સ્નાનાદિવડે શરીરને પવિત્ર રાખવા યથાશક્તિ યથાયોગ્ય પ્રયત્ન કરો, પણ બીજું આવશ્યક કર્તવ્ય ભૂલી, માત્ર શારીરશૌચનો દુરાગ્રહ ન સેવો.

**અવિવેકીઓ શૌચનો મિથ્યા દંભ કરે છે.** તેના સંબંધમાં દૃષ્ટાંતઃ—એક માણસે જમતી વેલા પોતાનો ડાબો હાથ જમવાના ચોકાની બહાર રાખ્યો હતો. તે જોઇ ત્યાં બેઠેલા કોઇ માણસે તેને પૂછ્યું કેઃ—"આ હાથ કેમ બહાર રાખ્યો છે?" પેલાએ કહ્યું:—"શૌચ જતી વખત મલવાળો ભાગ સ્વચ્છ કરવામાં તે વપરાય છે, માટે તેને અપવિત્ર જાણી દૂર રાખ્યો છે." આ સાંભળી પૂછનારે તેને હસીને કહ્યું:—"ક્ષમા કરશો. આપ કહો છો કે ડાબો હાથ અપવિત્ર પદાર્થનો સ્પર્શ કરતો હોવાથી તેને ચોકાની બહાર રાખ્યો છે, પણ જેમાંથી મલ નીકળે છે તે મલદ્વાર તો ચોકામાં વચ્ચે બેઠું છે તે કેમ બહાર રાખતા નથી?" પેલાએ પોતાની ભૂલ જાણી, ને તે શરમાઇ ગયો. કહેવાનો સાર એ કે શરીરની પવિત્રતા રાખો, પણ પવિત્રતાનો ખોટો ડોળ ન કરો. **શરીરની પવિત્રતાકરતાં મનની પવિત્રતાપર વધારે લક્ષ આપો.**

કામનો વિષય પૂરો કરતાં કહેવાનું કે વિષયોમાં દોષદર્શનરૂપ ગૌણવિવેકવડે વા ગૌણવસ્તુવિચારવડે તથા સર્વત્ર આત્મભાવનારૂપ ને વિષયોના મિથ્યાપણાની ભાવનારૂપ મુખ્યવિવેકવડે વા મુખ્યવસ્તુવિચારવડે કામનો જય કરવા સર્વ મુમુક્ષુએ પ્રયત્નશીલ રહેવું જોઇએ.

# ૨ ક્રોધ

આણે મારું ભુંડું કર્યું એવા આવેશવાળા વિચારથી મનુષ્યાદિના અંતઃકરણને પ્રજ્વલિત કરતી અપકાર કરનારપર વેરવાળવાની જે વૃત્તિ અંતઃકરણમાં વેગથી ઊઠે છે તે ક્રોધનું સ્વરૂપ છે. રીસ ને દ્વેષ પણ ક્રોધનાજ પ્રકાર છે. એ ક્રોધ રજોગુણમાંથી ઉપજે છે. રજોગુણ ચંચલ-સ્વભાવવાળો છે. જ્યાંસુધી અંતઃકરણ રજોગુણવડે ચંચલ કે ડોલતું રહે છે ત્યાંસુધી મનુષ્યને આત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી. જ્યાંસુધી દર્પણ કે જલ હાલતું હોય ત્યાંસુધી તેમાં મુખનું કે સૂર્યચંદ્રાદિનું પ્રતિબિંબ યોગ્યરીતે ન પડે એ પ્રસિદ્ધ વાત છે. જ્યારે અંતઃકરણ ક્રોધાદિ વિકારરહિત થાય ત્યારે તે સ્થિરપણાને પામે છે, ને ત્યારેજ તેમાં આત્મસાક્ષાત્કાર થઇ શકે છે, માટે મુમુક્ષુએ ક્રોધાદિ વિકારોનો જય કરવો જોઇએ.

ક્રોધ અંતઃકરણને બહુ ક્ષોભ પમાડે છે, ને તેમ થતાં અંતઃકરણમાં પડતું સ્વાભાવિક આત્માનંદનું પ્રતિબિંબ અદૃશ્યજેવું થાય છે, ને તે અદૃશ્યજેવું થયું કે આનંદનો અનુભવ દૂર થઇ તત્કાલ ભારે તાપનો અનુભવ થાય છે.

**ક્રોધનો પિતા કામ છે.** “**कामात्क्रोधोऽभिजायते**”–કામથી ક્રોધ ઉપજે છે,–એ **ગીતા**વચન પણ આપણને એમજ કહે છે કે મનુષ્યાદિના અંતઃકરણમાં જે કામ, ઇચ્છા કે તૃષ્ણા હોય તે પાર ન પડે એમ ક્રોધના તરફથી આડખીલી–અડચણ–પ્રતિકૂલતા–થતાં ક્રોધ પ્રકટી આવે છે–કામ ક્રોધરૂપે પરિણામ પામે છે. ગીતાજીમાં અન્ય સ્થલે પણ “**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः**”

(રજોગુણથી ઉપજનારો કામ મનુષ્યને અયોગ્ય પ્રવૃત્તિ કરાવનાર છે. એજ ક્રોધ છે.) આ વચનવડે પણ ક્રોધની ઉત્પત્તિ કામમાંથી કહી છે. જ્યાં ઇચ્છા હણાય છે ત્યાં ક્રોધ ઉપજે છે, અને જ્યાં ઇચ્છા હણાતી નથી અથવા હોતી નથી ત્યાં ક્રોધ ઉપજતો નથી એ વાત અનુભવસિદ્ધ છે. જ્યાં ક્રોધ થાય છે ત્યાં જાણે અજાણે ઇચ્છા હોવીજ જોઇએ. જ્યાં ઇચ્છા—રાગ—તૃષ્ણા—ન હોય ત્યાં ક્રોધનો સંભવ નથી, માટે જો ક્રોધનો—દ્વેષનો—જય કરવો હોય તો કામનો—રાગનો—અવશ્ય જય કરો. જો કાર્યનો સંપૂર્ણ નાશ કરવો હોય તો તેના કારણનો નાશ કરવોજ જોઇએ, કેમકે જો બીજ રહેશે તો તેમાંથી અનુકૂલ સામગ્રી મળતાં અવશ્ય વૃક્ષાદિ થશે.

**ક્રોધનાં માઠાં ફલ.** જ્યારે મનુષ્યના અંતઃકરણમાં ક્રોધ પ્રકટે છે ત્યારે તે માણસનું ભાન ભૂલાવી નાંખે છે. એ સમયે હું કોણ છું? મારું શું કર્તવ્ય છે? મારાથી આમ ન થાય, આ વગેરે વિચારો માણસ ભૂલી જાય છે. તે આંધળો ભીંત થઇ જાય છે. આથી મારું અનિષ્ટ થશે, એ વિચારસરખો પણ તેને આવતો નથી, તે ક્રોધમાં ને ક્રોધમાં પોતાનું કે અન્યનું ગમે તેમ કરી નાંખે છે. આટલામાટે ક્રોધને ચંડાલ, રાક્ષસ કે પિશાચ કહ્યો છે. એ પાપી જ્યારે બહુ વેગથી આવિર્ભાવ પામે છે ત્યારે મનુષ્યને ગાંડો કરી મૂકે છે. એ વેલા પિતાપુત્રનો, માદીકરાનો કે પતિપત્નીનો સંબંધ લોપ થઇ જાય છે. ક્રોધના ગાંડપણમાં પુત્ર પિતાને સાળો કહે છે, ને પિતા પુત્રને સાળો કહે છે; પુત્ર માતાને સાળી કહે છે, ને માતા પુત્રને મુઓ વાંઝીઓ ઇત્યાદિ અયોગ્ય શબ્દો કહે છે, એટલુંજ નહિ, પણ તેઓ પરસ્પર માર પણ મારે છે. પતિ પત્નીને ક્રોધના આવેશમાં રાંડ કહે છે. જે શબ્દો

તેઓ ક્રોધને વશ થઇને કહે છે તેના અર્થો ને તેથી પ્રતિપાદન થતી સ્થિતિ જાણે તેમને ક્રોધ ભૂલાવી નાંખતો હોય નહિ એમ જણાય છે. પિતાપુત્ર પરસ્પર સાળા શી રીતે થાય? મા સાળી શી રીતે હોઇ શકે? કઇ ત્રિરાશિથી એ વાત બંધ બેસાડી શકાય? માતા પુત્રને મુએલો જોવાને કે વાંઝીઓ બનાવી પોતાના વંશનો નાશ કરવાને કેમ ઇચ્છે? પતિ સ્ત્રીને રાંડ બનાવવામાટે પોતે મરવાને કેમ ઇચ્છે? પરસ્પરના ઉપકારતળે દબાયેલાં તે સામસામાં માર મારવાને કેમ ઇચ્છે? ચિત્તની શાંત સ્થિતિમાં તો કદી તેઓ તેમ ન ઇચ્છે, પણ ક્રોધરૂપ પિશાચ જયારે તેમના મનમાં આવે છે ત્યારે તે સઘળી અતિ અયોગ્ય પ્રવૃત્તિઓ તેમની પાસે કરાવે છે. ક્રોધમાં માણસ ગમે તેવું કુવચન બોલે છે, ને એથી પચાશ વરસનો નાતો હોય તે એક મિનિટમાં ત્રુટી જાય છે. સમય જતાં હથિયારનો ઘા રૂઝાય, પણ કુવચનનો ઘા રૂઝાતો નથી.

"છરાતણે છેદ ઉપાય સૂઝે, કુવાક્યનો કાપ કદી ન રૂઝે."

"કુંપો ભાંગ્યો કાચનો, ભાંગ્યું વેણ કવેણ;
મોતી ભાંગ્યું વીંધતાં, [ એનો ] સાંધો ન લીયે સેણ! * "

કુવચન માણસને બાણકરતાં પણ વધારે સાલે છે. જે પોતાના મનને શાસ્ત્રીય સમજવડે શાંત ન કરી શકે તેને તેથી જીવનભર કલેશ થાય છે, પરિણામે તેનું શરીર ગળવા માંડે છે, ને વખતે ક્ષયાદિ વ્યાધિઓ લાગુ પડી તે મૃત્યુ પામે છે.

**ક્રોધમાં માણસ પોતાના પ્રિય સંબંધીનું પણ ખૂન કરી નાંખે છે, ને આપઘાત પણ કરે છે.** તેના ઉપર દષ્ટાંતરૂપે,

* સેણ!—હે સજ્જન!

કાઠિયાવાડમાં બનેલી એક વાત કહેવાય છે. કાઠિયાવાડમાં એક કાઠી તાલુકદાર હતા. તેને એક નાના ભાઇ હતા. બંને ભાઇઓને પરસ્પર સાધારણ પ્રીતિ હતી. બંને યુવાન હતા. નાના ભાઇએ કોઇ બાબતમાં ફોજદારને આકરાં વચનો કહેવાથી તેણે તેના મોટા ભાઇ જે તાલુકદાર હતા તેમની પાસે જઇ ખાનગીમાં ફરીઆદ કરી. એ સાંભળી તથા વાડીની તકરાર હતી તે સંભારી તેમને એવો ગુસ્સો આવ્યો કે તે રીવોલ્વર લઇને વાડીમાં જ્યાં તેમના નાના ભાઇ હતા ત્યાં ગયા. ત્યાં વાડીમાં કામ કરતા ખેડુતનું સાંતી નાના ભાઇએ સ્વેચ્છાથી છોડાવી નાંખ્યું હતું, તે અયોગ્ય જણાતાં તેને તુરત પાછું જોડાવવા-માટે તેમને વેગ પ્રકટયો. ખેડુતને મોટા ભાઇએ સાંતી જોડવાનું કહ્યું, તે સાંભળી થોડે છેટે ઊભેલા નાના ભાઇ ક્રોધમાં આવી જઇ એમ નહિ થાય, નહિ થાય, એમ બોલતા લાકડી ઊગામી મોટા ભાઇતરફ આવવા લાગ્યા. મોટા ભાઇનો ક્રોધ આથી વધ્યો. તેમણે તેને આવવાની ના પાડી, છતાં નાના ભાઇ તો આવવાજ લાગ્યા, એટલે મોટા ભાઇએ ક્રોધાવેશમાં તેના પર રીવોલ્વર ફોડી. તે લાગ્યા છતાં તે આવવા લાગ્યા, એટલે બીજી ગોળી છોડી! તે વાગતાં નાના ભાઇ પડી ગયા, ને મરવાની અણીપર આવી ગયા! પોતાના વહાલા બન્ધુને મૃત્યુ પામતા જોઇ તેમનો ક્રોધ તુરત શમી ગયો, ને તેમને પોતાના કુકર્મનું ભાન થઇ આવ્યું. તેમના અંતઃકરણમાં એથી ભારે પશ્ચાત્તાપ થવા માંડ્યો સરકારને ખબર પડતાં રાજ્ય જવાનો ને ફાંસીની શિક્ષા થવાનો પણ તેમને ભય લાગ્યો. એવા વિચારોથી તેમનું અંતઃકરણ ઘેરાઇ ગયું, ને જીવન મૃત્યુકરતાં તેમને વધારે ખરાબ લાગ્યું. પોતાની જાતઉપર તેમને ભારે ધિક્કાર છૂટયો. મરણ પામતા નાના ભાઇભણી જોઇ તે બોલ્યા:-" તને મારીને મારે ગરાસ

મેળવવો નહોતો, પણ તું મારવા આવતો હતો, માટે મેં તને માર્યો; હવે મારે જીવવું નથી." એમ બોલતાં પુનઃ આવેશમાં આવી જઇ તેમણે પોતાના શરીરઉપર રીવોલ્વર ફોડી આપઘાત કર્યો! રાજ્ય રાજ્યને ઠેકાણે રહ્યું, ને થોડીજ વારમાં બે યુવાન કાઠીકુમારો પૃથ્વીપરથી ચાલી નીકળ્યા! પાછળથી રાજ્યપર સરકારની જમિ આવી, અને બંને ભાઇને પુત્ર ન હોવાથી રાજ્ય કોઇ કુટુંબીને સોંપાયું. ક્રોધરૂપી પિશાચ શું ન કરાવે? ગીતાજીમાં ક્રોધને નરકના દ્વારરૂપ કહેવામાં આ હેતુ છે. ક્રોધનાં આવાં અનિષ્ટ પરિણામ જાણીને વિચારવંત મનુષ્યે તેને પોતાના અંતઃકરણમાં ઉપજવા ન દેવો જોઇએ, ને ઉપજે તો રોકવો જોઇએ.

**ચારે પુરુષાર્થનો નાશ કરનારા ક્રોધઉપર ક્રોધ કરો, ને તેને હણો.**

**" अपकारिणि कोपश्चेत् कोपे कोपः कथं न ते ।**
**धर्मार्थकाममोक्षाणां प्रसह्य परिपंथिनि ॥ "**

અપકાર કરનારઉપર ક્રોધ થયા વિના કેમ રહે? એમ જો કોઇ કહે તો તેના પ્રત્યુત્તરમાં કોઇ કવિ કહે છે કેઃ—ક્રોધઉપર તમે કેમ ક્રોધ કરતા નથી? એ દુષ્ટ ક્રોધ તો તમારું સૌથી વધારે ભુંડું કરનારો છે. તે તમારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોનો બલાત્કારે નાશ કરનારો મહાશત્રુ છે.

જો આ વાત તમને સત્ય લાગે તો તમે તમારા હૃદયમાં વાસ કરીને રહેલા એ શત્રુનો અવશ્ય નાશ કરો.

**ક્રોધ ધર્મનો અને મોક્ષનો નાશ કેવી રીતે છે કરે છે?** વિશ્વમાં કોઇ મનુષ્ય પોતાનો વેરી હોય તો તે ધર્મમાં ને મોક્ષમાં

અડચણ ન કરી શકે. તે સીધી રીતે તેનો એક દેશ (ભાગ) પણ બગાડી ન શકે, માત્ર તે અર્થનો ને કામનો ( ઇચ્છિત સુખભોગનો ને તેનાં સાધનોનો ) એક દેશ બગાડી શકે. પોતાના હૃદયમાં પ્રભુભજન કરી મોક્ષ મેળવવામાટે કોઇ મનુષ્ય પ્રયત્ન કરતો હોય તેમાં તેને બહારનો વેરી શી અડચણ કરી શકે ? પણ ક્રોધનામનો આંતરશત્રુ તો ધર્મને ને તેથી પ્રાપ્ત થતા મોક્ષને અવશ્ય હણે છે.

**હૃદયરૂપ ઈશ્વરના મંદિરમાં ક્રોધરૂપ ચાંડાલને પેસવા ન દો.** સ્ત્રીએ કે નોકરે સંધ્યાનાં વાસણો બરાબર ન માંજ્યાં હોય તો તેમને શાંતિથી કહેવાને બદલે સંધ્યાવંદનના આરંભમાં ક્રોધ કરી પંચપાત્ર કે તરભાણી તેમના ભણી ફેંકવામાં આવે, વા અયોગ્ય શબ્દો બોલવામાં આવે, તો તેથી સંધ્યાવંદનવડે જે ધર્મ સાધવો છે તેની હાનિ થાય છે તેનું તે વેલા કેટલાકને ભાન રહેતું નથી. દેવપૂજન કરતાં પૂજાના બે ત્રણ ઉપચાર થયા હોય તેટલામાં છોકરાંએ કાંઇ ગડબડ કરી તેથી, કે ઘરમાં કોઇની ભૂલથી કાંઇ વસ્તુ પડી ગઇ ને તેથી અવાજ થયો તેથી, ક્રોધ કરવામાં આવે, ને ન બોલવાના શબ્દ બોલી બેસાય, તો તેથી પુણ્યને બદલે ઊલટું પાપ બંધાય છે. આ વાત ઘણાના સ્મરણમાં રહેતી નથી. એ વેલા તો ક્રોધરૂપ ચાંડાલને અંતઃકરણમાં પેસવા નજ દેવો જોઇએ. કોઇ પણ ઉચ્ચ વર્ણનો હિંદુ ચાંડાલને પોતાના રહેવાના ઘરમાં પેસવા ન દે, ત્યારે ઈશ્વરને બિરાજવાના મુખ્યમંદિરરૂપ હૃદયમાં, ને તે પણ ઈશ્વરનું પૂજન કરતી વેલા ક્રોધરૂપ ચાંડાલને આવવા દેવો એ કેટલું અઘટિત છે ? **" ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति "** એ વચનથી ગીતાજીમાં પ્રભુ સર્વ પ્રાણીઓનાં હૃદયમાં રહે છે એમ સ્પષ્ટ કહ્યું છે. પ્રભુભજન કરતી વેલા તો મારે અવશ્ય શાંતિ જાળવવી

જોઇએ એ વાત ઘણાને ધ્યાનમાં રહેતી નથી. એ વેલા પણ ક્રોધ ઘણાને વ્યગ્ર બનાવી તેની પાસે અઘટિત પ્રવૃત્તિ કરાવે છે. તે ઉપર એક દૃષ્ટાંત કહેવાય છે.

એક ગૃહસ્થને ત્યાં ૪૫ વર્ષે પુત્રજન્મ થયો. પોતાના પિતાને પુંનામના નરકથી પોતાના પુણ્યકર્મોવડે તારનાર તે પુત્ર કહેવાય છે. વર્તમાનમાં એવા પુત્ર બહુજ થોડા જણાય છે. હાલ તો પુત્ર જો પોતાનાં માતાપિતાને અડચણ ન કરે તોએ ઘણું સારું ગણાય ! મોટી ઉમરે પુત્રપ્રાપ્તિ થવાથી તે ગૃહસ્થને પોતાના તે પુત્રપર બહુ પ્રીતિ હતી કોને ખબર છે કે પોતાનો પુત્ર મોટો થશે, ને તે કમાઇને પોતાને ખવરાવશે ? પણ પ્રભુની માયાનો મહિમાજ કાંઇ એવો છે કે માણસો પુત્રમાટે ઘેલાંજેવાં થાય છે. માણસોજ નહિ, પણ પશુપક્ષીઓ પણ પ્રભુની માયાને વશ થઇ અમુક સમયસુધી પોતાનાં બચ્ચાંઓમાં બંધાયેલાં જોવામાં આવે છે. ગાયને પોતાનાં વાછડાંપર કેટલો બધો પ્રેમ હોય છે ? પક્ષીઓ પોતાનાં ઇંડાંને કેટલી સંભાળથી સેવે છે ? માયાનો કાંઇ અદ્‌ભુત પ્રભાવ છે. જેની વાત થાય છે તે ગૃહસ્થ એક વાર દેવપૂજન કરતો હતો. ૭ સાત ઉપચારસુધી તેનું પૂજન ચાલ્યું હતું એવામાં તેનો છોકરો રોવા લાગ્યો. તેની માતાએ તેને છાનો રાખવામાટે ઘણો પ્રયત્ન કર્યો, ધવરાવવા માંડ્યો, પણ તે છાનો રહ્યો નહિ. તે છોકરાના રડવાથી પેલા માણસને પોતાની સ્ત્રીના ઉપર ઘણો ક્રોધ આવ્યો. પૂજા અધુરી મૂકી ઊઠીને તેણે પોતાની સ્ત્રીને કહ્યું:–"આને છાનો રાખ, છાનો રાખ, કેમ છાનો રાખતી નથી ?" સ્ત્રીએ કહ્યું:– "ઘણોએ છાનો રાખું છું, પણ છાનો રહેતો નથી." તેના પતિએ તેને કહ્યું:–"ત્યારે ધવરાવ, ને છાનો રાખ." સ્ત્રીએ કહ્યું:–"ક્યારની

ધવરાવું છું, પણ તે ધાવે છે ક્યાં?" છોકરો મોટો ધાંટો પાડીને રડતો હતો તેથી તે માણસને વધારે ક્રોધ આવ્યો. ક્રોધના આવેશમાં તે બોલી ઊઠયો:—"કેમ ન ધાવે? તેનો બાપ પણ ધાવે." સ્ત્રીએ આ સાંભળી જરા મોઢું મલકાવ્યું. પેલા માણસને પોતાની ભૂલ સમજાઇ. ક્રોધમાં માણસ આવી રીતે ઓડનું ચોડ વેતરી નાંખે છે.

ચાલે ત્યાંસુધી દેવપૂજનવેલા અન્ય ક્રિયા ન કરવી જોઇએ, ને દેવની સ્તુતિ આદિવિના અન્ય બોલવું પણ ન જોઇએ. તેને બદલે ગમે તેમ બોલાય, અને તે પણ દેવની સાંનિધ્યમાં, એ કેટલું બધું ખોટું? એ તો દેવનું અપમાન કર્યા બરાબર છે. માણસની પાસે તેનું કોઇ મોટેરું કે સારો ગૃહસ્થ બેઠો હોય તો તે ગમે તેમ બોલતાં અચકાય, દબાય, તેને શરમ લાગે, પણ દેવપાસે તે જ્યારે ગમે તેમ અયોગ્ય બોલે ત્યારે તે ત્યાં દેવની હાજરી નથી માનતો એમજ કહેવાય, ને એમ માનતો હોય ત્યારે તેને દેવપૂજનનું ફલ ક્યાંથી પ્રાપ્ત થાય? ફલ ન થાય એટલુંજ નહિ, પણ તેથી ઊલટું પાપ બંધાય, ને એ પાપ તો વળી ભારે થાય. **તીર્થક્ષેત્રમાં કરેલા પાપનું ફલ** આ પ્રમાણે કહેવાય છે:—

**" अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ।**
**तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥ "**

( અન્ય સ્થલે કરેલું પાપ તીર્થક્ષેત્રમાં નાશ પામે છે, પણ જો તીર્થક્ષેત્રમાં પાપ કરાય તો તે વજ્રલેપજેવું થાય છે. ) સંધ્યાવંદન ને દેવપૂજન આદિ ધર્મકાર્ય કરવાનું સ્થલ, ત્યાં દેવ બિરાજતા હોવાથી, તીર્થક્ષેત્રજેવું છે, માટે તે સ્થલે તો ક્રોધ નજ પ્રકટ થવા દેવો, ને જો પ્રકટે તો સહનશીલતા રાખી તેને અટકાવવો.

ધર્મ-ધૃ-ધારણ કરવું તે પરથી ધારણ કરનારો, જીવને ઉંચે લઇ જનારો, તેને પાપથી બચાવનારો ને સ્વર્ગાદિની પ્રાપ્તિ કરાવનારો તે ધર્મ. મનુષ્યે એ ધર્મનું અવશ્ય રક્ષણ કરવું જોઇએ. " **धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः** " (નિશ્ચય હણેલો ધર્મ મનુષ્યને હણે છે, ને રક્ષણ કરેલો ધર્મ મનુષ્યનું રક્ષણ કરે છે, ) માટે ધર્મનું આગ્રહથી પાલન કરવું આવશ્યક છે. ધર્મપાલનમાં કોઇની ભૂલ થતી હોય તો ધર્મની રક્ષાને અર્થે તેને વિવેકપૂર્વક કહેવું જરૂરનું છે, પણ તેના ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી. ક્રોધ કરવાથી ધર્મનો નાશ થાય છે એ ભૂલવું નહિ.

**સ્થૂલ ને અલ્પ સાધનને માટે મહામૂલ્યવાન્ ને સૂક્ષ્મ સાધ્યને ખોઇ નાંખો નહિ.** ચિત્તની શાંતિ ને ચિત્તનો સમભાવ પ્રાપ્ત થાય એ ધર્મપાલનનું ફલ છે. ચિત્તની શાંતિ ને ચિત્તનો સમભાવ એ સાધ્ય છે, ને ધર્મ એ તેનું સાધન છે. સાધનકરતાં સાધ્યનું મહત્ત્વ વધારે છે, ને જ્યારે એમ છે ત્યારે ધર્મનાં પરંપરાનાં સ્થૂલ સાધનોને માટે મુખ્યધર્મરૂપ સાધ્ય ખોઇ નાંખવું,-ધર્મની સ્થૂલ વાતને માટે ક્રોધ કરી પોતાના ચિત્તની શાંતિ ને તેનો સમભાવ ખોઇ નાંખવાં-એ કોઇ રીતે યોગ્ય નજ ગણાય.

આવી રીતે ક્રોધ ધર્મનો ને ધર્મપાલનવડે ચિત્તશુદ્ધિદ્વારા પ્રાપ્ત થતા જ્ઞાનનો તથા મોક્ષનો નાશ કરે છે, માટે ક્ષમા, સહનશીલતા ને દયાવડે તેને આગ્રહથી ત્યજો.

**અર્થનો નાશ ક્રોધ કેવી રીતે કરે છે ?** અર્થ એટલે પૈસા એવો ટુંકો અર્થ ન કરવો, પણ અર્થ એટલે સર્વ પ્રકારનું દ્રવ્ય એવો બહોળો અર્થ કરવો. ખેડ, વ્યાપાર, નોકરી, વકીલાત, વૈદું, કંટ્રાકટ, દલાલી, શિલ્પકામ ને મજુરી ઇત્યાદિ જે જે ધંધાથી મનુષ્યને દ્રવ્યની પ્રાપ્તિ થાય તે બધા ધંધામાં મનુષ્યે પોતાના ચિત્તની શાંતિ જાળવવાની તથા

મીઠી જીભ રાખવાની બહુ આવશ્યકતા છે. કોઇ પણ ધંધામાં માયાળુ અને મીઠો માણસ ફાવે, પણ ક્રોધી માણસ ન ફાવે. જો ખેડુત ખીજાળ ને કડવાબોલો હોય તો તેને ત્યાં સાથી રહેવા કે મજુરી કરવા કોઇ ન ઇચ્છે. તેનું ભાગીઉં કરવાનું પણ માણસને મન ન થાય. ક્રોધી ખેડુની સાથે કોઇ કામ ન પાડે. વ્યાપારીએ પણ મીઠા-બોલા રહેવું જોઈએ. તેણે પોતાની જીભ ગોળ, ખાંડ કે સાકરજેવી મીઠી રાખવી જોઇએ. મીઠાબોલો વ્યાપારી સારી રીતે કમાય. ક્રોધી ને કડવાબોલા વ્યાપારીને ત્યાં જવાનું માણસને મન ન થાય. પછી ભલે તે બરાબર ભાવે આપતો હોય.

**વ્યવહારમાં મીઠી વાણી બોલવાની અગત્ય.**

" તુલસી મીઠે બચનતેં, સુખ ફૈલત ચહુ ઓર;
બશીકરન યહ મંત્ર હૈ, પરિહરુ બચન કઠોર. ૧
કૌઆ કિસ્કા લેત હૈ, કોયલ કિસ્કું દેત ?
મીઠી બોલી બોલકે, જગ અપના કર લેત. " ૨

વળી પણ કહ્યું છે કેઃ—

**" प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यन्ति जंतवः ।**
**तस्मात्तदेव वक्तव्यं वचने का दरिद्रता ॥ "**

( મધુર વચનો સંભળાવવાથી સર્વે જીવો સંતોષ પામે છે. તેટલા-માટે મધુર વચનજ બોલવું. વચનમાં દરિદ્રતા—રાંકપણું—શું રાખવું ? વચન બોલવામાં તો મધુરતારૂપ ઉદારતાજ વાપરવી. )

કોથળો કરવાના કે ગંધિયાણાના નાનામાં નાના વેપારથી માંડીને ઠેઠ સોનારૂપાના કે હીરામાણેકના મોટામાં મોટા વેપારસુધીમાં અંતરથી ભલો ને મીઠો માણસ વિશેષ કમાય, ને ક્રોધી તથા કડવા-

બોલો ઓછું કમાય, ને બહુ ક્રોધી હોય તો વખતે ધંધામાં નુકસાની પણ ભોગવે.

નોકરી કરવામાં પણ માણસે મધુરભાષી ને પ્રસન્ન મુખવાળા રહેવું જોઇએ. કડવાબોલા ને ક્રોધી વાણોતર કે મહેતાને કોઇ શેઠ પસંદ ન કરે. કદાચ તે ઠીક કામ કરતો હોય તો તેને ભલો શેઠ કાઢી ન મૂકે, પણ શેઠને રાજી કરીને તે માણસ આગળ ન વધી શકે. સરકારીદરબારી નોકરીમાં જો કોઇ કારકુન ક્રોધી ને કટુભાષી હોય તો ચાલે ત્યાંસુધી ઉપરિ તેને ન બોલાવે. પણ એ હુહુબલા પોતાની પાસેથી જાય તો ઠીક એમ તે ઇચ્છે. ગ્રેડેશનમાં પણ એવો માણસ પ્રાયશઃ પાછળ રહી જાય. બીજાઓને પગારમાં આગળ વધારવામાં આવે ત્યારે ક્રોધી માણસ તેના ક્રોધરૂપ દોષથી પાછળ રહી જાય. વકીલાતમાં પણ મીઠી વાણીવડે શાંતિથી વાત કરનાર વકીલપાસે અસીલ વધારે જવા કરે. વાણીવડે બટકાં ભરનાર વકીલ-પાસે માણસ ન છૂટકેજ જાય. વૈદને માટે પણ એજ પ્રમાણે જાણવું. કંટ્રાકટર પણ જો કડવાબોલો હોય તો તેને સારાં અનુભવી માણસો નોકરતરીકે ન મળે. કદાચ બિનઅનુભવી માણસ મળે તો તેથી નુકસાન થવાનો સંભવ ઊભો થાય; ને નોકર વારંવાર બદલાવવાની જરૂર પડે, તેથી અંતે કામ બગડે, ને જોઇતી કમાઇ ન થાય, અથવા ખોટ જાય. દલાલને સોદો કરાવવો રહ્યો. એ જો ક્રોધી ને કડવાબોલો હોય તો એનો તો ધંધોજ ન ચાલે, કેમકે એને તો મધુર ને યુક્તિયુક્ત વાણીવડે બંને પક્ષને ગળે વાત ઊતારવાની રહી. આ પ્રમાણે અન્ય સર્વ ધંધાઓનું પણ સમજવું. જો ધંધામાં કમાઇ કરવી હોય તો મનુષ્યે અવસ્ય નિષ્ક્રોધ ને મધુરભાષી રહેવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

ક્રોધે કરાવેલાં કેટલાંક બહુ ભુંડાં કામ. ક્રોધે આ સંસારમાં

કેવાં કેવાં ભુંડાં કામો માણસોપાસે કરાવ્યાં છે? પરશુરામપાસે એકવીશ વાર નક્ષત્રી પૃથ્વી કરાવનાર એ છે. જાદવાસ્થળી કરાવનાર પણ એ છે. જેમાં ક્ષત્રિયોનો મોટો નાશ થયો તે પાંડવકૌરવોનું યુદ્ધ કરાવનાર પણ એજ છે.

**કામ(પ્રીતિ)નામના ત્રીજા પુરુષાર્થનો ક્રોધ કેવી રીતે નાશ કરે?** પરસ્પર પ્રીતિ નભાવવામાં તો મીઠાં વચનોની બહુ આવશ્યકતા રહે છે. સ્ત્રીપુરુષ વારેવારે ક્રોધમાં આવી જઇ એકબીજાને કટુ વચન કહે તો તેમની પ્રીતિનો ભંગ થાય, ને તેથી તેમના વ્યાવહારિક સુખનો-આનંદનો-ભંગ થાય એ પ્રસિદ્ધજ છે. પતિ કડવાબોલો હોય તો ભલી સ્ત્રીને પણ પુનઃ પુનઃ ત્રાસ થવાથી કોઇ વાર એમ બોલવાનો વખત આવી જાય કે, "એ તો લવારો કર્યા કરશે." તેના કુસ્વભાવનું તેને સ્ત્રીતરફથી આ સર્ટિફિકેટ મળ્યું! છોકરાઓ કહે કે "બાપાને બડબડાટ કરવાનો સ્વભાવ પડ્યો છે!" એવો માણસ સગાંવહાલાંનો પ્રેમ પણ ન મેળવી શકે, કેમકે દીલભર દીલ છે. આપણા મનમાં પ્રેમ હોય તો સામાના મનમાં પ્રેમ થાય. આપણે જો બીજાને માટે માઠા વિચાર કરી ખીજ્યા કરીએ તો તેના મનમાં પ્રેમ શી રીતે ઉપજે? ક્રોધ અથવા ખીજ, અને તે દ્વારા નીકળતાં કટુ વચનો મનુષ્યના મનપર કેટલી ખરાબ અસર કરી નાંખે છે તે પર એક બનેલી વાત કહેવાય છેઃ—

પોરબંદરમાં બે પ્રતિષ્ઠિત વેપારીઓને પરસ્પર સારો પ્રેમ હતો. તેમાંનો એક જણુ એક વાર પોતાના મિત્ર બીજા વેપારીપાસે કોઇ ધર્માદાના કામનો ફાળો લઇને ગયો. ફાળો જોતાંજ તેને ખીજ ચઢી, અને ખીજમાં ને ખીજમાં તે બોલી ઊઠયોઃ—"તમે તો જ્યારે હોય ત્યારે આવી લપ્પોજ લઇ આવો છો." જે સ્થલેથી આવું ન સાંભળતું

જોઇએ તે સ્થલેથી-પોતાના સ્નેહીના મુખમાંથી-આવું કઠોર વચન ક્રોધાવેશમાં બોલેલું સાંભળતાં તેને ઘણું માઠું લાગ્યું, ને પુનઃ તે જીવતાં સુધી તેની દુકાને ન ગયો, ને પોતાને માટે માલ ખરીદવાની તેની સાથે આડત હતી તે પણ તે દિવસથીજ તેણે બંધ કરી. **પ્રેમ નભાવવો અતિકઠિન છે.**

" નેહ નભાવન અતિકઠિન, સબસેં નભ્યો ન જાય;
ચઢનો મોમતુરંગપેં, ચલનો પાવકમાંય. "

( મીણના ઘોડાપર ચઢીને અગ્નિમાં ચાલવું તેના જેવું સ્નેહને નભાવવાનું કામ અતિકઠિન છે. બધાથી સ્નેહ નભાવી શકાતો નથી.)

જો પ્રેમનામનો પુરુષાર્થ સફલ કરવો હોય તો તમારાં પ્રેમપાત્રોના અપરાધોને ક્ષમા કરો. તેમના પ્રતિ વારંવાર ક્રોધ ન કરો. ક્રોધનો જય ક્ષમાથી થાય છે. એક આગ થાય તો બીજાએ પાણી થવું જોઇએ. એમ થાય તોજ સ્નેહ નભે. સંબંધવાળા મનુષ્યોએ પરસ્પર ખમી ખાવું જોઇએ. જો એમ ન થાય, ને ક્રોધને વશ થઇ મિથ્યાભિમાન કે દુરાગ્રહવડે પ્રેમનો ભંગ કરવામાં આવે તો પછી તે સંધાવો કઠણ છેઃ—

" તરિયા !* ઘણું ન તાણીએ, તાણે ત્રુટી જાય;
ત્રુટ્યા પછી જો સાંધીએ, તો વચમાં ગાંઠ વળાય "

અન્યની ભૂલના પ્રસંગમાં મનુષ્યે એવી ભૂલ પોતાનાથી થાય છે કે નહિ? અથવા પોતાથી એવી ભૂલ થઇ જાય કે નહિ? તેનો વિચાર કરી શાંતિ પકડવી જોઇએ. અંતઃકરણને તપવા ન દેવું જોઇએ. **શાંતિનો ભંગ ન થવા દો. " धैर्यं यस्य पिता क्षमा च जननी शान्तिश्चिरं गेहिनी "**-ધૈર્ય એ સંતપુરુષનો પિતા છે,

* હે સ્ત્રી !

ક્ષમા તેની માતા છે, ને શાંતિ તેની સાથે લાંબો સમય રહેનારી સ્ત્રી છે, એ વચનનો વિચાર કરો. શાંતિરૂપી સ્ત્રી જે સંતપુરુષને પરમ સુખ આપનારી છે તેનું રક્ષણ સંતપુરુષનાં ધૈર્ય ને ક્ષમારૂપી માતપિતા કરે છે. અન્યભણીથી પ્રતિકૂલતા થાય ત્યારે જો ધૈર્ય રાખી ક્રોધને ન ઉપજવા દેવામાં આવે, અને ઉપજે તો વિવેકવડે રોકીને સામા માણસને તેના અપરાધની ક્ષમા આપવામાં આવે તોજ શાંતિ સચવાય. એ તેમ ન થાય તો નિશ્ચય શાંતિનો ભંગ થાય, ને શાંતિનો ભંગ થાય તો પછી સુખ ક્યાંથી ? શ્રીકૃષ્ણભગવાન્ પણ કહે છે કેઃ– " **अशान्तस्य कुतः सुखम्** " ( અશાંત મનુષ્યને સુખ ક્યાંથી ? )

**ક્રોધ મોક્ષ સાધવામાં પણ બહુ અડચણ કરે છે.** દુઃખ-રહિત નિરતિશય આનંદસ્વરૂપ જે બ્રહ્મ તે બ્રહ્મરૂપે સ્થિતિ કરવી એ મોક્ષનું સ્વરૂપ છે. " **विज्ञानमानंदं ब्रह्म** " ( બ્રહ્મ વિજ્ઞાનરૂપ ને આનંદરૂપ છે, ) એ શ્રુતિમાં બ્રહ્મની આનંદરૂપતા વર્ણવી છે. જો પરમાનંદરૂપ મોક્ષની પ્રાપ્તિ કરવી હોય તો અંતઃકરણ તત્રી પડેલા મહાસાગરજેવું શાંત રાખવું જોઇએ. શાંતિની પછવાડે સુખ છે. જો મોક્ષરૂપ શાશ્વતી શાંતિ જોઇતી હોય તો ક્રોધને પોતાના હૃદયમાંથી દૂરજ રાખો. **ધર્મનું અંતિમ ફલ મોક્ષ છે. ક્રોધ કરવાથી ધર્મ હણાય છે. જો ધર્મ હણાય તો મોક્ષ શી રીતે પ્રાપ્ત થાય ?**

એવી રીતે ધર્માદિ ચારે પુરુષાર્થને ક્રોધ હણે છે. એક જૂની ગુજરાતી ગાહામાં (ગાથામાં) ક્રોધના દોષો જણાવતાં આમ કહ્યું છે–

**" इह लोयंत्रि कोवो सरीरसंताव कलह वैरांइ ।**

**कुणइ पुणो परलोये नरगाय सुदारुणं दुःखम् ॥ "**

( ક્રોધ આ લોકમાં શરીરવિષે સંતાપ, કલહ ને વેર ઉપજાવે

છે. પુનઃ તે ક્રોધ પરલોકમાં પણ નરકને માટે ને ભયંકર દુઃખને માટે હેતુરૂપ થાય છે. )

**ક્રોધની શરીરઉપર થતી માઠી અસર.** જ્યારે ક્રોધ આવે છે ત્યારે નાડીના ધબકારા વધી પડે છે, ને શરીરમાં ૦। વા ૦॥ ડીગ્રીજેટલો તાવ અવશ્ય ચઢી આવે છે. એ વેલા મગજ તપી ઊઠે છે, ને મુખપર ને આંખમાં લોહી ચઢી આવે છે. ક્રોધવેલા આંખો લાલ થઇ જવાનું કારણ એ છે. એ સમયે મૂછો ભમર ને હોઠ કંપવા માંડે છે, ભમર ઉંચી ચઢે છે, ને રોમરોમમાં જાણે એક તરહનો દાહ થતો હોય એમ લાગે છે. ઘોડાપર ખીજ્યા પછી જો તેની નાડી તપાસવામાં આવે તો તેનો વેગ વધેલો અનુભવાય છે. બીજાં પ્રાણીઓઉપર મનુષ્યના ક્રોધની જ્યારે આવી અસર થાય છે ત્યારે મનુષ્યઉપર અન્ય મનુષ્યના ક્રોધની અસર કેટલી થતી હશે તે વિચારવાજેવું છે. આમ ક્રોધ પોતાને ને પરને અપકાર કરે છે.

**ઇંદ્રિયાદિના સંયમની આવશ્યકતા. ત્રણ પ્રકારની ક્રિયાઓ.** જો મનુષ્યે સુખી થવું હોય તો તેણે પોતાની ઇંદ્રિયો ને અંતઃકરણઉપર દાબ રાખતાં શીખવું જોઇએ. જે તેમના ઉપર દાબ ન રાખતાં કુસંસ્કારવાળું મન કહે તે પ્રમાણે વર્તે છે તે દુઃખી થાય છે. આ સંસારમાં કેટલાંક કામ એવાં છે કે જે આરંભમાં જરા દુઃખવાળાં જણાય, પણ પરિણામે તે બહુ સુખ આપે છે. જપ, તપ, વ્રત ને ધ્યાન આદિ સ્વધર્મપાલનને લગતાં કાર્યો એ પ્રકારનાં છે. એમાં ઇંદ્રિયો તથા અંતઃકરણને રોકવાં પડે છે, તેથી પ્રથમ કષ્ટ જણાય છે, પણ પાછળથી તેનું પરિણામ શાંતિસુખમાં આવે છે. તે કર્મો આ લોક પરલોક બંને સુધારે છે, ને મોટો પુરુષાર્થ થાય તો અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતાદ્વારા તેમાં બ્રહ્મજ્ઞાનદ્વારા મોક્ષની યોગ્યતા

આવે છે. બીજાં કેટલાંક કામ એવાં છે કે આરંભમાં તે સુખકર જણાય છે, પણ પાછળથી ભારે કષ્ટનો અનુભવ કરાવે છે. ઇંદ્રિયોના વિષયોને યથેચ્છપણે ભોગવવા એ આ પ્રકારમાં આવે છે. શબ્દસ્પર્શાદિ વિષયોમાં આસક્તિવાળી ઇંદ્રિયોને અને અંતઃકરણને આરંભમાં વિષયનો ઉપભોગ સુખનજક જણાય છે, પણ પરિણામે તેથી તેમને સાચી શાંતિ પ્રાપ્ત થતી નથી. વિષયો પરાધીનતા, ક્ષણભંગુરતા, અપવિત્રતા ને સાતિશયતા આદિ દોષયુક્ત હોવાથી જીવને તે છેવટ અસંતોષ ને દુઃખજ આપે છે. ત્રીજા પ્રકારનાં કર્મ એવાં છે કે જે આરંભમાં શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને તપાવે છે. ને પરિણામે પણ દુઃખાનુભવ કરાવે છે. ક્રોધાદિ દુષ્ટ વિકારો એ વર્ગમાં આવે છે. મનુષ્યે પ્રથમ પ્રકારનાં ધાર્મિક કર્મો આગ્રહથી કરવાં, બીજા પ્રકારનાં કર્મોમાં—વિષય-ભોગોમાં—વિહિતનિષિદ્ધનો વિચાર કરી વિહિત વિષયો પરિમિતપણે ધર્મને પ્રતિકૂલ ન થાય એવી રીતે ભોગવવા, ને તેમાંથી ધીમે ધીમે આસક્તિ ઓછી કરતા જવી. ત્રીજા પ્રકારનાં ક્રોધાદિ દુષ્ટ વિકારોને અધીન થવારૂપ નિષિદ્ધ કર્મો જે વર્તમાનમાં ને ભવિષ્યમાં મનુષ્યને કષ્ટ આપનાર છે તેને સમજુએ સદાગ્રહ રાખીને ત્યજવાં.

**ક્રોધની ભારે ભુંડાઇ.** આગળ કહ્યા પ્રમાણે ક્રોધ મનુષ્યને તેના જીવનમાં અશાંતિ, અપકીર્તિ ને વ્યાવહારિક અનેક પ્રતિકૂલતાઓ ઉપજાવી કષ્ટ આપે છે, ને મરણપછી નરકનાં દુઃખોનો અનુભવ કરાવે છે. એ કેટલો બૂરો છે ? મનુષ્યનું બૂરું કરવું, ને તેને તાપ આપવો એજ તેનો દુષ્ટ સ્વભાવ છે. અરે ! તેના જેવો બીજો કોઇ કૃતઘ્ની નથી. સામાન્યરીતે નઠારો મનુષ્ય પણ પોતાને આશ્રય આપનારનું બૂરું ન કરે, પણ આ તો પોતાને આશ્રય આપનાર અંતઃકરણનું પ્રથમ બૂરું કરે છે,—તેને બાળે છે, ને પછી બીજાને પણ બાળે છે. જેણે ઊતારેલ

આપો તેને ત્યાં આગ લગાડવી એ એનું પ્રથમ કામ છે. તે એવો ખૂરો છે એટલામાટેજ એક કવિ વિનોદમાં તેને કહે છે કેઃ—" **नमोऽस्तु कोपदेवाय स्वाश्रयज्वालिने भृशम्** " (પોતાને આશ્રય આપનારને અત્યંત બાળનાર હે ક્રોધદેવ! તમને મારા નમસ્કાર હો.) એ ક્રોધને તો દૂરથીજ નવ ગજના નમસ્કાર કરવા જોઇએ. એક મહાત્માને કોઇ માણસે પૂછ્યું કેઃ—"મહરાજ! ક્રોધની ટુંકી વ્યાખ્યા કહો." તેમણે તેને કહ્યુંઃ—"અપરાધ કોઇક કરે, ને તેની શિક્ષા કોઇક ભોગવે એવી પરિસ્થિતિ ઊભી કરનાર મનોવિકાર તે ક્રોધ." નોકરે કે દીકરીએ ચીમની ફોડી, ને ક્રોધ તેની શિક્ષા ભોગવાવે શેઠપાસે કે પિતા પાસે, કેમકે શેઠનું કે પિતાનું ચિત્ત ક્રોધ કરવાથી બળે. ક્રોધ કૃતઘ્ની હોવાથી પોતાને આશ્રય આપનાર અંતઃકરણને બાળે છે, અને તે પણ તેના વાસ્તવિક અપરાધવિના! આવા ક્રોધને સમજુએ પોતાના અંતઃકરણમાં શામાટે આશ્રય આપવો જોઇએ? નજ આશ્રય આપવો જોઇએ. મનુષ્યે ક્ષમાશીલ રહેવું જોઇએ. જોકે પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થતાં ક્ષમાશીલ રહેવું કઠણ પડે છે તોપણ સર્વ વાત અભ્યાસથી સિદ્ધ થઇ શકે છે, માટે અંતઃકરણને સમજાવી ક્ષમાનો અભ્યાસ કરવો.

**ધર્મસાધનોનું ક્રોધથી રક્ષણ કરોઃ**—માળીને કોઇ સારું વૃક્ષ ઊછેરવું હોય તો તે તેને કેટલું સંભાળે છે? સારી જાતનો આંબો ઊછેરવો હોય તો તેને કેળની છાયામાં રોપે છે, ને તેને આથમણો ખારવાળો પવન ન લાગે માટે તેની આસપાસ તે ગુણપાટ બાંધી રાખે છે. જ્યારે સામાન્ય બુદ્ધિનો અભણ માળી પણ પોતાને ઊછેરવાના વૃક્ષમાટે સંભાળપૂર્વક આવી ગોઠવણ કરે છે ત્યારે સમજુ ને શિક્ષિત મુમુક્ષુએ પોતાના હૃદયમાં ઊછેરવાના ભક્તિ, યોગ કે જ્ઞાનરૂપ કલ્પવૃક્ષનું ક્રોધાદિ વિકારોથી કેટલી પાકી ગોઠવણ ને કેટલી સંભાળથી

રક્ષણ કરવું જોઇએ ? તે વિચારવાનું છે. જો ક્રોધાદિ અયોગ્ય વિકારોથી ભક્તિ આદિ ઊગતા કોમલ કલ્પવૃક્ષનું રક્ષણ કરવામાં ન આવે તો તે સહજવારમાં બળી જાય છે, ને સાધકનો લાંબા સમયનો શ્રમ વ્યર્થ જાય છે.

**શંકાઃ**—ક્રોધ તો વ્યવહારમાં બહુ કામનો છે. તેવડે ઘણાં કામ સારી રીતે થાય છે.

**સમાધાનઃ**—ક્રોધ વ્યવહારમાં ઉપયોગી–લાભપ્રદ–નથી, પણ તે વ્યવહારમાં ભારે હાનિ કરનારો છે, એ વાત અગાઉ કહેવાઇ ગઇ છે. ક્રોધ કરવાથી નોકર, સ્ત્રી ને બાલક આદિ વશ વર્તે છે, ને તેથી વ્યવહારમાં અનુકૂલતા થાય છે એ માન્યતા વ્યર્થ છે. ક્રોધવિના પણ પ્રાગલ્ભ્ય–કડપ–રૂઆબ–પ્રતાપબલ–થી કામ વધારે સારું થાય છે. પરિમિત બોલવાથી ને કાર્યમાં દઢ નિશ્ચયવાળા રહેવાથી રૂઆબ સારો બેસે છે વળી શાસ્ત્ર ક્રોધ કરવાની ના પાડે છે, ફુંફાડો રાખવાની ના નથી પાડતું.

વ્યવહારમાં માત્ર ફુંફાડો રાખવો જોઇએ. અયોગ્ય માણસો પોતાની મેળે સમજીને પોતાના કામમાં જાગૃતિ રાખી શકતાં નથી. તેમને ટોકનાર જોઇએ, માટે પ્રયોજનજેટલો ઉપરનો ફુંફાડો રાખવો, પણ ક્રોધ કરીને પોતાનાં અને પરનાં શરીરમનને બાળવાં નહિ. ફુંફાડો રાખવાઉપર એક દષ્ટાંત આપવામાં આવે છે. એક ગામમાં એક સંત પુરુષ કેટલોક સમય રહ્યા, ને જિજ્ઞાસુઓને તેમણે પોતાના સત્સંગનો અપૂર્વ લાભ આપ્યો. પછી તેઓ યાત્રાનિમિત્તે ને મુમુક્ષુઓના કલ્યાણાર્થે ત્યાંથી પ્રયાણ કરવાને તૈયાર થઇ નીકળ્યા. ત્યાંના લોકો તેમને વળાવવામાટે તેમની પાછળ ચાલ્યા. તે ગામનો દરવાજો આવ્યો, એટલે મહારાજે તેમને રોકાઇ જવા કહ્યું,

પણ પ્રેમને લઇ તેઓ ન રોકાતાં તે સંતપુરુષની પાછળ પાછળ જવા લાગ્યા. પછી તે સંતપુરુષે તેમને કહ્યું કેઃ-" હવે તમે સૌ રોકાઇ જાઓ. શાસ્ત્રપ્રમાણે ને શિષ્ટાચારપ્રમાણે તમારો વિવેક પૂર્ણ થયો. પૂજ્ય કે પ્રિયને સામા લેવામાટે અનુકૂલતાપ્રમાણે ને ઇચ્છાનુસાર જેટલું જઇ શકાય તેટલું જવું, પણ વળાવવા તો ગામના દરવાજા-સુધી જવાય તો પૂર્ણ છે. કદાચ બહુમાં બહુ તો ગામના સીમાડાસુધી જવું, પણ તેથી આઘે ન જવું." ભાવિક લોકોએ તેના પ્રત્યુત્તરમાં કહ્યું:-" પ્રભો ! સીમાડો હવે નજીક છે, ને ત્યાંથી આપને પધારવાનો માર્ગ ફંટાય છે, તે બતાવીને અમે પાછા વળશું. ત્યાંસુધી આપ કૃપા કરીને આવવા દો." સીમાડો આવ્યો ત્યારે તે લોકોમાંના એક અગ્રેસર માણસે એક બીજો માર્ગ બતાવીને હાથ જોડી વિનતિ કરી કે:-" કૃપાનાથ ! આપને આ માર્ગે પધારવું ઠીક પડશે. જોકે આપ જે માર્ગે જવા ઇચ્છો છો તે માર્ગ ટુંકો છે, પણ તે માર્ગ બહુ ભયવાળો છે. અહીંથી આશરે ૦॥ ગાઉપર એક મોટો વડ આવે છે, તેની પાસે એક રાફડામાં મોટો ઝેરી સાપ રહે છે, તે પ્રવાસીઓને અને ત્યાં જનાર અન્ય પ્રાણીઓને એવો ત્રાસ આપે છે કે કેટલાક સમયથી એ માર્ગ બંધ પડી ગયો છે. જે ત્યાંથી નીકળે તેને તે ફુંફાડો મારીને કરડવા દોડે છે. વળી તે એટલો બધો ઝેરી છે કે તેનું ફીણ જે પ્રાણીઓના ઉપર પડે તે પ્રાણીઓને પણ ઝેર ચઢે છે, માટે જોકે થોડો ફેર પડશે, પણ આ માર્ગ નિર્ભય છે, તેથી આપ આ માર્ગેજ પ્રયાણ કરો તો સારું." તે સંતપુરુષે તેમને કહ્યું:-"એટલો બધો લાંબો માર્ગ લેવાની કાંઇ પણ આવશ્યકતા નથી. આ ટુંકો માર્ગ ઠીક છે. જેમ પ્રભુની ઇચ્છા હશે તેમ થશે. તમે નચિંત રહેશો." લોકોએ તેમને વિનયપૂર્વક પુનઃ ના પાડયા છતાં પણ મહારાજ તો

તેમને ધીરજ આપી સર્પવાળે ટુંકે માર્ગે ચાલ્યા. સ્વરૂપાનુસંધાન કરતા કરતા તેઓ ચાલ્યા જતા હતા. એવામાં સર્પવાળું સ્થાન આવ્યું. મહારાજને દૂરથી જોઇ તે સર્પ ફુંફાડો મારીને દોડતો દોડતો મહારાજપાસે તેમને કરડવામાટે આવ્યો; પણ જેવી મહારાજની વેધક દૃષ્ટિ તેના પર પડી કે તે ત્યાં થીજી ગયો, ને તેમની પાસે આવી તેમને કરડી શક્યો નહિ. પછી મહારાજે પોતાના કમંડલુમાંથી થોડું જલ લઇ તેના પર છાંટી તેને ગંભીરવાણીવડે કહ્યું:-"તું શામાટે અહીંથી નીકળનાર વા અહીં આવનાર પ્રાણીઓને ત્રાસ આપ રહ્યો છે? તેમણે તારું શું બગાડયું છે કે તેમના જીવ લેવાની પાપ પ્રવૃત્તિ તું કરે છે? પૂર્વનાં મોટાં પાપવડે તને આ સર્પની અધમયોનિ પ્રાપ્ત થઇ છે, અને હજી પણ તું તારું પાપ વધારતોજ જાય છે, તે અંતે તારી કેવી બૂરી ગતિ થશે તેનો તને લગારે વિચાર થતો નથી? અને તને પ્રભુનો લેશ પણ ડર લાગતો નથી? શું તને તારા પાપને માટે કાંઇ પણ શરમ આવતી નથી?" આટલું કહેતામાં તે સર્પ પ્રથમ તો કોપી ઊઠ્યો, પણ પછી તે મહારાજના પ્રતાપથી પોતાની ફેણ નીચી નમાવી વિનયથી બોલ્યો:-"મહારાજ! હું મોટો પાપી છું. આજસુધી મેં ઘણાં પાપ કર્યાં છે. પ્રભો! મને બચાવો." તે સંતપુરુષે તેને કહ્યું:-"તને તારો નિર્માણ થયેલો આહાર કરવાની છૂટ છે, પણ તારે આજથી કોઇને કરડવું નહિ. હરતાંફરતાં તારે પ્રભુનું સ્મરણ કરવું." સર્પે આ આજ્ઞા સાંભળી મહારાજને ફેણવડે ત્રણ વાર નમન કર્યું, ને પછી તે બોલ્યો કે:-"પ્રભો! આજથી હું આપની આજ્ઞાપ્રમાણે વર્તીશ, ને કોઇને હરકત નહિ કરું." મહારાજ નિર્વિઘ્ને ત્યાંથી પસાર થઇ ગયાના સમાચાર આસપાસનાં ગામડાંમાં ફેલાતાં કોઇ કોઇ વાર ગોવાળીઆ ને ખેડુતો ત્યાં પોતપોતાનાં ઢોરોને ચારવા લ

જવા લાગ્યા. અગાઉ તો માણસને દેખતાં તે સર્પ ફુંફાડો મારી કરડવા દોડતો, પણ હવે તો તે તેમને શાંત થઇ ગયેલો જણાવા લાગ્યો. લોકોને આ વાતની વિશેષ ખબર પડતાં તેમણે વિચાર્યું કે નિશ્ચય મહારાજ સમર્થ પુરુષ હતા એમાં સંશય નહિ. તેમણે આ સર્પને નક્કી શાંત કરી દીધેલો જણાય છે. સમીપનાં ગામોમાં જેમ જેમ વધારે વધારે ખબર પડતી ગઇ તેમ તેમ લોકો સુખેથી ત્યાં આવવા લાગ્યા. સર્પ બેઠો હોય કે ફરતો હોય, પણ કોઇને કાંઇ અડચણ ન કરે. પછી તો અટકચાળા જોવાળાઓ તેને લાકડીના ઘોંકા મારવા મંડયા, ને તેની નીચે લાકડી ભરાવી તેને ઉંચે કરવા મંડ્યા, તોપણ તે કોઇને કરડે નહિ. તોફાની છોકરાઓને આ વાતની જાણ થતાં તેઓ તેને લાકડીથી ઉછાળી સતાવવા મંડયા. હવે તો તેને પોતાના આરામાટે દિવસે રાફડાબહાર નીકળવું પણ ભારે પડવા લાગ્યું. મૂર્ખ છોકરાઓના ને અણસમજુ મનુષ્યોના ત્રાસથી તે મુંઝાવા લાગ્યો, ને શરીરે પણ નબળો થઇ ગયો. આશરે છ માસે મહારાજ યાત્રામાંથી પાછા વળ્યા, ને એ રસ્તે નીકળ્યા. ત્યારે તે સર્પને દુર્બલ ને ઉદાસીન જોઇ મહારાજે તેને પૂછ્યું કેઃ—"તું આવો નબળો કેમ થઇ ગયો છે?" સર્પે કહ્યુંઃ—"મહારાજ! આપે કહ્યું તે પ્રમાણે હું વર્તું છું, કોઇને કરડતો નથી, તેમ કોઇને કાંઇ અડચણ પણ કરતો નથી, એટલે હવે તો લોકો મને બહુ હેરાન કરે છે." મહારાજે કહ્યુંઃ—"તારે કોઇને કરડવું નહિ, પણ ફુંફાડો રાખવો." સર્પે કહ્યુંઃ—"બહુ સારું કૃપાનાથ! હવે તે પ્રમાણે કરીશ." પછી તેને હરકત કરવા કોઇ આવતું તો તે ફેણ ઉંચી કરી જોરથી ફુંફાડો મારવા લાગ્યો, એટલે લોકોએ જાણ્યું કે આ સર્પ પાછો પોતાના મૂલસ્વભાવપર આવી ગયો છે. હવે તેનાથી દૂરજ રહેવું સારું છે. આથી સર્પનું હમેશાંનું દુઃખ દૂર થયું.

વ્યવહારમાં પુંફાડાની (પ્રાગલ્ભ્યની) આવશ્યકતા છે, પણ ક્રોધને વશ થઇ કોઇનું અનિષ્ટ કરવાની આવશ્યકતા નથી. વ્યવહારકુશલ માણસો કહે છે કેઃ—"એવા કડવા ન થવું કે બધા થુંકી નાંખે, ને એવા મીઠા ન થવું કે બધા આખા ને આખા કરડી ખાય." મતલબ કે મધ્યમ માર્ગે ચાલવું. જે મધ્યમ માર્ગે ચાલે છે, ને સમયે ઉપરથી જરા રૂઆબ દર્શાવે છે તેના કામમાં અડચણ આવતી નથી, ને તેને ક્રોધ કરીને અશાંતિ ઉપજાવવી પડતી નથી, તથા પાપના ભાગી થવું પડતું નથી.

**ક્રોધ આવે ત્યારે શું કરવું?** આ પ્રશ્ન સાહજિક છે. ઘણા મનુષ્યો કહે છે કેઃ–"ક્રોધને રોકવાની અમારી ઇચ્છા હોય છે, છતાં તે આવે છે ત્યારે અમારાથી રોકી શકાતો નથી. એનો તીવ્રવાયુના જેવો વા પ્રજ્વલિત અગ્નિના જેવો વેગ અમે અટકાવી શકતા નથી, ને તેથી કાંઇનું કાંઈ બોલી જવાય છે, અથવા અવળું કામ થઇ જાય છે." આના પ્રત્યુત્તરમાં કહેવાનું કેઃ–"પુરુષાર્થવિના કાંઇ બની શકે એવું નથી. ક્રોધ આવે ત્યારે ક્રોધમાં રહેલા દોષોનું અને ક્રોધ ત્યજી દેવાયોગ્ય છે એવાં શાસ્ત્રનાં ને મહાપુરુષોનાં વચનોનું ઓછુંવધતું સ્મરણ રાખી, તથા ક્રોધ ન કરવાના પોતાના નિશ્ચયનું સ્મરણ કરી, મૌન ધારણ કરવું; અથવા મનને બીજે શુભ માર્ગે ચઢાવી દેવું. મરાઠીમાં કહેવત છે કે '**क्रोध आला तर शंभर मोज**' (ક્રોધ આવે ત્યારે સો ગણો.) ઇંગ્રેજીમાં પણ કહેવત છે કે 'કાઉંટ ટેન'–જ્યારે ક્રોધ આવે ત્યારે દશ ગણો. એમ કરવાથી મન ક્રોધરહિત થઇ કાંઇક શાંત થાય છે. એ વેલા ઇષ્ટમંત્રનો માનસિક જપ કરવા મંડી પડવું, અથવા પ્રભુના કોઇ પણ નામનું મનમાં વારંવાર સ્મરણ કર્યા કરવું, વા મોટે સાદે પ્રભુના નામનું ઉચ્ચારણ કરવા લાગવું. વળી એ વેલાએ જગતના મિથ્યાપણાની ને પોતાના આત્માને કોઇ પણ મનુષ્યથી કે કોઇ પણ

પ્રતિકૂલ પ્રસંગથી કાંઇ પણ હાનિ થઇ શકે એમ નથી એવી સુદૃઢ ભાવના આદરપૂર્વક કર્યા કરવી. મનમાં ક્રોધનો વેગ બહુ વધી ગયો હોય, ને તેથી એ બધું ન થઇ શકે, તો એ વેલા જો બને તો ઠંડા જલથી સ્નાન કરવું, અથવા ઠંડા જલથી પોતાનું માથું ને પોતાના હાથપગ ધોવાં. જો બને તો થોડા દીર્ઘ શ્વાસ પણ એ વેલા લેવા, અથવા થોડા પ્રાણાયામ કરવા. ઉપર જણાવેલા ઉપાયોમાંનો કોઇ એક ઉપાય પ્રીતિપૂર્વક કરવાથી ક્રોધની શાંતિ થવાનો સંભવ છે."

**ક્રોધમાં કાંઇ અયોગ્ય કરી બેસો નહિ, પણ વચ્ચે થોડો સમય જવા દ્યો.** ક્રોધમાં તાત્કાલિક કાંઇ પણ અયોગ્ય ન કરી બેસાય તેની બહુ સંભાળ રાખો. વચમાં થોડો સમય જવા દેશો તો તમારો ક્રોધ ધીરે ધીરે શાંત થઇ જશે, અથવા ઘણો ઓછો થઇ જશે. દિવસો જશે તેમતેમ તમારા ક્રોધવાળા વિચાર બદલાતા જશે. કોઇ વેલા માણસ ક્રોધમાં ને ક્રોધમાં આકરો કાગળ લખી નાંખે, પણ તે રવાના ન કર્યો હોય તો બીજે દિવસે તેને અવશ્ય તેમાં યોગ્ય ફેરફાર કરવાનું મન થાય, ત્રીજે દિવસે સાધારણ ઠપકો લખવાની ઇચ્છા થાય, ને વધારે દિવસો જાય તો એમ પણ થાય કે કાંઇ નહિ, એનું એ જાણે-એનાં કર્યાં એ ભોગવશે, આપણે કાંઇ લખવું નથી; પણ જો તુરત અયોગ્ય વચન બોલાઇ ગયું હોય, કે અયોગ્ય લખાઇ ગયું હોય તો પછી તેનો ઉપાય માણસના હાથમાં નથી રહેતો. અયોગ્ય બોલાઇ જવાયું કે અયોગ્ય લખાઇ જવાયું એ હાથમાંથી છૂટી ગયેલા બાણ જેવું છે, અને એટલામાટેજ ઉર્દુમાં કહ્યું છે કે **"કમ ખાનાં ઓર ગમ ખાનાં"** કમ એટલે ઓછું ખાવું, ને ગમ એટલે કોઇએ અપકાર કર્યો તો તે સહન કરી લેવો. જો આરોગ્ય સાચવવું હોય તો પથ્ય ને પરિમિત ભોજન કરવું જોઇએ. રોગ થયો હોય ત્યારે

જેમ ઔષધ ખાવું જોઇએ, તેમ પથ્ય પણ પાળવું જોઇએ. તાવ આવતો હોય છતાં દહીં, ખાટી છાશ, આંબલીની ચટણી ને કેરીના અથાણાંવિના ન ચાલે તો તાવ ઊતરે શી રીતે? જેમ શારીરિક રોગના સંબંધમાં તેમ માનસિક રોગના સંબંધમાં પણ જાણવું. ક્રોધ અને બીજા મનોવિકારો એ માનસિક રોગો છે. તે મટાડવામાટે શાસ્ત્ર ને મહાપુરુષો જે ઉપદેશરૂપી ઓસડ આપે છે તે ખાવું જોઇએ,–તે ઉપદેશને આચરણમાં મૂકવો જોઇએ, ને જે જે અયોગ્ય વિચારોથી ને અયોગ્ય પ્રવૃત્તિઓથી બચવાનું કહે છે તે તે વિચારો ને તે તે પ્રવૃત્તિઓથી બચવારૂપ પથ્ય (કરી) પણ પાળવું જોઇએ.

"ઔષધ ખાય ન પથિ* રહે, +બિષમ બ્યાધિ કયું જાય?

દાદુ રોગી ×બાવરા, દોષ બૈદકું લાય."

વેર, મૈત્રી, વ્યવહાર, આહાર ને નિદ્રા વધાર્યાં વધે છે, ને ઘટાડ્યાં ઘટે છે. સમજુ માણસ સમય વિચારીને વર્તે છે, ને આવેલ ક્રોધને રોકીને જે ઉચિત હોય તે કરે છે. "**फटाटोपो भयंकरः**" (ફેણ ચઢાવવી તે પણ ભય ઉપજાવનારી છે,) એ વચનમાં કહ્યા પ્રમાણે ઉપરનો ફુંફાડો પણ સામા માણસને ભય ઉપજાવનારો થાય છે, ને તેથી બીજાના અપરાધને લઇ જ્યાં કહ્યા વિના છૂટકો ન હોય ત્યાં તેમ કરીને પણ ડાહ્યા માણસો પ્રસંગને વીતાવે છે. કોઇ વાર એવો પ્રસંગ પણ આવી પડે કે જ્યાં ફુંફાડો બતાવવાની તક હોતી નથી, તેમ બીજું કરતાં વિશેષ હાનિ થવા સંભવ હોય છે તો ત્યાં ઉપેક્ષા કરવી–જવા દેવું, ને શાંત રહેવું–એજ ઉચિત ગણાય છે, અને સમજુ માણસો તેમ વર્તે છે પણ ખરાં. એવા પ્રસંગમાં વિક્ષેપ વધારવામાં સાર નહિ. મુંબઇમાં એક બેરિસ્ટર

*પથિ–પથ્ય–કરી પાળવી તે. +બિષમ–ભયંકર. ×બાવરા–ગાંડો.

ચોપાટીપર ફરતા હતા, ત્યાં એક લુચ્ચો માણસ તેમની ટોપી ઉપાડીને દોડી ગયો. તેમની સાથે તાજા બી. એ. એલએલ. બી. થયેલા એક પરિચિત વકીલ હતા. તેમણે તે બેરિસ્ટરને કહ્યું:–"આપણે આવતી કાલે તે લુચ્ચા માણસપર ફરિયાદ દાખલ કરવી, ને તેની પાસેથી તે ટોપી મેળવવી, તેમજ તેને શિક્ષા કરાવવી." તે સાંભળીને બેરિસ્ટરે તેમને કહ્યું:–"ટોપી ગઇ એટલુંજ બસ છે. હવે જો મારે કોટ ને પાટલુન રાખવાં હોય તો કોર્ટને બારણે ન ચઢવું એ સારું છે." જેમ વ્યાપારી વેચવાની વસ્તુનું મૂલ્ય નક્કી કરવામાં વ્યાપારમાં પોતાનું દ્રવ્ય રોકાય તેનું વ્યાજ ગણે છે, તે કામમાં રાખેલા પોતાના નોકરોનો પગાર ગણે છે, ને દુકાનનો બીજો ખર્ચ પણ ગણે છે; તેમ સમજુ માણસ પોતાને કોઇ પણ પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે તેમાં રહેલાં હાનિલાભનો પૂરો વિચાર કરીને વર્તે છે. તે ક્રોધને વશ થઇ એકદમ આંધળીઆં કરતો નથી.

**ક્રોધને રોકવાથી થતો લાભ.** જો ગમ ખાઇએ તો આપણી શાંતિ ચુંથાતી નથી, એ મોટો લાભ છે, અને તેટલામાટે શ્રીઈશ્વર, શાસ્ત્ર અને અનુભવી મહાપુરુષો પ્રતિકૂલ પ્રસંગમાં ગમ ખાવાનો બોધ કરે છે. આ વિષયને સ્પષ્ટ કરવા એક દૃષ્ટાંત કહેવાય છે. એક સંતપુરુષઉપર તેમની ભક્તિ અને શુભ રહેણીકરણીથી પ્રભુ પ્રસન્ન થયા હતા, ને પ્રસંગોપાત્ત તેઓ આકાશવાણીદ્વારા તેમની સાથે વાત કરતા હતા. તે સંત એક વાર જંગલમાં ચાલ્યા જતા હતા ત્યાં આકાશવાણી થઇ કે:–"હે સંત! આવતી કાલે સવારે તમે ઉત્તરદિશામાં ચાલજો, ને તે ભણી ચાલતાં તમને પ્રથમ જે મોટી વસ્તુ જણાય તેને તમે ગળી જજો; અને પછી આગળ ચાલતાં જે બીજી નવી વસ્તુ તમને જણાય તેને તમે દાટી દેજો." તે સંતપુરુષ તેના પ્રત્યુત્તરમાં બે હાથ જોડી

વિનયપૂર્વક બોલ્યાઃ—"હે પ્રભો! હું તે પ્રમાણે અવશ્ય કરીશ." બીજે દિવસે સવારે પ્રભુની આજ્ઞાપ્રમાણે તે ઉત્તરદિશામાં ચાલ્યા, તો તેમને સુરમાનો એક મોટો પહાડ જણાયો. તેને જોઇ તેમના મનમાં થયું કે અરે! મારાથી આને કેમ ગળી શકાશે? પણ તુરતજ તેમને વિચાર આવ્યો કે આવો વિચાર કરવામાં મેં ભૂલ કરી. હજુ મારા મનમાં પાપસંસ્કારો છે. જો મારા મનમાં પાપસંસ્કારો ન હોય તો પ્રભુની આજ્ઞામાં મને શંકા કેમ ઉપજે? જો મારાથી તે ગળી શકાય એમ ન હોય તો મને તે ગળવાનું પ્રભુ કહેજ કેમ? માટે મારે પ્રભુની આજ્ઞામાં વિશ્વાસ રાખવો જોઇએ, ને આ પહાડને ગળવા જવુંજ જોઇએ. તે આગળ ચાલવા મંડ્યા. જેમ જેમ તેઓ તે પહાડભણી જતા ગયા તેમ તેમ તે પહાડ નાનો થતો ગયો, ને તેઓ તેની સમીપમાં ગયા ત્યાં તો તે પહાડ એક સોપારીજેવડો થઇ ગયો. તે અંતે તેને હાથમાં લીધો, ને પ્રભુનું નામ લઇ મોઢામાં મૂક્યો તો તે મીઠો સાકરજેવો લાગ્યો, ને ઝટ તેને ગળી ગયા. તે ગળવાથી તેમને બહુ આનંદ થયો. "ધન્ય પ્રભો! ધન્ય દીનદયાલો! ધન્ય ભક્તવત્સલ! જય પ્રભો!" એવા શબ્દો તે ભાવાવેશમાં આવી જઇ બોલવા લાગ્યા. તેમનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો, ને પ્રભુનું ગુણગાન કરતા કરતા તેઓ આગળ ચાલવા લાગ્યા. ત્યાં થોડીજ વારમાં એક સોનાની મોટી સુંદર થાળી પોતાને ચાલવાના રેતાળ પ્રદેશમાં માલમ પડી. તે સંતપુરુષે પ્રભુની આજ્ઞાપ્રમાણે તે સોનાની થાળી રેતીમાં ડાટી દીધી, ને આગળ ચાલી પાછું વાળી જોયું તો પુનઃ તે જમીનપર દેખાઇ, એટલે પાછા વળી ત્યાં જઇ પુનઃ પણ તેને ડાટી દીધી. વળી આગળ ચાલતાં પુનઃ પાછું વાળી જોયું તો ત્રીજી વાર તે થાળી જમીનપર જોવામાં આવી, એટલે પાછા વળી ત્રીજી વાર પણ ઉંડો

ખાડો ખોદી તેને ડાટી દીધી. પછી તેમણે પોતે પોતાના અંતઃકરણમાં વિચાર્યું કે પ્રભુએ મને એક વાર થાળીને ડાટી દેવાનું કહ્યું હતું, પણ મેં તો ત્રણ વાર ડાટી, હવે મારે પાછું વાળીને જોવાની કાંઇ જરૂર નથી. પશ્ચાત્ તે શાંત થઇ ચાલવા લાગ્યા, પણ આ સુરમાનો પહાડ તે શી વસ્તુ હતી? ને આ સોનાની થાળી તે શી વસ્તુ હતી? અને આમ કરાવવામાં પ્રભુનો શો હેતુ હશે? એમ તેમના મનમાં થવા લાગ્યું. વિચાર કરતાં છતાં પણ તેમને તે વિષે કાંઇ ન સમજાયાથી તેમણે એક સ્થલે બેસીને તેને માટે પ્રભુની બહુ બહુ પ્રકારે દીનભાવે પ્રાર્થના કરી, એટલે પ્રભુએ આકાશવાણીદ્વારા તેમને કહ્યું કેઃ-" હે સાધો! એ સુરમાનો પહાડ ક્રોધ સમજવો. તે તમને આરંભમાં બહુ મોટો જણાયો, પણ તમે તેના ભણી ચાલવા માંડયું, ને જેમ જેમ તમે તેની નજીકમાં પહોંચતા ગયા તેમ તેમ તે નાનો ને નાનોજ થતો ગયો, ને અંતે તમે તેને અનાયાસે ગળી શકો તેટલો નાનો તે થઈ ગયો, તેમ ક્રોધનું સ્વરૂપ આરંભમાં બહુ મોટું જણાય છે, પણ મનુષ્ય ધૈર્ય રાખી જેમ જેમ તેના ભણી જાય છે-તેમાં રહેલા દોષોનો સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરે છે-તેમ તેમ તે ક્રોધ નાનો-નજીવા કારણથી ઉપજેલો-જણાય છે, અને આરંભમાં 'તેને આમ કરી નાંખું ને તેને તેમ કરી નાંખું' એમ જે તે મનુષ્યના મનમાં લાગતું હતું તેને બદલે હવે તેને માટે કંઇજ કરવાજેવું નથી એમ તેને લાગે છે. તે ક્રોધને ગળી જવાનું-કેવલ શાંત થઇ જવાનું-તેને ઇષ્ટ જણાય છે, માટે જો ક્રોધ ઉપજે તો એ પ્રમાણે વિચાર કરી ક્ષમાવડે તેનું શમન કરવું. ક્રોધને ગળી જવાનો-અપરાધીને ક્ષમા કરવાનો-આનંદ કંઇ ઓરજ છે. જે સુવર્ણની થાળી તમને દેખાઇ તે શુભકર્મવડે ઉત્પન્ન થતી મનુષ્યની કીર્તિ જાણવી. મુમુક્ષુએ કીર્તિની ઇચ્છા ત્યજીને, પોતે પોતાની કીર્તિને ઊલટી ઢાંકવી જોઇએ.

આત્મશ્લાધા તેણે કદીપણ નજ કરવી જોઇએ. જો મનુષ્ય કીર્તિની ઇચ્છા ત્યજે, ને સ્વકર્તવ્ય યથાયોગ્ય રીતે કરે, તો તેનો ઢાંકવાનો યત્ન છતાં પણ તેની કીર્તિ તે સુવર્ણની થાળીની પેઠે વારંવાર બહારજ આવ્યા કરે છે. વ્યવહારપરાયણ સામાન્ય મનુષ્યોને પોતાની કીર્તિની ઇચ્છા રહે એ સ્વાભાવિક છે. ભલે તેમ પણ હોય. મનુષ્ય તેથી કેટલાંક સારાં કામ કરી શકે છે, પણ તેણે જાતે તો પોતાની કીર્તિ કદી ગાવી નજ જોઇએ. પોતાનું સ્વધર્મપાલન તથા અન્ય સત્કર્મ તેણે સ્વમુખે પ્રકટ નજ કરવાં જોઇએ, કેમકે તેમ કરવાથી તો કીર્તિ વધવાને બદલે ઊલટી ઘટે છે, ને પુણ્યનો ક્ષય થાય છે તે તો જૂદું."

**આત્મશ્લાઘા નજ કરો.**

"આપ બડાઇ આપ મુખ, ગંડુ* હોય સો ગાય."

"બડા બડાઇ ના કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસેં ના કહે, લાખ હમારા મોલ."

સૂરજ સૌને પ્રકાશ આપે છે, પણ હું સર્વને પ્રકાશ આપું છું એમ મુખથી તે કદી કહે છે? તે વાત સૌ પ્રાણી પોતાથી સમજે છે. યયાતિરાજાએ દેવોની આગળ પોતાની કીર્તિ સ્વમુખે પ્રકટ કરી તો સ્વર્ગમાંથી તેનું પતન થયું, માટે આત્મશ્લાધા ભૂલથી પણ ન કરવી. આ વાત તો દૃષ્ટાંતના અંગમાં કહેવાઇ, પણ અત્યારે તો મુખ્યત્વે ક્રોધના સંબંધમાં કહેવાનું છે. જેમ અગ્નિમાં લાકડાં હોમ્યા કરીએ તો અગ્નિ વધે છે તેમ મનુષ્ય જો પરસ્પર કુવચન કહ્યા કરે, અથવા મારવા આદિની કુપ્રવૃત્તિ કરે તો બંનેનો ક્રોધ વૃદ્ધિ પામે છે, ને તેનું પરિણામ અનિષ્ટ આવે છે; માટે એમ ન કરતાં કોઇએ આપણા સંબંધમાં કાંઇ ભૂલ કરી તો આપણે તે વેલા શાંત રહેવું. સંસારમાં

* ગંડુ—ગાંડો.

**આગપાણી થયા વિના સુખપૂર્વક વ્યવહાર ચાલતો નથી.**

**ક્રોધના બે પ્રકાર, તેની દુષ્ટતા ને તેના શમનના ઉપાય.**

ક્રોધ બે પ્રકારનો છે. ૧ સ્વનિષ્ઠ પરવિષય, ને ૨ પરનિષ્ઠ સ્વવિષય. પોતામાં રહેલો ને બીજાને વિષય કરનારો ક્રોધ તે સ્વનિષ્ઠ પરવિષય, ને બીજામાં રહેલો ને પોતાને વિષય કરનારો ક્રોધ તે પરનિષ્ઠ સ્વવિષય. સંસારમાં કેટલીક પ્રવૃત્તિઓ એવી છે કે જો તે સફલ થાય તો સુખ આપે છે, ને જો તે અફલ થાય તો ક્લેશ આપે છે. વિદ્યા મેળવવાની ને આજીવિકામાટે કરવાના ધંધાની પ્રવૃત્તિઓ એ વર્ગમાં આવે છે. કેટલીક પ્રવૃત્તિઓ એવી છે કે તે જો અફલ થાય તો સુખ આપે છે, ને જો સફલ થાય તો ક્લેશ આપે છે, જેમકે ભૂલથી ઝેર ખવાઇ ગયું કે પીવાઇ ગયું હોય, ને જો તે અફલ થાય–ઊલટી થઇ તે નીકળી જાય–તો તે માણસને સુખ આપે છે, નહિ તો તે તેને ક્લેશ આપે છે, પણ આ ક્રોધ તો સફલ થયો છતો ને અફલ થયો છતો એમ બંને પ્રકારે ક્રોધ કરનારને ક્લેશ આપે છે. જો ક્રોધ સફલ થાય, અર્થાત્ ક્રોધને વશ થઇ જો અન્યને હાનિ કરવામાં આવે તો સામા ફક્ષ્કારત ફથી કોર્ટમાં ફરિયાદ થતાં બચાવમાટે વકીલ રાખતાં ખર્ચ કરવું પડે, ને ઘરમેળે સમાધાન થાય તોપણ તેનું મન મનાવતાં તેને દ્રવ્ય આપવું પડે, અને એવા કામથી યશનો ને ધર્મનો પણ નાશ થાય. એમ સફલ થયેલો ક્રોધ અપકાર કરે છે. જો તે અફલ થાય તો ક્રોધ કરનારને પોતાને મારાથી વેર ન લેવાયું એવા વિચારવડે તેના મનમાં દાહાદિ ઉપજાવી ક્લેશ આપે છે.

**જો બીજાં માણસો આપણો વાંક જોઇ આપણા પર ક્રોધ કરે તો આપણે માઠું ન લગાડતાં આપણે પોતે પણ આપણા વાંકઉપર ક્રોધ કરવો, ને તે વાંકને આગ્રહથી મન આદિકમાંથી**

દૂર કરશે. જો આપણો પ્રત્યક્ષ વાંક ન હોય, છતાં બીજાએ આપણા ઉપર ક્રોધ કર્યો હોય તો તે વેળા પણ આપણે ગતજન્મમાં પુરુષાર્થ કરીને મોક્ષ ન મેળવ્યો, ને જન્મ ઉપજાવી કષ્ટ આપનાર પાપ કર્મો બાકી રાખ્યાં તેમાં આપણોજ વાંક છે એમ વિચારવું, ને નિષ્ક્રોધપણું જે મોક્ષનું એક સાધન છે તેને રક્ષવું.

**મહાપુરુષોનું નિષ્ક્રોધપણું. તેમના હૃદયની પરમ ઉદારતા.** સાધુ પુરુષો તો અન્યભણીથી પોતાને કષ્ટ થાય ત્યારે યોગ્ય વિચારવડે પોતાના અંતઃકરણને લેશ પણ દુભાવા દેતા નથી. તેઓ સર્વદા પોતાની શાંતિ જાળવી રાખે છે. એક મહાપુરુષને તેમના ઓળખીતા કોઇએ કહ્યું કેઃ—"મહારાજ! ફલાણાં માણસો આપની બહુ નિંદા કરે છે." ત્યારે તેમણે તેને પ્રત્યુત્તરરૂપે જણાવ્યું કેઃ—

"आत्मानं यदि निन्दन्ति स्वात्मानं स्वयमेव हि।
शरीरं यदि निन्दन्ति सहायास्ते जना मम॥"

(જો કોઇ મારી નિંદા કરતા હોય તો મારા સ્વરૂપના બે ભાગ છે, એક આત્મા અને બીજું શરીર. જો તેઓ મારા આત્માની નિંદા કરતા હોય તો તેઓ પોતેજ પોતાના આત્માની નિંદા કરે છે, કેમકે મારો ને તેમનો આત્મા એકજ છે; અને જો તેઓ મારા સ્થૂલશરીરની નિંદા કરતા હોય તો તેઓ મારા સાહાય્યકો છે, કેમકે હું પણ આ મલમૂત્રાદિથી ભરેલા ને અનેક કષ્ટ અનુભવાવનાર સ્થૂલશરીરની નિંદા કરું છું. એમ બંને રીતે વિચારતાં મારે ક્લેશ પામવાનું લેશ પણ કારણ નથી.

વળી સત્પુરુષો પોતાની નિંદા કરનારના સંબંધમાં દયાભાવથી આવો વિચાર કરે છેઃ—

"सततसुलभदैन्ये निःसुखे जीवलोके,

यदि मम परिवादात् प्रीतिमाप्नोति कश्चित्।
परिवदतु यथेष्टं मत्समक्षं तिरो वा,
जगति हि बहुदुःखे दुर्लभः प्रीतियोगः॥ ”

(જેમાં દીનતા એટલે વિષયેચ્છાથી ઉપજતું અનેક પ્રકારનું કંગાલપણું નિરંતર સુલભ છે એવા આ વાસ્તવિક સુખરહિત મનુષ્યલોકમાં જો મારી નિંદાથી કોઇ પણ માણસ પ્રસન્નતાનો અનુભવ કરતું હોય તો તે માણસ મારી સમક્ષ અથવા મારી પાછળ પોતાની ઇચ્છાપ્રમાણે ભલે મારી નિંદા કરે, કેમકે આ દુઃખબહુલ જગત્માં પ્રસન્નતાનો યોગ-જોગવાઇ- દુર્લભ છે.)

પુનઃ સમતાને પ્રામેલા મહાપુરુષો પોતાના નિંદકોવિષે આવા ઉદ્ગાર પણ કાઢે છે:—

“ मन्निन्दया यदि जनः परितोषमेति,
नन्वप्रयत्नजनितोऽयमनुग्रहो मे।
श्रेयोऽर्थिनो हि पुरुषाः परतुष्टिहेतोर्,
दुःखार्जितान्यपि धनानि परित्यजन्ति ॥ ”

(મારી નિંદાથી જો કોઇ માણસ પરિતોષ (સંતોષ) પામતું હોય તો તે મારા પર મોટી કૃપા કરે છે એમ હું સમજું છું, ને તે પણ મારા કોઇ પણ જાતના પ્રયત્નવિના કરે છે એમ હું માનું છું; કારણકે પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરુષો બીજાને સંતોષ આપવાના હેતુથી દુઃખે કરીને મેળવેલા ધનનો પણ દાનાદિવડે ત્યાગ કરે છે. મારે તો આમાં અલ્પ પણ શ્રમ લેવો પડતો નથી, તેમ કોઇ જાતનો વ્યય કરવો પડતો નથી, એટલે મારી નિંદાથી ક્લેશ પામવાને બદલે હું હર્ષ પામું છું; કેમકે બીજા જીવો થોડી ક્ષણો પણ મારી નિંદા કરીને સુખાનુભવ કરે છે. )

**જો સામો ક્રોધ કરવામાં ન આવે તો અન્યનો ક્રોધ શમે.**

સ્ત્રીપુરુષનું ક્રોધયુક્ત સ્વભાવવાળું એક જોડું હતું. ધણી કજીઆળો ને બાઇ પણ કજીઆળી! કોઇ કોઇનું લગારે સાંખે નહિ. સ્ત્રી બાપને ઘેર મોઢે ચઢાવેલી હતી. બાપને ઘેર દીકરી કાંઇક છૂટ લે તો ચાલે, પણ સાસરામાં ગયા પછી તેમ નજ ચાલે. જો ત્યાં વિવેકથી ન વર્તે, ને ગમે તેમ વર્તે તો તેનો વક્કર નીકળી જાય. વ્યવહારમાં કહેવત છે કે "**આવતી વહુ ને ઊડતો બકાલી,**" અથવા "**આવતો હાકેમ ને ઊડતો બકાલી**" જેવી છાપ પાડે તેવી છાપ પડે. જો બકાલી સંધ્યાકાળે દુકાન બંધ કરતી વેલા શાક બગડી જવાની બીકે પોતાની પાસેનું શાક સોંઘું વેચી નાંખે તો પછી તેને જાણી ગયેલા લોકો નિત્ય તેજ વેલા સોંઘે ભાવે શાક લેવા આવે. એથી દિવસે પણ તેને ખપત ઓછી થઇ જાય, ને તેને લઇ નિત્ય સાંજે સોંઘે ભાવે શાક વેચવાનો વખત આવે; પણ જો દુકાન બંધ કરતી વેલા પણ દઢતા રાખી યોગ્ય ભાવજ લે તો તેને ખોટ ખાવાનો સમય ન આવે. તેજ પ્રમાણે હાકેમ ચાર્જ સંભાળતાંજ નિયમસર કામ કરવા માંડે, ને રુઆંબથી વર્તે તો તેની છાપ સારી પડવાથી તે રહે ત્યાંસુધી તાબાના નોકરો યોગ્યરીતે વર્તે, ને તેથી તે પોતાના કામમાં યશ મેળવે. સ્ત્રી પણ જો આણું વળીને આવતાંજ પોતાનું કામકાજ ધ્યાન રાખીને બરાબર કરે, પતિની તથા સાસુસસરાની આજ્ઞા પાળે, વાણી મીઠી રાખે, ને ઘરમાં સૌને પોતાના વર્તનથી સુખી કરવાનો પ્રયત્ન કરે, તો તેની ઘરમાં ને સગાંવહાલાંમાં રૂડી છાપ પડે, ને તેમ થતાં તેનું જીવન સુખમાં જાય. પોતાની પુત્રીને એવી રીતે વર્તવામાટે સીતાજીને તથા પાર્વતીજીને તેમની માતાએ સાસરે જઇ કેમ વર્તવું જોઇએ તે વિષે જેવી શીખામણો આપી હતી તેવી શીખામણો આપ-

નાર માતાઓ વર્તમાનસમયમાં ઘણી થોડી છે, ને તેને પરિણામે ઘણાના સંસાર બગડે છે. હાલ તો કેટલીક મૂર્ખ માતાઓ દીકરીને આવી વાત શીખવે છે કે તારી સાસુ જો તને આમ કહે તો તું આમ જવાબ દેજે, ને જો આમ કહે તો આમ જવાબ દેજે; મુંગી થઇને બેસીશ માં. જ્યાં આવું હોય ત્યાં શું સારું પરિણામ આવે? જેની વાત કહેવાય છે તે ઘર પણ આવા કારણને લઇને ક્લેશમય થઇ ગયું હતું. સ્ત્રીપુરુષ બે જણ મળે કે લડાઇ ચાલીજ છે! જ્યારે ધણી બહુ ખીજાય ત્યારે તે પોતાની સ્ત્રીને શિક્ષા પણ કરે. અંતે તે સ્ત્રી બહુ કંટાળી, ને તે શેરીમાં એક એંશી વર્ષનાં સમજુ ડોસી રહેતાં હતાં તેમની પાસે ગઇ, ને તેમને પગે લાગી કહેવા લાગી:—"સુંદરમા! હું બહુ દુઃખી છું. તમારો દીકરો મને બહુ દુઃખ દે છે. મને પૂરું ખાવા દેતા નથી, જોઇતાં લુગડાં લેતા નથી, જરા જરા વાતમાં વઢે છે, અને વારંવાર મને માર મારે છે. મા! મારાં હાડકાં હવે તો બહુ કળે છે. હું બહુ મુંઝાઇ ગઇ છું. અમારે એકે દિવસ કજીઆવિનાનો જતો નથી. મા! મારાં દુઃખ દૂર થાય એવો કાંઇક ઉપાય બતાવો." આમ કહેતાં કહેતાં તે રોઇ પડી. તે સાંભળી તે અનુભવી વૃદ્ધ ડોસીએ તેને કહ્યું:—"વહુદીકરા! રૂઓ માં. એનો ઉપાય તો સહેજ છે. પ્રભુની કૃપાથી જરૂર તમારું દુઃખ મટી જશે. કાલે સવારે નાહીધોઇ, માલા ફેરવીને તમારા પતિ ધંધાપર ગયા પછી એક બરાબર સાફ કરેલો સીસો લઇને મારી પાસે આવજો." પેલી સ્ત્રી બોલી:—"માજી! મારું દુઃખ મટાડો તો હું આપનો મોટો પાડ માનીશ. પ્રભુ આપનું કલ્યાણ કરશે." પછી બીજે દીવસે સવારમાં વહેલી ઊઠી, નાહીધોઇ, માલા ફેરવીને તેણે એક સીસો સાફ કર્યો, અને પોતાનો ધણી બહાર ગયા પછી તે સીસો લઇ સુંદરડોસીપાસે ગઇ. ડોસીમાએ પરમાત્માનું

સ્મરણ કરતાં કરતાં તે સીસો પુનઃ ધોઇ તેમાં ચોવડે ગળણે ગાળીને પાણી ભર્યું, ને તેમાં એક મીઠાની ગાંગડી નાંખી. પછી પેલી વઢકણી સ્ત્રીને કહ્યું કેઃ–"તમારે આજની પેઠે નિત્ય વહેલાં ઊઠી નાહીધોઇને માલા ફેરવવી, ને સાંજે પણ બને તો નાહીને, નહિ તો હાથપગ ધોઇને પણ પ્રભુના નામની માલા ફેરવવી, ઘરનું કામકાજ બરાબર કરવું, તમારો સ્વામી બહારથી આવે ત્યારે તમારે પ્રથમથી બધી તૈયારી બરાબર કરી રાખવી, ને જેમ બને તેમ તમારે તમારા સ્વામીના વાંકમાં ન આવવું. સાંજે જ્યારે તમારા ધણી ઘરમાં આવવાના હોય ત્યારે આ સીસામાંથી થોડું પાણી લઇ મોઢામાં રાખી ઓસરીના એક ભાગમાં બેસવું. જો તમારો ધણી ઘરમાં આવી તમારા ઉપર ખીજે તો તે વેલા તમારે કાંઇ ન બોલવું; જ્યાંસુધી તમારો સ્વામી શાંત થાય ત્યાંસુધી તમારા મુખમાંથી પાણીનો કોગળો બહાર કાઢવો નહિ. તે શાંત થાય ત્યારપછી તે બહાર કાઢવો, ને તમારા પતિને પગે લાગવું. તમારે માલા ફેરવવા શિવાયના બીજા સમયમાં પણ હરતાં ફરતાં પ્રભુનું નામ લીધે રાખવું. જ્યારે તમારો સ્વામી તમારા ઉપર ખીજે ત્યારે તમારે તમારા મોઢામાં આ પાણીનો કોગળો છાની રીતે ભરીને ખાસ સાવધાનતા રાખીને પ્રભુનું ધ્યાન કરવું. જો આમ વર્તશો તો આ સીસો પૂરો થશે તે પહેલાંજ તમારો સ્વામી શાંત થઇ જશે, ને તમારી સાથે પ્રીતિથી વર્તવા લાગશે. આથી તમે બંને સુખી થશો." તે સ્ત્રી બોલીઃ–"માજી! હું ઘરનું કામકાજ બરાબર કરું છું, પણ હવે વિશેષ કાળજી રાખીશ, ને આપના કહેવા પ્રમાણે બધું કરીશ." સુંદરડોસીએ તેને જે કહ્યું તે ઉપર એ બાઇને વિશ્વાસ બેઠો હતો. સાંજના છ વાગ્યા પછી તેનો સ્વામી બહારથી આવ્યો, ને તેના સ્વભાવપ્રમાણે તે સ્ત્રીનો કાંઇ કાંઇ વાંક બતાવી

તેને ખીજવા મંડ્યો. સ્ત્રી નિત્ય સામો ક્રોધ કરીને પ્રત્યુત્તર આપતી, પણ આજે ક્રોધ આવ્યા છતાં પણ મોઢામાં પાણીનો કોગળો ભરેલો હોવાથી તે કાંઇ પણ ન બોલી; તેને બોલવાનું ઘણું મન થાય, પણ મોઢામાં પાણી એટલે બોલાય શી રીતે? બનતે પ્રયત્ને તે પ્રભુનું ધ્યાન પણ કરતી હતી. પુરુષે ઉપરાઉપરિ તેને કઠોર વચન કહેવા માંડ્યાં, પણ તે સ્ત્રી કાંઇ ન બોલી. પછી તે થોડી વારમાં શાંત થઇ ગયો. ક્રોધની સામે ક્રોધ આવે ત્યારે તેને જોર મળે છે. લોકમાં પણ "ખેંચ પકડ, મેરેકું જોર આતા હૈ," એવી કહેવત પ્રસિદ્ધ છે. નિત્ય સ્ત્રી ખીજાઇને સામું બોલતી ત્યારે પુરુષનો ક્રોધ વધી પડતો, ને કજીઓ લાંબો ચાલતો, પણ આજે તો કજીઓ ટુંકામાં પતી ગયો. તે સ્ત્રીએ જાણ્યું કે ડોસીમાનો ઉપાય સાચો જણાય છે. તેની શ્રદ્ધા વૃદ્ધિ પામી. દિવસે કે રાત્રિએ જ્યારે તેનો ધણી તેના ઉપર ખીજવા મંડે ત્યારે પણ તેણે એ ઉપાય અજમાવ્યો, ને તેવડે તેના ધણીને તુરતજ શાંત થઇ જતો તેણે જોયો; એટલે તેને એ વાતની વધારે ખાત્રી થઇ. ચાર પાંચ દિવસસુધી તે સ્ત્રીએ એ પ્રમાણે કર્યું. આમ થવાથી તેના ધણીના મનમાં થયું કે આ તો હવે ડાહી થઇ જણાય છે. લાવ, એને માટે એક સારું છાયલ લઇ જાઉં. તે નવી બાનકનું એક છાયલ તેને માટે ઘેર લઇ ગયો, ને તેને કહ્યું કેઃ—"લે, તારે માટે હું આ છાયલ લાવ્યો છું." સ્ત્રી તે જોઇ રાજી થઇ, ને ડોસીમાનો ઉપાય તેને સફલ થયેલો જણાયો. માર મારવાનું તો કેવલ બંધ થઇ ગયું હતું. પુરુષનો પ્રેમ જણાતાં સ્ત્રી પણ મધુર વચનથી સામો પ્રેમ દર્શાવવા લાગી, ને તેની સેવા બહુ સંભાળથી કરવા લાગી. આમ થતાં પરસ્પર પ્રેમ વધવા લાગ્યો. ધણી પોતાના સ્વભાવને વશ થઇ વખતે ખીજાય તો સ્ત્રી ડોસીમાનો કહેલો ઉપાય કરતી, એટલે થોડી વારમાં

તે શાંત થઇ જતો. દશ બાર દિવસ એમ ચાલ્યું, ત્યારે તેના સ્વામીના મનમાં ચોક્કસ થયું કે આ તો બહુ સારી થઇ ગઇ. આવી ભલી સ્ત્રીને ખીજવું એ ઠીક નથી. એમ થતાં તે પોતાના સ્વભાવને વશ વર્તાવવા લાગ્યો, ને પરિણામે ઘરમાં કુસંપ, કલહ ને દુઃખને સ્થલે સંપ, શાંતિ ને આનંદ વર્તવા લાગ્યાં. સ્ત્રીને માટે તેણે તેની ઇચ્છા જાણી, શક્તિપ્રમાણે બીજાં જરૂરનાં સારાં કપડાં લીધાં, ને એકાદ દાગીનો પણ કરાવ્યો. પંદરેક દિવસમાં સીસો ખાલી થતાં તે બાઇ સુંદરડોસીપાસે ગઇ, ને તેમને પગે લાગી બોલી કેઃ—" માજી! તમે અમારૂં દુઃખ ટાળ્યું છે. હવે હું બહુ સુખી છું. તમારા દીકરાનો સ્વભાવ ટાઢો પડી ગયો છે, ને તે મારા પર હેત રાખવા લાગ્યા છે. માજી! પ્રભુ તમારૂં સારૂં કરશે. હવે કૃપા કરીને બીજો સીસો તમે ભરી આપો." ડોસી બોલ્યાંઃ—" વહુબેટા! સીસાના પાણીમાં કાંઇ ખાસ કરામત નહોતી. સાચી વાત તો આ છેઃ—તમે શ્રદ્ધા રાખીને પ્રભુનું સ્મરણ કરો છો, ને મોઢામાં પાણી રાખો છો, એટલે તમારાથી તમારા સ્વામીસામું બોલી શકાતું નથી, તેથીજ તે શાંત થયા છે. હવે તમેજ તમારી મેળે સીસામાં પાણી ભરી રાખો, ને પ્રસંગ પડે ત્યારે તેમાંથી મોઢામાં કોગળો ભરતાં જજો. પછી જ્યારે તમને શાંત રહેવાની બરાબર ટેવ પડે ત્યારે તમારે તમારા મોઢામાં પાણી રાખવાની જરૂર નથી. તમે શાંત રહેશો તો તમારા સ્વામી શાંત થયા છે, તે વિશેષ શાંત થશે, ને તમે બંને વધારે ને વધારે સુખી થશો. દીકરી! ડાહી સ્ત્રીનો ધર્મ છે કે પોતાના સ્વામીને કયારે પણ પજવવા નહિ, પણ જાતે કષ્ટ વેઠીને પણ તેમની બરાબર સેવા કરવી, ને તેમને જેમ સુખ થાય તેમ વર્તવું. જે ઘરમાં આવી ડાહી સ્ત્રી હોય છે, તે ઘરમાં સ્વર્ગના જેવું સુખ થાય છે." પછી તે સ્ત્રી સુંદરડોસીને વારંવાર ખોળો પાથરી પગે

લાગી, ને તેમની શીખામણપ્રમાણે વર્તવાનું જણાવી પોતાને ઘેર ગઇ. પરિણામે તે સ્ત્રીપુરુષ આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યાં.

આ દૃષ્ટાંતમાં કહ્યા પ્રમાણે તાબેદારની ભૂલને લઇ ઉપરિ તેના પર ખીજે ત્યારે તાબેદારે ખમી ખાવું જોઇએ, ને પુત્રની ભૂલને લઇને તેના પિતા તેના પર ખીજે ત્યારે પુત્રે પોતાના પિતાના સામો ક્રોધ ન કરતાં સહનશીલતા રાખવી જોઇએ, અને તે બંનેએ પોતાની ભૂલો સુધારવી જોઇએ. આમ જો સાથે વસનારાં અથવા એકબીજાના સંબંધમાં આવનારાં માણસોમાંથી પ્રસંગોપાત્ત એક ક્રોધ કરે તે વેલા જો બીજું શાંતિ પકડે તો ક્રોધ કરનાર વેલાસર શાંત થઇ જાય એટલુંજ નહિ, પણ તે શરમાઇને વખતો વખત ક્રોધ કરવાનો પોતાનો કુસ્વભાવ છોડવા પ્રયત્ન કરે, ને એમ થવાથી વણ-જોતી ઘણી પીડાઓ મટી જાય.

**સહનશીલતા ને દયાવડે ક્રોધને જિતાય.** વિશ્વમાં બધાં માણસોની પ્રકૃતિ (સ્વભાવ) મળતી આવતી નથી. મનુષ્યોની પ્રકૃતિ જૂદી જૂદી, તેમના વિચાર જૂદા જૂદા, ને તેથી તેમની પ્રવૃત્તિ પણ જૂદી જૂદી જોવામાં આવે છે. મનુષ્ય જો પોતાની પ્રકૃતિને વા પોતાના વિચારને મળતુંજ બધાની પાસેથી ઇચ્છે તો તેને ચોવીશે કલાક ક્રોધ કરવો પડે; માટે જો જગતમાં સ્વાભાવિકરીતે સંસ્કારાનુસાર બધું ભિન્ન ભિન્ન જણાય છે તો મનુષ્યે પોતાના સ્વભાવ, વિચાર ને પ્રવૃત્તિથી પોતાના પ્રસંગમાં આવતા અન્ય મનુષ્યના સ્વભાવ, વિચાર ને પ્રવૃત્તિ ભિન્ન જોવામાં આવે તો તેને સહન કરતાં શીખવું જોઇએ. મનુષ્યની ભિન્ન ભિન્ન આકૃતિમાં ને તેમના ભિન્ન ભિન્ન પોશાક આદિમાં માણસ જેમ મોટું મન રાખે છે,—બધાનાં તે

એકજ પ્રકારનાં હોવાં જોઇએ એમ કોઇ ડાહ્યો માણસ ઇચ્છતો નથી, તેમ આ વિષયમાં પણ માણસે મોટું મન રાખતાં શીખવું જોઇએ. આ ત્રિગુણાત્મક સંસારમાં બધાં માણસો આપણા વિચારને મળતાં થઇ શકતાં નથી, વા આપણા જેવાં થઇ શકતાં નથી. તમારા તાબાના નોકરો કે તમારા પ્રસંગમાં આવતાં માણસો જો વારેવારે ભૂલ કરે, ને તેઓ પોતાની મેળે સમજીને ન સુધરે, તો તેમને તમે સુખેથી યોગ્ય શબ્દોમાં શીખામણરૂપે કહો,–શાંતિથી–તમારા અંતઃકરણને તપાવ્યા વિના–મધ્યસ્થભાવે સમજાવીને–કહો. વાસ્તવિકરીતે જોઇએ તો જે રીતે વર્તવું જોઇએ તે રીતે નહિ વર્તનારાં ને પોતાના સ્વભાવને વશ વર્તી અસાવધાનતાવડે વારંવાર ભૂલો કરનારાં માણસો દયાપાત્ર છે. એવાં માણસો વ્યવહાર કે પરમાર્થ એકેમાં આગળ વધી શકતાં નથી, એજ એને મોટી શિક્ષા છે. વળી માણસ પોતાના હૃદયમાં જેવા સંસ્કાર હોય તેવું વાણીદ્વારા બહાર કાઢે, ને આચરે. તે નવું ક્યાંથી લાવે ? માટે જ્યારે કોઇ મનુષ્ય તમારા વિચારથી જૂદો વિચાર દર્શાવે ત્યારે તમારે શાંત રહેવું જોઇએ. કોઇ મનુષ્ય જો તમારા માટે અયોગ્ય વિચાર અન્યની આગળ જણાવે, કે તમારા પ્રતિ અયોગ્ય વર્તન કરે તોપણ તમે શાંત રહેતાં શીખો, કેમકે અક્લ કાંઈ ઉછીતી, માગી કે વેચાતી મળતી નથી. સમજુ મનુષ્યનો ધર્મ છે કે જેમ બને તેમ તેણે બીજાના અપરાધની ક્ષમા આપવી, અને સહનશીલ તથા દયાળુ રહેવું.

**મહાક્ષમાવાન્ બ્રહ્માનંદસ્વામી.** સામાન્ય મનુષ્યો જ્યારે સહેજ સહેજ વાતમાં તપી જાય છે ત્યારે જેમણે બ્રહ્મરૂપ વસ્તુના વિચારવડે ક્રોધનો જય કર્યો હોય છે તેવા સાધુ પુરુષો બહુ

ક્લેશજનક પ્રસંગમાં પણ પૂર્ણ શાંત રહી શકે છે. તેના સંબંધી એક દૃષ્ટાંત કહેવાય છે. બ્રહ્માનંદનામના એક પરમહંસ હતા. તે બહુ ક્ષમાવાળા હતા તેથી ઘણા લોકોએ તેમને ક્ષમાસાગર એવું ઉપનામ આપ્યું હતું. ખરેખર તે ક્ષમાસાગર હતા. તેઓ એક વાર એક બંદરથી વહાણમાં બેસીને અન્ય બંદરે જતા હતા. તે વહાણમાં તે પરમહંસની પાસે એક દુષ્ટ માણસ બેઠો હતો. તે જેને તેને નકામી હરકત કર્યા કરતો હતો. વહાણ ઉપડ્યા પછી કેટલીક વારે તે બ્રહ્માનંદજીની પાસે આવીને બેઠો, ને તેમને ધીરે ધીરે ધક્કા મારવા લાગ્યો. સ્વામીજી તો સાંતજ રહ્યા, એટલે થોડી વાર પછી તે સ્વામીજીને ચોંટીઆ ભરવા મંડ્યો, તોપણ સ્વામીજી તો કાંઇ બોલ્યા નહિ; એટલે તે સ્વામીજીને વધારે ને વધારે સતાવવા લાગ્યો. સ્વામીજીએ આગલે દિવસે ક્ષૌર કરાવેલું હતું, ને તેમનું મસ્તક ખુલ્લું હતું, તેમાં તે માણસ ટકોરા મારવા મંડ્યો. આટલું થતાં છતાં પણ સ્વામીજી તો કાંઇ પણ બોલતા નહોતા. તેઓ તો આ શરીરનું આ પણ એક મંદ પ્રારબ્ધ છે તે ભોગવી છૂટવું એમ ગણી શાંતિથી તે દુઃખ સહન કરતા હતા. સ્વામીજી કાંઇ ન બોલ્યા ત્યારે પેલા દુષ્ટ માણસે પોતાની દુષ્ટ પ્રવૃત્તિ વિશેષ આગળ ચલાવી. તે પોતાની પાસેની છરી કાઢી તેવડે સ્વામીજીના શરીરપર નાના નાના છેદ કરવા લાગ્યો, છતાં પણ સ્વામીજી તો પરમશાંતજ રહ્યા; પણ પરમકૃપાલુ પ્રભુથી આ સહન ન થયું. તુરતજ આકાશવાણી થઇ કે:-" બ્રહ્માનંદસ્વામીત્રિનાં આ બધું વહાણ સમુદ્રમાં ડુબી જાઓ." તે સાંભળી સ્વામી ઊભા થઇ એકદમ બોલી ઊઠ્યાઃ-" કૃપાસાગર પ્રભો! ક્ષમા!! ક્ષમા!!! હું શું એવો પાપી કે હું આ વહાણમાં બેઠો તેથી આ આખું વહાણ નાશ પામે?" તત્કાલ બીજી આકાશવાણી થઇ:-" સ્વામીજીને સતાવનાર દુષ્ટ માણસ ઊડીને

સાગરમાં પડો.” આ સાંભળતાં સ્વામી આર્તસ્વરે તુરત બે હાથ જોડી બોલ્યાઃ–“દીનદયાળ! ક્ષમા કરો, ક્ષમા કરો. હું શું એટલો બધો અધમ છું કે મારી પાસે બેસનાર મનુષ્યનું આ પ્રમાણે મૃત્યુ થાય?” પ્રભુએ આકાશવાણીદ્વારા પુનઃ તે સ્વામિપ્રતિ કહ્યુંઃ–“ત્યારે તમારી શી ઇચ્છા છે?” સ્વામીજીએ કહ્યુંઃ–“કૃપાર્ણવ પ્રભો! આ મનુષ્યના જે દુષ્ટ સ્વભાવથી આપ કોપાભાસયુક્ત થયા છો તે દુષ્ટ સ્વભાવ તેના હૃદયમાંથી નીકળી આ સાગરમાં પડે એવી કૃપા આપશ્રી કરો.” પ્રભુએ કહ્યુંઃ–“તેમ થાઓ.” પ્રભુની આજ્ઞાથી તે પાપી માણસનો દુષ્ટ સ્વભાવ તેના અંતઃકરણમાંથી નીકળી ગયો અને તેમ થતાં તે સુવિચારવાળો થયો; ને સ્વામીજીને વારંવાર પગે લાગી પશ્ચાત્તાપપૂર્વક પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યો. વહાણપરનાં સૌ માણસો સ્વામીનાં પવિત્ર ચરણારવિંદમાં ઢળી પડ્યાં ને તેમની શુશ્રૂષા કરવા લાગ્યાં. ક્ષમાનું ફલ શાંતિ છે, ને તે આવા પુરુષો મેળવી શકે છે. આવા પુરુષો વિશ્વવંદ્ય થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

**સદાગ્રહવાળા પ્રયત્નથી ક્રોધનો જય થાય.** કોઇ કહે કે બ્રહ્માનંદસ્વામીના જેવા શાંત કેમ થવાય? એ તો ન બને, તો કહેવાનું કે જો મનુષ્ય સાચા મનથી પ્રયત્ન કરે તો કાળા માથાનો માનવી શું ન કરી શકે? આ વિશ્વમાં પ્રયત્ન કરનારની પાસે અશક્ય એવું કાંઇ નથી. “**कार्यं साधयामि किंवा देहं पातयामि**”–કાં તો શુભ પ્રયત્ન કરીને હું મારો ધારેલો અર્થ સિદ્ધ કરું છું, વા તે અર્થ સાધવાના શુભ પ્રયત્નમાં ભલે મારો દેહ પડી જાય–એવો દૃઢ નિશ્ચય કરીને સતત ઉત્સાહવડે જે મનુષ્ય પ્રયત્નશીલ રહે છે તે મનુષ્ય

પ્રભુકૃપાથી પોતાના કાર્યની સિદ્ધિને અવશ્ય પામે છે. કાર્ય બહુ મોટું હોય તો કર્તા આ જન્મે નહિ તો અન્ય જન્મે પણ તે કાર્યસિદ્ધિને પામે. " માણસ કોઇની પછવાડે ન થજો. " મતલબ કે જેને મારે આ કાર્ય અવશ્ય કરવું છે એવો દૃઢ નિશ્ચય હોય છે, ને જે તદનુકૂલ પ્રયત્નશીલ રહે છે તે પોતાનું ધાર્યું અવશ્ય મેળવે છે. આ વિશ્વમાં ઉપમન્યુ, ભગીરથ ને વિશ્વામિત્ર આદિ ઘણા પ્રયત્નશીલ પુરુષો થઈ ગયા છે. સોક્રેટિસે પણ પ્રયત્નથીજ પોતાના ક્રોધી સ્વભાવનો ત્યાગ કર્યો હતો. સોક્રેટિસ ગ્રીસ અથવા જેને અગાઉ યુનાનદેશ કહેતા ત્યાંના સમર્થ વિદ્વાન્ ને તત્ત્વચિંતક હતા. એમના સમયમાં ગ્રીસમાં એથેન્સ વગેરે શહેરોમાં ન્યાયની ને તત્ત્વની ચર્ચા બહુ ચાલતી. એ સોક્રેટિસના શિષ્ય પ્લેટો અથવા જેને કેટલાક લોકો અફલાતુન કહે છે એ પણ તત્ત્વચિંતક ને વિદ્વાન્ હતા. સોક્રેટિસના સંબંધમાં કહેવાય છે કે એ પ્રથમ બહુ ક્રોધી હતા. એક વાર પ્રસંગ આવતાં કોઇ પ્રતિષ્ઠિત વિદ્વાને તેમને કહ્યું કેઃ—" આપના જેવા વિદ્વાન્ પુરુષમાં ક્રોધ ન ઘટે. " આથી તુરત તેમને ચટકી લાગી, ને પ્રયત્ન કરીને શાંત–નિષ્ક્રોધ–થવાનો તેમણે નિશ્ચય કર્યો. પછી પોતાના મિત્રોને તેમણે જણાવ્યું કેઃ- " મારે હવે ક્રોધનો જય કરવામાટે અભ્યાસ કરવો છે. મને લાગે છે કે જો હું છ એક માસસુધી સંભાળથી પ્રયત્ન કરીને શાંત રહેવાની ટેવ પાડીશ તો હું અવશ્ય શાંત થઇ શકીશ, માટે ત્યાંસુધી મારી પાસે વારાફરતી તમારામાંનો એકેક મિત્ર હાજર રહો તો સારું. જ્યારે હું મારો શાંત રહેવાનો નિશ્ચય ભૂલી જાઉં, ને ક્રોધ કરવા માંડું ત્યારે તમે મને તમારી તર્જની આંગળી ઉંચી કરીને ચેતાવજો, એટલે હું ચેતી જઇશ, ને શાંત પડી જઈશ. " તેમના મિત્રોએ તે વાત સ્વીકારી, ને સોક્રેટિસે પોતાનો પ્રયત્ન શરૂ કર્યો. લાંબા સમયના સ્વભાવને વશ થઇ સોક્રેટિસ ભૂલથી જ્યારે

ક્રોધમાં આવી જતા ત્યારે હાજર રહેનાર મિત્ર તેમની સૂચનાપ્રમાણે તેમને જાગ્રત્ કરતા, ને તે તુરત પોતાના ક્રોધને દબાવતા. આવા સૈદ્દઢ પ્રયત્નને પરિણામે છ એક માસ થયા ત્યાં તો તે બદલાઇ ગયા-બહુ શાંત થઇ ગયા, અને બધા મિત્રોને એથી ઘણું આશ્ચર્ય લાગ્યું. તે પછી કેટલેક સમયે એક નવા મિત્રની સાથે સોક્રેટિસ ફરવા ગયા હતા, ત્યાં તેમને મનુષ્યના શરીરના અવયવો જોઇને તે મનુષ્યનાં લક્ષણ તથા તેના ભૂતભવિષ્યને કહેનારો, જેને આપણે સામુદ્રિકશાસ્ત્ર જાણનારો કહીએ છીએ તેવો એક મનુષ્ય મળ્યો. તેને સોક્રેટિસની સાથેના નવા મિત્રે પૂછ્યું કેઃ-" આ પુરુષનો સ્વભાવ કેવો છે તે કહો." આ સ્થલે કહેવું જોઇએ કે સોક્રેટિસ ગુણોમાં શ્રેષ્ઠ હતા, પણ શરીરે કુરૂપ હતા. તેમના સામું જોઇને પેલા માણસે કહ્યું કેઃ- "આ પુરુષ ઘણા ક્રોધી હોવા જોઇએ." આ સાંભળી સોક્રેટિસનો તે નવો મિત્ર હસી પડ્યો, ને તે સામુદ્રિકવિદ્યા જાણનારને કહેવા લાગ્યો કેઃ-"તમારી વાત તદ્દન ખોટી છે. આ પુરુષ તો ઘણા શાંત છે" સોક્રેટિસે તેને બોલતા અટકાવી કહ્યું કેઃ-"નહિ, તેમનું કહેવું સાચું છે. એ તો મારા ચ્હેરાઉપરથી કહે છે. હું પૂર્વે ઘણો ક્રોધી હતો એ તમે જાણતા નથી. હું મારો સ્વભાવ બદલાવી શકું, પણ મારો ચ્હેરો ન બદલાવી શકું." પૂર્વના મહાક્રોધી સોક્રેટિસ હવે કેટલા બધા શાંત થયા હતા તે કહેવાય છે. તેમણે બહુ પ્રયત્ને મેળવેલા શાંતસ્વભાવની વખતો વખત કસોટી કરે એવી કર્કશા સ્ત્રી તેમને તેમના મંદભાગ્યે મળી હતી. એનું નામ ઝેન્ટીપી હતું. તે જરા જરામાં ચીડાઈ જતી, ને સામું બોલી સોક્રેટિસનું અપમાન કરતી; છતાં સોક્રેટિસ એ બધું શાંતિથી સહન કરતા હતા. એક વાર સોક્રેટિસ પોતાના ઓરડામાં બેઠા હતા, તેવામાં ત્યાં ઝેન્ટીપી

આવી, ને ઘરની નકામી વાતો કાઢી સોક્રેટિસને સતાવવા લાગી. સોક્રેટિસ કાંઇ બોલ્યા નહિ, તોપણ તે વધારે ને વધારે બડબડવા લાગી, ને કઠોર વચનો કહેવા લાગી. પોતાની વાતનો કાંઇ પણ પ્રત્યુત્તર ન મળવાથી ઝેન્ટીપીનો ક્રોધ વધી પડ્યો, ને ક્રોધમાં ને ક્રોધમાં એઠા પાણીનું કુંડું લઇ આવી સોક્રેટિસપર તેણે ઢોળ્યું. આથી સોક્રેટિસનાં કપડાં ખરાબ થયાં, તોપણ તે કેવલ શાંતજ રહ્યા; ને બોલ્યા કેઃ–"ભારે ગડગડાટની પાછળ થોડો વરસાદ પણ થવો જોઇએ!" એક વેલા તે પોતાના મિત્રોની સાથે ચાલ્યા જતા હતા ત્યારે તેમની સ્ત્રીએ તેમના ડગલાની ચાળ પકડી તેમને ખેંચવા માંડ્યા ત્યારે તેમના મિત્રોએ તેમને કહ્યું કેઃ–"આવી કુભારજાને તો સોટીથી ફટકાવી કાઢવી જોઇએ." સોક્રેટિસે મંદ મંદ હસતાં હસતાં તેમને કહ્યુંઃ–"અમે બે લડીએ ને તમે એ વગર પૈસાનું નાટક જુઓ એવું મારે નથી કરવું!" સ્ત્રી કે જેણે પતિસાથે વિનયથી વર્તવું જોઇએ, ને આજ્ઞા ઊઠાવવી જોઇએ, તે ઊઠીને કઠોર વચન કહે, ને અપમાન કરે, એ વેલા શાંત રહેવું કેટલું કઠણ છે તે વિચારી જુઓ. એક બહુ ક્રોધી માણસ આટલો બધો શાંત થઇ જાય એ આશ્ચર્ય ઉપજાવે તેવું છે, તથાપિ પ્રયત્ન શું નથી કરી શકતો? સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થઇ શકે છેઃ–

"निर्बंधाज्जलधिं तरन्ति मनुजा बध्नन्ति वन्यं गजम्,
विद्यानामुपयान्ति पारमुपरि भ्राम्यन्ति रज्जोरपि।
योगाभ्यासरता जितेंद्रियगणा जित्वा समीरं शनैर्,
दुर्लक्ष्यं परमं पदं सुमनसः पश्यन्ति निर्बन्धिनः॥"

( આગ્રહપૂર્વક પ્રયત્ન કરવાથી મનુષ્યો સાગરને તરી જાય છે, વનના હાથીઓને બાંધીને વશ કરે છે, વિદ્યાના પારને પામે છે, અને દોરડાની ઉપર ચાલી શકે છે. ઇંદ્રિયોના સમૂહને જેમણે જિત્યો છે એવા, યોગાભ્યાસમાં પ્રીતિવાળા ને પવિત્ર અંતઃકરણવાળા આગ્રહ-યુક્ત પુરુષો પોતાના પ્રાણવાયુનો ધીમે ધીમે જય કરીને દુર્લક્ષ્ય એવા પરમ પદને જુએ છે—પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. )

સદાગ્રહવાળો મનુષ્ય સઘળું કરી શકે છે. ટીટોડાજેવા નાના પ્રાણીએ પણ જો પ્રાણાન્તનિશ્ચયવાળો પ્રયત્ન કર્યો તો તેણે સમુદ્રજેવા મહાનની પાસેથી પણ પોતાનાં ઇંડાં પાછાં મેળવ્યાં હતાં, તો મનુષ્ય જો સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરે તો તે શું ન કરી શકે ? એ ટીટોડાનું ઉદાહરણ આ પ્રમાણે છેઃ—એક ટીટોડો ને એક ટીટોડી સમુદ્રકિનારે રહેતાં હતાં. ટીટોડી ગર્ભવતી થઇ હતી. એ પક્ષી માળો બાંધતાં નથી. તે પોતાનાં ઇંડાં રેતીમાં મૂકે છે. ટીટોડીએ ટીટોડાને કહ્યું કેઃ—"હવે મારે પ્રસવકાલ નજીક આવ્યો છે, તો ઇંડાં મૂકવામાટે આપણે કોઇ સારું સ્થાન શોધીએ, કેમકે જો હું અહીં ઇંડાં મૂકીશ તો વખતે સમુદ્ર છોળો નાંખી મારાં ઇંડાંને તાણી જશે." આ સાંભળી ટીટોડો બોલ્યોઃ—"તારે શી ચિંતા છે ? તું અહીંજ ઇંડાં મૂક. બીજું સ્થાન શોધવાની કશી જરૂર નથી. તારાં ઇંડાં જો સમુદ્ર તાણી જશે તો હું તેની પાસેથી તારાં ઇંડાં પાછાં લેવા સમર્થ છું." ટીટોડી બોલીઃ—"હે સ્વામી ! એ કામ કરવાજેવું નથી. સમુદ્ર ક્યાં ? ને આપણે ક્યાં ? જો તે આપણાં ઇંડાં લઇ જાય તો આપણે તેને શું કરી શકીએ ?" ટીટોડો આવેશ-માં આવી બોલ્યોઃ—"તું તારે હું કહું છું તેમ કરને. જો તારાં ઇંડાં સમુદ્ર તાણી જશે તો પછી એ છે ને હું છું." ટીટોડી વિનયથી બોલીઃ—"આપ આવો આગ્રહ કરોમાં. આપણી ને તેની શક્તિમાં

વિચાર કરો. એ કેટલો મોટા શરીરવાળો છે? ને આપણે કેવાં નાના શરીરવાળાં છીએ? વળી એના સાહાય્યકો જબરા છે. એમાંથી નીકળેલાં રત્નો ભિન્ન ભિન્ન દેવતાઓને મળેલાં છે, તેથી દેવતાઓ એના આભારમાં હોઇ તેના પક્ષમાં છે, સાક્ષાત્ લક્ષ્મીજી એનાં પુત્રી છે, ને શ્રીવિષ્ણુભગવાન્ એના જમાઇ છે. આવા મોટાની સાથે વૈર બાંધીને આપણે શો લાભ કાઢવાનાં હતાં? વૈર, મૈત્રી ને વિવાહ સમાનમાં યોગ્ય ગણાય, વિષમમાં યોગ્ય નજ ગણાય. સમુદ્રમાં ને આપણામાં તો આકાશપાતાળજેટલું અંતર છે. આપણે તેની પાસે કઇ વિસાતમાં છીએ? મને તો લાગે છે કે જો હું અહીં ઈંડાં મૂકીશ તો જરૂર તે મારાં ઈંડાં તાણી જશે, ને હું બચ્ચાંવિનાની થઇશ." ટીટોડો ક્રોધ કરીને બોલ્યોઃ-" ઝાઝો બડબડાટ ન કર, હું કહું છું તેમ કર. તારો ધર્મ શો છે તે વિચાર. જો સમુદ્ર તારાં ઈંડાં લઇ જશે તો હું તેને જોઇ લઇશ." આ પ્રમાણે ટીટોડે ટીટોડીનું કહ્યું નજ માન્યું, ને આખર ટીટોડીને ટીટોડાની ઇચ્છાને વશ થવું પડ્યું. તેણે સમય આવે સમુદ્રકિનારે પોતાનાં ઈંડાં મૂક્યાં. સમુદ્રના અભિમાની દેવ આ પક્ષીના જોડાની વાત સાંભળતા હતા. તેમણે પોતાના મનમાં વિચાર્યું કે આ મૂઠીજેટલા ટીટોડાનો ગર્વ કેટલો બધો છે? જોઇએ તો ખરા, તે શું કરી શકે છે? થોડી વાર પછી બંને પક્ષી ચરવા ગયાં, ત્યારે સમુદ્રે પોતાના તરંગો વધાર્યા, ને તેમાં ટીટોડીએ મૂકેલાં ઈંડાં તાણી લઇ એક નિર્જન બેટમાં સંભાળીને રાખ્યાં. ઇંડાંનો તેમણે નાશ ન કર્યો. મોટા પુરુષો વગરવિચારે અઘટિત કામ કરતા નથી. થોડી વાર પછી ટીટોડી ને ટીટોડો આવીને જે સ્થલે ઈંડાં મૂક્યાં હતાં તે સ્થલ જુએ છે તો ત્યાં ઈંડાં ન મળે. ટીટોડી રડતી રડતી ટીટોડાને કહેવા લાગીઃ-" હું નહોતી કહેતી

કે ઉન્મત્ત સમુદ્ર જરૂર આપણાં ઇંડાં તાણી જશે, ને તમે મને બચ્ચાંવિનાની કરશો. હવે આપણે શું કરશું ?" તે સાંભળી ટીટોડો બોલ્યોઃ–"તું ધીરજ રાખ, આપણાં ઇંડાં સમુદ્રથી રાખી શકાશે નહિ. હું તેને ઉલેચી નાંખીને તેની પાસેથી જરૂર આપણાં ઇંડાં પાછાં લઇશ." એમ કહી ટીટોડાએ દર્ભની એક નાની સળી પોતાની ચાંચમાં લીધી, ને તે સમુદ્રમાં બોળીબોળીને તેમાં આવતું અલ્પ જલ તે સમુદ્રથી બહાર નાંખવા લાગ્યો. એમાં તે કેટલુંક જલ આવે ? ને શું બહાર નાંખે ? પૂરું એક ટીપું જલ પણ એમાં આવતું નહોતું. ટીટોડી આ જોઇ ટીટોડાને કહેવા લાગીઃ–"આપ આ શું કરો છો ? આમાં તમારું કાંઇ વળવાનું નથી. આવી ખાલી મહેનત આપ ન કરો. દર્ભની આ નાની સળીવડે સમુદ્રનું જલ બહાર કાઢવાથી શું આ મહાન્ સમુદ્રને તમે ઉલેચી શકશો ? કદાચ કરોડો વર્ષપર્યંત તમે આવી રીતે સમુદ્રને ઉલેચવાનું કામ કરો તોપણ આ કામ થઇ શકે એવું નથી. આપ આ વાત છોડી દ્યો. હું બચ્ચાંવિનાની થઇ એટલુંજ બસ છે. આપ જો આવી મહેનત કર્યા કરશો તો મને આપના શરીરને માટે ભય લાગે છે. સમજુનો ધર્મ છે કે પરિણામ વિચારીને કામ કરવું. જો વગરવિચારે કામ થાય, તો ફલ કાંઇ નહિ, ને મહેનત માથે પડે, માટે કૃપા કરીને આપ આ પ્રવૃત્તિથી શાંત થાઓ." ટીટોડો બોલ્યોઃ–"તું સ્ત્રીજાતિ છે. તારું હૃદય નબળું છે, અને તારી દૃષ્ટિ ટુંકી છે, એટલે આ પ્રવૃત્તિ દેખીતી રીતે તને અવળી લાગે એ સ્વાભાવિક છે; પણ હું મારા દૃઢ નિશ્ચયને ને તેના ઇચ્છિત પરિણામને જોઇ શકું છું, માટેજ આ પ્રવૃત્તિ કરું છું. જો તારી ઇચ્છા હોય તો તું મારી પેઠે પ્રયત્ન કરવા લાગ, ને જો તેમ ન કર તો તું શાંત રહે" ટીટોડી બોલીઃ–"પ્રાણનાથ ! આપ

કહો છો તે ઠીક છે. જીવે દઢ નિશ્ચયવાળા રહેવું જોઇએ એ વાત સાચી, પણ એ નિશ્ચય પણ કાર્યની યોગ્યતાનો, પોતાના ને પ્રતિપક્ષીના બલાબલનો, ને તેના પરિણામનો વિચાર કરીને કરવો જોઇએ. મારી અલ્પ બુદ્ધિ તો મને કહે છે કે આપનો આ હઠ ને આ પ્રવૃત્તિ કોઇ રીતે યોગ્ય નથી. આનું પરિણામ આપણી હાંસી, નિરાશા ને કષ્ટવિના હું બીજું જોઇ શકતી નથી. મને ક્ષમા કરજો, પણ આ પ્રવૃત્તિ તો એક જાતની ગાંડપજેવી મને જણાય છે." આ સાંભળી ટીટોડો આવેશમાં આવી બોલ્યોઃ–" મૂર્ખી ! વધારે બોલ નહિ, તારું ડહાપણ ડોળ માં, મનસ્વી પુરુષના હૃદયને સમજી શકવાનું તારામાં બલ નથી. અગ્નિ ઉષ્ણને બદલે શીતલ થાય, સૂર્ય પૂર્વને બદલે પશ્ચિમમાં ઊગે, ને મેરુ ચલાયમાન થાય, પણ હું મારા નિશ્ચયમાંથી ચલાયમાન થઉં તેમ નથી. મારાં ઇંડાં સમુદ્ર રાખી શકેજ નહિ. આ જન્મે હું કદાચ તેને નહિ સૂકવી શકું, તો આવતા જન્મમાં અગસ્ત્ય થઇને તેને પી જઇશ, ને ઇંડાં લીધે તેનો છૂટકો કરીશ." ટીટોડી ભય પામી, છતાં જો મારો સ્વામી આ પ્રવૃત્તિ નહિ છોડે તો નિશ્ચય તેમનું શરીર આ મોટા ને સતત પરિશ્રમથી પડી જશે એવા વિચારવડે તેનું અંતઃકરણ ઘેરાઇ જવાથી તે નમીને બહુ વિનયભાવથી બોલીઃ–" પ્રભો ! હું અબલા આપને વિશેષ શું કહું ? આપને બહુ પરિશ્રમ પડે છે તે મારાથી જોવાતો નથી. આપ મારા સૌભાગ્યનું રક્ષણ ઇચ્છો, ને આ ભયંકર પ્રવૃત્તિથી શાંત થાઓ." ટીટોડો ભારે આવેશમાં આવી ટીટોડીપ્રત્યે બોલ્યોઃ– " આમાં તું શું સમજે ? સમુદ્રે મારા પ્રતિ આતતાયીનું કામ કર્યું છે. વ્યાવહારિકશાસ્ત્રપ્રમાણે આતતાયીને હણવોજ જોઇએ, ને તું પણ

મને મેં આરંભેલા કામથી નિવૃત્ત થવાનું કહી આતતાયીના પક્ષમાં બોલે છે માટે મારે તને પણ હણવી જોઇએ; પણ તું સ્ત્રી છે માટે વધને યોગ્ય નથી. વળી 'सतां सप्तपदी मैत्री' (સત્પુરુષોની સાથે સાત ડગલાં ચાલવાથી અથવા સાત શબ્દો બોલવાથી તેની સાથે મૈત્રી થાય છે.) એમ લોકમાં કહેવાય છે. તું મારી સાથે સાતથી ઘણાં વધારે ડગલાં ચાલી છે, ને સાતથી ઘણા વધારે શબ્દો બોલી છે, માટે તું મારી સાથે મિત્રતાને પામેલી હોવાથી તું હણવાયોગ્ય નથી. તું અહીંથી ચાલી જા. તારા પતિતરફનો જાકારો એજ તારું મૃત્યુ સમજ. હવે તું મને મોઢું ન બતાવ. મારા કામમાં વિઘ્ન ન કર. અહીંથી ચાલી જા."

ટીટોડી આ વચનો સાંભળી બહુ ગભરાઇ ગઇ, ને કાંઇ ન બોલી. જેમ પ્રભુની ઇચ્છા હશે તેમ થશે. મારે મારા સ્વામીની ઇચ્છાને અનુસરવું એ મારો ધર્મ છે એમ વિચારી પોતે પણ દર્ભનું એક તરણું ચાંચમાં લઇ ટીટોડાની પેઠે સમુદ્રનું જલ ઉલેચવાની પ્રવૃત્તિ કરવા લાગી. કેટલીક વારે તેમની જાતનાં બીજાં ટીટોડાં ત્યાં આવી ચઢ્યાં, ને તેમને આવી પ્રવૃત્તિ કરતાં જોઇ તેનું કારણ પૂછવા લાગ્યાં. ટીટોડો કાંઇ બોલ્યો નહિ. તે તો પોતાના કાર્યમાંજ પ્રવૃત્ત રહ્યો. ટીટોડીએ તે ટીટોડાંઓને પ્રત્યુત્તરમાં બનેલી વાત સંક્ષેપમાં કહી બતાવી, ને કહ્યું કે:–"મેં મારા સ્વામીને આ કામથી ઉપરામ થવા બહુ વિનવ્યા તોપણ તે પોતાની લીધી વાત મૂકતા નથી, તેથી હું પણ મારા ધર્મપ્રમાણે તેમને અનુસરું છું. આપ સૌ તેમને સમજાવો તો ઘણું સારું." આવેલાં ટીટોડાંએ તે ટીટોડાને પોતાને અફલ જણાતી તેની પ્રવૃત્તિથી નિવૃત્ત થવા બહુ બહુ પ્રકારે સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ, એટલે આસપાસનાં સઘળાં ટીટોડાંએ એવો વિચાર કર્યો કે સમુદ્રે આના ઉપર અન્યાય કર્યો છે. આ

આપણો જ્ઞાતિબંધુ છે, ને તેનાં ઇંડાં જવાથી તેનું મન બહુ ક્લેશ પામ્યું છે, માટે આપણે તેના કાર્યમાં સાહાય્ય કરવું એ આપણો ધર્મ છે. આ પ્રમાણે સઘળાં ટીટોડાં એકમત થઇ સમુદ્રકિનારે તે ટીટોડાને સાહાય્ય કરવા આવ્યાં, ને તેઓ પણ દર્ભનાં તરણાંવડે સમુદ્રમાંથી જલ લઇ બહાર નાંખવા મંડયાં. પછી બીજાં પક્ષીઓના જોવામાં આ પ્રકાર આવતાં તેમણે પેલા ટીટોડાને ઘણું ઘણું સમજાવ્યો, પણ તે એકનો બે ન થયો; એટલે ટીટોડાને પોતાની પક્ષિજાતનો જાણી આસપાસનાં સઘળાં પક્ષીઓ એકઠાં મળી તેને મદદ આપવા આવ્યાં, ને જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ દૂર દૂરથી પક્ષીઓનાં બીજાં ટોળાં પણ આવવા લાગ્યાં, ને સૌએ મળી ટીટોડાને બહુ બહુ સમજાવ્યો. ટીટોડાએ સૌને વિનયભાવે કહ્યું કેઃ—" ગમે તેમ થાય તોપણ હું મારો નિશ્ચય ફેરવી શકું તેમ નથી. મારે સમુદ્રને ઉલેચવોજ છે, ને સમુદ્રપાસેથી મારે મારાં ઇંડાં લેવાં છે. ટીટોડાનો અચલ નિશ્ચય જાણી, સૌ પક્ષીઓ શાંત થયાં, ને પોતાનો ધર્મ જાણી તેના કામમાં સાહાય્ય કરવા પ્રવૃત્ત થયાં. આવી રીતે સમુદ્રકિનારે પક્ષીઓનો મોટો મેળો ભરાયો હતો, અને તે સઘળાં પક્ષીઓ દૃઢ નિશ્ચયવાળા ટીટોડાને અનુસરી દર્ભનાં તરણાંવડે સમુદ્રને ઉલેચી સૂકવી નાંખવાની પ્રવૃત્તિ કરી રહ્યાં હતાં. એવામાં શ્રીનારદજી ફરતા ફરતા આકાશમાર્ગે ચાલ્યા જતા હતા તે પક્ષીઓના આ મોટા સમૂહને જોઇ આકાશમાંથી નીચે ઊતરી તેમના ભણી આવ્યા, ને તેમને પૂછ્યું કેઃ—"તમે આટલાં બધાં પક્ષીઓ અહીં કેમ ભેળાં થયાં છો ? ને આ શું કરો છો? " મુખ્ય મુખ્ય પક્ષીઓએ વિનયપૂર્વક શ્રીનારદજીને સર્વ વાત વિદિત કરતાં કહ્યું કેઃ—" જોકે અમે સમજીએ છીએ કે આ અમારી પ્રવૃત્તિ વ્યર્થ છે તોપણ આ ટીટોડો, કે

જે અમારો જાતિબન્ધુ છે તેને સાહાય્યતા આપવી એ અમારો ધર્મ છે એમ જાણીને અમે તેના સંતોષની ખાતર આ પ્રવૃત્તિ કરીએ છીએ. આપ જો એને સમજાવો તો આ બહુ શ્રમ આપનારી અને પરિણામે નિષ્ફલ દેખાતી પ્રવૃત્તિથી અમે સઘળાં પક્ષીઓ મુક્ત થઇએ." આ વાત સાંભળી **શ્રીનારદજીએ** પેલા ટીટોડાને પોતાની પાસે બોલાવતાં તે આવ્યો, અને તેણે **શ્રીનારદજીને** નમન કર્યું. **નારદજીએ** તેને કહ્યું કેઃ–" તું આ શું લઇ બેઠો છે? તું પોતે દુઃખી થાય છે, અને આટલાં બધાં પક્ષીઓને વ્યર્થ દુઃખી કરે છે. આમ તે ક્યાંઇ સમુદ્રને સૂકાવી શકાતો હશે? તમારાં તરણાંમાં પૂરું એકેક ટીપાજેટલું જલ પણ આવતું નથી, તો આટલાં તો ઠીક, પણ પૃથ્વીપરનાં સઘળાં પક્ષીઓ મળીને આ કાર્ય કરવા માંડો તોપણ અબ્જાવધિ વર્ષોએ પણ આ કાર્ય થઇ શકે એવું નથી; માટે તું શાંત થા, અને આ બધાં પક્ષીઓને દુઃખી ન કર તો સારું." ટીટોડાએ પ્રત્યુત્તરમાં દીનભાવે કહ્યું:–" પ્રભો! આપની આજ્ઞાને શિરસાવંદ્ય ગણી મારે તેને ઊઠાવવી જોઇએ, પણ આ કાર્યમાટે મેં મારા મનથી દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે જ્યાંસુધી મારાં ઇંડાં સમુદ્ર પાછાં ન આપે ત્યાંસુધી મારે આ કાર્યથી નિવૃત્ત ન થવું, એટલે કૃપા કરીને મારી પ્રતિજ્ઞાનો ભંગ કરવાનું આપ મને ન કહો. મારો નિશ્ચય છે કે હું પ્રભુની કૃપાથી મારા કાર્યમાં વિજય મેળવીશ, કેમકે સમુદ્રે મારા ઉપર અન્યાય કર્યો છે, ને મારી પ્રવૃત્તિ ન્યાયવાળી છે. પ્રભુ સત્યના બેલી છે. તે કોઇ રીતે પણ મારું કષ્ટ અવશ્ય મટાડશે એવો મને દૃઢ વિશ્વાસ છે." નારદજી આ સાંભળી કાંઇ વિશેષ ન બોલતાં ત્યાંથી પરભાર્યા વિષ્ણુલોકમાં ગરુડજીપાસે ગયા, ને તેમને પોતે જોયેલા બનાવની વાત કહેતાં કહ્યું કેઃ–" એક ટીટોડા-

નાં ઇંડાં સમુદ્રે લઇ લેવાથી તમારી પક્ષિજાતનો બહુ મોટો સમૂહ સમુદ્રકિનારે બહુ દુઃખી થાય છે. તમે પક્ષીઓના રાજા હોવાથી એ પક્ષિસમૂહને તમારે સાહાય્ય કરવું જોઇએ. ગરુડજી તે સાંભળી ઊઠયા, ને ભગવાનની આજ્ઞા મેળવી પવનવેગે નારદજીએ કહેલે સ્થાને સમુદ્રકિનારે આવી પહોંચ્યા, ને પોતાની બહુ વિશાલ ને બલવાળી પાંખોવડે સમુદ્રનું જલ સૂકવવા માંડયું. સમુદ્રે જાણ્યું કે બહુ થઇ. હવે જો હું આ ટીટોડાનાં ઇંડાં પાછાં નહિ આપું તો મોટો ઉત્પાત થશે. મારી અંદર રહેલાં જલચર પ્રાણીઓ બીચારાં વિનાઅપરાધે નાશ પામશે, ને બીજા અનેક અનર્થ આમાંથી થશે. મારે ભગવાનના વાહનરૂપ ગરુડજીનું માન પણ રાખવું જોઇએ. આમ વિચારી સમુદ્રે નિર્જન બેટમાં સંભાળી રાખેલાં ટીટોડાનાં ઇંડાં તુરત લઇ આવી ટીટોડાને આપી દીધાં. સઘળાં પક્ષીઓ હર્ષ પામ્યાં. ટીટોડાએ તથા અન્ય સઘળાં પક્ષીઓએ ગરુડજીનો બહુ બહુ આભાર માન્યો. સર્વેએ ટીટોડાની મેરુના જેવી અચલ દૃઢતાની બહુ સ્તુતિ કરી. " મનુષ્યયત્ન, ઈશ્વર કૃપા " એ વાકય સત્ય છે. આ પ્રમાણે જો નરકના સીધા માર્ગરૂપ ક્રોધનો જય કરવા મનુષ્ય પોતાના અંતઃકરણના સાચા આગ્રહથી પ્રયત્ન કરે તો તે અવશ્ય ક્રોધનો જય કરી શકે. જો મનુષ્યનો સન્નિશ્ચય હોય તો તેને પણ ટીટોડાની પેઠે સદ્ગુરુરૂપ નારદજી, ને ઈશ્વરકૃપારૂપ ગરુડજી અવશ્ય મળી આવે, ને તેનું કાર્ય સિદ્ધ થાય. યોગ્ય પ્રયત્નવિના પ્રભુ કૃપા ન કરે.

" સાહેબકે દરબારમેં, કમી કછુકી નાંહી;
બંદા મોજ ન પાવહીં, ચૂક ચાકરીમાંહી."

( પ્રભુના દરબારમાં કોઇ વાતની ન્યૂનતા નથી. ભકત પ્રભુની

કૃપારૂપ પારિતોષિક (ઇનામ) નથી મેળવતો તેમાં તેની ભક્તિમાં કાંઇ દોષ છે એમ જાણવું.)

શ્રીગૌડપાદમુનિ પણ મનનો નિગ્રહ કરવાના સંબંધમાં ઉપરનું દૃષ્ટાંત આપી કહે છે કેઃ—

"उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिंदुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥"

(કુશના (દર્ભના) અગ્રભાગવડે એકેક બિંદુ જલ લઇ સમુદ્રનું બધું જલ બહાર કાઢી નાંખવાના ટીટોડાના પ્રયત્નની પેઠે જો ધીમે ધીમે ખેદ પામ્યા વગર મનનો નિગ્રહ કરવામાં આવે તો તે થાય.)

**ક્રોધથી થતી વિશેષ હાનિઓ.** ક્રોધ અલ્પ સમયમાં મિત્રોની અને સગાંવહાલાંની સાથે વિરોધ કરાવે છે. તે પોતાના શરીર અને મન બંનેને બાળે છે. ક્રોધ આવે ત્યારે શરીર તપી ઊઠે છે, લોહીનો વેગ વધવાથી હૃદયના ધબકારા વધે છે, માથે લોહી ચડવા માંડે છે, એટલે માથું દુઃખવા આવે છે, ને વખતે મગજપર લોહી ચઢી જવાથી અથવા હૃદયને અતિશય ધક્કો લાગવાથી હૃદય બંધ પડી જવાથી મનુષ્ય મૃત્યુ પામે છે. ક્રોધ આવે ત્યારે મનુષ્યના શરીરમાં એક જાતનું વિષ ઉત્પન્ન થાય છે. એ વિષની તેના લોહીપર પણ ખરાબ અસર થાય છે. એક સ્ત્રીએ ક્રોધાવેશવેળા પોતાના બાલકને ધવરાવ્યું, તેને પરિણામે દૂધમાં ઉપજેલા વિષથી તે બાલક મરણ પામ્યાનું સાંભળવામાં આવ્યું છે. હમેશાં કદાચ એવું ન થાય, પણ મા બાલકને ક્રોધમાં ધવરાવે તો બાલકની પ્રકૃતિને ઓછીવધતી હાનિ તો અવશ્ય થાયજ. જ્યારે આમ છે ત્યારે પોતાને અને પરને હાનિ કરનારો ક્રોધ સ્ત્રીપુરુષોએ શામાટે સેવવો જોઇએ ?

**ક્રોધરૂપ દુષ્ટ ભંગીથી દૂર રહો.** દ્વિજને શ્વપચ–ચંડાલ–ભંગીનો સ્પર્શ કરવાની ધર્મશાસ્ત્ર ના પાડે છે. શાસ્ત્રને કે વિદ્વાનોને ભંગીની સાથે કોઇ પ્રકારનું વૈર નથી. શાસ્ત્રો અને મહાપુરુષો તો પોતાના ઉપદેશવડે સર્વનું કલ્યાણ ઇચ્છે છે. શાસ્ત્રે ધૂલિકા–ધૂળેટી–ને દિવસે ભંગીને અડવાની છૂટ આપી છે, કેમકે તે દિવસે ધૂળેટીના ઉત્સવમાં ( વસંતોત્સવમાં ) ભાગ લેનારને છેવટ સચૈલ ( પહેરેલાં વસ્ત્રસહિત ) સ્નાન કરવાનું હોય છે. દ્વિજને નિત્ય ચંડાલનો સ્પર્શ કરવાની ધર્મશાસ્ત્ર ના પાડે છે તેનું કારણ એ છે કે બ્રાહ્મણાદિ ઉચ્ચવર્ણના લોકો તેમને અડે તેથી તે ચંડાલ દ્વિજ–બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય–થઇ જવાના નથી, પણ ઊલટા દ્વિજો તેમને અડકવાથી પોતાના આચારવિચારમાં ઊતરી જશે, ને પરિણામે તેથી સૌને હાનિજ થશે. ધર્મશાસ્ત્ર અંત્યજસ્પર્શની ના પાડે છે તેનો હેતુ ન્યાયબુદ્ધિથી વિચારવો જોઇએ. જે ક્રિયાથી મનુષ્યના આચાર વિચાર બગડે, ને પરિણામે તેનાં શરીરમન બગડે તે ક્રિયા પાપ છે. અંત્યજસ્પર્શ એટલામાટે પાપરૂપ છે. પાપનું ફલ દુઃખ છે. જો પાપનું ફલ સુખ થતું હોય તો પછી પુણ્યનું ફલ શું થાય ? અંત્યજનો બંને પ્રકારનો ઉદ્ધાર કરવાની ધર્મશાસ્ત્ર ના પાડતું નથી, પણ આપત્કાલવિના અંત્યજનો સ્પર્શ કરવાની તે ના પાડે છે. અંત્યજનો સ્પર્શ કરવાથીજ તેનો ઉદ્ધાર થઇ શકે, ને અન્યથા તે ન થઇ શકે એમ માનવું ભ્રમરૂપ છે. જેમના આનુવંશિક–વંશપરંપરાના–સંસ્કાર તથા પૂર્વજન્મના સંસ્કાર મલિન છે તેઓ માત્ર સ્નાન કરે તેથી શુદ્ધ થઇ જતા નથી, ને દ્વિજો તેમના સ્પર્શાદિવડે તેમના સંગમાં આવે તો તેમનાં મન બગડે, માટે ધર્મશાસ્ત્ર તેમને તેમનો સ્પર્શ કરવાની ના પાડે છે. ધર્મશાસ્ત્રને કોઇના પર લેશ પણ દ્વેષ નથી. અંત્યજોની સાથે પણ યોગ્ય સમભાવથી વર્તવાનાં

ધર્મશાસ્ત્રાદિમાં વચનો જોવામાં આવે છે. શાસ્ત્રમર્યાદાનુસાર સ્વધર્મપાલન કરવું, ને સૌનું ભલું ઇચ્છવું, તથા બની શકે તેટલું સૌનું ભલું કરવું એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે.

**પાપ બહુ ભુંડું છે. તેનાથી ભય પામો, ને દૂર રહો.** પાપનું પ્રત્યક્ષ ફલ, પાપકર્મ કરનારના મનનું બળવું છે. ચિત્રગુપ્તનો ચોપડો ભૂલવાળો નથી. કોઇ પણ વિચાર કે કોઇ પણ ક્રિયા તેમના ચોપડામાં લખાયા વિના રહી શકતી નથી. શરીર, ઇંદ્રિયો કે અંતઃકરણથી જે શુભાશુભ કર્મ થાય તે બધું તેમાં નોંધાય છે, ને તેનો બદલો તે કર્મનો પરિપાક થયે કર્તાને મળ્યા વગર રહેતો નથી. નઝીર કહે છે કેઃ—

" કલજુગ નહિ કરજુગ હૈ યે, ઇહાં દિનકું દે ઓર રાત લે;
ઇહાં ખુબ સોદા નગદ હૈ, ઇસ હાથ કર ઉસ હાથ લે. "

(આ કલજુગ ( કલિયુગ ) નથી, પણ કરયુગ ( હાથવડે કરવાનો ને તેનું ફલ પામવાનો યુગ–સમય) છે. અહીં તો દિવસે દ્યો ને રાતે લ્યો એવું છે. અહીં બરાબર રોકડો સોદો છે. આ હાથે કરો, ને બીજે હાથે તેનું ફલ લ્યો. )

આમ છે માટે બની શકે એટલું પુણ્ય કરો, ને બહુ જાગૃતિ રાખીને પાપથી બચો; કેમકે પાપનો માર બહુ આકરો છે. તે ભોગવતાં મનુષ્યને બહુ કડવો અનુભવ થાય છે. **શ્રીપીપા** ભક્ત એટલામાટેજ કહે છે કે પુણ્ય થાય તો યથાશક્તિ કરો, પણ પાપ તો નજ કરો.

" પીપા પાપ ન કીજીએ, [તો] પુણ્ય કીયો સો વાર;
જો કીસીકા ના લીયો, [તો] દીયો લાખ હજાર. "

( હે પીપા! જો પાપ ન કરાય તો સો વાર પુણ્ય કર્યું એમ જાણ. જો કોઇનું કાંઇ અયોગ્ય રીતે ન લીધું તો જાણે હજારો ને લાખો રૂપીઆનું દાન કર્યું એમ સમજ. )

નાની નાની વાતમાં પણ જાગૃતિ રાખો, અને ક્રોધાદિ વિકારોવડે તમે તમારા મનને કલુષિત ન થવા દ્યો. અલ્પ દોષનું પરિણામ મોટો દોષ ઉત્પન્ન કરવામાં આવે છે તે સ્મરણમાં રાખો. લાકડાં વેચનારી અભણ બાઇ પણ પોતાના લાકડાંના ભારાના જે ત્રણ વા ચાર આના ઠર્યા હોય તેમાં એક પાઇ પણ ખોટી આવી જાય તો જોઇને કાઢી નાંખે છે, તથા અલ્પ જ્ઞાનવાળો પરચુરણીઓ વેપારી પણ પૈસો, આની કે બે આની ખોટી આપો તો તે વગરજોયે એમને એમ પોતાના હડફામાં મૂકી દેતો નથી. પણ તે તુરત તમને પાછી આપી દે છે. જેને કાંઇક પણ સમજ છે તે પ્રત્યેક માણસ વ્યવહારની પ્રત્યેક સ્થૂલ વાતમાં એવી સાવધાનતા રાખે છે, તો પછી મનુષ્ય પોતાના હૃદયરૂપી હડફામાં ખોટા વિચારોરૂપી, ને ખોટા વિચારવડે ઉપજેલી ખોટી ક્રિયાઓના સંસ્કારોરૂપી પૈસા વગરજોયે ભરી દે એ કેટલું ખોટું કહેવાય? આ કથન સાંભળી કોઇ પૂછે કે પ્રત્યેક સમયે કેમ વર્તવું તેનો નિશ્ચય કરવો ઘણી વાર કઠણ થઇ પડે છે માટે કયો માર્ગ સાચો? ને કયે માર્ગે ચાલવાથી ઇચ્છિત સુખને પ્રાપ્ત કરી શકાય? તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કેઃ—**कः पन्थाः**—માર્ગ કયો? એવો પ્રશ્ન જિજ્ઞાસુને ઉપજે એ સ્વાભાવિક છે. શાસ્ત્ર તેનો નીચે પ્રમાણે નિર્ણય આપે છેઃ—

**“ श्रुतयो विभिन्नाः स्मृतयोऽपि भिन्ना,**
**नैको ऋषिर्यस्य मतं प्रमाणम् ।**

**ज्ञानस्य तत्त्वं निहितं गुहायां,**
**महाजनो येन गतः स पन्थाः ॥"**

( વેદવચનો પ્રસંગોપાત્ત ભિન્ન ભિન્ન વિચાર દર્શાવનારાં છે, સ્મૃતિઓ પણ કોઇ વાર જૂદું જૂદું કહે છે, એવા એકે ઋષિ નથી થયા કે જેનો મત સર્વેને પ્રમાણરૂપ (માન્ય) હોય, અને જ્ઞાનનું તત્ત્વ હૃદયરૂપી બહુ ઊંડી ગુફામાં રહેલું છે; ત્યારે શું કરવું?–તે આત્મતત્ત્વને પામવાને કયે માર્ગે ચાલવું? તો કહે છે કે મોટા પુરુષો ( શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષો ) જે માર્ગે ચાલ્યા તે માર્ગને પોતાને માટે ચાલવાયોગ્ય માર્ગ જાણવો. )

મહાપુરુષને માર્ગે ચાલવું એ વાત સાચી, પણ **મહાપુરુષ અથવા મોટા પુરુષ કોને ગણવા? એ પણ એક પ્રશ્ન છે.** કોઇ કઠિન પ્રશ્નનો નિર્ણય પોતાથી કે લાગતાવળગતા મનુષ્યોથી ન થઇ શકે ત્યારે પરિષદ્ મેળવીને તેનો નિર્ણય કરવો એવી પ્રાચીન શાસ્ત્રની પદ્ધતિ છે. તે પરિષદ્ અથવા સભામાં ભલે એક હજાર મનુષ્યો ભેળા થાય, પણ તે વેદાદિ શાસ્ત્ર જાણનાર ન હોય–મૂર્ખ હોય–તો તે પરિષદ્ ન ગણાય, પણ ચાર વેદને જાણનારને અભાવે પોતપોતાના એકેક વેદને વા તે વેદની પોતપોતાની શાખાને અર્થતાત્પર્યસહિત જાણનાર સદાચારી ચાર વિદ્વાન્ મળે તોપણ તે પરિષદ્ ગણાય. પોતપોતાના એકેક વેદને વા પોતપોતાના વેદની પોતપોતાની શાખાને જાણનાર એવા ચાર પુરુષને અભાવે માત્ર શ્રોત્રિય એટલે વેદાદિ સત્શાસ્ત્રોને સારી રીતે જાણનારા ને બ્રહ્મનિષ્ઠ એટલે બ્રહ્મના સાક્ષાત્કારપૂર્વક તેમાં પોતાના અંતઃકરણની સ્થિતિવાળા પુરુષ કોઇ સંદિગ્ધ (શંકાવાળા) પ્રશ્નનો શાસ્ત્રપ્રમાણ તથા યુક્તિથી, અને શાસ્ત્રપ્રમાણ

ન મળી શકે તો શિષ્ટાચાર ને યુક્તિથી જે નિર્ણય આપે તે આસ્તિકોને માન્ય ગણાય છે. આવા શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ પુરુષ તે ખરેખરા મહાપુરુષ છે, અને તેમણે કરેલો જે નિર્ણય તે સર્વોત્તમ નિર્ણય ગણાય છે. સ્વાધિકારપ્રમાણે એમને ચાલેલે માર્ગે કે એમણે ઉપદેશેલે માર્ગે ચાલવાથી શ્રદ્ધાલુ જીવોનું કલ્યાણ થાય છે. એવા મહાપુરુષોને અલૌકિક મહાપુરુષો કહેવા જોઇએ. તેઓ શાસ્ત્રરહસ્ય જાણવામાં પરમનિપુણ ને પરમન્યાયી હોય છે, એટલે તેમનો નિર્ણય સર્વદા અબાધિત હોય છે. જેમનાં હૃદય ધર્મપરાયણ હોય તેવા જ્ઞાતા પુરુષો પરમન્યાયી હોય એ સ્વાભાવિક છે. મહારાજા યુધિષ્ઠિરનું એના સંબંધી એક ઉદાહરણ અપાય છે.

**મહારાજા યુધિષ્ઠિરનો ધર્માનુસાર ન્યાય**—પાંડવો જે વેલા વનવાસમાં હતા તે વેલા એક સમયે એક ઋષિનું યજ્ઞમાં ઉપયોગી એવું, બે અરણીકાષ્ઠસહિત અગ્નિ ઉત્પન્ન કરવાનું યંત્ર એક હરણના શીંગડામાં ભરાઇ ગયું. તે લઇને તે હરણ દોડયો જતાં તે ઋષિની માગણીથી તેની શોધ કરવામાટે મહારાજા યુધિષ્ઠિર ભીમાદિ ચાર ભાઇઓસહિત અરણ્યમાં ફરતા હતા. ત્યાં તેમને તૃષા લાગવાથી પ્રથમ નકુલ, પછી સહદેવ, પછી અર્જુન ને પછી ભીમ એ ભાઇઓ ક્રમે કરીને એક તળાવપર જલ પીવા તથા જલ લેવા જતાં કોઇ યક્ષના પૂછેલા પ્રશ્નોનાં ઉત્તરો આપ્યા વિના બહુ તરષ લાગવાથી તે તળાવના જલનું પાન કરવાથી તે યક્ષના કહેવા પ્રમાણે મૃત્યુવશ થયા હતા. યોગ્ય સમયસુધી તેમની રાહ જોયા છતાં તેઓ ન આવવાથી મહારાજા યુધિષ્ઠિર તેમને શોધવામાટે નીકળ્યા, ને તેઓ પણ તે તળાવપર જઇ ચઢયા, અને તેમાંથી જલપાન કરવા તૈયાર થયા, એટલામાં પેલા યક્ષે તેમને જલપાન કરતાં અટકાવી

કહ્યું કે:–"જો તમે મારા પ્રશ્નોનાં ઉત્તરો આપ્યા વિના જલપાન કરશો તો તમારા આ ચાર ભાઇઓની પેઠે તમારું પણ મૃત્યુ થશે." એટલે મહારાજા યુધિષ્ઠિરે યક્ષના પ્રશ્નોનાં ઉત્તરો આપ્યાં. યક્ષ એથી પ્રસન્ન થયો, અને તેમને કહ્યું કે:–"હવે તમે સુખેથી જલપાન કરો, ને તમારા ચાર મૃતબન્ધુઓમાંથી ગમે તે એકને સજીવન કરવાનું માગો, એટલે તે તમારો એક બંધુ સજીવન થશે." યુધિષ્ઠિરની કસોટીનો આ પ્રસંગ હતો. તુરતજ તેમણે વિચાર્યું, ને બોલ્યા કે:–" મારી માતા કુંતીના ત્રણ પુત્રોમાંથી હું એક જીવતો છું, એટલે મારાથી ભીમ કે અર્જુનને સજીવન કરવાનું ન માગી શકાય; કેમકે મારી અપરમાતા માદ્રીનો એક પુત્ર પણ જીવતો રહેવો જોઇએ; માટે ધર્મ અને ન્યાયની ખતર નકુલ જે નાનો છે તે ઊઠે." યક્ષના રૂપમાં આવેલા ધર્મરાજા યુધિષ્ઠિરની આવા કઠિન પ્રસંગમાં ધર્મબુદ્ધિ, ન્યાયબુદ્ધિ, સ્વાર્થરહિતતા અને સમભાવ જોઇ ઘણા પ્રસન્ન થયા, ને નકુલઉપરાંત ભીમ, અર્જુન તથા સહદેવને પણ તેમણે સજીવન કર્યા. ધર્મ, ન્યાય, સમભાવ ને નિ:સ્વાર્થપણાનો આવી રીતે સર્વદા જય થાય છે.

**કોનો અભિપ્રાય માન્ય ગણાય?** હમેશાં વ્યવહાર અને પરમાર્થ બંનેમાં જ્ઞાતા અને પ્રામાણિક પુરુષનો અભિપ્રાય માન્ય ગણાય છે. વળી જે જેનો વિષય તેમાં તેમનો અભિપ્રાય યોગ્ય ગણાય છે. એક વૈદ્યકને લગતો ઊંડો પ્રશ્ન હોય તેમાં સો બેરિસ્ટરોનો અને સો અભણ ખેડુતોનો અભિપ્રાય સરખો અપ્રમાણ છે. બેરિસ્ટરો પોતાના કાયદાના વિષયમાં ગમે તેટલા કુશલ હોય, તોપણ વૈદ્યકના વિષયમાં તો તે એક અભણ ખેડુતજેવાજ છે. એ પ્રમાણે કાયદાસંબંધી એક બારીકીનો સવાલ હોય તો તેમાં વૈદ્યો ને ડૉક્ટરોનો અભિપ્રાય નકામો છે. એવીજ રીતે ધાર્મિક વિષયનો કોઇ કઠિન

પ્રશ્ન હોય-એકજ શાસ્ત્રનાં બે વચનો પરસ્પર વિરોધી જણાતાં હોય, જેમકે એક શ્રુતિવચનમાં "**न हिंस्यात्सर्वाणि भूतानि**" (કોઇ પણ પ્રાણીનો વધ ન કરવો,) એમ કહ્યું છે, ને અન્ય સ્થલે બીજા શ્રુતિવચનમાં "**अग्निषोमीयं पशुमालभेत**" (જેના દેવતા અગ્નિ અને ચન્દ્ર છે એવા પશુનું યજ્ઞમાં હનન કરવું,) એમ કહ્યું છે, ત્યાં વાસ્તવિક નિર્ણય આપવો એ વેદાદિ શાસ્ત્રોરૂપ પ્રમાણનું બલાબલ જાણનારા તથા અધિકારીઓનો ભેદ જાણનારા વિવેકી પુરુષથી બની શકે, અન્યથી ન બની શકે. "**अहिंसा परमो धर्मः**" (અહિંસા પરમ-ધર્મરૂપ છે;) માટે પહેલા વચનમાં કોઇ પણ પ્રાણીની હિંસા કરવાની ના પાડી છે, અને બીજા વચનમાં અગ્નિ ને સોમ (ચંદ્ર) જેના દેવતા છે એવા પશુનું આલભન (વધ) કરવાની માત્ર યજ્ઞના પ્રસંગમાં સ્વર્ગની કામનાવાળા રાજસ પુરુષોને માટે આજ્ઞા આપી છે. હિંસા તે હિંસાજ છે, ને તે પાપરૂપ છે, અને પાપનું ફલ દુઃખ થાય, એ વાત પણ નિશ્ચિતજ છે; પણ યજ્ઞમાં દેવતાઓ, બ્રાહ્મણો ને દીનજનો આદિને આહુતિઓ, અન્નદાન ને દક્ષિણાદિથી તૃપ્તિ પમાડવાવડે પુણ્ય ઘણું થાય છે, તેથી ઘણું પુણ્ય સંપાદન કરવામાટે અલ્પ પાપ કરવું પડે તો તે કરવાની તેવા સકામ પુરુષોને છૂટ આપી છે એમ જાણવું. એવાં યજ્ઞાદિ કર્મનો હેતુ પણ અંતે પુરુષને તે કર્મવડે ઉપજતી ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષમાર્ગમાં જોડવાનો છે, પણ પશુહનનરૂપ પાપકર્મનું ફલ ન મળે એમ કહી મનુષ્યને હિંસામાં જોડવાનો નથી. યજ્ઞમાં થતા વિશેષ પુણ્યનું ફલ જેમ વિશેષસુખરૂપે મળે છે તેમ યજ્ઞમાં થતા અલ્પ પાપનું ફલ જો તે પ્રાયશ્ચિત્ત ન કરે તો અલ્પ-દુઃખરૂપે મળે છે. વળી "**अग्निषोमीयं पशुमालभेत**" એ વચનનું

આધ્યાત્મિક રહસ્ય વિચારીએ તો અગ્નિ જેના દેવ છે એવા કુવાણીરૂપ પશુનું, અને ચંદ્રમા જેના દેવ છે એવા સ્થૂલમનરૂપ પશુનું જ્ઞાનયજ્ઞમાં હનન કરવું, મતલબ કે કુવાણી અને સ્થૂલમનને મારવાં,–તેનો નિગ્રહ કરવો–એવો તે શ્રુતિનો અર્થ થાય છે. એમાં પાપ થવાનો પ્રશ્નજ રહેતો નથી, ને મોક્ષેચ્છુને ખરી રીતે એજ અર્થ વિશેષ ઉપયોગી છે. સ્થૂલમનને મારવું–મનનો નિગ્રહ કરવો, એટલે તેને ક્રોધાદિ વિકારને વશ ન થવા દેવું, અને કુવાણીને મારવી–વાણીનો નિગ્રહ કરવો, એટલે ક્રોધાદિ વિકારને વશ થઇ અયોગ્ય વચનો ન બોલવાં, અને આવી રીતે સ્થૂલમનને અને કુવાણીને આત્મામાં હોમવારૂપ જે જ્ઞાનયજ્ઞ છે તેજ મુખ્ય યજ્ઞ છે.

**હૃદયરૂપ પવિત્ર સ્થાનમાં ક્રોધરૂપ ચાંડાલને ન પેસવા દ્યો.** પવિત્ર ધાર્મિક દ્વિજો પોતાના ઘરના આંગણામાં પણ ચંડાલને આવવા દેતા નથી, ત્યારે ઘરમાં અને તેમાં પણ ઘરના રસોડામાં કે ઘરના દેવમંદિરમાં તો કેમજ આવવા દે? નજ આવવા દે. ઘરના આંગણાના કરતાં ઘર, ને ઘરમાં પણ રસોડું કે દેવમંદિર વિશેષ પવિત્ર રાખવાયોગ્ય ગણાય છે; અને રસોડાના કરતાં પોતાનું શરીર, ને શરીરમાં પણ પોતાનું હૃદય કે જે પરમાત્માનું પુરાતન મંદિર છે, તે વધારે પવિત્ર રાખવાયોગ્ય છે. એ હૃદયને ક્રોધરૂપ ચંડાલને (ભંગીને) પેસવા દઇને અપવિત્ર કરવું એ કોઇ પણ રીતે યોગ્ય નથી. એક બ્રાહ્મણ નાહીને ચાલ્યો આવતો હતો. તેના ભણી એક ભંગીઆણી માર્ગમાં વાળતી હતી તેની ધૂળ ઊડી, તેથી તે ક્રોધમાં આવી જઇ તેને ગાળો દેવા મંડયો; એટલે ભંગીઆણીએ તેની પાસે આવી તેનો હાથ પકડયો. રસ્તે ચાલનારાં બીજાં માણસો તે

ભંગીઆણીને કહેવા લાગ્યાં કે:–" આ બ્રાહ્મણને અડ માં, અડ માં, મૂકી દે એનો હાથ." ભંગીઆણી બોલી:–" તેમના હૃદયમાં મારો ધણી ( ક્રોધરૂપ ચંડાલ ) આવ્યો છે તો હું તેમને કેમ ન અડું ? હું એમાં શું ખોટું કરું છું ? હું એમને મારે ઘેર લઇ જઇશ." બ્રાહ્મણ આથી શરમાઇ ગયો, ને ઠંડો પડી પુનઃ સ્નાનમાટે ચાલતો થયો.

એક રાજાના દરબારમાં કોઇ પરદેશી પંડિત રાજાના પંડિતોસાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યો હતો. ઠરાવેલે દિવસે રાજસભામાં પંડિતોનો શાસ્ત્રાર્થ ચાલુ થયો. થોડી વાર શાસ્ત્રાર્થનું કામ શાંતિથી ચાલ્યું, પણ પછી પેલો પરદેશી પંડિત ક્રોધાવેશમાં આવી ગયો. તેમને રાજાના મુખ્ય પંડિતે કહ્યું:–" તમે ક્રોધરૂપ ચંડાલના સ્પર્શથી અપવિત્ર થયા. અપવિત્ર શરીરવાળાની સાથે શાસ્ત્રાર્થ થાય નહિ, માટે તમે સ્નાન કરી આવો. પછી શાસ્ત્રાર્થ કરો." આ સાંભળી પંડિતજી ઝંખવાણા પડી ગયા, ને ઊઠીને ચાલતા થયા.

**ક્રોધી મનુષ્ય રાક્ષસથી પણ અધમ ગણાય છે.** રાક્ષસ મનુષ્યાદિનું લોહી પીએ છે, પોતાનું ને પોતાનાં બાઇડીછોકરાંનું લોહી પીતો નથી, પણ ક્રોધી મનુષ્ય તો ક્રોધ કરીને પોતાનું ને પોતાનાં બાઇડીછોકરાંનું લોહી પણ પીએ છે–ક્રોધાગ્નિવડે પોતાનું ને પોતાનાં બાઇડીછોકરાંનું લોહી તપાવી તેને શોષે છે. રાક્ષસ પોતે પોતાનો નાશ કરતો નથી, પણ ક્રોધી મનુષ્ય તો કોઇ વેલા આપઘાત કરીને પોતાનો પણ નાશ કરે છે. રાક્ષસની માયા રાત્રિએ ફેલાય છે, અને ક્રોધી મનુષ્ય તો ક્રોધને વશ થઇ દિવસના કે રાત્રિના સર્વ સમયમાં પોતાની માયા ફેલાવવારૂપ સ્વપરનું અહિત કરે છે. કાઠિયાવાડના એક શહેરમાં એક મનુષ્યે ક્રોધને વશ થઇ

આપઘાત કર્યો હતો તે વાત કહેવાય છે. એક જૈન વણિક પોષધવ્રત (પોસો) કરવા અપાશરામાં બેઠો હતો. પોષધ એ જૈનગૃહસ્થોને માટે એક કે વધારે દિવસસુધી ઉપવાસ કરી સાધુના જેવા ધર્મ પાળવાનું વ્રત હોય છે. એ પોષધનું વ્રત ધારણ કરીને બેઠેલ તે વણિક બહાર લઘુશંકા કરવા ગયો. બહારથી આવીને તે પોતાના આસનપર જુએ તો ત્યાં પોતાની નોકરવાળી (માલા) ન મળે; એટલે તે ક્રોધયુક્ત થઇને મોઢું બગાડી ત્યાં બેઠેલા બીજા ગૃહસ્થોની સાથે અયોગ્ય શબ્દો બોલવા લાગ્યો. આ સાંભળી જેણે તેની માલા લીધી હતી તેણે તે માલા તેને પાછી આપી. પછી બીજા ગૃહસ્થોએ ક્રોધ કરનાર વણિકને ઠપકો આપ્યો કેઃ—"તમે આ પોષધને સમયે ક્રોધ કર્યો એ બહુ ખોટું કર્યું. આથી તમારું વ્રત ત્રુટયું." આવાં વચનો સાંભળી પોતે ક્રોધ કર્યો તેમાટે તેને ઘણો પસ્તાવો થયો, ને તે કૂવે પડવા તૈયાર થયો. સાધુઓએ અને ગૃહસ્થોએ તેને તે કામ ન કરવા બહુ સમજાવ્યો, છતાં તે ન માન્યો, ને થોડી વાર પછી ક્રોધાવેશમાં ને ક્રોધાવેશમાં તેણે છાનામાના નજીકને કૂવે પડી આપઘાત કર્યો.

**રોગનું નિદાન પ્રથમ, ને પછી તેની ચિકિત્સા.** રોગનું નિદાન કર્યા વિના રોગીને તુરત ઓસડ આપી દેવા કરતાં રોગનું પૂરું નિદાન કરીને એટલે તે માણસને તે રોગ કયા કારણથી ઉપજ્યો છે તે બરાબર જાણીને જો તેને ઔષધ આપવામાં આવે તો તે રોગ સહેલાઇથી ને વેલાસર નિવૃત્ત થાય. હમેશાં રોગનું નિદાન પહેલું કરવું જોઇએ, ને પછી તેની ચિકિત્સા (ઔષધાદિ ઉપાય) કરવી જોઇએ. નિદાન કરવામાં એ રોગ સ્વાભાવિકરીતે ઉપજ્યો છે કે કોઇ આગંતુક કારણથી ઉપજ્યો છે તે ખાસ કરીને જોવું જોઇએ.

અજીર્ણથી જો તાવ આવે તો તે સ્વાભાવિકરીતે આવ્યો ગણાય, ને જો ગુમડાના દુઃખાવાથી કે શરીરના અતિપરિશ્રમથી તાવ આવે તો તે આગંતુકકારણથી આવ્યો ગણાય. એ બંને પ્રકારના તાવના ઉપાય ભિન્ન ભિન્ન કરવા જોઇએ એ દેખીતુંજ છે. જે કુવૈદ્ય નિદાન કર્યા વગર રોગીને જેમ આવે તેમ ઔષધ આપ્યે રાખે તે કુવૈદ્ય शतघ्नी—સો મનુષ્યને હણનારો—ગણાય. એવા કુવૈદ્યો કે ઉંટવૈદ્યો વૈદ્યના નામને પાત્ર નથી. ઉર્દુમાં કહેવત છે કે "નીમ હકીમ ક્તલે આમ"—અધૂરો વૈદ્ય લોકોની કતલમાટે છે. એજ પ્રમાણે ધર્મસંબંધી એક બીજી કહેવત છે કે "નીમ ઇમામ ખતરે ઇમાન"—અધૂરો ગુરુ મનુષ્યોની શ્રદ્ધાના નાશને માટે છે. મતલબ કે એવા ઉંટવૈદ્યો ને લોભાગુ ગુરુઓ લોકને દુઃખી કરે છે. એ પ્રમાણે સ્થૂલશરીરના રોગનું કારણ શોધવાની જો આવશ્યકતા છે, તો સૂક્ષ્મશરીરના રોગરૂપ ક્રોધ ઉપજવાનાં કારણોનો પણ વિચાર કરવો જોઇએ.

**ક્રોધ ઉપજવાનાં કારણો ને તે દૂર કરવાના ઉપાયો.** શરીરની અને મગજની નબળાઇ ક્રોધ ઉપજવામાં ખાસ કરીને કારણરૂપ મનાય છે. અશક્ત, માંદાં ને કેટલાંક ઘરડાં માણસોમાં ક્રોધ વધારે જોવામાં આવે છે તે એનો પ્રત્યક્ષ પુરાવો છે. ક્રોધી મનુષ્યના સંગમાં રહેવાથી મનુષ્યને ક્રોધ કરવાની ટેવ પડે છે. "સંગપ્રમાણે લાગે રંગ" એ ઊઘાડી વાત છે. બીજાના દોષો જોવાનો સ્વભાવ રાખવાથી મનુષ્યના અંતઃકરણમાં વારંવાર ક્રોધ આવે છે. તામસ આહાર લેવાથી મનુષ્ય ક્રોધી થાય છે. જેનું હૃદય તમોગુણપ્રધાન હોય તે વધારે ક્રોધી હોય છે. નવરા માણસને જેમ બીજા વિકારો ઉપજે છે તેમ ક્રોધ કરવાના વિશેષ પ્રસંગો આવે છે. આ પ્રમાણે ક્રોધનામના વ્યાધિનું નિદાન થયું. હવે તેની ચિકિત્સા

એટલે ક્રોધ ઉપજવાનાં કારણો કેવી રીતે દૂર કરવાં તે કહેવાય છે. શરીર અને મગજની નબળાઇ ક્રોધ ઉપજવામાં મુખ્યકારણરૂપ છે એમ પ્રથમ કહેવાઇ ગયું છે. ઉર્દુમાં પણ કહેવત છે કે "કમ જોર ગુસ્સા બોત"–નબળા માણસને ગુસ્સો બહુ. એ નબળાઇ બે પ્રકારની છે. પહેલી મગજની એટલે મનની, ને બીજી શરીરની. કેટલાંકનાં મગજ સ્વાભાવિકરીતે નબળાં એટલે તમોગુણના વધારાથી મૂઢતાવાળાં હોઇ પૂરતીરીતે વિચાર કરવાને અશક્ત હોય છે, અને કેટલાંકનાં મગજ રજોગુણને લઇ અતિચંચલ હોઇ ધૈર્ય રાખી કાર્યકારણનો વિચાર કરવાને શક્તિમાન્ હોતાં નથી. શારીરિક રોગોથી ઉપજતી શારીરિક નબળાઇવડે પણ મગજ નબળું થાય છે. વારંવાર કુવિચારો ઉપજાવતી ને ક્રોધાદિ વિકારોને વેગ આપતી મગજની નબળાઇ દૂર કરવામાટે સત્પુરુષોના અને સતશાસ્ત્રોના સત્સંગવડે મનને સુવિચારવાળું કરવું જોઇએ, અને શરીરના વ્યાધિવડે મગજ નબળું રહેતું હોય તો આયુર્વેદમાં જણાવેલા યોગ્ય ઉપચારવડે શરીરના વ્યાધિને દૂર કરવો જોઇએ.

**તમોગુણ તથા રજોગુણ કેમ ઘટે ? પ્રાણાયામના લાભ.** અંતઃકરણનો તમોગુણ ઘટાડવામાટે ડુંગળી, લસણ, ગાજર, રાતનું રાખી મૂકેલું ટાઢું ભોજન અને અતિ ખારા ખાટા ને તીખા પદાર્થો ન ખાવા જોઇએ; અને સ્નાન, સંધ્યા, જપ, દેવપૂજન ને સ્વાધ્યાય આદિ પોતાનું શાસ્ત્રોક્ત નિત્યકર્મ બરાબર કરવું જોઇએ. પ્રાણાયામનો અભ્યાસ તમોગુણ દૂર કરવામાં બહુ ઉપયોગી છે. પ્રાણાયામથી રજોગુણની વૃદ્ધિવડે ઉપજતી નકામી ચંચલતા પણ દૂર થાય છે. યોગશાસ્ત્રોક્ત અષ્ટ પ્રકારના કુંભકમાંથી કોઇ યોગવિત્ પુરુષ જે કુંભકનો અભ્યાસ કરવાનું કહે તે કુંભકનો અભ્યાસ તેવા મનુષ્યે કરવો જોઇએ.

સામાન્યરીતે અનુલોમવિલોમ ને ભસ્ત્રિકા પ્રાણાયામ તેવા મનુષ્યને અને સાધકોને વિશેષ ઉપયોગી છે. પ્રાણાયામના અભ્યાસમાં પૂરકવડે જીવનપ્રાણ અથવા અંગ્રેજીમાં જેને ઓક્સિજન કહે છે તે બહારથી ફેફસાંમાં આવે છે, ને તેથી અંતઃકરણ શાંત ને આનંદી થાય છે. એ ઓક્સિજનથી શરીરનું મલિન થયેલું લોહી પણ સુધરે છે, અને તેથી શરીરનું આરોગ્ય સુધરે છે. પૂરક જેમ લાભકર્તા છે તેમ રેચક એટલે શરીરમાંથી ધીમે ધીમે વાયુ બહાર કાઢવાની ક્રિયા પણ બહુ ઉપયોગી છે. રેચકદ્વારા શરીરમાંના દૂષિત વાયુસાથે ( કાર્બોનિક એસિડ ગ્યાસસાથે ) તે મનુષ્યના અંતઃકરણમાંના મલિન સંસ્કારો અને ઝેરી રજકણો, જે મનને તથા શરીરને બગાડ કરનારાં હોય છે તે બહાર નીકળી જાય છે. ઉપાદાનકારણ દૂર થવાથી તેનાથી ઉપજતું કાર્ય પણ દૂર થાય છે એ પ્રસિદ્ધ વાત છે. પ્રાણાયામના યોગ્ય રીતના અભ્યાસથી મનુષ્યના શરીરમનને ભારે રાખનારા કે તેને બહુ ચંચલ રાખનારા તમોગુણના તથા રજોગુણના સૂક્ષ્મ અંશો દૂર થવાથી તે અભ્યાસીના અંતઃકરણમાં તથા શરીરમાં રહેલો વધારે પડતો તમોગુણ તથા રજોગુણ દૂર થઇ તેના અંતઃકરણમાં તથા શરીરમાં યોગ્ય શાંતિ તથા સ્ફૂર્તિ પ્રકટે છે. જો પ્રાણાયામનો અભ્યાસ યથાવિધિ કરવામાં આવે તો શરીરમાં ઉપજતો શરીરનો કોઇ એવો વ્યાધિ નથી કે જે તેનાથી દૂર ન થાય.

**સંધ્યાવંદનાદિ નિત્યકર્મનું મહાફલ.** સાધારણ મનોબલવાળાં અને નબળા મનનાં માણસો કુસંગમાં રહે તો તેને બગડતાં વાર લાગતી નથી. જો ક્રોધથી બચવું હોય તો જિજ્ઞાસુએ ક્રોધી મનુષ્યના સંગમાં ન રહેવું જોઇએ. વ્યાવહારિક મનુષ્યથી સતત કુસંગથી બચી શકાય તેમ જણાતું નથી. તેને આજીવિકાનાં સાધનાદિમાટે ભિન્ન

ભિન્ન સ્થલે ભિન્ન ભિન્ન પ્રકૃતિના અનેક મનુષ્યોના, કયારેક બીજા પ્રાણીઓના, અને પ્રસંગોપાત્ત સારામાઠા અનેક પદાર્થોના પ્રસંગમાં આવવું પડે છે, એથી તેમના પ્રાણની વા તેમની આસપાસના વાતાવરણની સારીમાઠી અસર તેના અંતઃકરણ, પ્રાણ અને શરીરઉપર થાય છે. સામાન્ય મનુષ્યને સારી અસરના કરતાં માઠી અસર વધારે થાય છે. જડ પદાર્થની આસપાસ પણ એનું વાતાવરણ હોય છે. મોટે ભાગે પ્રવૃત્તિવાળાં સ્થલોનું વાતાવરણ દૂષિત હોય છે. તેમાં પણ ગામડાના કરતાં શહેરનું વાતાવરણ વધારે દૂષિત હોય છે. મુંબઇજેવા બહુ મોટા શહેરના વાતાવરણમાટે તો પૂછવુંજ શું? જો જિજ્ઞાસુ મનુષ્ય સંધ્યાવંદનાદિ નિત્યકર્મ નિત્ય શ્રદ્ધાભક્તિથી બરાબર કરે તો તેના અંતઃકરણમાં ને શરીરમાં રહેલો તમોગુણ તથા રજોગુણ ઓછો થવાઉપરાંત તેને બહારની જે નઠારી અસરો થઇ હોય તે પણ તેથી બહુભાગે દૂર થાય છે. આવી નઠારી અસરો દૂર કરવામાટે, તેમજ પરમાત્મામાં પોતાનું અંતઃકરણ જોડવામાટે વિશ્વના ઘણા, લગભગ બધા ધર્મોમાં સવારસાંજ તેમના ધર્મને અનુસરતી ધાર્મિક ક્રિયા કરવાનું ઠરાવેલું હોય છે. આપણામાં જે ત્રિકાલ સંધ્યાવંદન કરવાનું કહ્યું છે તેનો હેતુ પણ એજ કહી શકાય. સ્નાનથી વિશેષે શરીરની શુદ્ધિ થાય છે, ને સંધ્યાવંદનાદિથી વિશેષે અંતઃકરણની શુદ્ધિ થાય છે. સંધ્યાવંદનમાં કરાતા પ્રાણાયામથી તથા જપથી શરીરનો પ્રાણ શુદ્ધ થાય છે. પ્રાણની શુદ્ધિથી મનની પ્રસન્નતા ને શરીરનું આરોગ્ય પ્રાપ્ત થાય છે. જપવડે આપણે ધીમે ધીમે પરમાત્માની પાસે જતા જઇએ છીએ, અને પરમાત્મામાં પ્રધાનપણે શુદ્ધસત્ત્વગુણ છે, તેથી આપણો તમોગુણ તથા રજોગુણ ઘટી આપણા સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે.

**જપના લાભ ને તેના ચાર પ્રકાર.** જપ ચાર પ્રકારનો છે. ૧ વાચિક, ૨ ઉપાંશુ, ૩ માનસ ને ૪ ધ્યાનસહિત માનસ. રાજ્યમાં હવાલદાર, વહીવટદાર, વસુલાતી અધિકારી ને દિવાન જેમ સત્તામાં ને પગારમાં એકેકથી ચઢીઆતા અધિકારીઓ હોય છે તેમ વાચિક આદિ ચાર પ્રકારના જપ પણ એકેકથી ચઢીઆતા ગણાય છે. વર્તમાન જમાનો યુક્તિપ્રધાન છે, એટલે તે વાત દૃષ્ટાંત ને યુક્તિથી કહેવાય છે. હવાલદારના કરતાં વહીવટદાર, વહીવટદારના કરતાં વસુલાતી અધિકારી ને વસુલાતી અધિકારીના કરતાં દિવાન ક્રમે કરીને ઉપર કહેલી રીતે પોતપોતાના અધિકારવડે રાજાની વિશેષ વિશેષ સમીપ છે, તેમ વાચિક આદિ ચાર પ્રકારના જપ પોતપોતાની યોગ્યતાવડે પરમાત્માની વિશેષ વિશેષ સમીપતા ધરાવે છે; અને તે તે જપના કરનારને પરમાત્માની વિશેષ વિશેષ સમીપ કરે છે,–પરમાત્માના વિશેષ વિશેષ અનુગ્રહને પાત્ર કરે છે. પોતાની પાસે બેઠેલ અન્ય મનુષ્ય સાંભળે તેવી રીતે મંત્રનો સ્પષ્ટપણે ઉચ્ચાર કરવો તે વાચિક જપ, જપ કરતી વેલા હોઠ હાલે, પણ મંત્રનો ઉચ્ચાર બીજાને ન સંભળાતાં ગળામાં અને મુખમાંજ રહે તે ઉપાંસુ જપ, મંત્રનો મોઢેથી ઉચ્ચાર ન થાય, તેમ હોઠ આદિ અવયવો પણ ન હાલે, ને બહાર બીજાને અલ્પ પણ ઉચ્ચાર ન સંભળાય તેવી રીતે મનમાં જપ કરવો તે **માનસ** જપ કહેવાય છે, અને પોતાના ઇષ્ટદેવના ધ્યાનસહિત તેવો માનસ જપ કરવો તે **ધ્યાનસહિત માનસ** જપ કહેવાય છે. "**यज्ञानां जपयज्ञोऽस्मि**" એ વચનવડે **શ્રીભગવાને** સર્વ યજ્ઞોમાં જપયજ્ઞને શ્રેષ્ઠ યજ્ઞ કહ્યો છે, માટે જિજ્ઞાસુએ પોતાના શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલા ઇષ્ટમંત્રનો જપ કરવારૂપ જપયજ્ઞ નિત્યપ્રતિ અવશ્ય કરવો જોઇએ. એ જપયજ્ઞથી

અંતઃકરણમાંનો વિશેષ પડતો તમોગુણ તથા રજોગુણ ઘટે છે, ને તેમ થવાથી અંતઃકરણમાંનો ક્રોધદોષ ઓછો થાય છે.

**સંગની અસર.** આગળ કહ્યું કે જપ કરવાથી આપણે પરમાત્માની પાસે જતા જઇએ છીએ, એટલે પરમાત્માના સામીપ્યને વા સંગને પામીએ છીએ. જો મનુષ્યને માઠા સંગની અસર થાય છે તો તેને સારા સંગની અસર કેમ ન થાય? થાયજ. જપ, જે આપણને પરમાત્માના સામીપ્યમાં મૂકે છે તેની અસર મનુષ્યના પર કેવી સારી થાય છે તે વિષે કહેવાઇ ગયું. જો શ્રદ્ધાભક્તિવડે અને મનને સ્થિર રાખીને યથાર્થરીતે જપ કરવામાં આવે તો મનુષ્ય નવો-તાજો-આનંદી-થઇ જાય છે. પરમાત્મા પરમશાન્તિનો ને પરમાનંદનો ભંડાર છે. તેમાંથી જપ કરનાર મનુષ્ય પોતાની યોગ્યતાના ને પરિશ્રમના પ્રમાણમાં અવશ્ય શાંતિ ને આનંદ પ્રાપ્ત કરી શકે છે. સત્પુરુષોના ને સતશાસ્ત્રોના સંગની પણ શ્રદ્ધાળુ જિજ્ઞાસુઓના મનપર બહુ સારી અસર થાય છે, તેથીજ આપણાં શાસ્ત્રોમાં સત્સંગનું માહાત્મ્ય બહુ બહુ પ્રકારે કહ્યું છે. જો લોકભાષામાં કહીએ તો મનુષ્ય સંગનું પૂતળું છે. જોકે જીવ પૂર્વજન્મના સંસ્કારો સાથે લઇને વર્તમાન-શરીરમાં આવે છે, તોપણ બાલ્યાવસ્થાથી આસપાસના સંગવડે તેના પર જે અસર થાય છે તે કાંઇ ઓછી હોતી નથી. સંગવડેજ મનુષ્યનું ઘણું ખરું વર્તમાન જીવન ઘડાય છે. ગતજન્મના સંગની જે અસરો સાથે લઇને જીવ નવીન શરીર ધારણ કરે છે તેમાં વર્તમાનજન્મના સંગવડે ફેરફાર પણ થાય છે; અને એ પ્રમાણે જીવના સંસ્કારો બદલાયા કરે છે. સારા સંગથી તે સારા સંસ્કારો પ્રાપ્ત કરે છે, ને નઠારા સંગથી તે નઠારા સંસ્કારો પ્રાપ્ત કરે છે; પણ એટલું ખરું કે સારા સંગની અસર ધીમે થાય છે, ને કેટલીક વાર તેમાં પ્રયત્નની

આવશ્યકતા રહે છે, અને મનુષ્યનું મન જલની પેઠે નીચે જવાના સ્વભાવવાળું હોવાથી તેના પર નઠારા સંગની અસર વહેલી ને લગભગ વગર પ્રયત્ને થાય છે. વિચારવંત ને અવલોકન કરનારા પુરુષો આ વાત જોઇ શકે છે. કવિ દલપતરામજી કહે છે કે:-" ઊડે ન તોય ઠેકવા શીખે વસી વિહંગમાં. "-પક્ષીઓની સાથે વસવાથી પશુ ઊડી ન શકે તોપણ ઠેકવા તો શીખેજ. ગુલાબના ફૂલને હીંગની સાથે રાખવામાં આવે તો ગુલાબના ફૂલમાં હીંગની વાસ પેસે, પણ હીંગમાં ગુલાબના ફૂલની વાસ ન પેસે. એવી રીતે કુસંગ મનુષ્યના મનપર વહેલી અસર કરે છે.

**મનુષ્યના મનની નબળાઈ-અપરિણામદર્શિતા.** ઉંચે ચઢવામાં પરિશ્રમ પડે છે, પણ નીચે ઊતરવામાં તેવો પરિશ્રમ પડતો નથી એ સૌના અનુભવની વાત છે. મનુષ્યના અંતઃકરણમાં તમોગુણની વૃદ્ધિથી ઉપજતો એક મોટો દોષ અપરિણામદર્શિતાનો અથવા દીર્ઘ-દૃષ્ટિની ન્યૂનતાનો છે, જેને લઇને તે વિનાશ્રમે અથવા અલ્પશ્રમે પ્રાપ્ત થતાતુરતા તુરતના અલ્પ ને તુચ્છ સુખને-પછી ભલે તે પરિણામે દુઃખ આપનારું હોય તોપણ-ઇચ્છે છે, ને રજોગુણની વૃદ્ધિથી પ્રાપ્ત થતા અધૈર્ય ને ચંચલતાથી તે અલ્પ સુખતરફ ઢળી પડે છે, અને શ્રમથી અથવા વિશેષ શ્રમથી અમુક સમયપછી પ્રાપ્ત થનારા વિશેષ ને ઉચ્ચ સુખને-પછી ભલે તે પવિત્ર-નિર્દોષ-ને નિરતિશય હોય તોપણ તેને-ઇચ્છતો નથી, ને તેને માટે ધૈર્ય રાખી પ્રયત્નશીલ થતો નથી. જે વિશેષ અને ઉંચા સુખને ઇચ્છે નહિ તે તે સુખ મેળવવાનો નિશ્ચય ક્યાંથી કરે? જે નિશ્ચય ન કરે તે તેને માટે પ્રયત્નશીલ ક્યાંથી થાય? ને જે પ્રયત્ન ન કરે તેને તે વિશેષ ને ઉચ્ચ સુખ ક્યાંથી મળે?

**વર્તમાનમાં થયેલો આર્યપ્રજાનો અધ:પાત.** વર્તમાનમાં અમુક કારણોને લઇને ઘણા મનુષ્યોમાં તમોગુણની તથા રજોગુણની વૃદ્ધિ થવાથી તેમનામાં પામરતા ને વિષયીપણું વધ્યાં છે, ને તેથી તેઓ ધર્મના પાલનવડે પ્રાપ્ત થતા વિશેષ અને ઉચ્ચ (પવિત્ર–નિર્દોષ) સુખની પ્રાપ્તિમાટે પ્રયત્ન ન કરતાં સંસારના વિષયોભણી દોડી રહ્યા છે. ધર્મ પાળવામાં પરિશ્રમ છે, એટલે શ્રદ્ધા ને આગ્રહ હોય તોજ એ પાળી શકાય છે. વર્તમાનસમયે ધાર્મિકશિક્ષણની અતિન્યૂનતાને લઇ પાશ્ચાત્યપદ્ધતિએ ઇંગ્રેજી કેળવણી લેનારો યુવાનવર્ગ જે સ્વધર્મપાલનમાં શિથિલ થયો હતો તેમાંના ઘણાકોએ છાની છાની, ને કેટલાકોએ પ્રત્યક્ષરીતે અસ્પૃશ્યના સ્પર્શની, અભક્ષ્યના ભક્ષણની ને અપેયના પાનની છૂટ લેવા માંડી હતી, ત્યાં અંત્યજસ્પર્શનો બાધ નથી એવો શાસ્ત્રનિરપેક્ષ આસુરી ઘોષ થયો, ને ધર્મસંસ્કારરહિત વા ન્યૂન ધર્મસંસ્કારવાળો યુવાનવર્ગ તે તરફ ઢળી પડયો. "રોતી'તી ને પિયરીઆં મળ્યાં" એવું વા "ઢોળાવપર બેઠા હતા, ને ધક્કો માર્યો" અથવા "જોતું'તું-ને કુવૈદ્યે કહ્યું" એના જેવું થયું. માણસનો મોટો ભાગ સગવડનો ગુલામ છે. રેલ્વેની કે સ્ટીમરની મુસાફરીમાં, યવનોના દેશમાં, અને મોટાં શહેરોમાં ઘરથી દૂરને સ્થલે ધંધામાં કાર્યને માટે રોકાતાં કેટલાંક માણસો શાસ્ત્રોક્ત આચારનો કે પવિત્રતાઅપવિત્રતાનો વિચાર ન કરતાં હોટેલોના ચાની, પાણીની ને નાસ્તાની સગવડનો લાભ લેવા મંડયાં હતાં, ને જાણે અજાણે અંત્યજસ્પર્શ થતો તેને ચલાવી લેતા હતા, તેમાં અંત્યજસ્પર્શની હીમાયતનો ઝેરી પવન ફૂંકાયો, એટલે પછી પૂછવુંજ શું? અસ્પૃશ્યના સ્પર્શનો તો શું પણ ઊતરતી જ્ઞાતિવાળાસાથે ભોજન કરવાથી થતા વટાળનો વિચાર પણ કેટલાકોએ છોડી દીધો છે, અને તેમાં આ અમે બહુ બહાદુરી કરીએ છીએ એવું

અપકારક અભિમાન તેઓ ધરાવે છે. જેમનાં મન જન્મથી ધર્મ-સંસ્કારહીન હોય છે તેમને ખોટું પ્રોત્સાહન મળવાથી તેમના મનમાં ઇશ્વરસંબંધી, સત્શાસ્ત્રોસંબંધી ને સત્પુરુષોસંબંધી ઉંચી લાગણી રહેવી જોઇએ તે રહેતી નથી, ને તેમ થાવથી તેમને અવળે માર્ગે ચડતાં વાર લાગતી નથી. મતલબ કે વાંદરાને નીસરણી મળવા-જેવું આ થયું છે, ને તેનું પરિણામ ચારે વર્ણને માટે સારું નથી. ઘણા લોકોની, તેમાં પણ ઇંગ્રેજી કેળવણી જેમણે લીધી છે તેમની મોટે ભાગે ધર્મશ્રદ્ધા ઘટી ગઇ છે, ને કેટલાક તો નાસ્તિકજેવા ને ઉચ્છૃંખલ થઇ ગયા છે.

**નાસ્તિકતાનું પરિણામ.** જ્યાં મનુષ્યના અંતઃકરણમાં નાસ્તિક-તા આવી ત્યાં તેનો વ્યવહાર તથા પરમાર્થ બધું બગડયુંજ સમજવું. **સીસીરો** ( ગ્રીસદેશમાં થઇ ગયેલો એક **સમર્થ** તત્ત્વચિંતક ) કહે છે કે જે મનુષ્ય ઇશ્વરને માનતો નથી તે નીતિને માર્ગે ન ચાલે, ને જે ઇશ્વરને માને છે તે તેની શિક્ષાની બીકથી સારી રીતે વર્તે. સ્વધર્મ-પાલનરહિત મનુષ્ય લગભગ નાસ્તિકજેવો થઇ જાય છે, ને નીતિ-ભ્રષ્ટ પણ થાય છે. રાજાના રક્ષણમાં ને જ્ઞાતિમાં તો રહેવુંજ જોઇએ, એટલે જે વાતમાં રાજા કે જ્ઞાતિ આડે ન આવે તે દરેક વાતમાં મનમાનતી છૂટ લેવાનું તેવા સ્વધર્મહીનને મન થાય છે, અને તેને પરિણામે તે સુખને બદલે દુઃખનો વધારે અનુભવ કરે છે. જે નિયામક સત્તા ( ઇશ્વર ) છે, ને જે સર્વના અંતરમાં રહી સર્વનું નિયમન કરે છે તેને મારે મારાં નઠારાં કામોનો જવાબ દેવો પડશે એમ જે માને છે તે પોતે પોતાની મેળે સારી રીતે વર્તે છે. ધર્મ મનુષ્યને શીખવે છે કે તમારું અંતઃકરણ ડંખે—તમારો અંતરાત્મા દુઃખાય—તેવું કામ તમે ન કરો.

**ધર્મનિષ્ઠ પુરુષનું નીતિપાલન.** ખરા ધર્મનિષ્ઠ પુરુષો કયારે પણ નીતિનો ભંગ કરતા નથી. ઝીણી ઝીણી વાતમાં પણ તે બહુ સંભાળથી વર્તે છે. મહાભારતમાં તે વિષયનું એક બહુ ધ્યાન ખેંચનારું દૃષ્ટાંત છે. બે ઋષિઓ પરસ્પર સગા ભાઇ થતા હતા. તેઓ ભિન્ન ભિન્ન સ્થલે નિવાસ કરી રહ્યા હતા. એક વાર નાનો ભાઇ મોટા ભાઇને મળવામાટે તેમના આશ્રમમાં દૂરના પોતાના નિવાસસ્થલથી આવ્યો. મોટા ભાઇ એ વેલા પ્રભુધ્યાનમાં રોકાયેલા હતા એટલે નાનો ભાઇ તેમને તુરત મળી ન શક્યો. તેમને ઘણી ક્ષુધા લાગી હતી એટલે મોટા ભાઇના આશ્રમના બગીચામાંથી તેમની અનુમતિ મેળવ્યા વિના તેમણે ફલો તોડીને ખાધાં, પણ ત્યારપછી તેમને લાગ્યું કે મેં મારા મોટા ભાઇની રજાવગર તેમના સ્વામિત્વવાળી વસ્તુનો ઉપયોગ કર્યો તે યોગ્ય ન કર્યું. આવા વિચારથી તે પોતાની ભૂલને માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. થોડી વાર પછી મોટા ભાઇ ધ્યાનથી નિવૃત્ત થતાં નાનો ભાઇ તેમને સવિનય મળ્યો, ને પોતે તેમની રજાવગર તેમના બગીચાનાં ફલો ખાધાની વાત તેમને કહી, એટલે મોટા ભાઇએ તેમને પ્રત્યુત્તરમાં કહ્યું કેઃ—“ જોકે તમે મારા નાના ભાઈ છો, તથાપિ આ બગીચો વ્યવહારપક્ષે મારા સ્વામિત્વનો ગણાય છે તેથી તમારે મને પૂછીને તેમાંનાં ફલો ખાવાં જોઇતાં હતાં. ધાર્મિકરીતે વિચારીએ તો આ કામ તમે ચોરીનું કર્યું, જેની શિક્ષા તમારે આ ભવમાં કે પરભવમાં ભોગવવી પડશે. તમને પાપમાંથી બચાવવાંમાટે—તમારો પરભવ ન બગડે તેટલામાટે—હું તમને કહું છું કે તમે રાજાપાસે જઇ તમારા આ દોષની શિક્ષા માગો.” નાનો ભાઇ મોટા ભાઇનું આ હિતકર કથન સાંભળી તુરત રાજાપાસે ગયો, ને બનેલી સર્વ વાત તેમને જાહેર કરી. રાજાએ તેમને

બ્રાહ્મણ જાણી શિક્ષા કરવાની આનાકાની કરી, પણ જ્યારે તેમણે પોતાના અપરાધની શિક્ષા ભોગવવાનો બહુ આગ્રહ જણાવ્યો, તથા પોતાના મોટા ભાઇની પણ તેવીજ આજ્ઞા થઇ છે એમ કહ્યું ત્યારે તે સમયના રાજ્યના કાયદાપ્રમાણે તેમનો ચોરીનો અપરાધ ગણી બહુ ખેદસાથે તેમને તેમના હાથનાં કાંડાં કાપી નાંખવાની શિક્ષા કરી. નાના ભાઇની આથી બહુ દુર્દશા થઇ. શૌચ, સ્નાન ને ખાનપાન ઇત્યાદિ દેહયાત્રાને લગતાં કાર્ય કરવાને પણ તેઓ અશક્ત થઇ પડ્યા. મોટા ભાઇને તેમની આવી સ્થિતિ જોઇને ઘણી દયા ઉપજી. જોકે નાના ભાઇએ દોષ કર્યો હતો તોપણ આતુર સ્થિતિમાં તેમણે આ દોષ કર્યો હતો, ને પોતાનો દોષ સ્વીકારી તેને માટે તેણે પશ્ચાત્તાપ પણ કર્યો હતો, અને રાજાપાસેથી તે કર્મની શિક્ષા માગી તે ભોગવી હતી, એટલે મોટા ભાઇને લાગ્યું કે હવે નાનો ભાઇ અનુગ્રહને પાત્ર છે. મોટા ભાઇ સિદ્ધસંકલ્પવાળા હતા, એટલે તેમના સંકલ્પબલથી નાના ભાઇના કાપી નાંખેલા હાથ પુનઃ ઊગ્યા, ને તે પૂર્વની પેઠે હાથવતી થતાં સઘળાં કામ કરવાને શક્તિમાન્ થયા. મોટા ભાઇનો બાગ તે નાના ભાઇનો બાગ ગણી શકાય, ને તેમાંથી વગર પૂછે ફલો ખાધાં એમાં કાંઇ અપરાધજેવું સામાન્યદૃષ્ટિએ ન લાગે, તથાપિ "માખી મારે તે માણસ પણ મારે," ને નાની ભૂલનું પરિણામ ભવિષ્યમાં મોટો દોષ થવામાં આવે, એટલામાટે પ્રાચીન કાલમાં કાયદાનું બંધન વિશેષ કઠિન હતું. ભાઇના બગીચામાંથી પૂછ્યા વિના ફલ ખાનારને, ને તે પણ ઋષિને તેમના હાથનાં કાંડાં કાપી નાંખવાની શિક્ષા કરવામાં આવે એ શિક્ષા અતિ આકરી જણાય છે, તથાપિ એ પરથી આપણને જણાય છે કે પ્રાચીનકાલમાં રાજા ને પ્રજા બંને નીતિનું ને ધર્મનું પાલન કેટલા આગ્રહથી કરતાં હતાં?

**નીતિના પાલનની અત્યાવશ્યકતા.** જે મનુષ્યો વ્યવહાર-નીતિનું આગ્રહથી પાલન કરે છે તેઓજ અંતઃકરણની શુદ્ધિદ્વારા પરમાર્થમાં આગળ વધી શકે છે. જેઓ વ્યાવહારિક નીતિ પાળવામાં શિથિલ છે તેઓ ધર્મનું યથાયોગ્ય પાલન શું કરવાના હતા? મલિન અંતઃકરણવાળા અનીતિમાન્ પુરુષોનું ધર્મપાલન હસ્તિસ્નાનજેવું થાય છે, ખરી રીતે તો તે ધર્મપાલનનો માત્ર દંભજ કરે છે એમ કહી શકાય. જે મનુષ્ય કામક્રોધાદિ વિકારોને પ્રત્યક્ષરીતે કે અપ્રત્યક્ષરીતે પોષનારા અયોગ્ય મનુષ્યના, અયોગ્ય વાચનના, ને નાટક તથા સીનેમાના અયોગ્ય દેખાવોના કુસંગથી બચીને શાસ્ત્રીય મર્યાદામાં રહી નીતિનું તથા સ્વધર્મનું પાલન કરે છે તેઓજ કામક્રોધાદિ વિકારોને વશ વર્તાવી શકે છે.

**ક્રોધના જયમાટે આહારશુદ્ધિની આવશ્યકતા.** ક્રોધના મૂલકારણરૂપ અંતઃકરણમાં રહેલો વિશેષ તમોગુણ ઘટાડવામાટે કયા કયા તામસી આહાર મનુષ્યે ન કરવા તે વિષે અગાઉ કહેવાઇ ગયું છે. એ સંબંધે વિશેષ કહેવાનું કે **જેવું અન્ન એવું મન, જેવું મન તેવા વિચાર, જેવા વિચાર તેવી ક્રિયા, અને જેવી ક્રિયા તેવું ફલ થાય છે,** માટે ક્રોધાદિ દુષ્ટ વિકારોથી બચી પરમાત્મપ્રાપ્તિના માર્ગમાં આગળ વધવાસારુ તમોગુણી તથા રજોગુણી નિષિદ્ધ આહાર ત્યજી સાત્ત્વિક આહાર લેવાની પણ અસાધારણ આવશ્યકતા છે. **“ आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः स्मृतिलंभे सर्वग्रंथीनां विप्रमोक्षः ॥ ”** ( આહારની શુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિ થાય છે, અંતઃકરણની શુદ્ધિ થવાથી શાસ્ત્રના અને સદ્ગુરુના ઉપદેશની તથા આત્મસ્વરૂપની અચલ સ્મૃતિ રહે છે, ને તેવી અચલ

સ્મૃતિથી અંતઃકરણની અહંતા–મમતા આદિ સર્વ ગ્રંથિઓનો–ગાંઠોનો–નાશ થાય છે, ) આ વેદવચન પણ આહારની શુદ્ધિ રાખવામાટે ફલનું દર્શન કરાવીને અત્યંત આગ્રહ કરે છે.

જેમ બહારના યુદ્ધમાં રાજાઓ પોતાના સામા પક્ષનો પરાજય કરવામાટે અનેક સાધનસામગ્રીની તૈયારી કરે છે તેમ સાધકે પણ આંતર-શત્રુઓ સાથેના યુદ્ધમાટે–ક્રોધાદિ આંતર શત્રુઓનો પરાભવ કરવામાટે-શાસ્ત્રોએ ઉપદેશ કરેલાં અનેક સાધનોની તૈયારી કરવી જોઇએ.

શ્રીગીતાજીમાં સાત્ત્વિક આહાર સંક્ષેપમાં નીચે પ્રમાણે કહ્યા છેઃ–

" आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ "

( આયુષ્, અંતઃકરણનું સાત્ત્વિક બલ, આરોગ્ય, સુખ અને પ્રસન્નતાની વૃદ્ધિ કરનારા, મિષ્ટ આદિ રસવાળા, ઘી આદિ ચિકાશ-વાળા, શરીરમાં વિશેષ સમય સ્થિર રહેનારા, અને અંતઃકરણમાં રુચિ ઉપજાવનારા આહારો સાત્ત્વિક મનુષ્યોને પ્રિય લાગે છે.)

ખાવાપીવાના કયા કયા પદાર્થો સાત્ત્વિક છે તે આ ઉપરથી, તેમજ અન્ય *ગ્રંથોપરથી, તથા તે વિષયના જ્ઞાતા પુરુષથી, અને પોતાના જાતિઅનુભવથી નક્કી કરી તેનું સેવન કરવું જોઇએ. જેમ જિહ્વાના આહાર સાત્ત્વિક રાખવા જોઇએ તેમ નેત્રાદિ અન્ય જ્ઞાનેન્દ્રિયોના ને અંતઃકરણના આહાર પણ સાત્ત્વિક રાખવા જોઇએ,–સંક્ષેપમાં નઠારા સંસ્કાર પાડે તેવું જોવું નહિ, તેવું સાંભળવું નહિ, અને તેવું વિચારવું નહિ વગેરે. જે આહારના વિષયમાં આ પ્રમાણે

* જુઓ યોગકૌસ્તુભમાં મિતાહારનો વિષય.

સંભાળ રાખે છે તે કામક્રોધાદિ વિકારોને જિતવા વેલાસર સમર્થ થાય છે.

**પરદોષદર્શનરૂપ પાપથી બચો.** જે તાકી તાકીને અન્યના દોષો જોયા કરે છે તેને ક્રોધ કરવાના પ્રસંગો વારંવાર પ્રાપ્ત થાય છે. મનુષ્યમાં બહુધા બીજાના દોષો રોકવાની શક્તિ નથી. જો બીજાના દોષોને ધારી ધારીને જોઇને તે બળ્યા કરે તો તેના દુઃખનો પાર રહે નહિ. પોતાને કાંટો ન વાગે માટે પૃથ્વીપરના બધા કાંટા વળાવી નાંખવાનું કે બળાવી નાંખવાનું માણસથી બની શકે તેમ નથી. એને માટે તો પોતાના પગમાં પાદત્રાણ પહેરી લેવાં એજ સહેલો ઉપાય છે. એજ પ્રમાણે અન્યના દોષો આપણે પ્રાયશઃ દૂર કરી શકીએ એમ નથી ત્યારે એને માટે આપણી શાંતિ જાળવવાસારુ સહેલામાં સહેલો ઉપાય આ છે કે આપણે નકામું દોષદર્શન કરવાનો કુસ્વભાવ ત્યજવો, ને ભૂલથી જ્યાં દોષદર્શન થઇ જાય ત્યાં તેની ઉપેક્ષા કરવી. જ્યાં વ્યવહારને લઇને દોષદર્શન કરવું પડે ત્યાં તેનો દોષ સમજાવી તેને તેની ક્ષમા કરવી, અથવા મીઠાશથી વા ગંભીરતાથી યોગ્ય શબ્દોમાં દોષ કરનારને ઠપકારૂપે કહેવું. "ગુડકું મરે વાકું બિખ ન પીલાઇએ." દોષ કરનારને કહેવું પડે તો શાંતિથી ને દયાથી કહો. પોતાને અને અન્યને તાપ થાય એમ ન કહો. સમજુ સાંભળનારને એમજ લાગે કે "આ મને નથી કહેતા, પણ મારા દોષને કહે છે" એવી રીતે કહો. આમ કરવાથી અપરાધ કરનાર બહુધા પોતાની ભૂલ વેલાસર સુધારે છે, ને નવી ભૂલો ન થાય તેમાટે તે સંભાળ રાખતાં પણ શીખે છે. આથી આપણને વારંવાર કહેવાનો શ્રમ લેવો પડતો નથી, ને બંને પક્ષની શાંતિ સચવાય છે.

"દેખ દેખે ને શીખ શીખે" એ કહેવતપ્રમાણે અંતઃકરણ વારંવાર જેવું જુએ, વારંવાર જે આકારે થાય, તે આકારને ધારણ કરવાનો તેને સ્વભાવ પડે છે; અને એ પ્રમાણે પરના દોષને જોવાથી તે મનુષ્ય પોતે પણ દોષ કરતાં શીખે છે, માટે પણ દોષદર્શનથી બચવાની આવશ્યકતા છે.

**આહારસંબંધી વિશેષ સૂચના.** ક્રોધ ઘટાડવામાટે આગળ કહેવાઇ ગયા પ્રમાણે અંતઃકરણમાં જડતા ઉપજાવનારા તમોગુણી આહારોથી તેમજ દુર્વ્યસનોથી દૂર રહેવું જોઇએ. વળી રજોગુણની વૃદ્ધિ કરનારા બહુ ઉત્તેજક આહારો પણ ન લેવા જોઇએ. બહુ તેલમરચાં ન ખાવાં જોઇએ, તેમજ ગરમ મશાલાનો વિશેષ પડતો ઉપયોગ પણ ન કરવો જોઇએ.

**ચાના વ્યસનથી થતી હાનિ.** માણસના મગજને ઉશ્કેરી ક્રોધી બનાવવામાં હેતુભૂત થનાર ચા વ્યસનતરીકે નિત્ય ન પીવાય તો સારું. જુવાન અને નબળા બાંધાનાં માણસોએ તો ચા નજ પીવો; કેમકે તે ઉકાળવાથી તેમાં રહેલું અવ્યક્ત વિષ બહાર નીકળી જલમાં ભળે છે, ને તેનું પાન કરવાથી મગજ ઉશ્કેરાય છે, તથા હોજરી પણ બગડે છે. ચા પીવાથી મનુષ્યને પોતાના શરીરમાં કામ કરવાની શક્તિ-નવી સ્ફૂર્તિ-આવતી જણાય છે, પણ તેણે સ્મરણમાં રાખવું જોઇએ કે ચા એ મનુષ્યના શરીરને પુષ્ટિ કરી નવી શક્તિ આપનારું તત્ત્વ નથી, પણ તે મનુષ્યના શરીરમાં અવશેષ રહેલી શક્તિને પરાણે ખેંચીને બહાર આણે છે, ને તેવડે સ્ફૂર્તિ આવ્યાનું ભાન થાય છે. મતલબ કે તે મનુષ્યના શરીરના બલને વિશેષ વિશેષ ખપાવી નાંખી અંતે તેના શરીરમાં નબળાઇ આણે છે, એટલુંજ

નહિ, પણ શરીરના અવયવોને ઘેસવી નાંખી અન્નાદિવડે નવું બલ મેળવવાને પણ અયોગ્ય બનાવે છે. જે બહુ ચા પીનારાં માણસો આ વાત સમજીને વેલાસર ચેતતાં નથી તેઓ પોતાના શરીરની શક્તિ ગુમાવીને પરિણામે ચીંથરાજેવાં નિર્બલ થઇ જાય છે. વર્તમાન-કાલમાં કેટલાક યુવાનો શરીરે લાકડીજેવા પાતળા—હાડકાંના પાંજરા-જેવા, કંતાઈ ગયેલા અંગોવાળા, બેસી ગયેલા મુખવાળા, નિસ્તેજ ને બેચેન જણાય છે તેનાં કારણોમાં આનું અયોગ્ય વ્યસન પણ એક મુખ્યકારણરૂપ છે. ખાંડ ને સાકરનો વિશેષ પ્રમાણમાં ઉપયોગ થવાથી તેમજ પ્રવાહી પદાર્થમાં તે બહુ ગરમ થયેલાં લેવાથી પણ શરીરને ગાળે છે. શરીરમાં યોગ્ય પ્રમાણમાં રહેલી ચરબી, કે જે શરીરને ઉષ્ણ ને શક્તિયુક્ત રાખનારું તત્ત્વ છે તેને ઉષ્ણ પદાર્થો ઓગાળી-ને બહાર કાઢી નાંખે છે, ને શરીરને ઠંડું ને અશક્ત બનાવે છે. બહુ ઉષ્ણ આહાર લેવાથી રજોગુણના વધારાવડે મગજ પણ ઉશ્કેરાય છે, ને તે ક્રોધાદિ વિકારોથી પરાભવ પામે છે.

**ભિન્ન ભિન્ન આહારની ભિન્ન ભિન્ન અસર.** ભિન્ન ભિન્ન આહારોની અન્ય પ્રાણીઓઉપર કેવી અસર થાય છે તે જુઓ. ગાય ઘાસ ખાય છે તે કેટલી શાંત છે? અને સિંહ ને વ્યાઘ્ર આદિ માંસ ખાય છે તે કેટલાં ક્રૂર છે? માંસમાં પણ કાચું માંસ તે જનાવરોને વધારે ક્રૂર બનાવે છે, ને એટલામાટે સરકસવાળા પાળેલા સિંહ આદિને સાંભળવાપ્રમાણે તાજું માંસ બનતાંસુધી ખાવા આપતા નથી. કાગડા, સમળી ને ગીધ આદિ માંસ ખાનારાં પક્ષી તમો-ગુણી છે, ને પોપટ, મેના ને કબુતર માત્ર દાણા ખાય છે તો તે પ્રમાણમાં સત્ત્વગુણી છે. આથી કાગડાને પક્ષિચંડાલ કહે છે, ને કબુતર પક્ષીઓમાં બ્રાહ્મણ ગણાય છે. જેમ માંસ અંતઃકરણમાં તમોગુણ

વધારીને તેને જડ અને ક્રૂર બનાવે છે તેમ મદ્ય પણ અંતઃકરણને બહુ હાનિ કરે છે.

**મદ્ય તથા અફીણ આદિના વ્યસનથી થતી હાનિ.** મદ્યપાનવડે અંતઃકરણમાં તમોગુણ વધી તે ભ્રમિત, જડ ને વિચાર-શક્તિની ન્યૂનતાવાળું થતું જાય છે, ઉપરાંત તે ફેફસાંને બગાડી શરીરને પણ અશક્ત બનાવે છે. માંસના ને મદ્યના ત્યાગસંબંધે ઉત્તમ વર્ણના જિજ્ઞાસુઓને વિશેષ કહેવાની આવશ્યકતા નથી. તે તો માત્ર પ્રસંગ નીકળતાં કહેવાયું છે. અફીણ, તમાકુ, ગાંજો, ચડસ, ભાંગ અને ભાંગમાંથી બનાવવામાં આવતા માજમ તથા ભૂરકી આદિ કેફી પદાર્થો પણ મનુષ્યનાં તનમન બગાડે છે. અફીણ તમો-ગુણની વૃદ્ધિ કરી મનુષ્યને આળસુ અને મૂર્ખ બનાવે છે અફીણના વ્યસનીને અફીણના ઊતારસમયે જરા જરા વાતમાં ક્રોધાવેશ આવતાં વાર લાગતી નથી, તેમજ અફીણના કેફના સમયમાં તે વાતે વળે ત્યારે તે સાચાખોટાનું ભાન રાખ્યા વિના બહુ વધારી વધારીને વાતો કરે છે. અફીણ દસ્તની કબજીયત કરે છે, ને તેથી તેના વ્યસનીનું મગજ બહુ ભાગે ભારે રહે છે. તેને વારંવાર પીનક લાગે છે-ઝોલાં આવે છે. એ ઝોલામાં જો તે હોકો પીતો હોય તો હોકાની ચલમ ઉંધી વળી જતાં તેમાંના અગ્નિવડે અફીણના બંધાણીઓનાં બીછાનાં સળગી ઊઠ્યા-ની વાતો પણ સાંભળવામાં આવી છે. મગજની આવી સ્થિતિમાં તે કોઇ પણ વિષયમાં યોગ્ય વિચારપૂર્વક પ્રવૃત્તિ ન કરી શકે એ સ્વા-ભાવિક છે. અફીણી માણસ ખેતી, વેપાર કે નોકરી આદિ સારી રીતે કરી શકતો નથી.

**તમાકુના વ્યસનનું દુષ્ટ ફલ.** તમાકુ ખાવાનું પીવાનું ને સુંઘવાનું વ્યસન મનુષ્યમાં રજોગુણની વૃદ્ધિ કરે છે. તમાકુ પણ

અફીણની પેઠે ઝેરી પદાર્થ છે. તમાકુનાં બીયાંમાંથી તેલ નીકળે છે. તેનાં એક બે ટીપાં જો કૂતરાને આપ્યાં હોય તો તે મરી જાય એવું તે ઝેરી હોય છે, ત્યારે તમાકુનો ઉપયોગ કરનારને તેમાં રહેલા ઝેરની ઓછી-વધતી અસર કેમ ન થાય? તમાકુ ખાવાથી, પીવાથી કે સુંઘવાથી મનુષ્યનું મગજ ઉશ્કેરાય છે, ને તે દ્વારા તે વિશેષ કાર્યપ્રવૃત્તિ કરાવીને પરિણામે તમાકુના વ્યસનીના શરીરની અને મનની શક્તિ ઓછી કરે છે. બહુ તમાકુ ખાનારની વાણીનો વેગ વધી જાય છે, ને કેટલીક વાર તે કાંઇનું કાંઇ બોલી બેસે છે. નાની નાની વાતમાં તે તપી જાય છે. બીડી, હોકો ને ચલમ પીવાથી તેના ધૂમાડાવડે માણસનાં ફેફસાં બગડે છે. બહુ તમાકુ પીનારને કાયમ ઓછીવધતી ઉધરસ રહ્યા કરે છે. કેટલાકને તેમાંથી દમ પણ થઇ આવે છે. બીડીઓ ને ચલમ પીનારા જ્યારેત્યારે ખોંખો કરી થુંકતા નજરે પડે છે. તમાકુનો ઝેરી ધૂમાડો વારંવાર પીનારની આંખને લાગવાથી તે પીનારની આંખો નબળી પડે છે, ને તેથી તેમને અંધાપો વહેલો આવે છે. વર્તમાનમાં અંધાપાના રોગની વૃદ્ધિ જોવામાં આવે છે તેમાં તમાકુ પીવાનું દુર્વ્યસન પણ કારણરૂપ છે એમ અનુભવીઓનું માનવું છે. તમાકુ વા છીંકણી સુંઘવાથી તેના વ્યસનીની નાસિકાઇંદ્રિયની ગંધ લેવાની શક્તિ નાશ પામે છે. તેને સુગંધ દુર્ગંધની કાંઇ ખબર પડતી નથી. તમાકુ સુંઘવાથી આંખમાંથી પાણી નીકળે છે, ને તેથી આંખો-ની ગરમી ઓછી થઇ આંખો સારી થાય છે એમ કેટલાક માને છે તે ભૂલ છે. ઊલટું વારંવાર આંખમાંથી પાણી નીકળવાથી તેની જોવાની શક્તિ મંદ થતી જાય છે, ને તેને પરિણામે તેને અંધાપો વહેલો આવે છે.

**ભાંગ આદિના વ્યસનથી થતી હાનિ.** ગાંજો, ચડસ,

ભાંગ અને તેમાંથી બનતા માજમ તથા ભૂરકી આદિ કેફી પદાર્થો પણ તેનો ઉપયોગ કરનારને તમોગુણની વૃદ્ધિવડે હાનિજ કરે છે. ભાંગના વ્યસનીઓનો આહાર બહુ વધી પડે છે. ભાંગના કેફમાં તેઓ બમણું, ત્રમણું, ચારગણું કે તેથી પણ વધારે ગણું ખાય છે. તેઓ આળસુ, પ્રમાદી ને બુદ્ધિમાં મંદ–જડજેવા–થઇ જાય છે, ને તેથી તે પોતાનો વ્યવહાર કે પરમાર્થ યોગ્યરીતે સાધી શકતા નથી. પ્રત્યેક કેફી પદાર્થમાં ઓછુંવધતું ઝેર હોય છે, ને તે ઝેર મનુષ્યના શરીરને તથા મનને હાનિ કરે છે.

વ્યસનીઓ મોટે ભાગે મૂઢ, ઊતાવળીઆ, આળસુ, મંદવિચાર-શક્તિવાળા ને કામક્રોધાદિ વિકારોને વશ વર્તનારા હોય છે. જેને અંતઃકરણના કામક્રોધાદિ વિકારોથી બચવું હોય, ને વ્યવહાર-પરમાર્થમાં આગળ વધવું હોય તેણે સર્વ પ્રકારનાં દુર્વ્યસનોથી દૂરજ રહેવું જોઇએ; અને શરીરના આરોગ્યના તથા મનની શાંતિના રક્ષણને અર્થે આહારસંબંધી જે જે સૂચનાઓ કરવામાં આવી છે તેનો સમજીને સદુપયોગ પોતાના વર્તનમાં કરવો જોઇએ.

**ક્રોધથી બચવામાટે મનુષ્યે ઉદ્યમી રહેવું જોઇએ.** નિરુદ્યમી ન રહેવું એ પણ ક્રોધથી બચવાનો ઉપાય છે. મન સ્વભાવે ચંચલ છે. જાગ્રત્‌અવસ્થામાં તેને કાંઇ ને કાંઇ શુભ કામ આપવું જોઇએ. તે પ્રાયશઃ અવલંબનવિના રહી શકતું નથી. સારું કે માઠું પણ તેને કાંઇક અવલંબન જોઇએ. તે બાલકની પેઠે નવરું તો રહી શકેજ નહિ. જોકે અશુભભણી જવાનો તેનો સ્વાભાવિક વેગ છે, છતાં પોતાનું કલ્યાણ ઇચ્છનારે તેનો તે વેગ રોકી તેને શુભ વેગ આપ્યા કરવો જોઇએ. જે મનુષ્ય નવરા રહે છે તેનું મન, ઇંદ્રિયો ને શરીર

બધાં બગડે છે. આળસના વિષયમાં એ સંબંધે વિસ્તારથી કહેવામાં આવ્યું છે, એટલે તે સંબંધે અહીં વધારે વિવેચન કરવામાં આવતું નથી, પણ સંક્ષેપમાં જણાવવામાં આવે છે. આપણામાં કહેવત છે કે "નવરો નખોદ વાળે." નવરા મનુષ્યમાં અનેક દુર્ગુણો ને દુષ્ક્રિયાઓ જાણે અજાણે પેસવા લાગે છે. એવો માણસ વિશ્વમાં પોતાને માટે ને અન્યને માટે ભારરૂપ ગણાય છે. જે નિરુદ્યમી હોય તેને ચીડાવાના પ્રસંગો વારંવાર મળે છે. પોતાના કામમાં રોકાયેલો હોય તે વારંવાર અન્યપર ખીજવા ક્યાંથી નવરો હોય? માટે કામક્રોધાદિ વિકારોથી બચવું હોય તો જાગ્યાથી સૂતાપર્યંત પ્રભુના સ્મરણધ્યાનમાં, શુભવાચનમાં કે પોતાના પ્રામાણ્યવહારમાં લાગ્યા રહેવું એ બહુ આવશ્યક છે. દુશ્મન પણ નવરો ન હોજો એમ ઇચ્છવું, કેમકે તે નવરો હોય તો આપણું ભુંડું કરવાની પ્રવૃત્તિ કર્યા કરે. નવરાં માણસો ભેગાં થાય તો પરસ્પર લડાઇ શિવાય બીજું શું કરે? મૂર્ખ છોકરાઓ ને રખડુ જુવાનીઆઓ ભેગા થઇને શું કામ કરે છે તે સૌ જાણે છે. વ્યસનીઓ નવરા બેસીને શું કામ કરે છે તે અનુભવીઓથી અજાણ્યું નથી. પરનિંદા, ખોટી ચર્ચા, ખોટાં ગપ્પાં ને મિથ્યાભિમાનથી પોતાનું ડહાપણ ડોળવું, અને તેમાં કેટલીક વાર વાગ્યુદ્ધ ને કોઇ વાર શરીરયુદ્ધ એ નવરા માણસના નિત્યના વિષય હોય છે.

**મોટાઇ શુભગુણોવડેજ પ્રાપ્ત થાય છે.** ખોટી મોટાઇ બતાવવી, અને હું મોટો ને તું નાનો એમ કહી નકામા કજીયા કરવા એ નવરાં ને વ્યસની માણસોનો એક સ્વભાવ થઇ પડે છે. મોટાઇ મોઢે માગી આવતી નથી. આપવડાઇ કરવાથી તો લોકો તેવાં માણસોને

માટે ઊલટો હલકો વિચાર બાંધે છે એ વાત પોતાની બુદ્ધિના મંદપણાને લીધે તેવા મનુષ્યો જાણતા નથી. શ્રુતિમાં મેટાઇના સંબંધમાં એક રમુજી ઝગડો વર્ણવ્યો છે, ને તેમાં અંતે સિદ્ધ કર્યું છે કે માત્ર હું મોટો એમ કહેવાથી કે મોટાઇ માગવાથી મોટાઇ આવતી નથી, પણ પોતાના શુભગુણોવડે મોટાઇ સ્વાભાવિકરીતે પ્રાપ્ત થાય છે, માટે સૌએ શુભગુણો મેળવવા પ્રયત્નશીલ રહેવું જોઇએ. "**गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः**"-ગુણવાનોમાં ગુણોજ પૂજવાનું સ્થાન છે, તેમની જાતિ કે વયથી તેઓ મોટા (પૂજવાયોગ્ય) ગણાતા નથી,-એ વચન પણ એમજ કહે છે.

**શ્રુતિમાં કહેલો મોટાઇનો ઝગડો.** એક વાર દશ ઇંદ્રિયો, મન ને પ્રાણ એમનામાં આપણામાં કોણ મોટું છે એ પ્રશ્ન ઊઠયો. સૌ પોતપોતાની શ્રેષ્ઠતાનું કથન કરવા લાગ્યાં. ઇંદ્રિયો કહે કેઃ–"અમે ક્રિયા કરીએ છીએ, તથા વિષયોનું જ્ઞાન મેળવી તેનો ઉપભોગ કરવામાં તથા શરીરનિર્વાહમાં સાધનભૂત છીએ, માટે અમે મોટી છીએ." એમ દશમાંની એક એક ઇંદ્રિય પણ પોતાને બીજી ઇંદ્રિયોથી શ્રેષ્ઠ જણાવવા લાગી. મન કહેઃ–"મારા વિના તમે કાંઇ ક્રિયા કરી શકતાં નથી, તેમ વિષયોનું જ્ઞાન કે તેનો ઉપભોગ પણ તમે સ્વતંત્રપણે મેળવી શકતાં નથી, માટે હું તમારામાં મુખ્ય છું." ઇંદ્રિયોએ મનને પ્રત્યુત્તર આપ્યો કેઃ–"તારા સાહાય્યની અમને આવશ્યકતા છે એ વાત સાચી, પણ અમારા વિના તું પોતે સ્વતંત્રપણે બહારનું કાંઇ કામ કરી શક એમ નથી, તું પોતે તો લુલું છે, માટે અમેજ કે અમારામાંથી એક મુખ્ય ગણાવાયોગ્ય છીએ." છેવટ પ્રાણને કહેવાનો વારો આવ્યો. તે કહેઃ–"તમે બધાં ( ઇંદ્રિયો ને મન ) ભલે કામ કરો છો, ને શરીરના નિભાવમાં

ઉપયોગી છો, પણ તમે સૌ શ્રમરૂપ મોતને પ્રાપ્ત થાઓ છો;* ને હું તો એક ક્ષણ પણ વિશ્રાંતિ લીધા વિના રાતદિવસ ક્રિયાપરાયણ રહીને શરીરને જીવનવાળું રાખું છું, મારા વિના તમે કોઇ શરીરમાં પણ રહી શકો એમ નથી, માટે હું મુખ્ય છું." આ સાંભળી ઇંદ્રિયો ને મન સૌ હસી પડ્યાં, ને કહેવા લાગ્યાં:–"આ જડ વળી આટલું બધું અભિમાન શું કરે છે? ભૂતની પેઠે બધો વખત કામ કરે એમાં વળ્યું શું? એને કોઇ વાતની ખબરજ ક્યાં છે?" આમ સૌ પરસ્પર વિવાદ કરવા લાગ્યાં, ને કાંઇ નિર્ણય ન થઇ શક્યો એટલે સૌએ નક્કી કર્યું કે ચાલો ભગવાન્ પ્રજાપતિપાસે જઇએ. તેઓ કહે તે આપણામાં મોટું. સૌ ભગવાન્ પ્રજાપતિપાસે ગયાં, ને પોતાના ઝગડાની વાત નિવેદન કરી. ભગવાન્ પ્રજાપતિએ વિચાર્યું કે આમને પ્રત્યક્ષપ્રમાણથી બતાવ્યા વિના, તમારામાંથી અમુક મોટું છે એમ કહેવાથી તેમને મારા વચનમાં સત્યતાની પ્રતીતિ નહિ થાય, માટે તેમને પ્રત્યક્ષપ્રમાણથી તે બતાવવું. પછી તેમણે તે સૌને કહ્યું કેઃ–"શરીરમાંથી તમારામાંથી એકેક ક્રમે કરીને નીકળવા માંડો. જેના નીકળવાથી શરીર અધિક અમંગલ-શવરૂપ-થઇ જાય, તે તમારામાં સૌથી મોટું." સૌને એ વાત વાજબી લાગી પછી વાણીઇંદ્રિય શરીરમાંથી બહાર નીકળી, ને એક વર્ષ-પર્યંત પ્રવાસ કરીને પાછી આવી, અર્થાત્ તેણે એક વર્ષપર્યંત પોતાનું કામ બંધ કરી પાછી પ્રવૃત્તિ કરી, ને બાકીની ઇંદ્રિયો, મન ને મુખ્ય-પ્રાણને પૂછવા લાગી કેઃ–"તમે મારા વિના કેમ જીવી શક્યાં?" સૌએ જણાવ્યું કેઃ–"મુંગો માણસ જેમ જીવે છે તેમ અમે સૌ જીવ્યાં." વાણીને જણાયું કે મારા નીકળવાથી કાંઇ શરીર અતિઅમંગલરૂપ મૃત્યુઅવસ્થાને

* સુષુપ્તિમાં ઇંદ્રિયો ને મન અજ્ઞાનરૂપ કારણમાં લય પામે છે તે તેમનું મૃત્યુ છે.

પ્રાપ્ત થયું નથી, માટે હું મુખ્ય નથી. પછી ચક્ષુ તથા શ્રોત્ર આદિ ઇંદ્રિયો ને મન ક્રમે કરીને શરીરમાંથી નીકળીને વર્ષપર્યંત બહાર પ્રવાસ કરીને ( અર્થાત્ પોતાનો પ્રાપ્તવ્યવહાર બંધ રાખીને ) પાછાં આવ્યાં તોપણ અંધ ને બહેરા આદિની પેઠે તથા બાલકની* પેઠે શરીરનું જીવન તો ચાલુ રહેલું તેમણે જોયું. પછી મુખ્યપ્રાણ શરીરમાંથી બહાર નીકળવા માંડયો તો જેમ બલવાન્ અશ્વને તેની પરીક્ષા કરવામાટે ચાબખો મારવાથી તેના પાછલ્યા પગ બાંધવાના ખીલાઓને તે તુરત ઊખેડી નાંખે છે તેમ મુખ્યપ્રાણના નીકળવાથી ઇંદ્રિયો ને મન બધાં ધણધણી ઊઠીને બહાર નીકળવા મંડ્યાં, ને તુરતજ મુખ્યપ્રાણને પ્રાર્થના કરવા મંડયાં કેઃ–"હે ભગવન્! તમે સ્વસ્થાને પ્રાપ્ત થાઓ, તમેજ અમારામાં શ્રેષ્ઠ છો. તમે શરીરમાંથી બહાર ન નીકળો, કેમકે તમારા વિના અમે શરીરમાં નહિ રહી શકીએ, ને શરીર અતિઅમંગલરૂપ મરણને પ્રાપ્ત થશે." આ પ્રમાણે શરીરમાં મુખ્યપ્રાણની શ્રેષ્ઠતા નિશ્ચિત થઇ.

મિથ્યાભિમાનનો પ્રસંગ નીકળતાં મોટાઇને નિમિત્તે મિથ્યાભિમાનવડે ઉપજતા ઝગડા મૂકી દઇને વાસ્તવિક મોટાઇ આપનારી શુભગુણોરૂપ સંપત્તિ મેળવવામાટે ઉપનિષદ્‌માંનું આ દૃષ્ટાંત કહેવાયું છે. આપણો ચાલતો વિષય તો ક્રોધનો છે, ને તે સંબંધે નવરા રહેવાથી એકબીજાની ખાસાપીશી કરવાના, કજીયા કરવાના, ને તેમાં ક્રોધ

* બાલકનું મન પૂરું ખીલ્યું હોતું નથી, છતાં તેનો જીવન–વ્યવહાર ચાલે છે, તેથી વ્યક્ત મનવિના જીવન ટકે છે એમ કહ્યું છે. સુષુપ્તિ ને મૂર્ચ્છામાં મન કામ કરતું હોતું નથી, છતાં શરીર જીવે છે. ગાંડાં માણસોના મનનું ઠેકાણું હોતું નથી, છતાં તે પણ જીવી શકે છે.

કરવાના પ્રસંગો આવે છે માટે નવરા ન રહેવું, પણ સદા ઉદ્યોગી રહેવું એ ખાસ કરીને કહેવાનું છે.

**વસ્તુવિચારવડે ક્રોધનો જય થાય છે.** સર્વત્ર એક બ્રહ્મરૂપ વસ્તુજ વ્યાપી રહી છે. બ્રહ્મવિના અહીં બીજું કાંઇ પણ નથી. જે જણાય છે તે બધું કલ્પિતજ છે. સારાંશ કે નામ, રૂપ ને ક્રિયા એ મિથ્યા છે, ને સત્, ચિત્ તથા આનંદાદિ સ્વભાવવાળું બ્રહ્મજ સત્ય છે, ને તેજ મારું શુદ્ધ સ્વરૂપ છે આવો વિચાર તે વસ્તુવિચાર કહેવાય છે. આવો વસ્તુવિચાર જો અભ્યાસવડે દૃઢપણાને પામે તો પછી પોતાનાથી ભિન્ન સર્વનો બાધ થવાથી તેવા જ્ઞાનીને ક્રોધ કરવાનો અવકાશજ ક્યાંથી રહે ?

**" यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।**
**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ "**

( જે જ્ઞાનકાલમાં જ્ઞાનીને સર્વ પ્રાણીઓ આત્મરૂપજ થયાં તે જ્ઞાનકાલમાં આત્માના વિજ્ઞાનવાળા ને સર્વત્ર એકપણાને જોનાર તે જ્ઞાની પુરુષને શો મોહ ? ને શો શોક ? ) આ શ્રુતિ વસ્તુવિચારના પકવપણાવડે પોતાથી ભિન્ન કાંઇ પણ નહિ જોનારા મહાપુરુષને શોકમોહનો અભાવ બતાવે છે. જ્યાં શોકમોહનો અભાવ હોય ત્યાં પ્રાણિપદાર્થની કામના ક્યાંથી હોય ? ને એ કામના ન હોય તો ક્રોધ ક્યાંથી ઉપજે ? કામના પ્રકરણમાં વસ્તુવિચાર-સંબંધી વિસ્તારથી કહેવાયું છે, એટલે અત્ર વિસ્તાર કરવામાં આવતો નથી, પણ સંક્ષેપમાં એટલુંજ કહેવાય છે કે જો ક્રોધનો જય કરી પરમશાંતિ ભોગવવી હોય તો વસ્તુવિચારવડે પોતાના સર્વવ્યાપી આત્મસ્વરૂપનો નિશ્ચય કરો. જો પુરુષ સર્વને પોતારૂપ જાણે તો પછી ક્રોધ કોના ઉપર

કરે? પોતાના હાથથી અજાણતાં પોતાની આંખમાં ઝોકો વાગી જાય તો કોઈ પણ માણસ પોતાના હાથને મારવા મંડી પડે છે? નહિજ. એજ પ્રમાણે જો અન્ય પ્રાણીને પોતાના અંગરૂપ વા પોતાનું સ્વરૂપ જાણે તો પછી ભલે તે ભૂલ કરે તોપણ તેના પર ક્રોધ કેમ ઉપજે? નજ ઉપજે. વળી પોતાના શુદ્ધસ્વરૂપથી ભિન્ન અન્ય સત્યવસ્તુનો સદ્‌ભાવ તેવા જ્ઞાની પુરુષને પ્રતીત ન થવાથી પણ મારું કાંઇ નાશ પામતું નથી, વા મારું કાંઇ પણ બગડતું નથી, એવો તેમને નિશ્ચય હોવાથી પણ તેમને ક્રોધ ઉપજવાનો સંભવ નથી.

**અહીં સૌ પોતાના કરેલા કર્મનું ફલ પોતે ભોગવે છે એમ સમજી બીજાને દોષ દઇ તેના ઉપર ક્રોધ કરવો ઉચિત નથી.** બધાથી વસ્તુવિચાર થવો કઠિન છે. જો તમારાથી વસ્તુવિચાર ન થઇ શકે તો હવે પછી કહેવામાં આવે છે તે વિચારવડે પણ તમે ક્રોધને જિતી શકશો. અન્ય મનુષ્ય અજાણે દોષ કરે, વા જાણી જોઇને તમારો અપરાધ કરે, તોપણ શાસ્ત્ર તો કહે છે કે તમે શાંત રહો, કેમકે તેમાં અન્યનો દોષ નથી. તમારું પાપકર્મ એ મનુષ્યમાં પેસીને તમને દુઃખનો ભોગ કરાવે છે એમ સમજી શાંત રહો. ભૂલ પોતાની ને બીજાપર ક્રોધ કરવો એ કોઇ રીતે ઉચિત નથી. જો ક્રોધ કરવો હોય તો પોતાનાં પૂર્વનાં દુષ્ટ કર્મઉપર ક્રોધ કરો. એ દુષ્ટ કર્મનો નવાં પુણ્યકર્મવડે નાશ કરો, ને હવે નવાં દુષ્ટ કર્મ ન કરો. અન્યઉપર ક્રોધ કરવાથી તો ઊલટું નવું પાપકર્મ વધશે, ને તેનું દુઃખરૂપ ફલ પાછું આ જન્મમાં કે અન્ય જન્મમાં ભોગવવું પડશે. આ સંબંધે એક દૃષ્ટાંત કહેવાય છે. એક વિધવા બ્રાહ્મણીનો એકનો એક નાનો પુત્ર બીજા છોકરાઓસાથે ગામના પાદરમાં દડે રમતો હતો. રમતમાં દડો એક વાડનીચે પેસી ગયો. તે લેવાને પેલી બ્રાહ્મણી-

ના પુત્રે વાડમાં હાથ ઘાલ્યો તો તેને એક કાળા નાગે દંશ કર્યો. બીજા છોકરાએ તેને સર્પદંશ થયાના સમાચાર તેની માને આપ્યા, ને તે ત્યાં આવી. તેણે પોતાના પુત્રને ખોળામાં તેડી લીધો. પુત્રને સર્પના વિષવડે બેભાન થતો જોઇ તે ઘણી રડવા લાગી, ને ત્યાં ઘણા મનુષ્યો એકઠા થઇ ગયા. જોતજોતામાં તે બ્રાહ્મણીનો પુત્ર મરણશરણ થયો. એટલામાં એક વ્યાધ (પારધી ) ત્યાં આવી ચઢ્યો. વાડમાં સર્પને ભરાઇ બેઠેલો જોઇ તે વ્યાધ તે બ્રાહ્મણીને કહેવા લાગ્યોઃ—" તું શાંત થા, તારા પુત્રનું મૃત્યુ લાવનાર દુશ્મનને હું હમણાંજ મારી નાંખું છું." બ્રાહ્મણી રડવું બંધ કરી, તથા પોતાના ક્રોધને શાંત કરી, તેના તરફ જોઇ બોલીઃ—" ભાઇ ! સર્પને મારીશ નહિ. સર્પને મારવાથી મારો પુત્ર જીવતો નહિ થાય ઊલટો તેથી એક બીજા પ્રાણીનો નાશ થશે, ને તને પાપ બંધાશે. હશે, જે મારા પ્રારબ્ધકર્મમાં હતું તે થયું ! જેવી પ્રભુની ઇચ્છા !" સર્પને આ સાંભળી મનુષ્યજેવી વાચા થઇ. તે બોલ્યોઃ -" ભાઇ ! તારૂં કહેવું સાચું છે.

'सुखस्य दुःखस्य न कोऽपि दाता,<br>
परो ददातीति कुबुद्धिरेषा ।<br>
अहं करोमीति वृथाभिमानं,<br>
स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥'

( અહીં પોતાના કર્મવિના પ્રાણીને સુખદુઃખને આપનાર અન્ય કોઇ નથી. અન્ય કોઇ જીવ વા ઇશ્વર તે જીવના પોતાના કર્મવિના તેને સુખદુઃખ આપે છે એ કુબુદ્ધિ એટલે અવળો વિચાર છે. વર્તમાનમાં હું મારી મેળે સ્વતંત્રપણે સુખદુઃખ ઉપજાવું છું એમ માનવું

એ મિથ્યાભિમાન છે. ખરી વાત આજ છે કે જીવ પોતાના કર્મવડેજ સુખદુઃખને પામે છે.)

બ્હેન! તારા પુત્રે વર્તમાનમાં મારો કાંઇ પણ અપરાધ કર્યો નથી, છતાં હું તેને કરડયો છું તેમાં ઈશ્વરીપ્રેરણાજ કારણરૂપ છે એમ જાણ. પરમાત્માની ઇચ્છાથી તેનું પૂર્વનું કર્મ મારામાં પેઠું, ને તેથી તેને કરડવાની બુદ્ધિ મને પ્રાપ્ત થઇ, ને હું તેને કરડયો. મારો એમાં કાંઇ દોષ નથી. તારા પુત્રના મૃત્યુથી મને ખેદ થાય છે, પણ તેમાં મારો કાંઈ ઉપાય નથી. હું પણ પરમાત્માની આજ્ઞાને અધીન છું. સૌ પોતપોતાનાં કર્મનાં ફલ ભોગવે છે, માટે હે દુઃખી બ્રાહ્મણી! તું શાંત થા, ને કર્તવ્ય કર." એમ કહી સર્પ વિરામ પામ્યો, ને બ્રાહ્મણીએ પોતાનું પ્રાપ્ત કર્તવ્ય કર્યું.

ભારે દુઃખના પ્રસંગમાં પણ સમજુ માણસો અંતઃકરણની શાંતિ ચુંથાવા દેતાં નથી, અને અકર્તવ્ય કરી બેસતાં નથી. સ્ત્રીજાતિ છતાં બ્રાહ્મણીની ધીરજ કેવી? તેની ક્ષમા પણ કેવી? જ્યાં ધર્મનું અવલંબન હોય ત્યાં એમ હોયજ.

**મનુષ્યથી દોષ થવો સ્વાભાવિક છે, કેમકે અંતઃકરણની જાગૃતિ બહુ દુર્લભ છે.** પોતાના વિચારમાં ને વર્તનમાં કેવલ નિર્દોષ રહેવું, અથવા લગભગ નિર્દોષ રહેવું એ સામાન્ય મનુષ્યથી બને તેમ નથી. "મનુષ્ય ભૂલને પાત્ર છે" એવી વ્યવહારમાં કહેવત છે. અંતઃકરણની સંપૂર્ણ જાગૃતિવિના મનુષ્યથી નિર્દોષ રહી શકાતું નથી, અને જ્યાંસુધી તમોગુણનો તથા રજોગુણનો યોગ્ય ઉપાયવડે જય કરી સત્વગુણની વૃદ્ધિ કરી હોતી નથી ત્યાંસુધી મનુષ્યથી પોતાના કર્તવ્યમાં જોઇએ તેટલી જાગૃતિ રાખી શકાતી નથી. વિશ્વમાં દોષ સર્વત્ર સુલભ છે, ને દાક્ષિણ્ય

(ચતુરાઇ) દુર્લભ છે. જીવને આ દુઃખબહુલ જગતની પ્રાપ્તિનું કારણ વિચારીએ તો સ્વસ્વરૂપના વિસ્મરણરૂપ દોષજ છે એમ જણાય છે. જેના અંતઃકરણમાં તમોગુણની ને રજોગુણની વૃદ્ધિ હોય તેના અંતઃકરણમાં દોષ હોયજ, અને મનુષ્યનો મોટો ભાગ તેવો હોવાથી મનુષ્યસ્વભાવમાંજ દોષ રહેલો છે એમ કહેવામાં કાંઇ ખોટું નથી. આમ જ્યારે વિશ્વમાં જ્યાંત્યાં દોષની સ્વાભાવિકતા છે ત્યારે મનુષ્યે એકબીજાના દોષની ક્ષમા કરવી એ બંને પક્ષની શાંતિ જાળવવામાટે આવશ્યક છે એમ જણાય છે. જો ભણેલગણેલ શાસ્ત્રાભ્યાસયુક્ત શેઠથી વા ઉપરિથી દોષ થઇ જાય છે તો પછી અભણ વા અલ્પ ભણેલ ને શાસ્ત્રજ્ઞાનરહિત નોકરથી દોષ થઇ જાય એમાં શું કહેવું? જો શેઠ વા ઉપરિ પોતાના દોષને માટે શ્રીઇશ્વરની વા જેના પ્રતિ તે દોષ કરવામાં આવ્યો હોય તેની ક્ષમા ઇચ્છે છે તો તેણે બીજાને તેના દોષની ક્ષમા આપવીજ જોઇએ. જે મનુષ્ય બીજાને ક્ષમા આપતો નથી તેને પોતાને પ્રભુપાસે ક્ષમા માગવાનો હક રહેતો નથી. જ્યાં પોતાના વિશેષધર્મને લઇ દોષ કરનારને શિક્ષા કર્યા વિના ન ચાલે તેમ હોય ત્યાં ભલે તેને યોગ્ય શિક્ષા કરો, પણ તે શાંતિથી—હૃદયને ક્રોધયુક્ત કર્યા વિના—કરો. રાજાના ન્યાયાધીશો અપરાધીને શિક્ષા કરે છે તેઓ અપરાધીઉપર ક્રોધ કરીને શિક્ષા કરે છે એમ નથી. તેઓ શાંતિથી ગુન્હેગારને શિક્ષા ફરમાવે છે તેમ તમે કરો. કહેવાનો સાર એટલો છે કે ક્રોધને વશ થઇને તમે તમારા હૃદયને કલુષિત કરી પાપ ન બાંધો.

**પૃથિવીપર ત્રણ પ્રકારનાં માણસો છે.** આ પૃથિવીપર અંતઃકરણના ભેદે મનુષ્યો ત્રણ પ્રકારના છે. પહેલા પ્રકારના મનુષ્યો ફોડવાના વિલાયતી સૂકા દારૂજેવા છે. જેમ વિલાયતી સૂકા દારૂમાં અગ્નિની જરા ચીન-

આરી પડે તો તુરત તેમાં ભડકો થાય છે તેમ અલ્પ પ્રતિકૂલતારૂપ નહિજેવી ચીનગારી આવી પડતાં તેવા મનુષ્યોનાં હૃદય તુરત ક્રોધ-રૂપ અગ્નિવડે સળગી ઊઠે છે. માત્ર વ્યવહારપરાયણ રહેનારા ને રજો-ગુણતમોગુણથી ભરપૂર હૃદયવાળા મનુષ્યો આ પ્રકારમાં આવે છે. બીજા પ્રકારના મનુષ્યો ભીના થયેલા ફોડવાના દેશી દારૂજેવા છે. વિલાયતી દારૂકરતાં દેશી દારૂ સળગવામાં ઊતરતો જણાય છે. દારૂ દેશી હોય, ને વળી તે ભીનો થયેલો હોય તો ઘણા અંગારા પડે ત્યારે તે ધીમે ધીમે સળગે, તેમ કેટલાક મનુષ્યો સામાન્ય સહનશીલ ને સામાન્ય શાંતિવાળા હોય છે. તેઓ અલ્પ પ્રતિકૂલતામાં ક્રોધયુક્ત થતા નથી, પણ વિશેષ પ્રતિકૂલતાના ને મુંઝવણના પ્રસંગો પ્રાપ્ત થાય ત્યારે તેઓ પોતાના અંતઃકરણને શાંત રાખવાનો પ્રયત્ન કરતાં છતાં પણ તે ધીમે ધીમે તપે છે. આરંભના જિજ્ઞાસુઓ-અભ્યાસીઓ-સાધકો-આ વર્ગમાં આવે છે. તેઓમાં તમોગુણની તથા રજોગુણની ન્યૂનતા થયેલી હોય છે. ત્રીજા પ્રકારના મનુષ્યો બરફના ઢગલાજેવા છે. તેઓ સત્ત્વગુણના વધારાવડે પરમશાંત હોય છે. જેમ બરફપર ઘણા અંગારા મૂકવામાં આવે તોપણ તે તેને સળગાવી શકતા નથી, પણ અંગારા પોતેજ બરફથી ઓલવાઇ જાય છે, તેમ એવા અતિ-શાંત પુરુષો બહુ પ્રતિકૂલતાના પ્રસંગોમાં પણ તપતા નથી. દુઃખમાં પણ એવા મહાપુરુષો પોતાના અંતઃકરણને સમભાવવાળું ને શાંત રાખી શકે છે. પરમાત્માના સાક્ષાત્કારવાળા જ્ઞાની પુરુષોની ગણના આ વર્ગમાં કરી શકાય. આવા પુરુષોનો સંગ ક્રોધી મનુષ્યને પણ ક્રમે ક્રમે શાંત બનાવે છે. સત્સંગ શું નથી કરતો ? સો માણસોમાં નવાણું વહેલા ઊઠીને સ્નાનસંધ્યા કરનારા હોય તો સોમો માણસ જે આઠ વાગે ઊઠવાના સ્વભાવવાળો હોય તેને પણ વહેલા ઊઠીને સ્નાનસંધ્યા કરવાનું મન થાય. એજ પ્રમાણે ઊતરતા સંગનું પણ

જાણવું. "કાયરકે સંગ શૂરા ભાગે હીં ભાગે," તેમ સામાન્ય મનુષ્ય કુસંગમાં રહે તો પોતાનાં કેટલાંક સારાં લક્ષણ મૂકી દઇને નઠારાં લક્ષણ ગ્રહણ કરે. જલ સાકરની સાથે મળે તો ગળ્યું થાય છે, ને કરીઆતાની સાથે મળે તો તે કડવું થાય છે એ પ્રસિદ્ધ વાત છે. પ્રાણીઓમાં દેવો ચઢતા ગણાય છે, મનુષ્યો મધ્યમ પ્રકારમાં ગણાય છે, ને સિંહ તથા સાપ આદિ હિંસક પ્રાણીઓ ઉતરતા પ્રકારમાં આવે છે. મનુષ્યે સારા સંગવડે પોતાના અંતઃકરણમાં રહેલા અવગુણો ત્યજીને અને શાસ્ત્રોક્ત સદ્દગુણો સંપાદન કરીને દેવજેવા થવાનું છે, પણ કુસંગવડે અવગુણોને ગ્રહણ કરી સિંહ વા સાપ આદિના ઉતરતા પ્રકારમાં જવાનું નથી. સત્સંગવડે ચઢતી સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે તે નીચેની સાખીમાં જણાવ્યું છે:—

"સદ્દગુરુ પશુતેં માનસ કરે, માનસતેં સિદ્ધ સોય;
દાદુ સિદ્ધતેં દેવતા, દેવ નિરંજન હોય."

દાદુજી કહે છે કે શ્રીસદ્દગુરુ પશુતુલ્ય મનુષ્યને સદુપદેશવડે પ્રથમ માણસની હારમાં લાવે છે. પછી વિશેષ અભ્યાસવડે માણસમાંથી તે સિદ્ધ થાય છે. સિદ્ધમાંથી તે દેવપણાને વા ઈશ્વરપણાને પામે છે, ને દેવપણામાંથી વા ઈશ્વરપણામાંથી તે નિરંજનરૂપે—પરમાત્માના શુદ્ધસ્વરૂપે—સ્થિતિ કરે છે.

**અભ્યાસવડે સર્વ થઇ શકે છે.** જો તમારે નિષ્ક્રોધી થવું હોય તો તેને માટે તમે અભ્યાસ કરો. મનુષ્ય જો ધારે ને નિશ્ચય કરે, અને શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ સદ્દગુરુનો આશ્રય લઇ અભ્યાસ કરે તો કહેલી સાખીપ્રમાણે તે પશુજેવી સ્થિતિમાંથી ઈશ્વરની ને પરબ્રહ્મની સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. આ વાત સાંભળતાં આશ્ચર્ય ઉપજાવે

તેવી જણાય છે ખરી, પણ આશ્ચર્ય ઉપજાવે તેવી ને અશક્યજેવી જણાતી વાતો પણ અભ્યાસવડે શક્ય થાય છે એમ વિદ્વાનો કહે છે:—

" सर्वेषां तु पदार्थानामभ्यासः कारणं परम् ।
अनभ्यासेन मर्त्यस्य प्राप्तयोगोऽपि नश्यति ॥
अभ्यासेन स्थिरं चित्तमभ्यासेनानिलच्युतिः ।
अभ्यासेन परानंदो ह्यभ्यासेनात्मदर्शनम् ॥ "

( બધા પદાર્થોનું અભ્યાસજ મુખ્ય કારણ છે. જો અભ્યાસ રાખવામાં ન આવે તો માણસનો પ્રાપ્ત કરેલો યોગ પણ નાશ પામે છે. અભ્યાસવડે ચિત્ત સ્થિર થાય છે. અભ્યાસવડે પ્રાણનો નિરોધ થાય છે. અભ્યાસવડે પરમાનંદ પ્રાપ્ત થાય છે, અને અભ્યાસવડે નિશ્ચય આત્માનું દર્શન થાય છે. )

જો આ બધું અભ્યાસવડે થઇ શકે છે તો પછી ક્ષમાના અભ્યાસવડે ક્રોધનો જય કરવો એમાં શી મોટી વાત છે? માટે પરમશાંત ને સુખી થવાસારુ ક્ષમાવડે ક્રોધને જિતવાનો અભ્યાસ કરો. વિદ્યાર્થી જો વિદ્યાનો અભ્યાસ કરે છે તો પહેલું, બીજું, ત્રીજું ને ચોથું વગેરે ગુજરાતી સાત કે જોઇતાં ધોરણો પૂરાં કરી સંસ્કૃત કે અંગ્રેજી ભણી વિશેષ યોગ્યતા મેળવે છે, તેમ આમાં પણ પોતાનું અંતઃકરણ સુધારવામાટે—કામક્રોધાદિ વિકારોનો જય કરવામાટે—મનુષ્યે ગુરુશાસ્ત્રની આજ્ઞાપ્રમાણે અભ્યાસ કરવો જોઇએ. જેમ કેટલાક રખડુ છોકરા માબાપના આગ્રહથી ઘેરથી પાટીદફતર લઇ નિશાળે ભણવા જવામાટે નીકળે, પણ નિશાળે ન જતાં પાટીદફતર કોરે મૂકી, ઝાડપર ઓળકોળામણી રમવા મંડે, ને નિશાળનો સમય પૂરો થાય ત્યારે નિશાળેથી છૂટેલા છોકરાઓની સાથે ઘેર

જાય તેવા છોકરા કાંઇ ભણી ન શકે, તેમ જે મનુષ્યો ગુરુશાસ્ત્રના ઉપદેશને ભૂલી જાઇ, વા ન ગણકારી, સ્વેચ્છાપ્રમાણે સંસારમાં વર્તે છે તેઓ કામક્રોધાદિ વિકારોને જિતી શકતા નથી, ને સો વર્ષે પણ પોતાના ધાર્મિક અભ્યાસમાં આગળ વધી શકતા નથી. જો પોતાને સુધરવું હોય ને પરમાર્થમાં આગળ વધવું હોય તો ઊતરતા માણસો-નો દાખલો ન લેવો, પણ શ્રેષ્ઠ મનુષ્યોનો દાખલો લેવો. જો તમારે નિષ્ક્રોધ–શાંત–થવું હોય તો તેવા પુરુષોનાં ઉદાહરણો તમારી દૃષ્ટિ-સમીપ રાખી તમે તેવા થવામાટે ક્ષમાનો અભ્યાસ કરો. તમે જેવો નિશ્ચય કરશો, ને પ્રયત્ન કરશો તેવું ફલ તમને પ્રાપ્ત થશે. સહનશીલ થવામાટે ઝાડપાસેથી પણ મનુષ્યે શીખવાનું છે.

**વૃક્ષોનું નિષ્ક્રોધીપણું તથા પરોપકારીપણું.** જેમ ભગવાન્ દત્તાત્રેયે લક્ષ્ય લેવામાટે ચોવીશ ગુરુ કર્યા હતા તેમ તમે અહીં જે જે જુઓ તેમાંથી તમારા નિશ્ચય ને અભ્યાસને પુષ્ટિ આપનાર શુભ વિચાર ને શુભ શિક્ષાને ગ્રહણ કરો; ને તમારા મનને તમારા ઇચ્છિત અભ્યાસમાં દૃઢ કરી વિજય પ્રાપ્ત કરો. અમોલ વૃક્ષો પણ પોતાનાં વર્તનથી મનુષ્યને ભારે શીખામણ આપી રહ્યાં છે. તે કેવાં શાંત ને પરોપકારી છે! પરોપકારમાટેજ તેમનું જીવન હોય એમ જણાય છે. પરોપકાર કરવો તો ઠીક, પણ અપકાર કરનારના ઉપર ઉપકાર કરવો એ એમના જીવનનો જાણે મહામંત્ર હોય એમ જણાય છે. પથ્થર મારે તેને પણ એ ફલ આપે! આમ શાંત રહી જે પથ્થર મારે તેના મુખમાં મીઠો કોળીઓ મૂકવો એ કામ બહુધા બુદ્ધિમાન્ મનુષ્યથી પણ બનવું અશક્યજેવું જણાય છે, તે કામ બુદ્ધિરહિત જણાતાં વૃક્ષો કરી રહ્યાં છે, અને પ્રાયઃ ગામે ગામ તથા સ્થલે સ્થલ હાજર રહી નિષ્ક્રોધીપણાનું, પરોપકારીપણાનું અને અપકાર કરનારઉપર

ઉપકાર કરવાનું પોતાનું જ્વલંત દૃષ્ટાંત બતાવી રહ્યાં છે. એટલા-માટેજ એક સંત પોતાના મનને નીચે પ્રમાણે કહે છેઃ—

"રે મન! વૃક્ષનકો મત લે."

વૃક્ષોનું અચલ ધૈર્ય ને તેમની અચલ શાંતિ આવી છેઃ-

"શિરઇ ચડિયાં તોડંતિ ફળ, પુનિ ડાલઇં મોડંતિ;
તોવિ મહદ્દુમ સવણે હુ, અવરા હિઉ ન કરંતિ."

(મનુષ્ય વૃક્ષોને માથે ચઢીને તેનાં ફલ તોડે છે, વળી તેની ડાળીઓ તોડે છે, તોપણ મોટાં વૃક્ષો સ્વપ્ને પણ પોતાનું હૃદય અવળું કરતાં નથી–તેમના ઉપર ક્રોધ કરતાં નથી.)

**અપકારઉપર ઉપકાર. એક રાજાનું દૃષ્ટાંત.** એ પ્રમાણે હરકોઇ સ્થિતિમાં કોઇ પણ મનુષ્ય આસપાસની પરિસ્થિતિઉપરથી ને ભિન્ન ભિન્ન પ્રસંગોપરથી પોતાના મનને સમજાવીને સન્માર્ગગામી થવાનો અભ્યાસ કરી શકે છે. મદ ઉપજાવનારા મોટા વૈભવવાળા ને આંખો ઓડે આણી મૂકે એવી મોટી સત્તાવાળા રાજાઓ પણ જો ધારે તો શાંત રહેવાનો અભ્યાસ કરી શકે છે, ને શાંત થઇ શકે છે, તો પછી સામાન્ય સ્થિતિવાળા કે ગરીબ સ્થિતિવાળા મનુષ્યો ગર્વ આપનારી સામગ્રીને અભાવે તેવો અભ્યાસ કરી શકે એમાં શું કહેવું? તેના સંબંધમાં કાઠિયાવાડના એક રાજાની સાંભળેલી વાત કહેવાય છે. રાજાના ધર્મને જાણનાર તે રાજા એક વાર પોતાની પ્રજા સુખી છે કે દુઃખી છે? રાજ્યના અમલદારો પ્રજાની સાથે કેમ વર્તે છે? અને પ્રજાની પીડાઓ દૂર કરવામાટે ને તેમના સુખમાં વૃદ્ધિ કરવામાટે મારે શું શું કરવાજેવું છે? વગેરે જાણવામાટે પોતે રાજ્ય-માં ફરવા નીકળ્યા હતા, જે સમયની વાત કહેવાય છે તે સમયે રાજા છડી સવારીએ હતા સાથે એકજ વિશ્વાસુ માણસ હતો.

રસ્તે ચાલતાં એક સ્થલે વૃક્ષોની સારી ઘટા જોવામાં આવી. સમય કાંઇક ગરમીનો હતો એટલે તે સ્થલે વિશ્રાંતિ લેવાની રાજાની ઇચ્છા થઇ. તુરત પોતે વૃક્ષોની ઘટાભણી પોતાનો અશ્વ હંકાર્યો, અને ત્યાં જઇ તે વૃક્ષોની શીતલ છાયામાં મુકામ નાંખ્યો. સાથેના માણસે અશ્વપરથી શેતરંજી ને ગાદી કાઢીને પાથરી આપી, ને રાજા તેપર બેઠા. થોડી વારમાં રાજાના વાંસામાં એક નાના પથ્થરનો ઘા વાગીને દૂર પડયો. રાજાએ આસપાસ જોયું, પણ વૃક્ષની ઘટામાંથી કોઇ નજરે પડયું નહિ, એટલે તેમણે પોતાના નોકરને કહ્યું કેઃ– "તપાસ કર, આ પથ્થરનો ઘા કયાંથી આવ્યો ?" માણસે રાજાની આજ્ઞાપ્રમાણે આસપાસ તપાસ કર્યો તો થોડેજ દૂર એક બોરડીના ઝાડનીચે એક ભીખારીજેવો માણસ બેઠો બેઠો બોર ખાતો હતો. તેને પથ્થરના ઘાવિષે પૂછતાં તેણે કહ્યું કેઃ–"બાપુ ! હુ અફીણનો બંધાણી છું. પાસેના ગામમાં માગવા ગયો હતો, ત્યાંથી પાછો આવતાં થાક ખાવામાટે અહીં સારો છાંયો જોઇને હુ બેઠો છું. અફીણનો વખત થયો એટલે મેં હમણાં અફીણ લીધું, પણ હુંગો કરવામાટે મારી પાસે કાંઇ નહોતું, એટલે આ બોરડીઉપર બે ચાર બોર પાકેલાં જણાતાં તે પાડવામાટે મેં ઘા કર્યો હતો. મેં જાણી જોઇને કોઇના ઉપર ઘા કર્યો નથી. તમને ત્યાં ઊતરેલા આડાં ઝાડ હોવાથી મેં જોયા નથી. ભાઇ ! મારો ગુન્હો માફ કરો." એમ બોલતો બોલતો તે હાથ જોડવા મંડયો, સીપાઇએ પોતાના રાજા-પાસે જઇને આ હકીકત તેમને જણાવી, એટલે રાજાએ તે બંધાણીને સીપાઇદ્વારા પોતાની પાસે બોલાવી મગાવ્યો. ભીખારી ધ્રુજતો ધ્રુજતો હાથ જોડી તથા પોતાના માથાપરનું શાળીઉં ઊતારી રાજાજી-ને વારંવાર પગે લાગતો બોલ્યોઃ–"ગરીબપરવર ! મારી ભૂલ માફ

કરો! મેં ધૂળ ખાધી!" રાજાએ તેને ધીરજ આપતાં પ્રસન્નવદને કહ્યું:-"બંધાણી! ગભરાઓ નહિ. એમાં શું? માણસથી અજાણતાં એમ થઈ જાય." પછી પોતાના સીપાઇને કહ્યું:-"તમારી પાસે જે રૂપીઆ છે તેમાંથી પાંચ રૂપીઆ આ બંધાણીને આપો, અને થોડો નાસ્તો પણ આપો." બંધાણી હાથ જોડતો ને પગે લાગતો બોલ્યો:-"ના બાપુ! ના, એની મને જરૂર નથી. ગરીબપરવર! મારો ગુન્હો આપ નામદાર માફ કરો છો એજ આપની માગ ઉપર મોટી રહેમ છે." રાજાએ મંદ હસતાં હસતાં કહ્યું:-"એમ હોય બંધાણી! **બોરડીપરનો ઘા ખાલી ન જાય તો રાજાપરનો ઘા ખાલી કેમ જાય?"** ભીખારી રૂપીઆ ને નાસ્તો લઇ હરખાતો હરખાતો ને તે રાજાનો ઉપકાર માનતો માનતો ચાલતો થયો. આવા રાજાઓ વિશ્વમાં પૂજાય એમાં શું આશ્ચર્ય છે? જો મનુષ્યે ખરા સુખી થવું હોય તો પોતાના હૃદયમાં રહેલો અવ્યક્ત ઇશ્વરાંશ વર્તનમાં પ્રકટાવવો જોઇએ, અને તેને માટે આ રાજાના જેવા નિષ્ક્રોધી ને અપકાર કરનારના ઉપર ઉપકાર કરનારા થવું જોઇએ.

## ૨ લોભ.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભગવાને નરકના દ્વારરૂપ ત્રણ મુખ્ય દોષો ગણાવ્યા છે, તેમાં ક્રોધઉપરાંત લોભની પણ ગણના કરી છે. એ લોભ ઘણો બલવાન્ છે. એ લોભને બે પ્રકારમાં વહેંચી શકાય. ઇશ્વરની કૃપાથી અને પોતાના પુરુષાર્થથી જે દ્રવ્યાદિ વ્યાવહારિક પદાર્થોની મનુષ્યને પ્રાપ્તિ થઇ હોય, તથા થતી હોય, તેમાં સંતોષ ન માનતાં મને અધિક મળે તો ઠીક, અધિક મળે તો ઠીક, એવો

અસંતોષ સર્વદા તેના મનમાં રહ્યા કરે, ને તેથી તેનું મન દુઃખાનુભવ કર્યા કરે એ લોભનો પહેલો પ્રકાર છે. એનું બીજું નામ તૃષ્ણા છે. મળેલા દ્રવ્યમાંથી વ્યવહાર કે પરમાર્થમાં આવશ્યક ખર્ચ ન કરતાં દ્રવ્યનો સંચય કર્યા કરવાના આગ્રહવાળી સંકુચિત વૃત્તિ જેને કંજુસાઇ કહે છે તે લોભનો બીજો પ્રકાર છે. એ કંજુસાઇને લઇને પણ ખર્ચ કરવાના પ્રસંગમાં જીવને ક્લેશાનુભવ થયા કરે છે.

તૃષ્ણા. ખરી રીતે જોઇએ તો મનુષ્યને નિત્ય આશરે દોઢ શેર કે બશેર અન્ન, ત્રણ વસ્ત્ર ને સૂવાને સાડા ત્રણ હાથ જમીનની જરૂર છે; અને મનુષ્ય જો યોગ્ય ઉદ્યોગ કરે તો પ્રભુ એટલું તો તેને આપી રહે છે. પ્રભુ કોઇને તેમાં ન્યૂનતા આવવા દેતા નથી. વ્યવહારમાં કહેવત છે કેઃ—" પ્રભુ ભૂખ્યા ઊઠાડે, પણ ભૂખ્યા સૂવાડે નહિ. " એમનું વિશ્વંભર એવું નામ છે. કોઇ ભક્તે એક પ્રસંગે પ્રભુને વિનતિ કરી છે કેઃ—"હે વિશ્વંભર ! કાં તો મારા પ્રતિ આપનું વિશ્વંભર એવું નામ સાર્થક કરો—મારું ભરણપોષણ કરો, નહિ તો મને આપના વિશ્વમાંથી બહાર કાઢી મૂકો ! " પ્રભુએ મનુષ્યને જોઇએ તે કરતાં ઘણું આપ્યું છે, ને તે બધું વધારા ખાતે છે, છતાં મનુષ્યની તૃષ્ણાનો અંત નથી. પાંચ રૂપીઆ મળે તો તેને દશની ઇચ્છા થાય, દશ મળે તો વીશની ઇચ્છા થાય, વીશ મળે તો ચાળીશની, ને એમ સો, હજાર, દશ હજાર, લાખ, દશ લાખ કે કરોડ મળે તોપણ મનુષ્યને સંતોષ થતો નથી. ઘણા લક્ષાધિપતિઓ ને કરોડાધિપતિઓ પણ વધારે ને વધારે ધન મેળવવાને અસંતોષપૂર્વક આતુર મનથી પ્રયત્નશીલ રહે છે એ ઘણાના અનુભવની વાત છે. આવી અયોગ્ય તૃષ્ણા મનુષ્યના અવિચારનું પરિણામ છે. તમારી ઇચ્છા હોય તો

ભલે તમે સમભાવથી વિશેષ ધન મેળવવા પ્રયત્ન કરો, પણ હૃદયમાં અસંતોષ સેવીને દુઃખી ન થાઓ.

**તૃષ્ણાના શમનના ઉપાય.** સુવિચાર એ સંતોષનું કારણ છે, ને વિચારરહિતપણું એ અસંતોષનું કારણ છે. જો સંતોષ ને તજ્જન્ય શાંતિ મેળવવાં હોય તો મહારાજા જનકની પેઠે સુવિચાર કરો. તૃષ્ણાનો અંત ન જોઇને મહારાજા જનકે એક વાર વિચાર કર્યો કે ભલે વિદેહદેશ મારો કહેવાય છે, પણ હું આખા વિદેહદેશમાં વ્યાપક નથી, માત્ર મિથિલાનગરીમાં હું રહું છું હું મિથિલાનગરીમાં રહું છું ખરો, પણ આખી મિથિલાનગરીમાં રહેતો નથી, માત્ર રાજમહેલમાંજ હું રહું છું. રાજમહેલમાં પણ હું વ્યાપક નથી, મારે તો માત્ર એક પલંગજેટલા ભાગનોજ ઉપયોગ છે. પલંગમાં પણ આખો પલંગ મારે માટે નથી. તેમાંથી પણ આશરે સાડા ત્રણ હાથ લાંબો ને આશરે હાથ દોઢ હાથજેટલો પહોળો ભાગ હું વાપરી શકું છું, અને માત્ર તેટલુંજ વ્યવહારપક્ષે મારું છે; બાકીનું વધારા ખાતે છે. મનુષ્ય જો ધારે તો આવા વિચારથી તૃષ્ણાના અયોગ્ય વેગને રોકીને શાંતિ મેળવી શકે. ઈશ્વર આપણા કરતાં વધારે સમજે છે. તે પરમ ઉદાર ને ન્યાયી છે. તે જે કરે તે યોગ્યજ કરે છે, ને તે જોઇએ તેના કરતાં આપણને વધારે આપે છે, માટે મિથ્યા અસંતોષ સેવી દુઃખી ન થાઓ. **જેમ દાતાએ ઉદાર રહેવું જોઇએ તેમ લેનારે સંતોષી રહેવું જોઇએ.**

**સંતોષજેવું સુખ નથી.** ભગવાન્ પતંજલિ કહે છે કેઃ— " **संतोषादनुत्तमसुखलाभः** " (સંતોષથી સર્વોત્કૃષ્ટ સુખનો લાભ થાય છે.) મણિરત્નમાલામાં પણ કહ્યું છે કેઃ—" **तृष्णाक्षये स्वर्ग-पदं किमस्ति** " ( જો તૃષ્ણાનો નાશ થાય તો પછી સ્વર્ગનું

સુખ પણ શા હિસાબમાં છે ? ) તૃષ્ણારહિત આત્મારામ પુરુષના હૃદયના વૈભવની સ્તુતિ કરતાં શ્રીતુલસીદાસજી નીચે પ્રમાણે કહે છેઃ–

" તીન ટુક કોપીનકે, અરુ ભાજી બિનલોન;
સીતારામ હરદે બસે, ઈંદ્ર બાપુરો કોન ? "

( વસ્ત્રમાં માત્ર લંગોટીજ હોય, ને તે પણ ફાટેલી ત્રણ કટકાવાળી હોય, અને ભોજનમાં માત્ર ભાજી ને તે પણ મીઠાવગરની મળતી હોય, પણ જો હૃદયમાં સીતારામનાં ( પ્રભુનાં ) દર્શન થતાં હોય તો એવા સાધુપુરુષપાસે ઈંદ્ર બીચારો શા લેખામાં છે ? ) આમ છે, માટે જો ખરા સુખી થવું હોય તો સાંસારિક દ્રવ્યની તૃષ્ણાને રોકીને મનુષ્યે ધર્મરૂપ દ્રવ્યની તૃષ્ણા ઉત્તરોત્તર વધારવી જોઇએ. બાકી આગળ કહ્યું તે પ્રમાણે દ્રવ્યતૃષ્ણાનો અંત નથી, ને જ્યાંસુધી તૃષ્ણા છે ત્યાંસુધી મનુષ્ય વાસ્તવિક સુખી થઇ શકતો નથી.

કંગાલ કોણ ? મણિરત્નમાલામાં " **को वा दरिद्री** " (દરિદ્રી–નિર્ધન–કંગાલ–કોણ ? ) એમ પ્રશ્ન કરી ઉત્તરમાં કહ્યું કેઃ–" **यस्य तृष्णा विशाला** " (જેને વિશાલ તૃષ્ણા છે તે કંગાલ છે. ) દ્રવ્ય ન હોવાથી માણસ કંગાલ ગણાતો નથી, પણ તૃષ્ણાના વધારાવડે જે સર્વદા અસંતોષી રહે છે તેજ આ જગત્માં ખરેખરો કંગાલ છે. જેનું મન કંગાલ છે તેજ કંગાલ છે, ને સંતોષવડે જેનું મન ઉદાર છે તે નિર્ધન છતાં રાજાથી પણ અધિક ધનાઢ્ય છે. જેના મનમાં સંસારના વિષયોમાં વૈરાગ્ય પ્રકટ્યો હોય તેજ હૃદયની એવી ઉંચી સ્થિતિ પ્રાપ્ત થઇ શકે, પછી ભલે તે ત્યાગી હોય કે ગૃહસ્થ હોય, ભગવાં વસ્ત્ર પહેરતો હોય કે ધોળાં વસ્ત્ર પહેરતો હોય, અને માત્ર

કોપીન પહેરતો હોય કે બે અથવા ચાર વસ્ત્ર પહેરતો હોય. સ્મરણમાં રાખવું જોઇએ કે **વૈરાગ્ય હૃદયમાં છે, કપડાંમાં નથી.** એ વૈરાગ્ય હૃદયમાં શી રીતે પ્રકટે? એમ પ્રશ્ન થાય તો કહેવાનું કે **જો તૃષ્ણાના દોષો ને તેથી ઉપજતાં દુઃખો બરાબર જોવામાં આવે તો ક્રમે કરીને અવશ્ય વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.** તૃષ્ણાના દોષો ને દુઃખો દર્શાવતાં રાજર્ષિ ભર્તૃહરિ કહે છે કે:—

શાર્દૂલવિક્રીડિત.

* "રાખી દ્રવ્યની આશ ખોદી પૃથિવી ગાળી ગિરિધાતુઓ,
સંતોખ્યા બહુ રાયને જતનથી ઓળંગિયા સિંધુઓ;
ગાળી રાત્રિ સ્મશાનમાં દૃઢ મને મંત્રોતણા જાપમાં,
તૃષ્ણા છોડ હવે મને નવ દીઠી કોડી ફુટી હાથમાં. ૧
દેશો દુર્ગથકી ઘણા વિષમમાં જાત્રા કરી ના ફળી,
છોડી આબરૂ યોગ્ય જાતિકુલની સેવા નકામી કરી;
બીને કાકની પેઠ માન ત્યજીને ખાધું બીજાને ઘરે,
પાપી કર્મથી ખુશ થાતી તદપિ તૃષ્ણા વધે ના શમે. ૨

---

* એના મૂલ શ્લોકો નીચે પ્રમાણે છે:—

उत्खातं निधिशंकया क्षितितलं ध्माता गिरेर्धातवो,
निस्तीर्णः सरितां पतिर्नृपतयो यत्नेन संतोषिताः ।
मन्त्राराधनतत्परेण मनसा नीताः श्मशाने निशाः,
प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुंच माम् ॥१॥
भ्रान्तं देशमनेकदुर्गविषमं प्राप्तं न किंचित्फलं,
त्यक्त्वा जातिकुलाभिमानमुचितं सेवा कृता निष्फला ।

શિખરિણી.

ખળોની સેવામાં કડણુ ટપકા તો બહુ સહ્યા,
હસી ઢાલે હૈયે મન દીલગીરીને ગ્રહી રહ્યા;
વળી જોડ્યા હસ્તો ખળતરફ થંભાવી મનને,
અરે ! જૂઠી આશા ! ક્યમ હજી નચાવે બહુ મને ? ”

**તૃષ્ણાને ફિટકાર.** રાજર્ષિ ભર્તૃહરિએ દર્શાવ્યા પ્રમાણે તૃષ્ણાતરફ જ્યારે પાકો કંટાળો આવે ત્યારે તે હૃદયમાંથી મૂકી શકાય છે, અન્યથા મૂકી શકાતી નથી. એક કવિ તૃષ્ણાને ( આશાને ) ફિટકાર દેતાં નીચે પ્રમાણે કહે છેઃ—

“ કિયો બ્રહ્મતેં જીવ, અબ કરવો ચાહે કહા ?
કહા કરી હૈ નિર્જીવ ? આશે ! તવ આશય કવન ? ”

( હે આશે ! તેં બ્રહ્મમાંથી મને જીવ બનાવ્યો, હવે તું શું કરવાને ઇચ્છે છે ? શું તું મને નિર્જીવ ( જડ ) બનાવશે ? તારા અંતરનો આશય શો છે ? )

એક સંત પણ આશાને વશ વર્તનારની અધમતા જણાવતા નીચે પ્રમાણે કહે છેઃ—

---

भुक्तं मानविवर्जितं परगृहेष्वाशंकया काकवत्,
तृष्णे जृम्भसि पापकर्मनिरते नाद्यापि संतुष्यसि ॥ २ ॥
खलोल्लापाः सोढाः कथमपि तदाराधनपरै,-
र्निगृह्यान्तर्बाष्पं हसितमपि शून्येन मनसा ।
कृतश्चित्तस्तम्भः प्रतिहतधियामंजलिरपि,
त्वमाशे मोघाशे किमपरमतो नर्तयसि माम् ॥ ३ ॥

" આશા દાસીકે જે જાયે, તે જન જગકે દાસા;
આશા દાસી કરઈ જો નાયક, લાયક અનુભવ પ્યાસા. "

(જે મનુષ્ય આશારૂપી દાસીના પુત્ર છે ( આશાની આજ્ઞાને અનુસરનારા છે ) તે મનુષ્ય જગતના દાસ છે, ને જે શ્રેષ્ઠ મનુષ્ય આશાને પોતાની દાસી બનાવે છે તે બ્રહ્મનો અનુભવ કરવાની ઇચ્છાવાળા ને યોગ્ય છે. )

**નસીબ તો બે ડગલાં આગળનું આગળ.** આશાના પાશમાં ફસાઇને મનુષ્યો કેવા હેરાન થાય છે? કેટલાક ઊતાવળે ઘણું ધન મેળવવામાટે કિમિયાના છંદમાં પડે છે. તે મનસીલ, (એક જાતની કાચી ધાતુ,) ગંધક, હરતાલ ને પારો ઇત્યાદિવડે સુવર્ણ બનાવવાનો પ્રયત્ન કરે છે. જોકે કિમિયાની વાત કેવલ ખોટી છે એમ ન કહેવાય, તેમ કિમિયાથી કોઇ શ્રીમંત થઇ ગયાના દાખલા સાંભળ્યા નથી, પણ કિમિયાની લાલચે ઘણાએ પોતાની પાસેનું અલ્પ દ્રવ્ય પણ ખોયાના, અને ઘણાકને ધૂતારાઓએ લાલચ આપી ફસાવ્યાના ને ધૂતી લીધાના દાખલા સાંભળવામાં આવ્યા છે. ધનને કારણે ધર્મને અને નીતિને તિલાંજલિ દઇને કેટલાક હલકા વર્તનવાળા રાજાઓને સંતોષવાનો પ્રયત્ન કરે છે, ને કેટલાક દરિયાપારના પ્રવાસો કરે છે, પણ " નસીબ ( પ્રારબ્ધ ) તો બે ડગલાં આગળનું આગળ " હોવાથી પ્રયત્ન કરનારમાંના ઘણા નિરાશ થઇ તૃષ્ણાના જ્વાલામાં બળતા રહે છે. એક ખેડુત કરજદાર થઇ જવાથી ગાડામાં સામાન ભરી અન્ય સ્થલે ધંધામાટે જવાને કોઇ ન દેખે માટે મોટે મળસ્કે નીકળ્યો. ગામને પાદર ગયો ત્યાં તેને સાંભર્યું કે ઘરમાં દીવો ઓલવવો રહી ગયો છે, એટલે તેણે પોતાની બાઇડીને કહ્યું કેઃ—"તું જરા બળદની રાશ થોભી રાખ, હું ઘરમાંનો દીવો ઓલવી

આવું." તે ઘેર ગયો, ને ઘર ઉઘાડી જોયું તો કાળી આકૃતિનો એક માણસ દીવાના કોડીઆમાંથી તેલ લઇ જોડા ચોપડતો હતો. ખેડુતે તેને પૂછ્યું:–"ભાઈ! તું કોણ છે?. ને આ શું કરે છે?" તેણે જવાબ આપ્યો:–"હું તારું નસીબ છું, ને તું જ્યાં જાય છે, ત્યાં મારે તારા પહેલાં પહોંચવું પડશે, માટે જોડા ચોપડી તૈયાર થાઉં છું." ખેડુતે કહ્યું:– "જો એમ છે તો મારે શું કામ પરગામ જવું જોઇએ? ચાલ ભાઇ! પાછો આવું છું." એમ કહી ગાડું લઇ પાછો ઘેર આવ્યો. ધનાદિની તૃષ્ણાથી કેટલાક સ્મશાનમાં જઇ મલિન મંત્રોના જપ કરે છે, કેટલાક બહુ વિષમ પ્રદેશોમાં જાય છે, ને કેટલાક પોતાની જાતિ ને કુલની કીર્તિનો વિચાર મૂકી દઇને નીચ જનની સેવા કરે છે, પણ પ્રારબ્ધના બલવાન્‌-પણાથી ને યોગ્ય પુરુષાર્થની ન્યૂનતાથી તેઓ ઇચ્છિતને પામતા નથી; ને કદાચ બલવાન્ પુરુષાર્થવડે તેઓ ઇચ્છિતને પામે તોપણ તૃષ્ણા તો વધતીજ જતી હોવાથી તેઓ શાંતિ મેળવી શકતા નથી. તૃષ્ણાની સીમા નથી. તે બહુ અનર્થકારિણી છે. વધતી જતી તૃષ્ણા મનુષ્યને અંધ બનાવી મૂકે છે. પાસે આવેલો લાભ તે એક ક્ષણમાં ખોવરાવી નાંખીને મનુષ્યને દુઃખના દરિયામાં ઊતારી દે છે. તે ઉપર એક દૃષ્ટાંત કહેવામાં આવે છે:—

**અતિતૃષ્ણાનું પરિણામ.** અતિતૃષ્ણા બહુ હાનિ કરનારી છે. જૂના વખતમાં એટલે આશરે સોએક વર્ષપહેલાં રાજકોટભણીનો એક માણસ રાજકોટ અને વેરાવળની વચ્ચે વેપાર કરતો હતો. દૈવ-યોગે એવું બન્યું કે એક વાર તે માલ વેચીને પોતાના દશ ખાલી ઘોડા લઇ વેરાવળથી રાજકોટભણી આવતો હતો. રસ્તામાં જૂનાગઢ-નજીક દાતારની ટેકરીપાસે ૮૪ સિદ્ધની ટેકરી છે તેની નીચે તે પોતાના ઘોડા ચારતો હતો. તેને દ્રવ્ય મેળવવાની અતિતૃષ્ણા હતી.

મને કોઇ ઠેકાણેથી ક્યારે ખજાનો મળી આવે? ને હું ક્યારે કરોડપતિ થઇ જાઉં? એવુંજ તેના મનમાં ઘોળાયાં કરતું હતું. જો કોઇ સાધુ પુરુષ મારા ઉપર કૃપા કરે તોજ આ કામ થાય એમ પણ તે માનતો હતો. આ ગિરનારનો ભાગ છે, ને અહીં મોટા યોગી પુરુષો રહે છે એમ તેણે સાંભળેલું, એટલે તે આસપાસ નજર ફેરવતો હતો, ને કોઇ તેવા સાધુ પુરુષ મળી આવે તો તેને વિનતિ કરવાના વિચારમાં હતો, એવામાં એક સાધુજેવો માણસ તેની નજરે પડ્યો, એટલે તે તેની પાસે જઇ હાથ જોડીને કહેવા લાગ્યો કેઃ– "મહારાજ! હું ગરીબ માણસ છું. ધન મેળવવામાટે મેં ઘણાં ફાંફાં માર્યાં, પણ તેમાં મારું આજસુધી કાંઇ વળ્યું નથી. આપજેવા પરોપકારી પુરુષ કૃપા કરીને કોઇ ઠેકાણે ખજાનો બતાવે તો મારા જેવાનું કામ થઇ જાય. સાધુ પુરુષને ધનની ઇચ્છા હોતી નથી, પણ મારા જેવો ધનનો કીડો જે ધનને માટે વલખાં મારી રહ્યો છે તેની શાંતિ ધનવિના થાય તેમ નથી, તો મહારાજ! આપ મારા પર દયા કરો." તે ઘોડાવાળાનું એવું બોલવું સાંભળી તે માણસે તેને કહ્યું કેઃ–"કદાચ તને ખજાનો બતાવવામાં આવે તોપણ તેમાંનું ધન તું તારે ઘેર શી રીતે લઇ જઇશ?" ઘોડાવાળાએ કહ્યું કેઃ– "મારી પાસે આ દશ ઘોડા, તેપર લાદવાની આ વીશ પેટીઓ અને તે પેટીઓ બંધ કરવાની ચુંકો વગેરે સઘળું તેયાર છે." એ સાધુજેવો દેખાતો માણસ માંત્રિક હતો. તેણે કોઇ માંત્રિક પુરુષપાસેથી ધનભંડાર મેળવવાનો મંત્ર મેળવ્યો હતો, ને તે ધનભંડાર મેળવવાનું સ્થલ પણ જાણ્યું હતું, પણ તેના ગુરુએ તેને કહેલું કેઃ–"એ ધનભંડારમાંથી તારા પોતાના હાથથી એક પાઈ પણ ઉપાડી શકાશે નહિ, માટે બીજા કોઇ માણસદ્વારા તારે એ કામ કરવું." એટલે

તે માંત્રિક તેવા માણુસની શોધમાં હતો. તેવામાં તેને આ ઘોડાવાળાનો યોગ થતાં મનમાં પ્રસન્ન થઇ તેને કહ્યું કે:-"ઠીક ભાઇ! ચાલ મારી સાથે. હું તને ખજાનો બતાવું. ભરી લે પેટીઓ." માર્ગમાં ચાલતાં તે ઘોડાવાળાને વિચાર થયો કે આ અઘોરી તો નહિ હોય ? એટલે તેણે તે માંત્રિકને પૂછ્યું કે:-"મહારાજ ! આપ અઘોરી તો નથી કે ? જો જો મહારાજ! અહીં પરમાત્માશિવાય મારું બીજું કોઇ નથી." માંત્રિકે તેના ઉત્તરમાં કહ્યું:-"તું ચિંતા ન કર. વિશ્વાસ રાખ. હું મનુષ્યભક્ષક અઘોરી નથી. પ્રભુની દયાથી એક એવો ધનભંડાર પ્રાપ્ત થાય એમ છે કે તારી ભવની ભૂખ ભાગી જશે. તારી ઇચ્છા હોય તો ચાલ, નહિ તો મારો કાંઇ આગ્રહ નથી. એ ખજાનાનું ઠેકાણું અહીંથી દૂર નથી. જો પેલી કરાડ* દેખાય છે ત્યાંજ તે છે." ઘોડાવાળાને તેના વચનમાં વિશ્વાસ આવ્યો. તેણે કહ્યું:-"બહુ સારું મહારાજ! ચાલો." બંને જણુ આગળ ચાલ્યા, ને તે કરાડપાસે જઇ પહોંચ્યા. પેલા માંત્રિકે તેના ગુરુએ બનાવેલી રીતે ગુગળનો ધૂપ કર્યો કે એક મોટો દરવાજો ને તેની અંદર એક મોટું મકાન દેખાયું. બંને જણુ અંદર પેઠા તો ત્યાં હીરા, માણેક, મોતી ને સોનામહોરો વગેરેથી ભરપૂર અપાર ખજાનો તેમને દેખાયો. ઘોડાવાળો ચકિત થઇ ગયો કે આ તે સાચું છે કે સ્વપ્ન છે? અંતે તેણે પોતાના મનને સ્થિર કરી માંત્રિકના કહેવા પ્રમાણે ધનની વીશ પેટીઓ તે ખજાનામાંથી ભરી લીધી, ને તેને સારી રીતે બંધ કરી. માંત્રિકે તે મકાનના એક ગોખલામાં લોઢાની એક ડાબલી પડી હતી

*પર્વતની કોઇ ટેકરીના ભેખડજેવા સીધા ને ઉંચા ભાગને કરાડ કહે છે.

તે લીધી. પછી પેલી વીશ પેટીઓ બહાર કાઢી તે બંને બહાર નીકળ્યા, ને માંત્રિકે પછી રાળનો ધૂપ કર્યો, એટલે દરવાજો દેખાતો બંધ થઇ ગયો, ને કરાડજેવી કરાડ થઇ ગઇ. પેલો ઘોડાવાળો કે જે ધનની ભારે તૃષ્ણાવાળો હતો તેના મનમાં થયું કે આમાં મહારાજનું કેટલું ધન, ને મારું કેટલું ધન તે આગળથી નક્કી કરવું એ સારું છે, કે જેથી પાછળથી વાંધો ન પડે; એટલે તેણે તે માંત્રિકને કહ્યું:–"મહારાજ! આ ધનમાંથી મારું કેટલું ધન ને આપનું કેટલું ધન તે કહો." માંત્રિકે કહ્યું:–"આપણા બંનેનું અર્ધો અર્ધ. દશ પેટી તારી ને દશ પેટી મારી." જોકે દશ પેટીવડે તે ઘોડાવાળો મોટો ધનાઢ્ય થઇ શકે તેમ હતું, છતાં તૃષ્ણાને લીધે તેને વિચાર આવ્યો કે મને વધારે ધન મળે તો ઠીક, એટલે તેણે માંત્રિકને કહ્યું કે:–"મહારાજ! આપની પાસે વિદ્યા છે તો આપ આવા ઘણા ખજાના મેળવશો, માટે મને આમાંથી દયા કરીને કાંઇ વધારે આપો તો સારું." માંત્રિકે કહ્યું:–"ભલે, તું બે પેટી વધારે લેજે–બાર લેજે." તેટલાથી પણ પેલા તૃષ્ણાલુ માણસને સંતોષ ન થયો, એટલે તેણે વધારે ધન આપવા ઉત્તરોત્તર વધારે વધારે કાલાવાલા કરવા માંડ્યા, તેથી તેને પ્રથમ ચૌદ, પછી સોળ, પછી અઢાર ને છેવટ વીશ પેટીઓ આપવાનું પેલા માંત્રિકે જણાવ્યું. એવામાં તે અતિતૃષ્ણાલુ ઘોડાવાળાની નજર પેલી લોહાની ડાબલીભણી ગઇ, ને તેણે માંત્રિકને કહ્યું:–" મહારાજ! આ ડાબલીમાં સિદ્ધાંજન* હશે એમ મને લાગે છે, માટે તે મને આપો તો ઠીક. હું તે આંજું." માંત્રિકે તેને કહ્યું:–"આ સિદ્ધાંજન નથી, પણ જો કોઇ મનુષ્ય

*આંખમાં આંજવાથી પૃથ્વીમાં રહેલા ગુપ્તનિધિ જોઇ શકાય એવું અંજન.

પોતાની આંખમાં આંજે તો તે આંધળો થઇ જાય એવું ઔષધ છે, માટે એ વિચાર રહેવા દે." છતાં પણ તે ઘોડાવાળાએ પુનઃ પુનઃ આગ્રહ કરવાથી માંત્રિકે તે ડાબલી તેના હાથમાં આપી. તે ડાબલીમાંથી આંગળીવડે અંજન લઇ તે ઘોડાવાળો પોતાની આંખે આંજવા મંડ્યો. ત્યારે પેલા માંત્રિકે તેને કહ્યું કેઃ–"તું આંજવું રહેવા દે. જો તું આંજીશ તો નક્કી તું આંધળો થઇ જઇશ." તોપણ તેણે માન્યું નહિ, ને "ના મહારાજ! તમે ખોટું કહો છો" એમ બોલતાં બોલતાં તેણે પોતાની બેઉ આંખમાં તે અંજન આંજ્યું, તેથી થોડીજ વારમાં તે આંધળો થઇ ગયો, એટલે આ અતિતૃષ્ણાવાળો ને અવિચારી આંધળો માણસ આ ધનને ભોગવવા લાયક નથી એમ જાણી "તારું લાગ્યું તું ભોગવ" એમ તેને કહી દશે ઘોડા ને ધનની વીશે પેટીઓ લઇ તે માંત્રિક ચાલતો થયો, ને તે તૃષ્ણાલુ ઘોડાવાળો બહુ દુઃખી થઇને માંડ માંડ પોતાને ઠેકાણે પહોંચ્યો. અતિતૃષ્ણાનું પરિણામ આવું અનિષ્ટ છે.

**"લોભ પાપ સઘળાનું મૂલ."** લોભ મનુષ્યની પાસે કયું પાપ ન કરાવે તે કહેવાતું નથી. "**लोभश्चेदगुणेन किम्**"– જો લોભ હોય તો પછી બીજા અવગુણથી શું પ્રયોજન છે? મતલબ કે એક લોભજ સઘળાં પાપ કરાવવાને સમર્થ છે. જેમ કોઇ માણસ ઘણો રૂપાળો હોય, પણ જો તેના કપાળમાં એક રૂપીઆજેટલી જગામાં કોઢ હોય તો તેની બધી સુંદરતા હણાઇ જાય છે તેમ મનુષ્યમાં જો લોભનામનો દોષ હોય તો તેવડે તેના બધા શુભ ગુણો ઢંકાઇ જાય છે–લોભ એ શુભ ગુણોને ગળી જાય છે. લોભને વશ થઇને ભાઇ બેનને, અને બેન ભાઇને હણે છે. પુત્ર પિતાને, અને પિતા પુત્રને હણે છે. રાજ્યલોભને વશ થવાથી આખો

ખીલજીવંશ એકપછી એક એમ માર્યો ગયો એ ઇતિહાસપ્રસિદ્ધ વાત છે. જલ્લાલુદ્દીનને તેના ભત્રિજા અલ્લાઉદ્દીને માર્યો, અને એ અલ્લાઉદ્દીનને તેના વહાલા ગુલામ મલેક કાફુરે માર્યો. એમ ઉત્તરોત્તર એકબીજાનાં ખૂન થયાં. કેટલાક વેપારીઓ દ્રવ્યના અતિલોભને લઇને દગાફટકા કરતાં પાછું વાળી જોતા નથી. એ જ રીતે નોકરી, ખેતી, દલાલી ને વકીલાત વગેરે ધંધાઓમાં પણ દ્રવ્યતૃષ્ણાને વશ થઇ માણસો જૂઠાણું કરવામાં બાકી રાખતાં નથી. "**सत्यान्नास्ति परो धर्मो नानृतात्पातकं परम्** " (સત્યથી શ્રેષ્ઠ ધર્મ નથી, અને અસત્યથી મોટું પાપ નથી, ) એમ શાસ્ત્રવચન પોકારીને કહે છે, છતાં લોભ તે વાત ભૂલાવી દે છે, ને મનુષ્યને અવળે માર્ગે ચલાવે છે.

રણમલ કરીને એક વાઘેર ભૂખે મરતો થવાથી અલખીઓ સાધુ થયો હતો. સાધુનો વેશ ધારણ કરવાથી મનુષ્યમાં કાંઇ સાધુતા આવતી નથી, પણ વૈરાગ્યાદિ શુભ ગુણોવડેજ મનુષ્યમાં સાધુતા આવે છે. વગરવૈરાગ્યે વ્યવહારના કોઇ તરહના દુઃખથી કંટાળીને કે ધંધો કરવાના આળસથી જે મનુષ્ય પોતાના ઘરનો ત્યાગ કરે છે તે જો સાધુને લગતા શુભ ગુણો મેળવવા પ્રયત્ન ન કરે તો પોતાના સાધુનામને ડુબાડે છે. એવા માણસોને ઉદ્દેશીને લોકોમાં આવાં હાસ્યજનક કથનો કહેવાય છેઃ—

"ગોપીચંદન ને ગેરુ, ઇ ભાગ્યાના ભેરુ."

"મુંડ મુંડાવે તીન ગુણ, મીટે શિરકી ખાજ;
ખાનેકું લડુ મીલે, લોક કહે મહારાજ."

"ટોપી પહેરે ત્રણ ગુણ, નહિ વેરો નહિ વેઠ;
બાવો બાવો સૌ કહે, ને સુખે ભરે પેટ."

આ રણમલ્લ પણ આ પ્રકારનો કે એથી પણ કનિષ્ઠ પ્રકારનો બાવો હતો. અગાઉના વખતમાં વાઘેર (કાબા) લોકો બહુ ભાગે પ્રવાસીઓને લૂટવાનો ધંધો કરતા, ને દ્વારકાની જાત્રાએ જનારા માણસોને બહુ હેરાન કરતા. સંવત્ ૧૯૧૪ ની સાલમાં વાઘેરલોકનું મોટું બહારવટું ચાલ્યું હતું. મૂળુમાણેક તથા જોધામાણેક તેમના નાયક હતા. અંગ્રેજ સરકારે બહુ પ્રયત્ન કરીને તેમના નાયકોને મારી વાઘેરોને પરાસ્ત કર્યા હતા. ત્યારપછી એવી પાકી ગોઠવણ થઇ છે કે વાઘેરલોકોનાં જે ગામની હદમાં લૂટ થાય તે ગામના વાઘેરોએ તે લૂટની રકમ ભરી આપવી જોઇએ. એથી યાત્રી લોકોનું એ દુઃખ હવે મટ્યું છે. રણમલ્લ બાવો થયો હતો, પણ તેની લૂટવાની વૃત્તિ નાશ પામી નહોતી. તેણે અલખીઆનો વેશ ધારણ કર્યો હતો. અલખીઆ એ અતીતબાવાની એક જાત છે. આસપાસનાં ગામોથી કેટલેક દૂર જંગલના ભાગમાં એક વડનીચે તેણે પોતાની ઝુંપડી બાંધી હતી. આસપાસનાં ગામોમાંથી તે લોટ વગેરે માગીને પોતાનો ગુજારો કરતો, પણ વારંવાર તેને લૂટ કરવાનું મન થઇ આવતું, અને તેટલામાટે તે જ્યારેત્યારે વડઉપર ચઢીને દૂરદૂરના ભાગમાં નજર ફેંકતો. એક વાર બળદના ઘુઘરાનો અવાજ તથા ગાડાનો ખડખડાટ છેટેથી સંભળાતાં તેણે વડઉપર ચઢીને જોયું તો તેને કેટલેક છેટે વાણીઆની જાન ચાલી જતી જણાઇ. દિવસ આથમી જવા આવ્યો હતો. તે જાનની સાથે વોળાવીઆ નહોતા, એટલે તુરતજ તેના મનમાં તે જાનને લૂટવાનો વિચાર ઊઠ્યો, પણ પછી પાછો બીજો વિચાર તેના મનમાં આવ્યો કે સાધુ થઇને આવું કામ કરવું એ ઠીક નહિ. વળી તેની સાથે નવો વિચાર આવ્યો કે આ લૂટવાનું કરી થોડી મોજમજાહ કરી

લઉં પછી પાછું ક્યાં સાધુ થવાતું નથી? તેના મનમાં થોડી વાર આવી ધડભાંગ ચાલી અંતે તેના મનમાં રહેલા નબળા સંસ્કારો બલવાન્ થયા. દ્રવ્યલોભે તેના મનમાં તે જાન લૂટવાનો વેમ પ્રકટાવ્યો. તુરતજ તેણે પોતાનો અલખીઆનો વેશ કાઢી નાંખ્યો, ને વાઘેરનાં જૂનાં કપડાં પોતાની પાસે રાખ્યાં હતાં તે પહેરી લઇને હાથમાં ગોઓ (મોટા માથાવાળી જાડી લાકડી) લઇને દોડ્યો, ને એકદમ જાનપાસે જઇ જાનનાં માણસોને માર મારી તેમનાં ઘરેણાં-ગાંઠાં ને રોકડ વગેરે માલ લૂટી લઇ આડે માર્ગે થઇ તે પોતાની ઝુંપડીમાં પાછો આવ્યો. આવી રીતે સાધુના વેશમાં રહ્યા છતાં દ્રવ્યલોભને વશ થઇ વખતોવખત આવાં લૂટફાટનાં નિંદ્યકર્મો કરી તેણે પોતાનું પાપી જીવન પૂરું કર્યું.

લોભ કેટલો બધો દુષ્ટ છે! સાધુ થયેલાની પાસે પણ તે આવી રીતે લૂટારાનું કામ કરાવે છે. ભણેલાગણેલા અને ડાહ્યાડમરા વેપારીઓ, કે જે હિસાબમાં બહુ સંભાળ રાખી ભૂલ ન કરે તેમને લોભ પોતાના ફાંસામાં પકડી જોતજોતામાં ભૂલ ખવરાવી દે છે. "આમાં મને પાંચ સો રૂપીઆનું હાંસલ છે, જૂઠું બોલવામાં કાંઇ પાછળથી હાનિ થવાની નથી. જૂઠું બોલવાનું પાપ દૂર કરવા દશાંશ કાઢીશું." આવા વિચારવડે લોભ વેપારીઓને પાપકર્મમાં ફસાવે છે, પણ પાપ કોઇનું સગું નથી. "પાપ પીપળે ચઢીને પોકારે છે" એવી લોકમાં કહેવત છે. એ પ્રમાણે અંતે જ્યારે તેના દગાની ખરી વાત બહાર આવે છે ત્યારે દગો કરનારની આબરૂના કાંકરા થાય છે એટલુંજ નહિ, પણ વખતે રાજાતરફથી તેને શિક્ષા પણ થાય છે. ઘણાને આવી રીતે પાયમાલ થયેલા જોયા છતાં માણસો લાલચને વશ થઇ ખોટી

રીતે દ્રવ્ય મેળવવાના પાપમાં પડે છે, ને અંતે "પાણીના પાણી ને દૂધના દૂધમાં" થાય છે ત્યારે પેટ ભરીને પસ્તાવો કરે છે. જૂઠાણું તો ઠીક, પણ લોભ ખૂનખરાબાસુદ્ધાં પણ કરાવે છે તે વાત સ્પષ્ટ કરવા દક્ષિણદેશમાં બનેલા એક બનાવની હકીકત કહેવાય છેઃ—

બે મુસાફરો રાત્રિનિવાસ કરવામાટે માર્ગમાં આવેલા એક ગામડામાં પટેલની ડેલીએ ગયા. પટેલે તેમને આવકાર આપ્યો, ને પોતાની ડેલીપર તેમનો ઊતારો કરાવ્યો. હજી પણ ગામડામાં એવો રીવાજ છે કે મુસાફરોને અન્ય કોઇની પીછાણ ન હોય તો રાત રહેવામાટે કુંભાર કે સુતારને ઘેર અથવા પટેલની ડેલીએ જાય. આ બે મુસાફરની પાસે બસો રૂપીઆ હતા. પાસે જોખમ રાખીને ડેલીના ઓટલાપર સૂવું એ અયોગ્ય છે એમ જાણી તેમણે પોતાની પાસેના બસો રૂપીઆ તે પટેલને આબરૂદાર જાણી તેને સોંપ્યા, ને પોતે નિરાંતે ડેલીપર ખાટલા ઢાળ્યા હતા ત્યાં સૂતા. થોડી વારપછી પટેલની દાનત બગડી. તેના મનમાં થયું કે જો આ બે જણને મારી નાંખવામાં આવે તો બસો રૂપીઆ મને મળી જશે, કેમકે તેમણે મને બસો રૂપીઆ સોંપ્યા છે તે વાતની બીજા કોઇને ખબર નથી. પછી તેણે પોતાના ઓળખીતા બે લુચ્ચા માણસો હતા તેમને મળી, તેમને થોડા રૂપીઆ આપવાનું ઠરાવી, તેમને હાથે તે બે મુસાફરોનું તરવારના ઝટકાથી એકસાથે ખૂન કરાવી નાંખવાનું ઠરાવ્યું. તે મારાએને પટેલે કહ્યું કેઃ—"હું ઘેર જઇ સૂઇ રહું છું. ડેલીમાં બે ઓટલાપર બે જણ સૂતા છે. બીજું કોઇ ત્યાં છે નહિ. તમારે કાંઇ પણ પૂછગાછ કર્યા વિના એકેક જણે એકેક જણને મારી નાંખવો." પેલા પાપી માણસોએ તે વાત કબુલ કરી, ને પટેલ ઘરમાં જઇ સૂતો. ડેલીમાં સૂતેલ

પેલા મુસાફરોને ઉંઘ આવતી નહોતી. થોડી વારમાં એક ઢેઢગરોળી-નો એક જાતનો શબ્દ સંભળાયો, એટલે તે બેમાંનો એક જે શકુનશાસ્ત્ર જાણતો હતો તેણે બીજાને કહ્યું કે:–"આ અપશુકન થયાં. આ સ્થલે સૂવું એ જોખમવાળું છે એમ મને જણાય છે માટે ચાલ ઊઠ બહાર જઇને સૂઇએ." બન્ને ઊઠયા, ને પટેલના ઘરની પાછળના ભાગમાં જગા સાફ કરી ત્યાં સૂઇ રહ્યા.

પાછળથી શું બન્યું તે જુઓ. "ખાડો ખોદે તે પડે" એ સત્ય વાત છે. પટેલના બે દીકરાઓ રાત્રે વાડીએ વાસુ રહેવા ગયા હતા, પણ મોડી રાત્રિએ કામે ગયેલો સાથી આવી પહોંચવાથી તેમના મનમાં એમ થયું કે અહીં પડ્યા રહેવાકરતાં ચાલોને ઘેર જઇ સૂઇ રહીએ. એમ વિચારી તેઓ પોતાની ડેલીએ આવ્યા, ત્યાં બે ખાટલા પાથરેલા ખાલી પડ્યા હતા. તે જોઇને તેમને લાગ્યું કે બાપાએ અમારે માટે આ ખાટલા પથરાવી મૂકયા છે. તેઓ થાકયા-પાકયા માથે ઓઢીને ખાટલામાં સૂઇ ગયા, ને ઘસઘસાટ ઉંઘવા લાગ્યા. કેટલીક વારે પેલા બે મારાઓ ડેલીપર આવ્યા, ને જોયા-જાણ્યા વિના એકદમ તે બે જુવાન છોકરાનાં ખૂન કરી નાંખી ચાલ્યા ગયા.

સવાર પડતાં પેલા બે મુસાફરો ઊઠયા, ને કપડાં પહેરી તૈયાર થઇ પટેલપાસે જઇ રૂપીઆની માગણી કરી. પટેલને આશ્ચર્ય લાગ્યું કે આ જીવતા કેમ રહ્યા? તુરતજ તેની નજર ડેલીના ઓટલાભણી ગઇ. તેણે ત્યાં જઇ જોયું તો પોતાના બે જુવાન દીકરાઓને મરેલા જોયા. તેના શોકનો પાર રહ્યો નહિ, પણ કહે કોને? હાથનું કર્યું હૈયે વાગ્યું. તે રડવા લાગ્યો. ઘરનાં બીજાં માણસો પણ દોડી આવ્યાં,

ને તે પણ રડવા લાગ્યાં. એકદમ કોલાહલ થઇ પડ્યો. મુસાફરો મનમાં સમજ્યા કે પ્રભુએ આપણને બચાવ્યા. કોલાહલ સાંભળી ગામનાં માણસો ને પોલીસનાં માણસો આવી પહોંચ્યાં. પોલીસે તપાસ કરી ખૂન કરનારાઓને અને પટેલને પકડી પરહેજ કર્યા. પોલીસે પૂછવાથી મુસાફરોએ પોતાની હકીકત જાહેર કરી. તેમને તેમના રૂપીઆ પટેલપાસેથી રાજ્યના અમલદારે પાછા અપાવ્યા. આ પ્રમાણે રૂપીઆ જેના હતા તેને મળ્યા, ને પટેલે પોતાના બે દીકરાને ગુમાવ્યા, પોતે તથા પોતાનું કુટુંબ દુઃખના દરિયામાં ડુબ્યાં, આબરૂ ગુમાવી, ને છેવટ દેહાંતદંડની શિક્ષા પણ ભોગવી! લોભ મનુષ્યપાસે કેવાં ક્રૂર કર્મ કરાવે છે, ને કેવું મહાદુઃખ આપે છે તે આ દૃષ્ટાંતપરથી સારી રીતે સમજી શકાય છે. લોભ જ્યારે પ્રબલ થાય છે ત્યારે તે લોભીના મહાશત્રુનું કામ કરે છે, ને તેટલાજ માટે ભગવાને તેને નરકના દ્વારરૂપ કહ્યો છે.

**પાપનો બાપ કોણ?** ચંદ્રશેખરનામનો એક બ્રાહ્મણપુત્ર કાશીમાં લાંબા સમયસુધી રહી, અભ્યાસ કરી, વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, ને સાંખ્યાદિ શાસ્ત્રોમાં કુશલ થયો; અને વેદાંતનાં પ્રસ્થાનત્રય આદિ ગ્રંથોનો અભ્યાસ કરી તેણે વેદાંતાચાર્યની પદવી પણ પ્રાપ્ત કરી. પછી તે પોતાના વતનમાં ગયો. કેટલાક સમયપછી તેને શંકા થઇ કે **पापस्य तातः कः** ( પાપનો બાપ કોણ? ) તે માટે તેણે પોતાની પાસેનાં સઘળાં શાસ્ત્રો જોયાં, પણ તેમાંથી તેને કાંઇ પ્રત્યુત્તર મળી શક્યો નહિ, એટલે તે ઉદાસીન રહેવા લાગ્યો. શંકા ભુંડી છે. તેને ઘેર કાંઇ ચેન પડતું નહોતું. તેથી યાત્રાએ જવાથી કોઇ સ્થલેથી મને તેનું સમાધાન મળી આવશે એવા વિચારથી તે યાત્રાર્થે નીકળ્યો. પ્રથમ ઉત્તરમાં બદરિનાથ ને કેદારનાથ આદિની યાત્રા કરી પછી

પૂર્વમાં ગયા અને જગન્નાથજી આદિમાં જઇ તેણે દક્ષિણમાં રામેશ્વર-ભણી પ્રયાણ કર્યું. એ તરફનાં રામેશ્વર ને શિવકાંચીવિષ્ણુકાંચી આદિ નાનાંમોટાં તીર્થો કરતો કરતો તે પુનામાં આવ્યો. માર્ગમાં કેટલીક વાર વિદ્વાનોનો મેળાપ થયા છતાં અને તેમની સાથે ચર્ચા થયા છતાં પાપનો બાપ કોણ ? એ તેની શંકાનું સમાધાન થઇ શક્યું નહોતું, એટલે તેની ઉદાસીનતા હજી ચાલુ હતી. પ્રસંગવશાત્ તે પુનાની સદાશિવપેઠનામની બજારમાંથી ચાલ્યો જતો હતો, તે વેલા વિલાસિનીનામની એક ધનાઢ્ય વેસ્યા પોતાની હવેલીના ઝરૂખામાં બેઠી હતી તેણે તે ચંદ્રશેખરને જોયો. એ જાતિ બહુ ચતુર હોય છે. મુખાકૃતિઉપરથી તે માણસનું અંતઃકરણ કળી શકે છે. તેણે પોતાના મનસાથે વિચાર્યું કે બ્રાહ્મણ વિદ્વાન્ જણાય છે, પણ આટલો બધો ઉદાસીન શામાટે રહેતો હશે ? ચાલ પૂછી જોઇએ. તુરતજ તેણે પોતાની દાસીને મોકલી તેને પોતાની હવેલીપર બોલાવ્યો, ને તેનો વાણીવડે આદરસત્કાર કરી તેને એક કોચઉપર બેસાડ્યો. પછી પૂછગાછ કરી, તેના અભ્યાસાદિની હકીકત જાણી લઇ, તેને પૂછ્યું કે:–"આપ આવા વિદ્વાન્ છતાં ઉદાસીન કેમ જણાઓ છો?" ચંદ્રશેખરે પ્રત્યુત્તરમાં કહ્યું કે:–"કાંઇ નહિ. તમને કહેવાથી કાંઇ ફલ નથી." વિલાસિનીએ પ્રત્યુત્તરમાં ગંભીરતાથી કહ્યું કે:–"મહારાજ! આપ સુખેથી કહો. મારાથી જો બનશે તો હું આપનું દુઃખ નિવૃત્ત કરીશ. જો હું આપનું દુઃખ દૂર નહિ કરી શકું તોપણ મારી આગળ તે વાત કહેવાથી આપનું દુઃખ ઓછું થશે." ચંદ્રશેખરે કહ્યું:–"એ તો શાસ્ત્રીય વાત છે, એમાં તમારું કામ નથી." વિલાસિનીએ મંદ હસીને કહ્યું કે:–"નહિ મહારાજ! વખતે અમારા જેવાં પણ કોઇ વાતનો ખુલાસો કરી શકે, અને મારા જાણવા પ્રમાણે શાસ્ત્રમાં

તો એમ પણ કહ્યું છે કે બાલકપાસેથી પણ જ્ઞાન મેળવવું, માટે આપ આપની જે શંકા હોય તે કહો. જો મારાથી બનશે તો હું તેનો ખુલાસો કરીશ." વેશ્યા વાતચીતપરથી કળી ગઇ હતી કે બ્રાહ્મણ ભોળો ને શરમાળ છે, નહિ તો આટલું ભણ્યા છતાં ને આટલું દેશાટન કર્યા છતાં તેને શાસ્ત્રીય શંકા કેમ રહે? તેણે આગ્રહથી પૂછ્યું એટલે ચંદ્રશેખરે જણાવ્યું કેઃ-"પાપનો બાપ કોણ? એની મને શંકા છે. મેં તે જાણવામાટે બહુ શાસ્ત્રો ફેરવ્યાં, ને ઘણાની સાથે ચર્ચા કરી, પણ તેનો મને ક્યાંઇ પતો મળી શક્યો નથી તેથી મારું મન ઉદાસ રહ્યાં કરે છે." વિલાસિનીએ કહ્યુંઃ- "એમાં શું? એનો ઉત્તર તો હું બરાબર જાણું છું, અને તે ચોકસ હું આપને કહીશ; પણ તે માટે આપે અહીં થોડા દિવસ રોકાવું પડશે. આપને માટે હું સામી હવેલીના એક ભાગમાં ઊતારાની તથા પૂજાપાઠ અને ભોજનાદિની સર્વ સગવડ કરાવી આપીશ. આપ અહીં સુખેથી રહો." હૃદયમાંથી શંકારૂપી શલ્ય (સાલ) કાઢવાનો યોગ અનાયાસે મળી આવતાં તેણે પ્રસન્ન થઇ રોકાવાનું સ્વીકાર્યું. ચંદ્રશેખર નિત્યપ્રતિ સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરી પોતાને હાથે રસોઇ કરી જમતો, તે પછી શાસ્ત્રવાચન કરતો. વિલાસિની નિત્ય તેને પગે લાગવા આવતી, ને બે સોનામહોર ભેટ ધરતી. કેટલાક દિવસો વીત્યા પછી તે એક વાર ઉત્તમ પોશાક પહેરી, તથા ઉત્તમ આભૂષણો ધારણ કરી, ચંદ્રશેખર રસોઇ કરતો હતો ત્યાં આવી, ને બહુ હાવભાવથી વિનય ને પ્રેમ દર્શાવતી આંખમાં જલ લાવીને કહેવા લાગી કેઃ-"આપના જેવા વિદ્વાન્ બ્રાહ્મણને આ ધૂમાડો ફુંકવો પડે છે તેથી મને ખેદ થાય છે. વળી મને ઉત્તમ પ્રકારની નવનવી સ્વાદિષ્ટ રસોઇ આવડે છે, છતાં આપ મારે ત્યાં રહીને આવી સાદી

રસોઇ જમો છો એ મારા હીનભાગ્યની વાત છે. આપ મારા પર કૃપા કરીને કહો તો આવતી કાલથી હું નાઇ, પવિત્ર વસ્ત્રો પહેરી, પવિત્ર-પણે જાતે રસોઇ કરીને આપને જમાડું, ને હું નિત્યપ્રતિ આપને દશ સોનામહોર અર્પણ કરું." વળી વિલાસિનીએ આગળ ચલાવ્યું:– "ભૂદેવ! કૃપા કરીને આપ મારી વિનતિ સ્વીકારો. જો આપના જેવાની આટલી સેવા પણ હું ન કરી શકું તો પછી મારી આવડત ને મારી સંપત્તિ મારે શા કામનાં છે? હું શાસ્ત્ર જાણતી નથી, પણ મેં આપના જેવાની પાસેથી સાંભળ્યું છે કે **'परोपकाराय सतां विभूतयः'** (સત્પુરુષોની વિભૂતિ–સંપત્તિ–પરોપકારને માટે હોય છે.) હું કાંઇ સંત નથી, હું તો સ્ત્રીજાતિ છું. ને વળી અધમ છું, પણ પ્રભુએ કૃપા કરીને મને એ પૈસા આપ્યા છે, ને કાંઇક કલા આપી છે એનો ઉપયોગ જો હું આપના જેવા પવિત્ર વિદ્વાન્ બ્રાહ્મણમાટે નહિ કરું તો કોને માટે કરીશ? દેવ! મને કાંઇ પુણ્ય કરવાની તક આપો. મને મારો પરલોક સુધારવા દો. મારા પર દયા કરો. મારી સેવા સ્વીકારવાની આપ હા પાડો." આમ તે પોતાની આંખોમાંથી કૃત્રિમ આંસુ સારતી ને કૃત્રિમ નિસાસા નાંખતી ગળગળે સાદે કહેવા લાગી. વેશ્યાનાં આવાં સ્ત્રીચરિત્રને ઉદ્દેશીને કોઇ કવિએ નીચે પ્રમાણે કહ્યું છે:—

'પરધન પરમન હરનકું, બેશ્યા બડી પ્રવીન."

વળી સ્ત્રીના સંબંધમાં બીજા કવિ નીચે પ્રમાણે કહે છે:—

"મોહ પમાડે ખૂબ રમાડે કોક સમે વળી ખેદ કરાવે,
કોક સમે રડવાપર આવે રંક થઈ કહુ વેણ સુણાવે;
એજ વળી મદમત્ત કરી દે ઠેકડી નકલ કરી અકળાવે,
રંક થઇ પેસી નર ઉરમાં નારી શા હાલા ન હલાવે?"

વિલાસિનીએ ઉપરથી બહુ પ્રેમ અને વિનય બતાવતાં કહેવા માંડયું:-"મહારાજ ! પૂરણપોળી* તો અમારી દક્ષિણીનીજ કહેવાય. હું તે બહુ સારી બનાવી જાણું છું. અમારું પંચામૃત+ તો આપે કદી ચાખ્યું પણ નહિ હોય. હું નાઇ ધોઈ રેશમી વસ્ત્ર પહેરી સોળે રસોઇ કરું તો પછી આપને જમવામાં શી અડચણ છે ?"

જોકે વિલાસિનીનો વિનય, પ્રેમ, પ્રાર્થના, નિસાસા ને આંસુ કૃત્રિમ હતાં, તોપણ તે ભોળા શાસ્ત્રીએ એ બધું સાચું માની લીધું, અને તેમાં પણ નિત્યની દશ સોનામહોર આપવાનું વિલાસિનીએ જણાવ્યું એથી તે બ્રાહ્મણનું મન સ્વધર્મથી ચલિત થયું,-લાલચમાં લેવાઇ ગયું. સંભ્રમને પામેલી બુદ્ધિથી તેણે વિચાર કર્યો કે વિલાસિની ભલે વેશ્યા રહી, પણ તે નાઇને રસોઇ કરે તો તે જમી શકાય. શાસ્ત્ર પણ આ વાતની છૂટ આપે છે. ધર્મશાસ્ત્ર તો સ્પષ્ટ શબ્દમાં કહે છે કે "अद्भिर्गात्राणि शुध्यन्ति" (જલવડે અંગો શુદ્ધ થાય છે.) જ્યારે મનુષ્યનું અંતઃકરણ કોઇ પણ વિકારથી બગડે છે ત્યારે તે સત્યાસત્યની યોગ્ય તુલના કરી શકતું નથી. ચંદ્રશેખરના મનમાં પ્રકટેલા દ્રવ્યલોભે શાસ્ત્રવચનનો યોગ્ય અર્થ તેને સૂઝવા ન દીધો. તેણે વિલાસિનીની માગણી સ્વીકારી! બીજે દિવસે વિલાસિનીએ ચંદ્રશેખરના ઊતારાવાળી હવેલીમાં પવિત્રપણે જાતજાતની રસોઇ તૈયાર કરી, અને તે પંડિતને ભોજન કરવામાટે દાસીદ્વારા

---

*દક્ષિણીઓમાં પૂરણપોળીનું ભોજન બહુ વખણાય છે, કેમકે તેમાં ઘી બહુ વાપરી શકાય છે. તેઓમાં કહેવત છે કે "**पूर्णाची पोळी आणि तूपाची होळी**" (પૂરણની પોળી અને ઘીની હોળી.)

+એ પંચામૃત તો જાણે મરચાંનો અર્કજ હોય એવું તીખું હોય છે.

બોલાવ્યો. ચંદ્રશેખર પૂજાપાઠથી પરવારી રાહ જોઇ રહ્યો હતો, એટલે અબોટીઉં પહેરી દાસીની સાથે જઇ તેને માટે સુંદર પાટલો નાંખ્યો હતો તેના પર બેઠો. થાળ મૂકવાની જગાએ ભાતભાતના રંગની રંગોળીઓ પૂરી હતી. થોડીજ વારમાં વિલાસિની ચાંદીના થાળમાં તથા સોનાના વાટકાઓમાં ભાતભાતની સામગ્રી પીરસી થાળ લઈ આવી, ને ચંદ્રશેખરનું પૂજન કરી દશ સોનામહોર ધરી. પછી મંદ હાસ્ય કરતી ને "આજ તો મારાં ધનભાગ્ય છે" એમ મધુર વાણીવડે બોલતી વિલાસિનીએ ચંદ્રશેખરને ભોજન લેવા પ્રાર્થના કરી. ચંદ્રશેખરે તુરતજ હાથમાં જલ લઇ મામગ્રીમંત્રવડે અન્નપર પ્રોક્ષણ કર્યું, ને બ્રહ્માર્પણ કરી, ત્રણ બલિ મૂકી, જેવો તે પ્રાણાહુતિ આપવામાટે પોતાના મુખભણી ભાતનો ગ્રાસ લાવે છે ત્યાં વિલાસિનીએ સત્વર ઊભાં થઇ "હું" એમ ઉંચે સાદે બોલતાં તથા હાથવડે અટકાવતાં ચંદ્રશેખરના મોઢાપર એક લપડાક ચોઢી દીધી. ચંદ્રશેખર આથી હબકી ગયો, ને વિલાસિનીની સામે ફાટી આંખે જોઇ રહ્યો. વિલાસિની બોલી:–"મહારાજ! સમજ્યા? પાપનો બાપ લોભ છે. મારી દશ સોનામહોરની લાલસાને વશ થઇ તમે એટલો વિચાર પણ ન કર્યો કે હું બ્રાહ્મણ થઇને આ નીચ વેશ્યાના હાથનું રાંધેલું કેમ ખાઇ શકું? હું ભલે વેશ્યા છું, પણ ધર્મ કેવી અમૂલ્ય વસ્તુ છે તે કાંઇક સમજું છું. તમારો ધર્મ ચૂકાવવામાટે મેં આ પ્રયોગ રચ્યો નથી, પણ સર્વ પાપનો બાપ લોભ છે–લોભથી બહુ દોષો ઉપજે છે, ને મનુષ્યને અત્યંત વહાલો એવો જે તેનો ધર્મ તે પણ તે છોડાવે છે–તેની ખાત્રી કરી આપવામાટે મારે આમ કરવું પડયું છે. ક્ષમા કરશો. દેવ! લોભથી બહુ સંભાળવાનું છે." ચંદ્રશેખર ઉદાસ થઇને સજલ નેત્રે બોલ્યો:–" બાપાજી!

તમારી વાત બરાબર છે. મારી ભારે ભૂલ થઇ." પછી પોતાને ધર્મ-ભ્રષ્ટ થતાં બચાવી લેવામાટે તથા પોતાની શંકાનું પ્રત્યક્ષ સમાધાન કરવામાટે તેણે વિલાસિનીનો બહુ બહુ ઉપકાર માન્યો, અને વિલાસિનીએ પોતાથી કાંઇ વધારે પડતું થયું હોય તો તેને માટે પુનઃ ક્ષમા માગી. બીજે દહાડે વિલાસિનીએ ચંદ્રશેખરનો વસ્ત્ર, અલંકાર ને દ્રવ્યથી સત્કાર કર્યો, અને તે ત્યાંથી રજા માગી વિદાય થયો.

લોભ મનુષ્યપાસે ન કરવાનાં અનેક નિંદ્ય કર્મો કરાવે છે, ને તેના ધર્મનો પણ તે નાશ કરે છે, એ આ દૃષ્ટાંતપરથી જાણીને જિજ્ઞાસુઓએ તેને વશ વર્તાવવામાટે સર્વદા પ્રયત્નશીલ રહેવું જોઇએ. ટુંકામાં કહેવાનું કે જો ધર્મ પાળવો હોય તો લોભને ઘણામાં ઘણો વશ રાખવો જોઇએ. "**संमीलने नयनयोर्न हि किंचिदस्ति**" (બે આંખો વીંચાઇ એટલે કોઇનું કાંઇ નથી,) એ વચન તૃષ્ણાનો જય કરવા ઇચ્છનારે બહુ લક્ષમાં રાખવાજેવું છે.

શુદ્ધભાવથી પ્રયત્ન કર્યા વિના ઉચ્ચ સ્થિતિની પ્રાપ્તિ થઇ શકે તેમ નથી. કામ, ક્રોધ ને લોભાદિ દુશ્મનોને દબાવ્યા વિના પરમાત્માને પ્રાપ્ત કરવાના માર્ગમાં આગળ વધી શકાય એમ નથી, માટે લોભાદિ દુર્ગુણોને દૂર કરવા ને સંતોષાદિ સદ્‌ગુણોને પ્રાપ્ત કરવા સર્વદા પ્રયત્નશીલ રહો.

**તૃષ્ણાતુર ન રહો, કર્તવ્ય સારામાં સારું કરો, પણ ફલ ઇશ્વરેચ્છાપર છોડી દ્યો.** ઘણાં માણસો એવાં હોય છે કે જે વધારે ને વધારે ધન મેળવવાની લાલસામાં સર્વદા અસંતોષી ને દુઃખી રહ્યા કરે છે. તૃષ્ણાના પ્રવાહમાં જે મનુષ્ય તણાયો જાય છે તે કદીપણ શાંતિ મેળવી શકતો નથી, અને સુખ ભોગવી શકતો નથી. તૃષ્ણાતુર માણસને વધારે ને વધારે ધન મેળવવાની

ઇચ્છા થયાજ કરે છે. તેની ઇચ્છાપ્રમાણે તેને મળતું જાય તોપણ તેથી તેને સંતોષ થતો નથી. તેની તૃષ્ણા તેને આગળ ને આગળજ ખેંચતી જાય છે, ને જ્યારે તેનો વેગ તે માણસની યોગ્યતાકરતાં વધી જાય છે ત્યારે તે તૃષ્ણા પૂરી ન પડવાથી તે માણસને નિરાશા ને દુ:ખ થાય છે. દાખલાતરીકે એક માણસને તેની યોગ્યતાપ્રમાણે વધારેમાં વધારે મળી શકે તેટલો રૂ. ૧૦૦ નો પગાર મળતો હોય, છતાં મને રૂ. ૧૫૦ કેમ મળતા નથી? હું સારામાં સારૂં કામ કરું છું, ને સરકારને અથવા શેઠને ઘણી પેદાશ છે, છતાં મારો પગાર કેમ વધારતા નથી? આમ તે ધોખો કર્યા કરે છે, ને અસંતોષ સેવી દુ:ખી રહે છે. આમ કરવામાં તે સરકારનો વા શેઠનો અને ઇશ્વરનો અપરાધ કરે છે એમ કહેવું જોઇએ. ભાઇ! નોકરી કરવી ત્યાંસુધી સારામાં સારું કામ કરવું એ નોકરની ફરજ છે. સરું કામ કરવા-માટેજ પગાર મળે છે, બેસી રહેવામાટે મળતો નથી. વળી ઉપરિને વા શેઠને પણ આંખો હોય છે. તક આવે ત્યારે સારું કામ કરનારને તેનો બદલો તે આપેજ, પણ ધારો કે ઉપરિ વા શેઠ સારા કામનો બદલો કદાચ ન આપે, પણ ઇશ્વરને ત્યાં તો રજેરજની નોંધ છે. તમારું કોઇ પણ કામ કે તમારો કોઇ પણ વિચાર—તમારું નાનામાં નાનું કામ કે તમારો નાનામાં નાનો વિચાર પણ—તેનાથી અજાણ્યાં નથી. જે તમારા હૃદયમાં રહી તમારા સર્વ વિચાર તથા સર્વ પ્રવૃત્તિને જાણે છે તે અંતર્યામી પરમાત્મા તમને તમારા કામનો બદલો આપ્યા વિના કેમ રહેશે? પાણીનો સંચો, મોટરનો સંચો ને વીજળીના દીવાનો સંચો જો પાણી આદિની નોંધ રાખે છે તો ઇશ્વર તમારાં કામની નોંધ કેમ નહિ રાખે? તમારા ઉપરિને વા શેઠને ત્યાં કદાચ એક કે બે ઑફિસ હોય, પણ પ્રભુની ઑફિસો તો ઘણી છે. તેમને ક્યાં ખોટ છે?

આખું વિશ્વ તેમનું છે. તમારામાં વિશેષ લાયકાત આવી કે તમે તેમની કૃપાથી તેમની ગમે તે ઑફિસમાં કોઇ પણ સ્થલે ચોકસ આગળ વધવાનાજ. જે માણસને આ વાતમાં શ્રદ્ધા છે તે પોતાનું કર્તવ્ય સારામાં સારી રીતે કરે છે, ને પરિણામ ઇશ્વરેચ્છાપર છોડી સંતોષી ને સુખી રહે છે; અને અંતે તે અવશ્ય ઉન્નતિને પામે છે. એથી ઊલટું તૃષ્ણાતુર માણસ વર્તમાનમાં અસંતોષી ને દુઃખી રહે છે એટલુંજ નહિ, પણ કોઇ પ્રતિબંધકને લઈ તેના કામનું ફલ મળવામાં ઢીલ થાય તો તેનો કર્તવ્યનો વેગ ઢીલો પડે છે, ને તેથી તે પોતાની ઉન્નતિ જોઇએ તેવી સાધી શકતો નથી, માટેજ શ્રીભગવાને ગીતાજીમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥"

(હે અર્જુન! તારો કર્મ કરવામાંજ અધિકાર છે, ફલમાં કયારે પણ નહિ. તું કર્મના ફલના હેતુથી કર્મ કરનારો ન થા, તેમ કર્મ ન કરવામાં પણ તારી આસક્તિ ન થાઓ. સાર એ કે મનુષ્યે નિષ્કામપણે સ્વકર્તવ્ય કરવું.)

જો મનુષ્ય આ પ્રમાણે કર્મના ફલની તૃષ્ણા ત્યજીને વ્યવહાર-પરમાર્થમાં વર્તે તો તે વર્તમાનમાં સુખી રહેતો છતો, ઉત્તરોત્તર પોતાની ઉન્નતિ સાધતો જાય.

( એક નિષ્કામ ભક્ત. એક ભક્તને કોઇએ પૂછયું કેઃ— "જો તમારી ભક્તિ પ્રભુ નહિ સ્વીકારે તો તમે શું કરશો?" તેણે પૂછનારને શાંતિથી જવાબ આપ્યો કેઃ–"મારાથી બને તેટલી સારામાં સારી પ્રભુભક્તિ કરવી એ મારું કામ છે. તે ભક્તિને સ્વીકારવી કે નહિ તે પ્રભુની મરજીનો વિષય છે.

મારે એ વિષે કશો વિચાર કરવાનો નથી." આ પ્રમાણે નોકરે પણ પોતાની નોકરી સારામાં સારી બજાવવી એટલુંજ તેનું કામ છે. તેના સારા કામનો બદલો તેને કોઇ પ્રકારે સારો મળશેજ. **કામ બરાબર કરવું નહિ, ને ફળની આશા મોટી રાખવી એ ભારે ભૂલ છે.** જે પોતાનું કર્તવ્ય બરાબર કરતા નથી, ને ફલની મોટી મોટી ઇચ્છાઓ રાખે છે તે નિરાશ થઇ દુઃખી થાય છે. એક તૃષ્ણાલુ પણ આળસુ નોકર શેઠને વારંવાર પોતાનો પગાર વધારવા-માટે આગ્રહ કર્યા કરતો હતો. શેઠ આથી બહુ કંટાળ્યા, એટલે તેને ચોકખો જવાબ સંભળાવી દીધો કેઃ–"તમે કામમાં આળસ કરો છો, તેમજ બેદરકારીથી વારંવાર ભૂલો કરો છો તે બદલ તમારો દંડ કરવો જોઇએ; પણ તમને ગરીબ જાણી તે પ્રમાણે તમારો દંડ હું કરતો નથી એજ તમારો ઇજાફો (પગારમાં વધારો) જાણવો. બાકી જ્યાંસુધી તમે તમારું કર્તવ્ય ચોકસાઇથી સારું નહિ કરો ત્યાંસુધી તમારા પગારમાં વધારો થઇ શકશે નહિ."

સારા નોકરે પગાર વધારવામાટે પોતાના શેઠને મુંઝવવા નહિ. જેનું અન્ન ખાધું તેને કફોડી સ્થિતિમાં કનડવા નહિ. જરૂર પડે તો બે માસ વગર પગારે પણ કામ કરવું. કુલવાન્ માણસની આવી ફરજ છે. જેવી દાનત તેવી બરકત છે એ બહુ સ્મરણમાં રાખો. જે કરેલા ઉપકારને જાણનાર ને સંતોષી છે તેને પ્રભુની કૃપાથી તેના કામનો બદલો કોઇ રીતે મળી રહે છે, ને તે સુખી થાય છે.

## સંતોષીને સર્વ સંપત્ છે.

"જે સંતોષી જન છે, સંપત્ સર્વ ખરેજ તેને છે;
પગ જેનો જોડામાં, તેને મન ભૂ મઢીજ ચર્મે છે."

એક રાજા હતા. તેમના દેશમાં જોડા પહેરવાનો રીવાજ નહોતો. હજી પણ આપણા ભરતખંડમાં દક્ષિણના કેટલાક ભાગમાં ઘણા લોકો જોડા પહેરતા નથી. ત્યાં કેટલાક તાપમાં માથે છત્રી ઓઢે, પણ જોડા ન પહેરે. જે રાજાની વાત થાય છે તેમને સુજાનબાનામનાં એક નાનાં કુંવરી હતાં. તે બહુ મોઢે ચઢાવેલાં હતાં. નાનાં બાલકો સ્વભાવથી ચંચલ હોય છે. આ રાજકુંવરી પણ બહુ ચંચલ હતાં. રાજાને તે બહુ વહાલાં હતાં. આંગણામાં રમતાં તેમને એક વાર પગમાં કાંટો વાગ્યો. તે કાઢતાં લોહી નીકળ્યું, ને કુંવરીને પીડા થઇ. તે રોવા મંડ્યાં, ને ખીજાઇ ગયાં. રડતાં રડતાં તે પોતાના પિતાને કહેવા લાગ્યાં:–"બાપુ! આમ કાંટા વાગે તે કેમ ખમાય? માટે આપ બધી ધરતી ચામડે મઢાવી ઘો." રાજા બહુ ભોળા ને ભલા સ્વભાવના હતા. કુંવરીના રડવાથી તેમનું મન દુઃખાયું હતું. તેમણે કહ્યું:–"એમાં શું બેટા? ભલે એમ કરીએ. તમે છાનાં રહી જાઓ." રાજાએ તુરતજ પોતાના રંગપ્રસાદનામના દિવાનને બોલાવ્યા, ને સુજાનબાને કાંટો વાગવાથી બહુ દુઃખ થયાનું જણાવી, કુંવરીપરના પ્રેમના આવેશમાં તે રાજાએ આખી પૃથ્વી ચામડેથી મઢાવી લેવાનો પોતાના દિવાનને હુકમ આપ્યો. આ વાત બનવી અશક્ય છે, ને આ હુકમ કરવામાં રાજાની ભૂલ થાય છે એમ જાણતાં છતાં શિષ્ટાચારને અનુસરીને દિવાન રંગપ્રસાદે તુરતજ રાજાને ના ન કહી. તેમણે તો ઊલટું વિનયથી કહ્યું:–"બહુ સારું, એ વિષેની યોજના વિચારીને પછી હું આપ નામદારની પાસે તે યોજના રજુ કરીશ."

ઉપરિ કે સેવ્ય કોઇ વાત કહે, ને તેમાં પણ જો વેગમાં આવીને કાંઇ કહે તો તે વાત કર્યા જેવી ન હોય તોપણ સેવકે તુરતજ તે વાતની ના ન કહેવી એવો શિષ્ટાચાર છે; કેમકે તેમની ઇચ્છેલી

વાતમાં તુરતજ વિરોધ દર્શાવવાથી તેમના અંતઃકરણને ધક્કો લાગે છે, ને તેઓ બહુ અપ્રસન્ન થાય છે. આમ હોવાથી ઉપરિએ કે સેઠ્યે કહેલી વાતમાં આવશ્યક ફેરફાર કરાવવો હોય તો તેમને શાંત પડવા દીધા પછી સમય જોઇને કહેવું. ખરી વાત કહ્યા વગર તો નજ ચાલે, કેમકે તેમના કહેવા પ્રમાણે કરવાથી કદાચ તેમનું પોતાનું ને અન્યનું અનિષ્ટ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય એમ પણ હોય, વા તે વાત ન થઇ શકે એવી પણ હોય.

રંગપ્રસાદ આ વાત જાણનારા હતા. તેમણે તે પ્રસંગ નિભાવી લીધો. કેટલોક સમય વીત્યા પછી રંગપ્રસાદ રાજાને એકાંતમાં મળ્યા, ને રાજ્યની બીજી કેટલીક વાર્તા કર્યા પછી રાજાને ખુશીમાં જોઇ કહ્યું કેઃ—"ગરીબપરવર! આપે બધી પૃથ્વી ચામડાથી મઢાવી લેવાની આજ્ઞા કરી, પણ પ્રથમ તો એટલાં બધાં ચામડાં લાવવાં ક્યાંથી? અને ધારો કે બહુ યત્નથી પુષ્કલ ચામડાં મેળવીએ, તોપણ જમીનના બધા ભાગોમાં તે જડાય શી રીતે? ખેતરો, વાડીઓ અને બગીચા એમાં, તેમજ ડુંગરો, વનો, રણો ને બીજા અગમ્ય પ્રદેશોમાં તો તે ન જડાય એ દેખીતી વાત છે. રસ્તાપર ચામડાં જડાય, પણ ગાડી, ઘોડા ને અન્ય વાહનો ચાલવાથી ને મનુષ્યો તથા અન્ય પ્રાણીઓની આવજાવથી તે થોડા સમયમાં ફાટી જવાનો સંભવ. વળી ચોમાસામાં તે સડી જઇ દુર્ગંધ ઊઠવાનો ને બગડી જવાનો પણ સંભવ. એટલે બહુ ખર્ચ કરતાં પણ એ વાત બની શકે એવી નથી, પણ બાસાહેબને કયારે પણ કાંટો ન વાગે, ને તેઓ જ્યાં પગ મૂકે ત્યાં પગનીચે ચામડુંજ આવે એવી યુક્તિ મેં શોધી કાઢી છે. જુઓ તે આ રહી." પછી પરદેશથી કોઇ મોચી આવ્યો હતો તેની પાસે તે કુંવરીના પગના પરમાણુના ઉંચા જોડા તૈયાર કરાવીને પોતાના

એક સીપાઈની પાસે કપડામાં વીંટાળીને રખાવ્યા હતા તે જોડા રાજાને બતાવ્યા, ને કહ્યું:-"બેનબા આ પહેરી લે એટલે થયું. ગમે ત્યાં તેઓ ફરે, પણ તેમને કાંટો નજ લાગે." જોડા ઉંચી કિંમતના બનાવરાવ્યા હતા. થોડી કિંમતની વસ્તુ હોય તો તે મોટા માણસોની નજરમાં આવતી નથી. જેમ મોટી કિંમત તેમ તેઓ વધારે પસંદ કરે છે, ને એમ કરવામાં ઘણી વાર રાજાઓ ને ગૃહસ્થો છેતરાય છે એ વાત અનુભવી મનુષ્યોને અજ્ઞાત નથી. દિવાનજીની યુક્તિવાળી વાતથી ને રજુ થયેલા જોડાથી રાજા દિવાનજીપર બહુ ખુશી થયા, ને તેમને તેમની આ કૃતિમાટે ધન્યવાદ આપ્યો.

પોતાના પગમાં કાંટો ન વાગે તેમાટે જેમ આખી પૃથ્વી ચામડે મઢાવી શકાતી નથી તેમ હૃદયમાં અનેક તૃષ્ણાઓરૂપી કાંટા ખટકતા હોય તેનું દુઃખ ટાળવાને વિશ્વના સર્વ પદાર્થો ઇચ્છાનુસાર મેળવી શકાતા નથી, પણ કાંટાનું દુઃખ ટાળવાને જેમ પગમાં જોડા પહેરવાનો ઉપાય સહેલાઇથી થઇ શકે છે તેમ **અનંત તૃષ્ણાથી ઉપજતાં અનંત દુઃખોનો એકસાથે નાશ કરી નાંખવાનો સંતોષ એ સૌથી બની શકે તેવો બહુ સરલ ઉપાય છે; અને તેટલામાટે સંતોષ એ સર્વસંપત્તિરૂપ છે.** જે વસ્તુ અલ્પશ્રમે ને ઘેર બેઠાં મેળવી શકાય તેમ હોય તે વસ્તુ બહુ શ્રમ કરીને બહારથી મેળવવા કોઇ જતું નથી. "**अर्के चेन्मधु विंदेत किमर्थं पर्वतं व्रजेत्?**" (જો ઘરના ખૂણામાંથી અથવા સમીપના આકડામાંથી મધ મેળવી શકાય તેમ હોય તો પછી તે લેવામાટે મનુષ્ય પર્વતમાં શામાટે જાય?)

**આગળ વધવાની શુભેચ્છા રાખો, પણ અસંતોષ સેવી તપ્યા ન કરો.** તમને વ્યવહારની કે પરમાર્થની જે વસ્તુની કે જે

સ્થિતિની ઇચ્છા હોય તેને માટે તમે સુખેથી યોગ્ય પ્રયત્ન કરો, ને તે મેળવો, પણ અસંતોષ રાખી તમે મનમાં બળ્યા ન કરો, કેમકે બળ્યા કરવાથી મન, ઇંદ્રિયો ને શરીરનું કાર્ય કરવાનું બલ ઘટે છે. પ્રત્યેકને આગળ વધવાનો હક છે, ને તેને માટે શુભેચ્છા પ્રથમજ જોઇએ; પણ સ્મરણમાં રાખવું કે માત્ર ખાલી ઇચ્છાથી કાંઇ ફલ નથી. શુભેચ્છાની સાથે તેને પાર પાડવાનો શુભ ઉદ્યોગ જોઇએ. એકલી ઇચ્છાથી કાંઇ કાર્ય થતું નથી. મોટી મોટી ઇચ્છાઓ કરે–મનમાં નવા નવા ઘોડા ઘડે-ને કરે નહિ કાંઇ, એવાં આળસુ માણસો કાંઇ મેળવી શકતાં નથી. ફલ તો પ્રયત્નવડે પરસેવો ઊતારવામાં છે, મોટા મોટા તરંગો કરી અસંતોષ સેવવામાં નથી. એક કવિ પણ નીચેના વચનથી એમજ કહે છે:—

"કાર્ય સરે ઉદ્યોગથી, નરી ઇચ્છાથી ન થાય;
સૂતેલા સિંહમુખમાં મૃગ નવ પેસી જાય."

**પ્રયત્નથી પ્રાપ્ત થાય તેવડે સંતોષી રહો, ને અગત્ય હોય તો વિશેષ પ્રયત્ન કરી આગળ વધો.** જો તમે એ પ્રમાણે કરશો તો નિશ્ચય તમે ક્રમે ક્રમે આગળ વધશો. જેમ મોટો પ્રવાસ કરવાનો હોય તો ચાલીને મુકામ કરવું, આગળ વધવું, મુકામ કરવું, ચાલવું, વધારે ઊતાવળે ચાલવું, એમ કરતાં કરતાં ધારેલે સ્થલે પહોંચાય છે તેમ આમાં પણ જાણવું. જે ઊતાવળે આગળ વધવાની ઇચ્છાથી અસંતોષી રહે છે તે ચાલતાં વહેલો થાકે છે–ઢીલો થઇ જાય છે, ને સંતોષી હિંમતમાં રહીને જોસથી આગળ વધે છે. વળી **સંતોષ રાખી ઉદ્યોગ કરનારને પ્રભુ કૃપા કરીને ઇચ્છિત આપે છે.** વ્યવહારમાં મોટા ગણાતા શેઠ ને ઉપરિઓ જ્યારે પોતાના નોકરના કામની કદર કરે છે ત્યારે પ્રભુ તમારા કામની કદર કેમ

નહિ કરે? તેઓ તમારા કામની ચોકસ કદર કરશે એમ વિશ્વાસ રાખો. પ્રભુ પરમદયાળુ છે. જો તમે તમારું કર્તવ્ય શાંતિ રાખીને બરાબર કરશો તો તેઓ તમને જોઇએ તે કરતાં પણ વધારે આપશે. જો તમે પ્રભુપર વિશ્વાસ રાખી સંતોષપૂર્વક ઉદ્યોગી રહેતા હશો તો તમને આવો અનુભવ થતો હશે વા થશે.

**પરમસંતોષી સંતપુરુષો રાજાના કરતાં પણ વધારે સુખી હોય છે.** એક અવધૂત સંત એક વાર પોતાની મસ્તીમાં કોઇ શહેરના રાજમાર્ગની વચ્ચે બેઠા હતા, તેવામાં ત્યાંથી રાજાની છડી સવારી નીકળી. આગળ દોડતા સીપાઇએ તે સંતપુરુષને હાથ જોડીને કહ્યું:–"મહારાજ! આપ જરા એક બાજુએ બેસો. મહારાજા પધારે છે." તે સાંભળી તે સંતપુરુષ બોલ્યા:–"હું અહીંથી નહિ ઊઠું. હું તમારા મહારાજાનો ઉપરિ છું. જાઓ તેમને તે પ્રમાણે કહો." સીપાઇ આ સાંભળી બહુ આશ્ચર્ય પામ્યો, ને પાછળ રાજા ઘોડેસવાર થઇ ચાલ્યા આવતા હતા તેમને આ હકીકત વિનયપૂર્વક જાહેર કરી. રાજાએ સીપાઇને કહ્યું:–"એ વળી કોણ છે? તું ઘોડો ઝાલી રાખ. હું તેમની પાસે જઇને પૂછું." સીપાઇએ ઘોડો ઝાલી રાખ્યો એટલે રાજા ઘોડેથી ઊતરી તે સંતપુરુષપાસે ગયા, ને નમન કરી બોલ્યા કે:–"મહારાજ! આપ મારા ઉપરિ શી રીતે? આપને મેં ક્યારે ખંડણી ભરી છે? હું આપનો ખંડીઓ શી રીતે?" સંતપુરુષ હસીને બોલ્યા:–"તારો તો શું પણ હું તો દુનિયાના બધા રાજાઓનો ઉપરિ છું. આખી દુનિયાનો ખજાનો મારો છે. તે સંભાળવામાટે મેં સૌને જૂદો જૂદો સોંપ્યો છે, ને સૌ તે પોતપોતાની જવાબદારીથી સંભાળે છે. હું જ્યાં ને જ્યારે જાઉં ત્યાં અને ત્યારે તેમાંથી જોઇએ તેટલું વાપરવામાટે લઉં છું. તારા જેવા અનેક મહારાજાઓ ને

રાજાઓ મારા ખજાનાને, લશ્કરને, અમલદારોને ને રૈયત આદિને સંભાળી રહ્યા છે. તારે ને બીજા બધા રાજાઓને તે સંભાળવાનો શ્રમ પડે છે, પણ મને તેને માટે અલ્પ પણ શ્રમ પડતો નથી, છતાં હું તેનો મારી ઇચ્છા થાય ત્યારે ઉપભોગ લઉં છું.[1] વળી મારા અંગત[2] નોકરો છે તે વગરપગારે સર્વદા હાજર રહીને મારું કામ બરાબર બજાવે છે, અને તારા નોકરો તારી પાસે સર્વદા હાજર રહેતા નથી; તેમ પગાર લેતા છતાં તારું કામ તને સંતોષ થાય તેવી રીતે કરતા નથી; જેને લીધે તારે ઘણી વાર ગુસ્સે થવું પડે છે. નિત્ય અનેક ઘેર મારે માટે રસોઇ તૈયાર થાય છે, જેમાંથી મારી ઇચ્છા થાય ત્યાં જઇને હું જમી લઉં છું, અને સૌથી પહેલાં મને તે ઊની ઊની[3] મળે છે. તું પોતાને મહારાજા માને છે, પણ તારે તો નિત્ય એઠું ને ટાઢું[4] ખાવું પડે છે. તારે તારા નોકરોમાટે ખાવાપીવાની તથા નિવાસ આદિની અનેક પ્રકારની ગોઠવણ કરવી પડે છે, અને મારે મારા નોકરોમાટે કાંઇ પણ વ્યવસ્થા કરવી પડતી નથી. હું જમું એટલે તે સઘળા તૃપ્ત થઇ જાય છે, એટલુંજ નહિ, પણ તેમને જૂદું નિવાસસ્થલ પણ મારે આપવું પડતું નથી. તને પ્રત્યેક પલે મોતની

---

૧ સાચા સંતોને જોઇએ તેટલું સર્વ સ્થલે મળી રહે છે.

૨ હાથ પગ આદિ કર્મેંદ્રિયો તથા આંખ કાન આદિ જ્ઞાનેંદ્રિયો.

૩ વૈશ્વદેવ થયા પછી સંન્યાસી આદિ અભ્યાગતને ભોજન લેવરાવ્યા પછી ગૃહસ્થે જમવું એવી શાસ્ત્રાજ્ઞા છે તે પ્રમાણે.

૪ ભોજનના પદાર્થોમાં વિષ નાંખવાની શંકાથી રાંધનારી દાસીનો દીકરો વા રાજામાટે ભોજનની થાળી લાવનાર નોકર જમે ત્યારપછી રાજા જમે છે, એટલે બીજાનું જમેલું હોવાથી એઠું ને બીજાને જમાડતાં સમય જવાથી ઠરી ગયેલું માટે ટાઢું.

બીક રહે છે, ને રક્ષકવિના તું ક્યાંઇ જઇ શકતો નથી. મને મરણનો અલ્પ પણ ભય નથી, એટલે હું એકલો મારી ઇચ્છાપ્રમાણે ગમે ત્યાં ફરી શકું છું એટલુંજ નહિ, પણ તું ને બીજા લોકો જે મોતથી ડરીને દૂર ભાગો છો તે મોતની મુલાકાતને હું બહુ આનંદજનક[1] માનું છું. તૃષ્ણા કે જે મારી દાસી છે, તેના તું અને બીજા સંસારી જનો દાસ છો. તને અધિક અધિક રાજ્ય મેળવવાની તૃષ્ણા સર્વદા પીડયા કરે છે, મને ચૌદ લોકનું રાજ્ય મળે તોપણ મારા બ્રહ્મસુખની પાસે તે અતિતુચ્છ હોવાથી બ્રહ્મવિચાર મૂકીને હું કદીપણ તે ન સ્વીકારું. કહે, હવે હું તારો ઉપરિ ખરો કે નહિ ?" રાજા બે હાથ જોડી વિનયપૂર્વક બોલ્યા:–"ખરેખર! મહારાજ! આપ સાચા સમ્રાટ્ છો, ને હું તો આપની પાસે એક તુચ્છ જીવ છું. મારો કાંઇ અવિનય થયો હોય તો ક્ષમા કરશો." પછી તે સંતપુરુષને રાજાએ પોતાના મહેલમાં પધરાવી તેમની બહુ ભાવથી કેટલાક દિવસપર્યંત સેવા કરી. પશ્ચાત્ તે સંતપુરુષ યથેચ્છ સ્થલે વિચર્યા. આવા સંતપુરુષ જેમણે વિષયતૃષ્ણાને જિતી લીધી છે તે સર્વદા પોતાના મનને સંતોષી રાખીને વાસ્તવિક પ્રસન્નતાનો અનુભવ કરે છે.

**સંતોષ મેળવવાનો ઉપાય.** સામાન્ય મનુષ્ય પણ જો ધારે તો વિવેકવિચારવડે ઉપયોગપૂરતો સંતોષ મેળવી શકે. જેમ પોતાના ગર્વનો નાશ કરવામાટે મનુષ્યે પોતાનાથી ચઢતી ચઢતી વ્યાવહારિક સ્થિતિવાળાનું અવલોકન કરવું જોઇએ, તેમ પોતાના અસંતોષને દૂર

---

૧ એક સંતપુરુષ પણ એમજ કહે છેઃ–

"જા મરનેતેં જગ ડરે, મેરે સદા આનંદ;
કબ મરીહું કબ ભેટીહું? પૂરન પરમાનંદ."

કરવામાટે મનુષ્યે પોતાનાથી ઊતરતી વ્યાવહારિક સ્થિતિવાળાનું અવલોકન કરવું જોઇએ. જ્યારે કોઇ આંધળો માણસ જોવામાં આવે ત્યારે દેખતાએ વિચારવું જોઇએ કે આ બીચારો અંધ કેવો દુઃખી છે? ને હું આના કરતાં કેટલો સુખી છું? આંધળાને જોઇને કાણાએ પણ સંતોષ મેળવવો જોઇએ કે આ અંધ બાપડો કાંઇ જોઇ શકતો નથી, ને પ્રભુની કૃપાથી ભલે મારે એક આંખ છે, તોપણ મારો વ્યવહાર સુખરૂપ ચાલ્યો જાય છે. એજ પ્રમાણે પાંગળાને જોઇ પગવાળો માણસ સંતોષનો અનુભવ કરી શકે, ને ભીખારીને ભીખ માગતો જોઇ અલ્પ ધનવાળો મનુષ્ય પણ પોતાની સ્થિતિને સારી માની શકે. જે વિચારવંત છે તે આ પ્રમાણે અનેક રીતે સંતોષ મેળવી શકે છે. સંતોષથી પોતાની પાસે હોય તે જતું રહેતું નથી, તેમ નવું મેળવવામાં કાંઇ અડચણ થતી નથી, પણ તેથી ઊલટો મોટો લાભ ચિત્તની શાંતિ જળવાય છે તે છે. વળી સંતોષવડે અંતઃકરણ શાંત રહેવાથી મનુષ્યનું વ્યવહારપરમાર્થનું કાર્ય કરવાનું બલ વધે છે, ને તેથી ઉત્તરોત્તર તે બંને પ્રકારનો વધારે લાભ મેળવી શકે છે. ભલે તમે ઇચ્છિત પ્રાપ્ત કરવામાટે કર્તવ્યનિષ્ઠ, ઉદ્યોગી, પ્રામાણિક ને આવડતવાળા રહો, પણ અસંતોષી ન રહો. જે અસંતોષી રહી બળ્યા કરે છે તે શરીરમાંનું ઓજસ્ બાળી પોતાની કાર્ય કરવાની શક્તિને ઓછી કરે છે, ને તેથી ધાર્યા પ્રમાણે તે પોતાના કાર્યમાં વિજયી થઇ શકતા નથી. ખરા ધર્મનિષ્ઠ માણસો પોતાના પ્રારબ્ધકર્મનો, અને "પ્રભુ જે કરે તે સારા માટે" એવો વિચાર કરીને પ્રતિકૂલતાના સમયમાં પણ અસંતોષને ન સેવતાં સંતોષી ને શાંત રહી શકે છે.

**લોભનો બીજો પ્રકાર કંજુસાઇ. એ પણ મોટો દોષ છે.** કંજુસ મનુષ્યને પોતાની પાસે જોઇએ તે કરતાં ઘણી વધારે દ્રવ્યાદિ

સામગ્રી હોય તોપણ તેમાંથી તેને ઈશ્વરપ્રીત્યર્થે કાંઇ પણ વાપરવાનું ગમતું નથી. કાંઇ વાપરવાનો પ્રસંગ આવે તો તેનું મન સંકોચાય છે, ને કચવાય છે. એવા મખ્ખીચુસો સાંભળવામાં આવ્યા છે કે જે પોતાના જીવનમાં ચીંથરેહાલજેવા રહેતા હતા, ને કેટલાક તો ભીખારીની સ્થિતિમાં રહેતા હતા, અને તેમના મરણપછી તેમની પાસેથી પુષ્કલ દ્રવ્ય નીકળ્યું હતું. પોતાની પાસે યોગ્ય દ્રવ્ય છતાં તે સન્માર્ગે ન વાપરી શકાય તે હીનભાગ્યની વાત છે. મનુષ્યની પાસેના દ્રવ્યના વારસોમાં ધર્મ એ દ્રવ્યનો મુખ્ય વારસ છે. જો તેનો ભાગ કાઢવામાં ન આવે, ને માત્ર દ્રવ્યનો સંચયજ કરવામાં આવે તો રાજા, અગ્નિ, જલ અને ચોર એ ચારમાંથી કોઇ એક અથવા વધારે દ્રવ્યના વારસો તેનું હરણ કરે છે. શ્રીમદ્‌ભાગવતના એકાદશસ્કંધના ત્રેવીશમા અધ્યાયમાં ઉજ્જનના કદર્ય બ્રાહ્મણનું આખ્યાન છે. તે દ્રવ્યવાન્ છતાં અતિકંજુસ હતો. છેવટ પ્રારબ્ધકર્મવશાત્ તેનું રક્ષણ કરેલું બધું દ્રવ્ય વિવિધપ્રકારે નાશ પામ્યું, ને તે ભીખારીજેવો થઇ ગયો. એવી સ્થિતિ પ્રાપ્ત થતાં તેના પૂર્વના કોઇ પુણ્યકર્મથી તેને વૈરાગ્ય ઉપજ્યો, ને તે ત્યાગીતરીકે અતિસમભાવવાળું જીવન ગાળી બ્રહ્મજ્ઞાનદ્વારા મોક્ષ પામ્યો. જિજ્ઞાસુઓને આ સ્થલે કહેવાનું એટલુંજ છે કે લક્ષ્મી ચંચલ છે. તે કોઇ મનુષ્યની થઇ નથી, ને થવાની પણ નથી, માટે તેનો પ્રસન્નતાપૂર્વક યથાશક્તિ સદુપયોગ કરવો. કંજુસાઇ ન રાખવી.

**યથાશક્તિ દાનપુણ્ય કરતા રહો.** સુપાત્રે દાન કરવાથી લક્ષ્મી ખૂટી જતી નથી, પણ જેમ વીરડો ઉલેચાતાં તેમાંનો કચરો દૂર થાય છે એટલુંજ નહિ, પણ તેમાં નિર્મલ જલ આવતું જાય છે તેમ પુણ્યશાલી મનુષ્યને તેના સુપાત્રે દાન કરવારૂપ પુણ્યના બલથી અનાયાસે નવું ધન પ્રાપ્ત થયા કરે છે. દ્રવ્ય મેળવવામાં હિંસા આદિ

પંદર પ્રકારના દોષો થાય છે એમ શાસ્ત્રનું ને સત્પુરુષોનું કહેવું છે. દ્રવ્યમાં રહેલી એ મલિનતા દાનવડે દૂર કરવી જોઇએ. પોતાની કમાઇમાંથી રૂપીએ આનો અર્ધો આનો પણ ધર્માદામાં કાઢવો જોઇએ. કમાઇની મૂલ રકમમાંથી ન વાપરો તો ખર્ચ કાઢતાં રહેલા નફામાંથી પણ વાપરો. "બહેતા પાની નિર્મલા, બંધા ગંદા હોય," એ વચનમાં કહ્યા પ્રમાણે દાન કરવાથી અવશેષ રહેલી લક્ષ્મી નિર્મલ રહે છે. જેવી જેની કમાઇ તેવું તેણે સારા કામમાં વાપરવુંજ જોઇએ. થોડું કમાય તેણે થોડામાંથી થોડું પણ યોગ્ય પાત્રને માટે કાઢવુંજ જોઇએ. "પેટવરાભેળો પુણ્ય વરો" એવી આપણામાં કહેવત પણ છે. કોઇ યાચક આશા રાખીને તમારે ઘેર આવે તો તેને પાછો ન વાળશો. ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ ગમે તે યાચક આવે તેને તમારી શક્તિપ્રમાણે અન્ન તો આપજો. કોઇ પણ યોગ્ય ભિક્ષુકનો તિરસ્કાર નજ કરશો. પોતાની શક્તિ ન હોય તો અલ્પ આપીને પણ હાથ જોડવા. યાચકથી કંટાળવું નહિ. તે પુણ્યલાભ આપવા–સ્વર્ગનું ભાતું આપવા–આવેલો છે એમ ધારવું. જેને ત્યાં હોય તેને ત્યાં યાચકાદિ આવે છે. દરિદ્રીને ત્યાં કોઇ જતું નથી. કોઇ કવિનું વચન સાંભળોઃ—

"આવતહુ મ વારી, પુણ્યઇ લભઇ એહી દીહ;
કોઇ ન ચડસી બારી, ઉલટી જઇસી જઇ વિભઉ."

(તમારે ઘેર આવનાર યાચકને તમે વારો નહિ. મનુષ્યને પુણ્યવડે પોતાને ઘેર અતિથિ આવે એવા સારા દિવસો મળે છે. જ્યારે તમારો વૈભવ નાશ પામશે ત્યારે તમારે બારણે કોઇ પણ નહિ આવે.)

પ્રાપ્ત દ્રવ્યમાંથી તમે કાંઇ ને કાંઇ પુણ્યકર્મ કર્યા કરો, કેમકે કાલ શું થશે તેની ખબર નથી. નીચેનું એક સંતનું વચન આદરપૂર્વક વિચારોઃ—

"બહેતે પાની હાથ પખાલો લોય રે."

(હે લોકો! વહેતા પાણીમાં હાથ ધોઇ લો.)

આ લોકમાં કે પરલોકમાં સુખી થવું હોય, અથવા પોતાના અંતઃકરણની શુદ્ધિ કરીને મોક્ષ મેળવવો હોય તો પુણ્યકર્મની અત્યંત આવશ્યકતા છે. પુણ્યનું ફલ સુખ ને પાપનું ફલ દુઃખ એ શાસ્ત્રસિદ્ધાંત છે. ભિન્ન ભિન્ન મનુષ્યોની અનેક પ્રકારની વ્યાવહારિક સ્થિતિઓ એ તેમનાં પૂર્વનાં પાપપુણ્યની સાક્ષી પૂરે છે. કારણવિના કાર્ય થાય નહિ. "કરે તેવું પામે ને વાવે તેવું લણે" એ કહેવત પણ એજ વાત કહે છે, અને એટલામાટે એક કવિએ નીચેનો એક રમુજી શ્લોક કહ્યો છેઃ—

**"भिक्षुका नैव भिक्षंति शिक्षयंति गृहे गृहे ।**
**दीयतां दीयतां लोका अदातुः फलमीदृशम् ॥"**

(ભીખારીઓ ઘેર ઘેર ભમીને ભીખ નથી માગતા, પણ લોકોને શીખ (શીખામણ) આપે છે કેઃ—"હે મનુષ્યો! તમે દાન કરો, દાન કરો. દાન નહિ કરનારનું ફલ આવું છે." દાન નહિ કરો તો અમારી પેઠે તમારે પણ આવતા જન્મમાં હાથમાં ભિક્ષાપાત્ર લઇને માગવું પડશે. અમે પૂર્વજન્મમાં દાન નથી કર્યું તેથીજ અમારે આ દુર્દશા ભોગવવી પડે છે.)

આ ઉપદેશ ભવિષ્યકાલમાં સુખ ઇચ્છનારને સમજવાજેવો છે.

**સારા કામની પાછળ ચોકસ સંતોષ ને સુખ છે.** ભલે તમે તમારી શક્તિપ્રમાણે થોડું દાન કરો—એક પૈસોજ દાનમાં વાપરો, પણ તેથીએ તમને સંતોષ ને સુખાનુભવ થશે. ઈશ્વરે તક આપી ને તમે કાંઇ પણ સત્કાર્ય કર્યું તો તેથી તમને ન્યૂન વા અધિક આનંદ તુરત

થવાનોજ. મોટી રકમ વાપરવાથીજ પુણ્ય થાય છે એમ ન સમજવું. તમારી શક્તિ હોય તો ભલે તમે સુખેથી ધર્મકર્મમાં વિશેષ વાપરો, પણ તમારી જો શક્તિ ઓછી હોય તો ઓછું વાપરો તેમાં કાંઇ અડચણ નથી, પણ તેમાં ભાવના સારી રાખો. કીર્તિની ઇચ્છાવિના પ્રભુપ્રીત્યર્થે અન્યના ભલાને ખાતર ને ડોળ-દંભ-કે ગર્વ રાખ્યા વિના પુણ્ય કરો. જો તેમ કરશો તો તમારી શક્તિપ્રમાણેના અલ્પદાનથી પણ તમને તમારી ઇચ્છાપ્રમાણે આ લોક પરલોકનું સુખ કે મોક્ષમાં ઉપયોગી એવું ચિત્તશુદ્ધિરૂપી સારું ફલ મળશે.

**વૈશ્વદેવની ને નિત્યદાનની અગત્ય.** ગૃહસ્થને ઘેર નિત્ય વૈશ્વદેવ થાય તે પણ એક નાનો પણ અગત્યનો યજ્ઞ છે. શાસ્ત્રમાં તેના વડે પરિણામે થતા મોટા ફલનો વિચાર કરીને તેમાં થતા પાંચ પ્રકારના વિધિપરથી તેને પંચમહાયજ્ઞ એવું મોટું નામ આપ્યું છે. વ્યવહારમાં પણ "નિત્ય વડી છે" એમ કહેવાય છે. "કાંકરે કાંકરે પાળ બંધાય, ને ટીપે ટીપે સરોવર ભરાય," એજપ્રમાણે થોડું થોડું દાન નિત્ય થાય તો તેનો સરવાળો પરિણામે ઘણો મોટો થાય, ને તેનું ફલ પણ મહાન્ થાય. એટલામાટે શાસ્ત્રમાં ગૃહસ્થને નિત્યદાન કરવાની આજ્ઞા કરવામાં આવી છે, ને તેને માટે એટલો આગ્રહ દર્શાવવામાં આવ્યો છે કે **ગૃહસ્થના ઘરનો જે દિવસ દાનવિના ખાલી જાય તે દિવસ ઘરમાં ચોરી થઇ હોય તેના જેવો શોકનો જાણવો.** વૈશ્વદેવસમયે કોઇ અતિથિ વા અભ્યાગત આવી ચઢે તો તેને જમાડવો જોઇએ, પણ જમાડવાની શક્તિ ન હોય તો તેને સોળ કોળીઆજેટલું, આઠ કોળીઆજેટલું, વા ચાર કોળીઆ-જેટલું, કે ઓછુંવધતું પણ અન્ન આપવું જોઇએ. એ સમયે ભિક્ષુકને નિરાશ કરીને પાછો નજ વાળવો જોઇએ. જોકે અન્ય સમયે પણ

કોઇ યોગ્ય યાચકને કેવલ નિરાશ કરવો એ ઉચિત નથી, પણ વૈશ્વદેવ-કાલે તો અન્નની ઇચ્છાવાળાને પોતાની શક્તિપ્રમાણે અન્ન આપ્યા વગર નજ રહેવું જોઇએ એવો પ્રાચીન શિષ્ટાચાર છે. આ અને દાનના અન્ય વિધિનું પાલન કરવાથી ગૃહસ્થની સંસારના પદાર્થોમાંથી અહંતામમતા ઓછી થતી જાય છે, ને તેના ચિત્તની શુદ્ધિ થઇ તે જાણેઅજાણે મોક્ષના ક્રમમાં આગળ ચાલતો જાય છે. "**अहं ममेति बंधो नाहं ममेति मुक्तता**"–હું ને મારું એ બંધ છે, ને હું તથા મારું નહિ તે મુક્તિ છે. શાસ્ત્રના સઘળા વિધિઓ મનુષ્યના મનને દુઃખ-બહુલ સંસારમાંથી મોકળું કરી તેને પરમસુખરૂપ પરમાત્મામાં જોડવા-માટે છે. દેવ, મહાપુરુષ કે સદ્‌ગુરુને સાકરશ્રીફલ અર્પણ કરવામાં આવે છે તેમાં શ્રીફલ અહંકારના પ્રતિનિધિરૂપ માથાને સ્થાને છે, ને સાકર સંસારની મમતાને સ્થાને છે. શાસ્ત્રીય ઉપાયોના આચરણવડે પરમદુઃખ આપનારી અહંતામમતાનો ત્યાગ કરવાથીજ મનુષ્ય પરમ-કલ્યાણરૂપ મોક્ષને પ્રાપ્ત થઇ શકે છે, માટે બહુ શ્રદ્ધાથી સત્‌શાસ્ત્રની આજ્ઞાઓનું પાલન કરો. બુદ્ધિની સારી રીતે નિર્મલતા, સૂક્ષ્મતા ને એકાગ્રતા થયા વિના મનુષ્યને શાસ્ત્રવિધિઓનાં કારણો ને રહસ્યો પૂરી રીતે સમજાતાં નથી, માટે આરંભમાં તો મનુષ્યોએ શ્રદ્ધાવડે તેનું અનુસરણ કરવું જોઇએ. શાસ્ત્રાજ્ઞાઓનું શ્રદ્ધાવડે કરેલું અનુ-સરણજ સમય જતાં તમારા અંતઃકરણમાં જોઇતી યોગ્યતા ઉપજાવી સઘળા વિધિઓના યોગ્ય ખુલાસા તમારી પાસે રજુ કરશે.

**મમતાનો ત્યાગ કરવામાટે થોડુંક પારકું કરતા જાઓ.** મનની નબળાઇને લઇ બસો, પાંચસો, હજાર કે બે હજાર રૂપીઆ અથવા તેથી વધારે રૂપીઆ એકસાથે ધર્માદામાં કાઢવાનું ઘણાને ભારે પડે એ સ્વાભાવિક છે. તમને એમ ન થાય તેનો સારો ઉપાય એ

છે કે તમે તમારી કમાઇમાંથી અમુક ટકા ધર્માદાના જૂદા કાઢતા રહો. તેના ઉપરથી તમારો હક ઊઠાવી તેને પારકા કરો–ધર્મના કરો. તે પારકા થશે એટલે તમને તે વાપરતાં સંકોચ કે કષ્ટ નહિ થાય. ઘણા ડાહ્યા વેપારીઓ આ પ્રમાણેની વ્યવસ્થા પોતાની પેઢીમાં રાખે છે, ને છૂટથી ધર્માદો કરે છે, પણ આમાં એટલું સંભાળવાનું છે કે ધર્માદાના પૈસા ઓળવાઇ ન જાય, માટે તેનો સમયે સમયે સદુપયોગ કરવાને ચૂકવું નહિ. જ્યાં પારકું હોય ત્યાં માણસનું મન ઉદારતામાં આવી જાય છે. લોકમાં કહેવાય છે કે કોઇ કોઇ ગોરનું પેટ પોતાને ઘેર એક પ્રકારનું, યજમાનને ત્યાં બીજા પ્રકારનું, ને ન્યાતમાં ત્રીજા પ્રકારનું થાય છે! તે પોતાને ઘેર સામાન્યરીતે જમે છે, યજમાનને ત્યાં વધારે જમે છે, ને ન્યાતમાં તો પાણી પીવાનો માર્ગ રહે કે ન રહે એટલું જમે છે. આ વિષયનો એક નીચે જણાવેલો રમુજી શ્લોક લોકમાં પ્રસિદ્ધ છેઃ—

“ भोजनं कुरु दुर्बुद्धे मा प्राणस्य दयां कुरु।
परान्नं दुर्लभं लोके प्राणा जन्मनि जन्मनि ॥ ”

(જ્ઞાતિભોજનવેલા એક અત્યાહારી બ્રાહ્મણ પોતાના પુત્રને કહે છે કેઃ–“ હે દુર્બુદ્ધિવાળા! સારી રીતે ભોજન કર, તારા પ્રાણની દયા ન કર. આ સંસારમાં પારકું અન્ન દુર્લભ છે, અને પ્રાણો તો જન્મોજન્મ મળે છે.)

**એકના હજાર.** જો તમે પ્રભુની પ્રસન્નતાને અર્થે સુપાત્રે યથાશક્તિ દ્રવ્ય વાપરશો તો પ્રભુ તમને તે વ્યાજસહિત પાછું આપશે. એકગણું દાન ને સહસ્રગણું પુણ્ય એવી લોકોમાં કહેવત પણ છે. જો જડભૂમિમાં જુવાર, બાજરો, ઘઉં ને બીજાં ધાન્યો વાવવાથી તે એકમાંથી ઘણા દાણા ખેડુતને આપે છે, તો ઇશ્વરરૂપી વા સુપાત્ર

મનુષ્યરૂપી ચૈતન્યમયી ભૂમિ તમને વધારે કેમ નહિ આપે? તમારે ઘેર વિવાહપ્રસંગે તમારાં કળોઇ (બહેનો કે દીકરીઓ) ચાંદલાના જેટલા રૂપીઆ તમારા પુત્રાદિને આપે તેનાથી બમણા, ત્રમણા કે વધારે શક્તિપ્રમાણે તમે તેને પાછા આપો છો, તો પ્રભુ તમને તમે પુણ્યમાં વાપરેલા દ્રવ્યથી વધારે દ્રવ્ય કેમ નહિ આપે? આપશેજ. માટે તમે તમારી શક્તિપ્રમાણે પ્રસન્નતાથી શુભ કાર્યમાં દ્રવ્ય વાપરતા રહો.

**મખ્ખીચૂસનું (કંજુસનું) મોઢું બાળ.** સવારમાં ઊઠીને ઘણાં માણસો કંજુસનું મોઢું જોતાં નથી. જો કોઇ તેનું નામ લે તો કેટલાક કહે છે કેઃ—"તેનું મોઢું બાળ, તેનું નામ લેવાથી સાંજસુધી આપણે રોટલાભેળા નહિ થઇએ." આમ કંજુસનો સૌ તિરસ્કાર કરે છે. એક વાર એક ઘોડાનો રખવાળ સવારને વખતે પોતાના શેઠનો ઘેડો લઇને બજારમાંથી ચાલ્યો જતો હતો. તેને રસ્તામાં તેનો એક ઓળખીતો માણસ સામો મળ્યો. તેણે તેને રમુજમાં પૂછ્યુંઃ— "**कीस्का यह घोडा है?**" તેના પ્રત્યુત્તરમાં ઘોડાવાળાએ તેને કહ્યુંઃ— "**जीस्के हम नोकर है.**" તે માણસે પાછું પૂછ્યુંઃ—"**कीस्के तुम नोकर हो?**" તેના જવાબમાં ઘોડાવાળાએ તેને કહ્યુંઃ—"**जीस्का यह घोडा है.**" પેલા માણસે કહ્યુંઃ—"**नाम क्युं नहि लेता?**" ઘોડાવાળાએ કહ્યુંઃ—"**तुम क्युं नहि नाम लेता?**" બંને હસ્યા. પેલો માણસ બોલ્યોઃ—"**कुछ नहि रोटी खालो, पीछे बात.**" મતલબ ઘોડાવાળાનો શેઠ બહુ કંજુસ હતો, તેથી બેમાંથી એકેએ તેનું નામ ન લીધું. જેમ માણસમાં કંજુસાઇ વધારે તેમ તે પાપ-સંસ્કાર વધારતો રહે છે. કંજુસના વિચાર ને ક્રિયા બંને મલિન હોય છે. કંજુસ માણસ છતે દ્રવ્યે પોતાને માટે કે અન્યને માટે કાંઇ વાપરી શકતો નથી. તેના ઉપર ઇશ્વરની અકૃપા છે એમ જાણવું.

એથી ઉલટું ઉદારતામાં પ્રભુની દયા છે એમ જાણવું.

**ઉદારતા એ સદ્દગુણ છે, પણ કંજુસાઇની પેઠે ઉડાઉપણું પણ અવગુણ છે.** પોતાની શક્તિનો તથા યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના જેમતેમ, તથા ગમે ત્યાં દ્રવ્ય વાપરી નાંખનારાં માણસો ઉડાઉ કહેવાય છે. શાહુકારના કેટલાક અણસમજુ પુત્રો પિતાના મરણપછી ઉડાઉપણે વર્તીને ખુવાર થઇ જાય છે. જેમ કંજુસાઇ ત્યજવા-યોગ્ય છે તેમ ઉડાઉપણું પણ ત્યજવાયોગ્ય છે, અને એ બેનો વચલો માર્ગ જે ઉદારતા તે ગ્રહણ કરવાયોગ્ય છે. જૂની છઠ્ઠી ચોપડીમાં ફુલંણજીની ગરબી હતી તેમાં ઉડાઉપણાનું ને તેનાં માઠાં પરિણામનું ચિત્ર ઠીક દર્શાવ્યું છે.

**પાપના પૈસાથી પુણ્ય કરવું એ પુણ્ય નથી.** ચોરી કરીને કે લાંચ-રૂશવત લઇને ધર્માદો કરવો એ ધર્માદો નથી. એના કરતાં ચોરી ને લાંચ-રૂશવતથી બચવું ને પોતાની શક્તિ ન હોય તો ધર્માદો ન કરવો તે વધારે સારું છે. સાંભળ્યું છે કે અગાઉ વાઘેરો ગામ ભાંગીને ત્યાંના બ્રાહ્મણોની કે બીજા ગામના બ્રાહ્મણોની ચોરાશી કરતા! આમાં પુણ્ય શું? એ તો પાપ વા પુણ્યનો ખોટો દંભ છે.

**મનમાં ભાવ ન હોય તો પુણ્યનો ખોટો ડોળ કાંઇ કામનો નથી.** જે પુણ્ય કરવું તે પરસેવો ઊતારીને મેળવેલા પૈસા-વડે વા પોતાના હકના પૈસાવડે કરવું, ને તે પણ મનના ભાવપૂર્વક કરવું. ભાવવિનાનું કરેલું દાન જોઇએ તેવા ફલને ઉપજાવતું નથી. દાન અલ્પ કર્યું હોય પણ જો તે ભાવવડે કર્યું હોય તો તે મોટા ફલને આપે છે.

**"पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति"** એ વચનમાં શ્રીભગવાને પત્ર, પુષ્પ, ફલ ને જલ જે મળે તે ભાવવડે અર્પણ

કરવાનું જણાવ્યું છે. ઘણા દ્રવ્યવડેજ પુણ્ય થાય એમ ન જાણવું. પુણ્યમાં ભાવ-ભક્તિ-પ્રેમ-જ મોટો ભાગ ભજાવે છે. પ્રભુને ભોજન-માટે દુર્યોધને ઘણો આગ્રહ કર્યો, પણ પ્રભુએ તેનું આમંત્રણ ન સ્વીકાર્યું, ને વિદુરજીના ઘરની ભાજી સ્વીકારી. આમાં ભાવજ કારણ-રૂપ છે. વ્યવહારમાં પણ કહેવાય છે કે કસાણું મોઢું કરીને કંસાર જમાડે તો તે જમનારને સારો લાગતો નથી, પણ ભાવપૂર્વક સાદું ભોજન જમાડે તો તે જમનારને પ્રસન્નતા ઉપજાવે છે. શ્રદ્ધાપ્રીતિથી થોડું થાય તે પણ ઘણું છે, છતાં કહેવું જોઇએ કે **વિત્તશાઠ્ય ન કરવું. પોતાના વૈભવ ને મોભાપ્રમાણે દાનપુણ્ય કરવું.** પોતાની પાસે વિત્ત (દ્રવ્ય) છતાં તેનો સારા કામમાં બીલકુલ ઉપયોગ ન કરવો, અથવા બહુ થોડો ઉપયોગ કરવો-પોતાની શક્તિ, વૈભવ ને મોભાપ્રમાણે ન વાપરતાં સંકુચિત હૃદયે બહુ થોડું વાપરવું-તે વિત્તશાઠ્ય કહેવાય છે. એવું વિત્તશાઠ્ય સારું મણાતું નથી. જો તમને પ્રભુએ આપ્યું હોય, તો તમે આનંદથી વાપરો. તમે તમારી શક્તિપ્રમાણે ઉદારતાથી વાપરતા રહેશો તો તેથી તમારું દ્રવ્ય ખૂટી નહિ જાય, પણ તમારા પુણ્યથી ને પ્રભુની કૃપાથી ઊલટી ઉત્તરોત્તર તેમાં વૃદ્ધિ થશે. જે વીરડો ઉલેચાય છે તેમાં નવું પાણી આવેજ છે, એ તમારાથી ક્યાં અજાણ્યું છે? તેમ જે વીરડો ઉલેચાતો નથી તેમાં કચરો ભરાય છે ને દુર્ગંધ આવે છે એ પણ તમારા અનુભવમાં હોવું જોઇએ, માટે પ્રભુને મળવાસારુ તમારા અંતઃકરણની શુદ્ધિ કરવાને જો તમારા મનમાં કંજુસાઇ રહેતી હોય તો પ્રભુ-ઉપર ને સત્શાસ્ત્રઉપર વિશ્વાસ રાખીને તે છોડો.

**ઉપનિષદ્‌માંની એક વાર્તા. મનુષ્યોને માટે દાન એ કલ્યાણનો સરલ ઉપાય છે.** એક સમયે દેવનો પૂર્વજ, મનુષ્યનો

પૂર્વજ ને અસુરનો પૂર્વજ એ ત્રણે પોતપોતાના કલ્યાણનો ઉપાય પૂછવામાટે બ્રહ્માપાસે ગયા. ત્રણેએ ક્રમે કરીને પૂછતાં તેમને બ્રહ્માએ માત્ર **દદદ** એટલોજ ઉપદેશ કર્યો. આ ઉપદેશઉપર ત્રણેએ વિચાર કર્યો, ને તેમને તેનું રહસ્ય સમજાયું બ્રહ્માએ દેવનાં પૂર્વજને પૂછ્યું:– "**દ**ઉપરથી તમે શું સમજ્યા ?" તેણે કહ્યું:–"પ્રભો ! અમે દેવો બહુ વિષયાસક્ત હોઇ ઇંદ્રિયાધીન છીએ, માટે આપે અમને **દ**વડે **દમનો**–ઇંદ્રિયોના નિગ્રહનો–ઉપદેશ કર્યો એમ હું સમજ્યો છું." બ્રહ્માએ કહ્યું:–"બરાબર, તમે ઠીક સમજ્યા છો." પછી મનુષ્યના પૂર્વજને બ્રહ્માએ **દ**ના સંબંધમાં પૂછતાં તેણે બ્રહ્માને કહ્યું કે:– "અમારી મનુષ્યોની પ્રકૃતિ લોભપ્રધાન છે, તેથી **દ**વડે આપે અમને **દાનનો**–લોભના ત્યાગનો–ઉપદેશ કર્યો એમ હું સમજ્યો છું." બ્રહ્માએ કહ્યું:–"તમે પણ યોગ્ય સમજ્યા છો." પશ્ચાત્ અસુરના પૂર્વજને પોતે કરેલા ઉપદેશના સંબંધમાં બ્રહ્માએ પૂછતાં તેણે નમ્રપણે બ્રહ્માને કહ્યું કે:–"અમે અસુરો લગભગ દયાહીન છીએ, તેથી આપે અમને **દ** અક્ષરવડે **દયાનો** બોધ કર્યો છે એમ મને સમજાયું છે." બ્રહ્માએ કહ્યું:–"તમે પણ સારું સમજ્યા છો." શ્રુતિભગવતી કહે છે કે મુમુક્ષુઓને દમ, દાન ને દયાનો ઉપદેશ કરવાને વર્તમાનમાં પણ **દદદ** એવી મેઘગર્જના આકાશમાં થાય છે.

**"હલકે હલકે તરી ગયે, ડુબે જિન શિર ભાર."** દાન કરવામાં પોતાના માનેલા સંસારના પદાર્થોની મમતા ત્યજવી પડે છે. મમતાના ત્યાગવડે મનુષ્યના અંતઃકરણપરનો ભાર ઓછો થાય છે, ને તેના અંતઃકરણનો ભાર ઓછો થવાથી તેનાથી સંસાર-સાગર સહેલાઇથી તરી શકાય છે. લોઢાનો ગોળો બાંધીને નદી પણ

ન તરાય, તો પછી અનંત તૃષ્ણાનો ભાર જેણે પોતાને શિર લીધો હોય તે સંસારસાગર શી રીતે તરી શકે ? જો મનુષ્યને સંસારસાગર તરવો હોય તો તેણે નરકના ત્રીજા દ્વારરૂપ લોભનો પરિત્યાગ કરવો જોઇએ.

## ૪ મદ.

હવે રજોગુણજન્ય ચોથો દોષ જે મદ તે વિષે કહેવાય છે. પોતાની પાસેની માયિક વસ્તુથી મનુષ્યના મગજને બહેકાવનાર-ખોટો આવેશ આપનાર-અભિમાન કે ગર્વ કરાવનાર-દોષ તે મદ એ મદ ઘણા પ્રકારનો છે. દ્રવ્યનો, વિદ્યાનો, કુલનો, સત્તાનો, યૌવનનો, રૂપનો, મકાનનો ને વાહનાદિનો. એ મદ મનુષ્યના અંતઃકરણને અર્દ્ધવેલાજેવું રાખી તેની પાસે અકાર્ય કરાવે છે. મદ કોઇનો રહ્યો નથી. રાવણ કે જેણે ઋગ્વેદઉપર ભાષ્ય રચ્યું કહેવાય છે, એવા વિદ્વાન્ અને મહાપરાક્રમીનો મદ પણ રહ્યો નથી. લોકોમાં કહેવત છે કે:-"અભિમાન રાજા રાવણનું પણ રહ્યું નથી," તો આપણે શા હિસાબમાં ? અભિમાનથી ઘણા અનર્થ થાય છે. શ્રીતુલસીદાસજી કહે છે કે:—

"દયા ધર્મકે મૂલ હે, નરકમૂલ અભિમાન."

એક બીજા સંત પણ કહે છે કે:—

"સાંઇ રૂઠયા દેત, દુર્બુદ્ધિ અભિમાનપદ;
ચેત રિ ચિત્ત! અચેત, પ્રકટ હને નહિ દંડસું."

**મનુષ્યે દ્રવ્યનો મદ ન રાખવો. લક્ષ્મી અતિચંચલ છે.** લક્ષ્મીના ચંચલસ્વભાવને લઇને તેનું નામ ચપલા કહ્યું છે. કવિઓ

રમુજમાં કહે છે કે લક્ષ્મી કમલમાંથી ઉપજી છે, ને કમલના નીચલા ભાગમાં કાંટા હોય છે, તે તેના પગમાં વાગેલા છે જેથી તે ઠરીને ઠામ બેસતી નથી. વીજળીનું નામ ચપલા છે, ને લક્ષ્મી પણ તેના જેવી ચંચલ હોવાથી તે નામને પામી છે. ગઇ લડાઇના સમયમાં એક માણસ સિંધના કોઇ ગામમાંથી રૂ. ૩૮૪ લઇને કરાચીમાં આવેલો, ને થોડાજ સમયમાં તે દશ બાર લાખ રૂપીઆ કમાયો. પાછું તેનું પ્રારબ્ધ ફર્યું. લડાઇપછી માલના ભાવો ઊતરી ગયા, ને બીજા ઘણા વેપારીઓની પેઠે તેનું છાબકું પણ બેઠું, ને તે એટલે સુધી કે તે પોતાના મિત્રોની પાસે બોલ્યો કેઃ-"હું ૩૮૪ રૂ. લઇને આવ્યો હતો, તેટલા લઇને પાછો ઘેર જાઉં તો નસીબદાર!" લક્ષ્મી તો દરીઆના તરંગજેવી ઉંચીનીચી ગતિવાળી છે. પચાશ લાખનો આશામી કહેવાતો હોય, ને તે બેઠો એટલે થયું વર્તમાનમાં કેટલાએ એવા વેપારીઓ તુટી ગયા. કાલ શું થશે તેની મનુષ્યને ખબર નથી. વળી શેરને માથે સવાશેર હોયજ, એટલે કોઇનું અભિમાન કામ આવતું નથી. ચેતનથી ભિન્ન સઘળા જડ પદાર્થો વિકારી ને વિનાશી છે, એટલે કોઇ પણ જડ પદાર્થનું અભિમાન કરવું યોગ્ય નથી. બરડામાં પોરબંદરના રાજ્યમાં મોઢવાડા કરીને એક ગામ છે. ત્યાંનો એક ઢેઢ પૈસાદાર હતો. તે પોતાના ગામમાં નીકળે ત્યારે કોઇ તેને "ભગત! રામ રામ" એમ કહે ત્યારે તે તેને જવાબમાં કહેતો કે "કહીશ." મતલબ કે તમે મને "રામ રામ" નથી કરતા, પણ મારી પાસેની લક્ષ્મીને રામ રામ કરો છો, ને તે મારે ઘેર છે, એટલે ત્યાં જઇશ ત્યારે તેને તમારા "રામ રામ" કહીશ. લક્ષ્મી ચાલી જાય ત્યારે સગાંવહાલાં પણ ન બોલાવે એ અનુભવીઓથી અજાણ્યું નથી.

**સત્તા પણ વિનાશી છે.** વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડપર કર્નલ ફેરને ઝેર દેવાનું તહોમત આવ્યું. તેનો કેસ ચાલ્યો. વિલાયતથી બેરિસ્ટર સાર્જંટ બેલેન્ટાઇનને ગાયકવાડસરકારતરફથી બોલાવવામાં આવ્યો. ત્રણ રાજાઓ વગેરેનું ન્યાયમંડલ નીમાયું, અને જોકે તે કેસમાં ગાયકવાડસરકાર નિર્દોષ ઠર્યા, પણ ઇંગ્રેજસરકારને તેમને મદ્રાસ મોકલી આપવાનું કેટલાંક કારણોથી ઉચિત જણાતાં તેમને મદ્રાસ મોકલી આપ્યા, ને ત્યાંજ તેમનું જીવન પૂરું થયું. મહારાણી જમનાબાઇસરકારને દત્તક લેવાનો હક મળ્યો, ને તે પ્રમાણે હાલના ગાયકવાડસરકાર સયાજીરાવમહારાજ ગાદીપર આવ્યા. આ બધી વાત ઇતિહાસપ્રસિદ્ધ છે. આપણે તો કહેવાનું એ છે કે સત્તા ક્ષણસ્થાયી છે. રશિઆના ઝાર નિકોલસનો દાખલો તો વળી બહુ કરુણા ઉપજાવનારો ને તાજોજ છે. લોકોની સભાએ ટ્રેઇનના ડબામાંજ તેમને ઝારશીપનું રાજીનામું આપવાની ફરજ પાડી, ને તેમને રાજીનામું આપવું પડયું. રાજીનામું લખવાને ત્યાં યોગ્ય કાગળ નહોતો એટલે તારના ફોર્મની બીજી બાજુએ તેમને રાજીનામું લખી આપવું પડયું. તેમણે પોતાને બદલે પોતાના કુંવરને કે પોતાના ભાઇને ગાદીએ બેસાડવાનું કહ્યું, તે પણ લોકસભાએ ન સ્વીકાર્યું, ને કોઇ પણ જાતની શરતવગર રાજીનામું આપવાની તેમને ફરજ પાડી, અને તે પ્રમાણે ઝાર નિકોલાસને કરી આપવું પડયું. વળી એટલેથીજ ન પત્યું. લોકોને એમ લાગ્યું કે જો એ રહેશે તો વળી રાજ્યમાં ખટપટ જાગશે, એટલે ઝારનો ને તેમના કુટુંબનો ઉરલની પ્રાંતિકસમીજે ગોળીબારથી નાશ કરાવ્યો ! જે ઝાર રશિયામાં લિટલ ફાધર (નાના પિતા—પરમેશ્વર મોટા પિતા ને એ નાના પિતા) ગણાતા, ને પૃથિવીપરના એક ખંડજેટલું જેમને રાજ્ય

હતું, તેમની અલ્પ સમયમાં એ દશા થઇ! સત્તા એવી ક્ષણિક છે.

**સત્તાવાળાએ પોતાની સત્તાનો સદુપયોગ કરી લેવો, સત્તા ગયા પછી તેનાથી કાંઇ નહિ થઇ શકે.** જેમ રાજાની સત્તાનું તેમ અમલદારીનું પણ ક્ષણિકપણું જાણવું. અમલદારી કેવલ આશાશ્વત છે. તે આજ છે, ને કાલ નથી-અરે! તે ઘડીપછી નથી એવી છે. રાજાનો હુકમ આવે કે તમારી નોકરીની જરૂર નથી તેથી તમને મો[illegible] કરવામાં આવે છે! એમાં દલીલ શી થાય? સર્વ પ્રકારની સત્તા અશાશ્વત છે, માટે જ્યાંસુધી સત્તા હોય ત્યાંસુધી અધિકારીએ તેનો સદુપયોગ કરી લેવો. સત્તાને લઇને જે લોકોપયોગી સારાં કામ થાય તે તકે તકે કરી લેવાં. બની શકે તેટલું સૌ લોકોની સાથે મીઠપથી વર્તવું, ને કાયદાને બાધ ન આવે તેવી રીતે સૌનું ભલું કરવું, એ સત્તાધારીનું કર્તવ્ય છે. સમર્થ દિવાન જ્યારે દિવાનપદે હોય ત્યારે બીજાને ઇનામતરીકે ગામ પણ આપી શકે, ને દિવાનગીરી ગયા પછી તે પચીશ પૂળા ખડની ચીઠ્ઠી પણ લખી શકતો નથી. કહ્યું છે કેઃ—

"માગણ મેલે લૂગડે, વેશ્યા જોબનહીણ;
કારકુન કામથી ઉતર્યો, એ ત્રણે દીસે ડેણ."*

કાયદામાં ઘણી બારીકીઓ હોય છે, તેથી તેમાં ઘણી વાતો ન્યાયાધીશની વિવેકબુદ્ધિઉપર છોડી દીધી હોય છે. ન્યાય છણતી વેલા ન્યાયાધીશને ગુન્હાનું સ્વરૂપ, ઇરાદો ને પ્રસંગ વગેરે બાબતોપર ઘણો વિચાર કરવો પડે છે. ડાહ્યો ન્યાયાધીશ એ બધું જોઇને મધ્યમમાર્ગે જે યોગ્ય લાગે તે કરે છે, ને રાજ્યનું ખૂરું ન થાય તેવી રીતે ભલાઇથી લોકકલ્યાણભણી પોતાનું વલણ રાખે છે. **શ્રીમાધવાચાર્ય**

* ડાકણ.

(પાછળથી **શ્રીવિદ્યારણ્યસ્વામી**) વિજયનગરના દિવાન હતા, તે વેલા તેમણે અનેક પ્રાચીન ગ્રંથોપર ટીકા ને નિબંધ લખ્યાંલખાવ્યાં, વેદો-ઉપર ભાષ્યો રચ્યાં, તેમજ અનેક નવા ગ્રંથો પણ રચ્યા, અને એ બધા કામમાં રોકાયેલા અઠ્ઠાવીશ વિદ્વાન્ બ્રાહ્મણોને અગ્રહારતરીકે (આજીવિકા ચલાવવામાટે) રાજ્યતરફથી એક ગામ પણ આપ્યું. સમજુ માણસો સમય સાધી લે છે. સમયે જે કામ વચનથી થાય તે કામ સમય ગયા પછી લાખ રૂપીઆ ખર્ચ્યે પણ ન થાય.

**સારાનું સારૂં ફલ, ને માઠાનું માઠું ફલ. કાન જાય છે, ને કહેણી રહી જાય છે.** ગાયકવાડી રાજ્યમાં સેલુકર કરીને એક સુબો અગાઉના વખતમાં થઇ ગયો. તેણે લોકોના ઉપર ઘણો જુલમ ગુજાર્યો હતો. તેને માટે લોકોમાં રાસડો જોડાયો હતો કે

"આવ્યો ત્યારે અંબાડીએ બેસી,
ગયો ત્યારે પડદામાં પેસી,
સેલુકર! તું શીદને આવ્યો?"

અને બીજો એક સુબો **મલાવરાવ**નામે કડીમાં હતો. જોકે રાજકીય કારણથી તેને કડીમાંથી પકડીને લઇ જવામાં આવ્યો હતો, પણ લોકોને સુખ આપીને તેણે લોકપ્રીતિ એટલી બધી મેળવી હતી કે લોકોએ તેના વિયોગમાં ગાયું કે "મલાવરાવ શહેરનો સુબો ક્યારે આવશે?"

**મોટાના મીઠા બોલથી પણ લોકો માથું આપવા તૈયાર થઇ જાય છે.** રાજા, સત્તાધારી કે ધનાઢ્ય જ્યારે પોતાના નોકરને મીઠાં વચન કહે છે ત્યારે તેને પોરસ આવે છે, ને તેથી તે બમણા ઉમંગથી કામ કરે છે. નિરાશ થઇ ગયેલા લશ્કરનાં માણસોનાં

હૃદયોમાં ઘણા રાજાઓએ અને સરદારોએ આવેશવાળાં મીઠાં વચનોથી નવો ઉમંગ રેડ્યો છે, ને ગયેલો વિજય પાછો મેળવ્યો છે, માટે મોટાઇના સમયમાં મીઠી વાણીવડે પોતાની મોટાઇનો લાભ પોતે લેવાને તથા બીજાને આપવાને ચૂકવું ન જોઇએ.

**પ્રભુ ગર્વગંજન છે.** જે સત્તાધારીઓ ઉપર કહ્યા પ્રમાણે સરલતાથી ને પરોપકારીપણે વર્તતા નથી, ને પોતાને પ્રાપ્ત થયેલી સત્તાનો મિથ્યા ગર્વ રાખી તાબેદારોને અને અન્ય લોકોને હેરાન કરે છે તે સૌના અકારા થઇ પડે છે. એવા સત્તાધારીઓથી લોકો દૂર ભાગે છે. એમની પીડાથી બચવાને લોકોમાં કહેવાય છે કે **દેવ ગુરુ ને સંતપુરુષોની આગળથી નીકળવું, અને સત્તાધારીની પીઠ પાછળથી નીકળવું.** અણસમજુ સત્તાધારી ભલે સત્તાનો મદ રાખે, પણ અહીં આખર કોઇનો મદ રહ્યો નથી. અગ્નિ, વાયુ ને ઇંદ્રસરખા મોટા દેવોનો મદ પણ પ્રભુએ ઊતારી નાંખ્યો છે, જે વાત કેનોપનિષદ્‌માં સ્પષ્ટરીતે વર્ણવી છે. પ્રભુ ગર્વગંજન છે. ગર્વથી મનુષ્યનું બહુ અકલ્યાણ થાય છે માટે તે કોઇનો ગર્વ રહેવા દેતા નથી, અને તે પરથી શ્રીપ્રીતમદાસ કહે છે કેઃ—

"મધુસૂદન છે નામ હરિનું, મદ કોઇનો નવ રાખે;
કાંકરડાની પેરે તેને, કડાક કાઢી નાંખે."

**પારકી વસ્તુ પોતાની કહીને તેનું અભિમાન કરવું તે મૂર્ખાઈ છે.** વ્યવહારમાં જો બીજા માણસની માગી આણેલી કોઇ વસ્તુ જેવી કે દરદાગીનો અથવા રોકડ રકમને પોતાની કહી તેનું અભિમાન કોઇ કરે—તેવડે પોતાને પૈસાદાર જણાવે—તો તે મૂર્ખમાં ખપે છે, તેમ સત્તાના સંબંધમાં પણ જાણવું. સત્તા પરની (પારકી વસ્તુરૂપ) છે, પોતાની નથી, વા તે પોતાનું સ્વરૂપ નથી. જો સત્તા

પોતાની કે પોતાનું સ્વરૂપ હોય તો તે પોતાની પાસેથી જતી ન રહે. જે વસ્તુ પોતાના સ્વામિત્વની ન હોય, વા પોતાનું સ્વરૂપ ન હોય, તેનું અભિમાન કરવાથી તેનો વિયોગ વા નાશ થાય ત્યારે તે મનુષ્યને ક્લેશાનુભવ કરવો પડે છે, માટે વિવેકીએ પ્રાપ્ત સત્તાનું અભિમાન નજ કરવું જોઇએ.

**માન પુરુષને નથી, પણ લક્ષ્મી, સત્તા તથા વિદ્યા આદિ ઉપાધિને છે.** લક્ષ્મી કે સત્તા હોય તો "બડે જાઓ મહેરબાન" કહેવાય. તે ગયા પછી કોઇ બેઠાં પણ ન બોલાવે. લોકમાં કહેવત પણ છે કે "આતેકા બોલ બાલા, ઔર જાતેકા મું કાલા." વિદ્વાન્ સર્વત્ર પૂજાય છે તે તેની વિદ્યાને લઇને છે, ખાલી શરીરને કોઇ પૂજતું નથી. લક્ષ્મીવાળાને ચાહનારાનો મોટો ભાગ સ્વાર્થી હોય છે. એક જુવાન માણસ મોટો પૈસાદાર હતો. તે પોતાના મિત્રોને અને ઓળખીતાઓ-ને પોતાને ઘેર વારંવાર મિજમાનીઓ આપતો, ને ગાયન, નાચરંગ તથા નાટકો આદિમાં તેમને માટે ઘણા પૈસા ખરચી તેમને બહુ આનંદ કરાવતો. જે વગરવિચાર્યે નકામો ખર્ચ કરે છે, ને મોજશોખમાં પૈસા ઉડાવે છે, પણ ધંધો કરી નવું કમાતો નથી, તેનું આખર જે પરિણામ આવે છે તે પરિણામ આને આવ્યું. પૈસા ખૂટી ગયા, એટલે ભાઇના હાથ હેઠે પડ્યા. મીજલસો ને મિજબાનીઓ બંધ પડી. પ્રથમ તો પુષ્કલ મિત્રો ને પિછાણવાળાઓ તેને વારંવાર મળવા આવતા, ને ભાઇ ભાઇ કરતા, તે હવે કાંઇ રહ્યું નહિ. જો તેને મળશું તો તે આપણી પાસે પૈસાની મદદ માગશે, ને આપણે શરમને લઇને મદદ આપવી પડશે એવા ભયથી ઘણાક તેની પાસે આવતા અટકી ગયા. ચા, નાસ્તા ને ગંજીફાની રમતો એ બધુંયે સૂકાઇ ગયું, એટલુંજ નહિ, પણ ગુજરાન શી રીતે ચલાવવું? ખાવું શું? તેનો

પણ તેને વિચાર થઇ પડ્યો. મનમાં ઘણી લજ્જા આવતાં છતાં તેણે પોતાના જૂના મિત્રોપાસે પૈસાની માગણી કરી, પણ કોઇએ કાંઇ પણ મદદ ન કરી. શેઠજી કહીને સલામો કરતા હતા તે હવે રસ્તામાં ભેગા થાય તો આડું જોઇ ચાલ્યા જવા લાગ્યા. રાતદિવસ તાળીઓ પાડનારા ને ખીખીઆટા કરનારા દોસ્તદારો ક્યાંઇ સંતાઇ ગયા. સંત-પુરુષો ખરુંજ કહે છે કેઃ—

"માયાકું માયા મીલે, કર કર લંબા હાથ;
તુલસી હમ ગરીબકી, કોઇ ન બૂઝે બાત."

"સંમન સબ જગ સરસ હૈ, જબલગ પડ્યો ન કામ;
હેમ હુતાશન પરખિયે, પીતલ નીકસ્યો શ્યામ."

પેલો ગૃહસ્થ પોતાની દુર્દશાથી ઘણો મુંઝાઇ ગયો, ને પોતાની ભૂલોને માટે ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. જેમને માટે મોટાં મોટાં ખર્ચ કરેલાં ને જેમને પ્રસંગોપાત્ત મદદ પણ કરેલી તે અત્યારે તેની સામું પણ જોતા નહોતા. આથી તેને તેમના પર ભારે ખીજ ચઢી, એટલે તેમને કાંઇ નશીયત કરી પોતાની બળતરા ઓછી કરવાનો તેણે વિચાર કર્યો. પોતાની પાસે પુનઃ ઠીક રકમ આવી છે એવું જાહેર કરી નિર્ધન થઇ ગયેલા તે ગૃહસ્થે પેલા સ્વાર્થી ઓળખીતા ને સ્વાર્થી મિત્રોને ચાપાર્ટીનું આમંત્રણ કર્યું. ઠરાવેલે સમયે ધગધગતું ઊનું પાણી કરાવી તેણે કાચના પ્યાલા ભરાવી ઢાંકી રાખ્યા. જેવા પેલા સ્વાર્થી મનુષ્યો આવીને બેસવા લાગ્યા કે તુરતજ તે ગરમ પાણીથી ભરેલા પ્યાલા હાથમાં લઇ તેમના ઉપર ફેંકવા લાગ્યો! સૌ ભાગ્યા, ને કહેવા લાગ્યા કેઃ—"આ નો ગાંડો થઇ ગયો!" સૌ ઊના પાણીથી દાઝી પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. તે બીચારાએ બહુ દુઃખી જીવન ગાળ્યું.

મનુષ્યોનો તેને બહુ કડવો અનુભવ થયો હતો તેથી તે પોતાના મરણ-સમયે લખતો ગયો કે હું સ્વાર્થી માણસોથી બહુ કંટાળ્યો છું, તેથી મને બીજાં માણસોની સાથે કબરસ્તાનમાં નહિ, પણ જંગલમાં દાટજો, ને મારી કબરઉપર નીચેનો લેખ કોતરાવજો:–"**સર્વ સ્વાર્થી માણસોને ધિક્કારનારો અમુક માણસ અહીં ઈશ્વરની આરામ-ગાહમાં સૂતો છે.**"

**યૌવનનો ને રૂપનો ગર્વ પણ મિથ્યા છે.** સઘળી માયિક વસ્તુઓ નાશવંત છે. રૂપ એ ચાર દિનનું ચાંદરણું છે. બાલ્યાવસ્થાનું કે યુવાવસ્થાનું સુંદર રૂપ સર્વ કાલ રહેતું નથી. રૂપાળામાં ગણાતાં માણસોનાં મુખ પણ વૃદ્ધાવસ્થામાં જોનારને કંટાળો કે ભય આપે તેવાં થઇ જાય છે. દીવાળીના તહેવારો ચાર દહાડામાં પૂરા થાય છે તેમ યુવાવસ્થા પણ જુવાન મનુષ્યોને હાથતાળી દેતી નાસી જાય છે! લોકો પણ ગાય છે કે "જોબનીઆંની ચટકી દા'ડા ચારની." યુવા-વસ્થામાં પણ ક્ષય, ધોળો કોઢ કે રક્તપિત્ત આદિ ભયંકર રોગ મનુષ્યને પ્રારબ્ધકર્મવશાત્ થાય છે, ને તેના રૂપનો અલ્પ સમયમાંજ નાશ કરે છે, માટે પોતાનું કલ્યાણ ઇચ્છનાર મનુષ્યે રૂપનું અભિમાન પણ ન રાખવું જોઇએ.

**મનુષ્યે વિદ્યાનો ગર્વ પણ ન કરવો જોઇએ.** વિદ્યાનો અંત નથી. વિશ્વમાં અનેક પ્રકારની વિદ્યાઓ છે. છાંદોગ્યઉપનિષદ્‌માં શ્રીનારદજી ને ભગવાન્ સનત્કુમારના પ્રસંગમાં શ્રીનારદજીએ ઘણી ભિન્ન ભિન્ન વિદ્યાઓ ગણાવી છે. બ્રહ્માજેટલું આયુષ્ હોય, ને શીઘ્રપણે અભ્યાસ કરવામાં આવે તોપણ વિદ્યાનો પાર આવે તેમ નથી. વળી એકએકથી વધારે વિદ્યા જાણનાર હોયજ, માટે મનુષ્યે "હું બહુ જાણું છું, મારા જેવો કોઇ વિદ્વાન્ નથી" એવું અભિમાન કરવું ઉચિત્ નથી.

"निश्चये सर्वविद्यानां०" ઇ૦ શ્લોકમાં કહ્યા પ્રમાણે વિદ્યાની પૂર્ણતા તો એક પરમાત્મામાંજ છે. મનુષ્ય પૂર્ણ વિદ્વત્તાનો દાવો નજ કરી શકે. આમ છતાં જે વિદ્યાનો મદ રાખે છે તે હાંસીપાત્ર થાય છે, એટલુંજ નહિ, પણ કોઇ સમયે તેને ભારે ખટ્ટ પડવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થાય છે, ને તેથી તેને બહુ દુઃખ થાય છે. બૃહદારણ્યકઉપનિષદ્‌માં બાલાકિબ્રાહ્મણનો ને રાજર્ષિ અજાતશત્રુનો પ્રસંગ છે, તે આ સંબંધે જાણવાજેવો છે. ગર્ગગોત્રનો બાલાકિનામે વિદ્યાના ગર્વવાળો એક બ્રાહ્મણ હતો. તે પોતે સંપૂર્ણ બ્રહ્મવેત્તા નહિ છતાં તેણે એકવેળા કાશીના રાજા અજાતશત્રુની સભામાં આવી તેમને કહ્યું કેઃ—"હું તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરું." આ વચન સાંભળી અજાતશત્રુ કે જે શ્રદ્ધાદિ ગુણથી ને બ્રહ્મજ્ઞાનથી યુક્ત હતા તે બોલ્યા કેઃ—"ભલે આપ મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. હું આપને આપનું આ શુભ વચન સાંભળી સહસ્ર ગાયોનું ને એક વૃષભનું દાન કરું છું." મહારાજા જનક શ્રોતા ને દાતા છે એમ પ્રસિદ્ધ હોવાથી ધનની ઇચ્છાવાળા તથા બ્રહ્મનું નિરૂપણ કરવાની ઇચ્છાવાળા બ્રાહ્મણો જેમ જનકમહારાજાપાસે જાય છે તેમ આ બ્રાહ્મણ પણ મારી પાસે આવ્યો હશે એમ ધારી બ્રહ્મના કથનવિનાજ તેના વચનમાત્રવડે તેને સહસ્ર ગાયો ને એક વૃષભ આપવાનું રાજા અજાતશત્રુએ જણાવ્યું. પછી બાલાકિ ઉપદેશ કરવા લાગ્યોઃ—"આદિત્યમાં તથા ચક્ષુમાં જે એક અભિમાનવાળો પુરુષ છે, તથા હૃદયમાં રહી જે કર્તાભોક્તાપણાનું અભિમાન કરે છે તે બ્રહ્મ છે. તેની ઉપાસના કરો." અજાતશત્રુ કે જે બ્રહ્મવેત્તામાં શિરોમણિ હતા તે "નહિ નહિ" એમ કહી, હાથવડે અટકાવતાં બોલ્યા કેઃ—"એ ઉપાસ્ય બ્રહ્મ છે. મુખ્ય બ્રહ્મ (નિર્ગુણ બ્રહ્મ) નથી. હું તેની ઉપાસનાને તથા તેના ફલને જાણું છું આપ

આગળ ઉપદેશ કરો." બાલાકિએ કહ્યું:–"આ ચન્દ્રમાં તેમજ મનમાં તથા બુદ્ધિમાં એક અભિમાનવાળો જે પુરુષ છે તે બ્રહ્મ છે." અજાતશત્રુએ કહ્યું:–"નહિ નહિ એ પણ ઉપાસ્ય બ્રહ્મ છે, નિર્ગુણ બ્રહ્મ નથી. તેની ઉપાસનાને તથા તેના ફલને હું જાણું છું." પછી બાલાકિએ વીજળીમાં જે પુરુષ છે તે બ્રહ્મ છે, આકાશમાં જે પુરુષ છે તે બ્રહ્મ છે, વાયુમાં જે પુરુષ છે તે બ્રહ્મ છે, અગ્નિમાં જે પુરુષ છે તે બ્રહ્મ છે, ને જલમાં જે પુરુષ છે તે બ્રહ્મ છે એમ ક્રમે કરીને કહ્યું; પણ તે બધાં ઉપાસ્ય બ્રહ્મનાં સ્વરૂપ છે, ને તેની ઉપાસનાને તથા તેના ફલને હું જાણું છું એમ અજાતશત્રુએ જણાવતાં બાલાકિએ દર્પણમાંનો પુરુષ, ગમન કરનારની પાછળ ઉત્પન્ન થતો શબ્દ, તથા જીવનના હેતુરૂપ પ્રાણ, દિશાઓમાંનો પુરુષ, છાયામાંનો પુરુષ ને છેવટ બુદ્ધિમાંનો પુરુષ (જીવ) બ્રહ્મ છે એમ ક્રમે કરીને જણાવ્યું. તેના પ્રત્યુત્તરમાં પણ અજાતશત્રુએ કહ્યું કે એ બધાં ઉપાસ્ય બ્રહ્મનાં સ્વરૂપ છે, ને તેની ઉપાસનાને તથા તેના ફલને હું જાણું છું. બાલાકિ આથી વધારે જાણતો નહોતો, એટલે તે મૌન થઇને નીચું જોઇ રહ્યો. અજાતશત્રુએ તેને કહ્યું:–"શું આટલુંજ બ્રહ્મ તમે જાણ્યું છે? કે આનાથી વધારે પણ જાણ્યું છે?" બાલાકિ બોલ્યો:–"હું આટલુંજ જાણું છું. આથી વધારે હું જાણતો નથી." અજાતશત્રુ બોલ્યા:–"આટલાવડે મુખ્ય બ્રહ્મ (નિર્ગુણ બ્રહ્મ) જાણ્યું થતું નથી. એનાથી અધિક જાણવાનું છે." વિદ્યાના મદવાળો બાલાકિ આ સાંભળી ઠંડો ગાર થઇ ગયો–તેનો મદ ઊતરી ગયો. પછી અજાતશત્રુપ્રતિ તે બોલ્યો:–"હું આપને શરણે છું. આપ મને બ્રહ્મનો ઉપદેશ કરો." કાશીના રાજાની મોટા પંડિતોથી ભરપૂર સભામાં હું તમને બ્રહ્મનો ઉપદેશ કરું એવી પ્રતિજ્ઞા કરનારની આ સ્થિતિ (ઉપદેશ કરવાને બદલે

ઉપદેશની યાચના કરવાની સ્થિતિ) થાય એથી વધારે નીચા જોયું બીજું શું? બાલાકિને લજ્જા પામેલો તથા ઉપદેશની યાચના કરતો જોઇ અજાતશત્રુએ કહ્યું:-"બ્રાહ્મણ ઉપદેશમાટે ક્ષત્રિયનું શરણ ગ્રહણ કરે એ પ્રતિલોમ વ્યવહાર છે, માટે તમને હું શરણ આપવાયોગ્ય નથી. તમે બ્રાહ્મણ હોવાથી દાનપાત્ર છો તમે આચાર્યજ રહો-મારા શિષ્યભાવને ન પામો. હું તમને બ્રહ્મવિદ્યાના ઉપદેશનું દાન કરીશ, ને તે વ્યવહાર ધર્મયુક્ત છે." પછી અજાતશત્રુએ બાલાકિને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. બૃહદારણ્યકઉપનિષદ્‌માં એનો વિશેષ વિસ્તાર છે. આપણે તો આ દૃષ્ટાંતપરથી એજ સમજવાનું છે કે મનુષ્યે વિદ્યાનો ગર્વ ન કરવો જોઇએ, અને જે બોલવું તે પોતાના જ્ઞાનનો તથા યોગ્યતાનો તેમજ સામાના જ્ઞાનનો ને તેમની યોગ્યતાનો વિચાર કરીને બોલવું જોઇએ. ગમે તેમ નજ બોલી નાંખવું જોઇએ. વગર વિચારે બોલી નાંખવાથી મનુષ્યને આમ પાછા પડવાનો પ્રસંગ આવે છે. હળદરનો ગાંઠીઓ લઇને બેસવાથી ગાંધી થવાતું નથી, તેમ હજી જ્ઞાનનો ટકો ન જાણ્યો હોય ત્યાં જ્ઞાનીપણાનું અભિમાન કરવું તે મૂર્ખાઇ છે માત્ર પુસ્તકો વાંચી જવાથી કે ભણી જવાથી વાસ્તવિક જ્ઞાની થઇ જવાતું નથી. જ્ઞાન તો શાસ્ત્રો ને સત્પુરુષો જે ઉપદેશ કરે છે તેના વાસ્તવિક જાતિઅનુભવમાં રહેલું છે, ને તેને માટે અંતઃકરણની યોગ્યતા મેળવવી જોઇએ. માત્ર શાસ્ત્રના શબ્દો બોલી જવામાં જ્ઞાન રહેલું નથી.

**મનુષ્ય કરી કરીને શું કરી શકે? તેણે કોઇ પણ વાતનું અભિમાન ન કરતાં હમેશાં નમ્રજ રહેવું જોઇએ.** એક વાર એક માણસ કેટલોક સમય પ્રભુની સ્તુતિ કરીને મેં પ્રભુની બહુ સ્તુતિ કરી એવું અભિમાન કરવા લાગ્યો. તેને તે પાપથી બચાવવાને પ્રભુએ

ચકલીનું રૂપ ધર્યું, અને પછી તેના દેખતાં સમુદ્રનું થોડું જલ પીને તે ચકલીરૂપે ઠેકતા ઠેકતા મનુષ્યની ભાષામાં બોલવા લાગ્યાઃ–"અહો! મેં આખો સાગર પી લીધો! આખો સાગર પી લીધો!" પેલો મનુષ્ય ચકલીની આ પ્રવૃત્તિ જોઇ બોલ્યોઃ–"અરે ચકલી! હજી તો તેં સાગરનું માત્ર એક ટીપું જલ પીધું ત્યાં તું આખો સાગર પી લીધાનું ખોટું અભિમાન શું કરે છે?" ચકલી બોલીઃ–"ભાઇ! તમે પણ પ્રભુની નામમાત્ર સ્તુતિ કરી ઘણી સ્તુતિ કર્યાનું મિથ્યાભિમાન કરો છો. સાગરનાં બિંદુઓ ગણતાં કદાચ તે ગણી શકાય, પણ પ્રભુના ગુણોનો પાર આવે તેમ નથી." આટલું કહી પ્રભુએ પોતે ચકલીનું ધરેલું રૂપ અંતર્ધાન કરી દીધું.

**મદને (અભિમાનને) દૂર કરવામાટે મહારાજા જનકની પેઠે સુવિચાર કરો.** અંતઃકરણમાં અનેક જન્મથી ઘર કરી બેઠેલા મદાદિ દુષ્ટ વિકારો એની મેળે ચાલ્યા જતા નથી. એનો નાશ કરવામાટે શાસ્ત્રની ને સદ્‌ગુરુની આજ્ઞા પ્રમાણે અભ્યાસ કરવો જોઇએ. પ્રતિપક્ષભાવનાવડે–દોષદર્શનવડે–વિકારોને જિતી શકાય છે. વિકારોમાં ને તેને પોષનારાં સાધનોમાં વારંવાર દોષદર્શન કર્યા કરવાથી વિકારોનો જય કરી શકાય છે. મદને (અભિમાનને) નિવારવામાટે મહારાજા જનકે આ પ્રમાણે વિચાર કર્યો હતોઃ—

"अद्य ये महतां मूर्ध्नि ते दिनैर्निपतंत्यधः।
हंत चित्त महत्तायाः कैयं विश्वस्तता तव ॥
क्व धनानि महीपानां ब्रह्मणः क्व जगंति वा।
प्राक्तनानि प्रयातानि कैषा विश्वस्तता तव ॥
कोटयो ब्रह्मणो याता गताः सर्गपरंपराः।

प्रयाताः पांसुवद्भूपाः का धृतिर्मम जीविते ॥
येषां निमेषणोन्मेषौ जगतः प्रलयोदयौ ।
तादृशाः पुरुषा नष्टा मादृशां गणनैव का ॥ "

(આજ જે મોટામાં મોટા ગણાય છે તે પણ ગણ્યા દિવસમાં અધઃપાતને પામશે–નીચે પડશે, તો હે ચિત્ત! તને તારી મોટાઇનો આ વિશ્વાસ કેમ રહે છે? પૂર્વે જે રાજાઓ થઇ ગયા તેમનાં ધન ક્યાં ગયાં? તેમજ બ્રહ્માઓનાં રચેલાં જગત્ ક્યાં ગયાં? એ સર્વ ગયાં, તો હે મન! તને તારા આ નશ્વર દેહાદિમાં વિશ્વાસ કેમ રહે છે? કરોડો બ્રહ્માઓ ગયા, તથા તેમની સૃષ્ટિઓ વિનાશને પામી, અને અનેક રાજાઓ ધૂળની પેઠે ઊડી ગયા, તો મને મારા જીવિતમાં ધીરજ કેમ રહે? જેની આંખના ઊઘડવાથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય, ને જેની આંખના વીંચાવાથી સૃષ્ટિનો નાશ થાય તેવા પુરુષો પણ નાશ પામ્યા છે તો મારા જેવાની ગણતરીજ શી?)

**પોતાની કોઇ પણ સ્થિતિનો કે વસ્તુનો ગર્વ ન કરો, પણ તેનો સારો ઉપયોગ કરતા રહો.** મનુષ્યની સર્વ પ્રકારની સ્થિતિઓ અને તેની સર્વ વસ્તુઓ નાશવંત છે. જેમ દ્રવ્ય, વિદ્યા, રૂપ, યૌવન ને સત્તા આદિનો ગર્વ ન કરવો જોઇએ તેમ કુલ, બંધુવર્ગ, મકાન, વાહન, ભક્તિ ને સ્વધર્મપાલન આદિનો ગર્વ પણ નજ કરવો જોઇએ; પણ પ્રભુકૃપાથી ને પોતાના પૂર્વના પુણ્યથી પોતાને જે સારી સ્થિતિ કે સારી વસ્તુ પ્રાપ્ત થઇ હોય તેનો શુભ ઉપયોગ જાગૃતિ રાખીને સમજીને કરતા રહેવો જોઇએ. તમારી પાસે નાનીમોટી સત્તા હોય તો તેવડે બને તેટલું ન્યાયી રીતે અન્યનું ભલું કરો. તમારી પાસે દ્રવ્ય હોય તો તે સ્વપરને માટે રૂડા કામમાં વાપરો.

તમે વિદ્વાન્ હો તો તમારી વિદ્યાવડે તમારા આત્માનું કલ્યાણ સાધો, ને બીજાને પણ તે વિદ્યાનો લાભ આપો. તમે યુવાન હો તો તમને વ્યાવહારિક તથા પારમાર્થિક જે જે મેળવવાની ઇચ્છા હોય તે તે મેળવવાનો પ્રયત્ન તમે કેડ બાંધીને કરો, કેમકે વૃદ્ધાવસ્થામાં શરીર-મનની નબળાઇને લીધે તમારાથી તેવો પ્રયત્ન થઇ શકશે નહિ તમારૂં કુલ ઉંચું ગણાતું હોય તો દૈવી સંપત્તિની પ્રાપ્તિવડે તથા અનેક સત્કર્મો-વડે તમારા કુટુંબની ઉચ્ચતાનું રક્ષણ કરો. તમારો બંધુસમૂહ ઘણો મોટો હોય તો તમે સૌ તમારી જ્ઞાતિને, ગામને અને દેશને સાહચ્ય કરો. તેજ પ્રમાણે તમારાં મકાનો, વાહનો ને અન્ય સાધનોનો પણ તમે ઉદારતાથી અન્યને લાભ આપો. જો મનુષ્યના પ્રાણ નીકળ્યા પછી તેનું સર્વે અહીંજ રહેવાનું છે તો સમજુ મનુષ્યનું કર્તવ્ય છે કે યોગ્ય પાત્રે તેનો વિનિયોગ કરવો. કહ્યું છે કેઃ-

"ચલ સુ રૂપ જોબન સુ ચલ, ચલ વૈભવ ચલ દેહ;
ચલાચલીકે સમયમેં, ભલાભલી કર લેહ."

ચલાચલીના મામલામાં જેટલી બને તેટલી ભલાઇ કરી લેવી. કર્યું તે થયું, રહ્યું તે રહ્યું, માટેજ એક કવિ કહે છે કેઃ-"કરો કરો કાંઇક કામ સારું."

**અભિમાનની પ્રાપ્તિ એ પ્રભુનો કોપ જાણવો.** ભક્તિ, સ્વધર્મપાલન કે અન્ય જે સત્કાર્ય તમે કરતા હો તેને તમારું કર્તવ્ય જાણીને કરો. તેનું લેશ પણ અભિમાન ન કરો. મનુષ્યને જો કોઇ પણ જાતનું અભિમાન આવ્યું, તો જાણવું કે હવે તેની પડતીની શરૂઆત થઇ. અભિમાનની પ્રાપ્તિ એ પ્રભુનો કોપ જાણવો.

"સાંઇ રૂઠયા દેત, દુર્બુદ્ધિ અભિમાનપદ;
ચેત રી ચિત્ત! અચેત, પ્રકટ હને નહિ દંડસું."

( સાંઇ–સ્વામી–ઈશ્વર–જ્યારે મનુષ્યપર તેનાં દુષ્ટ કર્મને લઇને કોપે છે ત્યારે તેને દુર્બુદ્ધિ અને અભિમાન આપે છે. હે ગમાર મન! ચેત–જાગ. ગોવાળ જેમ ગાયભેંસને લાકડી લઇને મારે છે તેમ પ્રભુ ડાંઇ પાપીને લાકડી લઇને મારતા નથી. )

જેને દુર્બુદ્ધિ ને અભિમાન આવ્યાં તેના દુઃખનો પાયો ખોદાયો એમ જાણવું, માટે જો પોતાના અંતઃકરણમાં અભિમાન ઉપજતું જણાય તો સમજુએ તુરત યોગ્ય વિચારવડે તેની નિવૃત્તિ કરવી જોઇએ.

**મનુષ્યે શુભ અભિમાન રાખવું, કેમકે તેથી સદ્‌ગુણોને અને સત્કર્મોને પોષણ મળી શકે છે.** હું બ્રાહ્મણ છું, મારાથી અસત્ય નજ બોલી શકાય, મારે સત્યવક્તાજ રહેવું જોઇએ, એવું શુભ અભિમાન બ્રાહ્મણપણાને શોભાવનારું છે. હું ઉંચા કુલનો છું, મારાથી આવું નિંદ્ય કર્મ કેમ થઇ શકે ? આવું કુલાભિમાન મનુષ્યની ઉન્નતિ કરે છે. હું વિદ્વાન્ છું,–શાસ્ત્રવેત્તા છું, મારાથી કોઇ પણ અશાસ્ત્રીય પ્રવૃત્તિ નજ થઈ શકે, આવું વિદ્યાનું શુભ અભિમાન મનુષ્યની ઊર્ધ્વગતિ કરે છે. હું લક્ષ્મીવાળો છું, મારામાં લોભ નજ શોભે, મારે તો દાનવીર થવું જોઇએ, આવું લક્ષ્મીનું શુભાભિમાન મનુષ્યને સારો લાભ આપે છે. હું ક્ષત્રિય છું, મારામાં ભય નજ ઘટે, આવું શુભ અભિમાન તે ક્ષત્રિયને ઉપકાર કરનારું ગણાય છે. હું વૈશ્ય છું, હું નામચીન વેપારી કેમ ન થાઉં ? આવું શુભ અભિમાન તે વૈશ્યની ઉન્નતિ કરે છે. હું ઉત્તમ ન્યાયાધીશ છું, મારો શુદ્ધબુદ્ધિથી કરેલો ન્યાય કેમ ન વખણાય ? આવું શુભ અભિમાન તે ન્યાયાધીશને યશ આદિની પ્રાપ્તિ કરાવે એ સ્વાભાવિક છે. હું અમુકનો પુત્ર છું, મારાથી આ નીચ કામ નજ બને, આવું શુભા-

ભિમાન તે મનુષ્યને લાભકારી થાય છે. મારા કામમાં ભૂલ કેમ નીકળે ? મને ઠપકો શામાટે મળે ? મારે સર્વદા ચોકસાઇથી કામ કરવું જોઇએ, આવું શુભાભિમાન તે મનુષ્યને કાર્યકુશલ બનાવી સુખાનુભવ કરાવે એ યોગ્યજ છે. એજ પ્રમાણે અન્ય અન્ય પ્રકારના શુભાભિમાનનું પણ જાણવું. જેમ વગડામાં ચાલતાં પગમાં વાગેલી એક શૂળ બીજી શૂળવતી કાઢવામાં આવે છે તેમ આરંભમાં શુભાભિમાનવડે અશુભ અભિમાનને દૂર કરવું. પછી તે શુભાભિમાનને પણ મૂકી દેવું. અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા થયે આત્માનો સાક્ષાત્કાર થતાં એ શુભાભિમાન પોતાની મેળે નિવૃત્ત થઇ જાય છે. જેમ ડોળા જલમાં કતકરેણુ ( નિર્મળી ફૂલની ભૂકી ) નાંખવાથી તે પ્રથમ તે જલના મેલને નીચે બેસાડી દે છે, ને પછી પોતે પણ નીચે બેસી જઇ જલને કેવલ શુદ્ધ કરે છે તેમ શુભાભિમાન પણ અશુભ અભિમાનને નિવૃત્ત કરી અંતે પોતે પણ નિવૃત્ત થઇ જાય છે, ને શુદ્ધ આત્માજ અવશેષ રહે છે. મનુષ્ય જો ધારે તો આ પ્રમાણે પ્રત્યેક વસ્તુનો, સ્થિતિનો કે હૃદયમાં ઉપજતા વિકારોનો પણ સારો ઉપયોગ કરી શકે, ને પોતે સુખી થઇ અન્યને પણ સુખી કરી શકે.

મદના ત્યાગવિષે ઘણું કહેવાયું છે, તોપણ મદ મનુષ્યને અમુક અંશે ગાંડપણ ઉપજાવી તેને તેના કર્તવ્યથી ચ્યુત કરે છે, માટે તે વિષે વધારે વિસ્તારથી કહેવાની આવશ્યકતા જણાય છે.

**પ્રાપ્ત સ્થિતિનો મદ ન કરો, પણ તેવડે સમયસર કાર્યસાધક થાઓ.** તમને જો શરીરનું સુંદર રૂપ પ્રાપ્ત થયું હોય તો આવા રૂપ.ળા દેહથી મારાથી અશુભ કામ કેમ થાય ? એમ વિચારી શુભ કાર્યમાં પ્રવૃત્ત રહો. જો મનુષ્ય સમજે તો બંને પ્રકારનાં શુભ કાર્ય કરવાનો ખરેખરો સમય યુવાવસ્થાજ છે. બાલ્યાવસ્થા

બહુ ભાગે અજ્ઞાનમાં ને રમતગમતમાં ચાલી જાય છે. વૃદ્ધાવસ્થા રોગનું ને તૃષ્ણાનું ઘર છે. વૃદ્ધાવસ્થામાં શરીર સ્વાભાવિકરીતે ઘસાતું ચાલે છે, ને તેથી તેની કાર્ય કરવાની શક્તિ ક્ષીણ થાય છે. જઠરાગ્નિની મંદતા, કફની વૃદ્ધિ, મગજની તથા ઇંદ્રિયોની નબળાઇ ને સ્મરણશક્તિની ન્યૂનતા થવાથી વૃદ્ધાવસ્થામાં મનુષ્યથી ધાર્યું કામ થઇ શકતું નથી. એક ભક્તે પ્રભુની સ્તુતિ કરતાં કહ્યું છે કેઃ–" હે પ્રભો ! વૃદ્ધાવસ્થામાં મારો કંઠ કફથી રુંધાઇ જશે તેથી તે વેલા મારાથી આપનું નામસ્મરણ નહિ થઇ શકે, માટે આ વખતેજ હું આપની સ્તુતિ કરી આપમાંજ મારા મનને જોડું છું" પ્રભુભક્તિનું કર્તવ્ય જે અતિઅગત્યનું છે તે કેટલાક દીર્ઘસૂત્રી મનુષ્યો વૃદ્ધાવસ્થાપર રાખી મૂકે છે એ ભૂલ કરે છે. તેઓ કહે છે કે પ્રભુની ભક્તિ કરવી એ તો વૃદ્ધાવસ્થાનું નવરાશનું કામ છે, પણ તેમને એમ ખબર નથી કે કાલભગવાનનું વારંટ આવતી કાલે અથવા ઘડીપછી આવીને ઊભું રહેશે તો તેને ના પડાશે નહિ, ને પોતાની માનેલી વહાલામાં વહાલી વસ્તુઓ છોડીને તુરતજ ચાલી નીકળવું પડશે. જીવનતું અસ્થિરપણું જોઇને **તુરત કરવાનું કામ તુરત કરો, મુલતવી ન રાખો.** મહારાજા યુધિષ્ઠિર એક વાર રાજસભામાં બેઠા હતા. ત્યાં આવીને એક નિર્ધન બ્રાહ્મણે પોતાની પુત્રીના લગ્નને માટે તેમની પાસે દ્રવ્યની યાચના કરી. તેમણે તે બ્રાહ્મણને કહ્યું કેઃ–" તમે આવતી કાલે આવજો, એટલે તમારે માટે યોગ્ય ગોઠવણ થશે." **ભીમ** કે જે આ સભામાં હાજર હતા તે આ વાત સાંભળીને સભામાંથી ઊઠયા, ને એકદમ વિજયાગારમાં જઇ વિજયદુંદુભિ* વગાડવા લાગ્યા. જેનો ઘણો

* જ્યારે કોઇ પણ નવો દેશ જિતવામાં આવે ત્યારે પ્રજામાં હર્ષ જણાવવાને સારુ રાજાની આજ્ઞાથી વગાડવામાં આવતું મોટું નગારું.

મોટો અવાજ અચાનક સાંભળતાં મહારાજાસુદ્ધાંત આખી સભા ચકિત ને સ્તબ્ધ થઇ ગઇ. મહારાજા યુધિષ્ઠિરે તુરતજ પાસેના સીપાઇને હુકમ કર્યો કેઃ-"તપાસ કરો, વિજયદુંદુભિ કોણ વગાડે છે? ને શામાટે વગાડે છે?" સીપાઇ તુરતજ ખબર કાઢવામાટે વિજયાગારમાં ગયો, તો ત્યાં ભીમ વિજયદુંદુભિ વગાડતા હતા. રાજાના ભાઇ એટલે તેમને તે બીચારો શું કહી શકે? તુરતજ તે પાછો આવ્યો, ને તેણે મહારાજાને વિનયપૂર્વક જાહેર કર્યું કેઃ-"ગોબ્રાહ્મણ-પ્રતિપાલ! ભીમસેનજી વિજયદુંદુભિ વગાડે છે." મહારાજાએ કહ્યું:-"બોલાવી લાવો ભીમસેનને." સીપાઇ દોડતો ગયો, ને તેણે ભીમને કહ્યું કેઃ-"આપને મહારાજા યાદ કરે છે." ભીમ સમજી ગયા. તેમણે નગારું વગાડવું બંધ કર્યું, ને વિજયાગાર સીપાઇપાસે બંધ કરાવી, તેની કુંચી વિજયાગારના રક્ષકને સોંપાવી. પછી સભામાં આવી, મહારાજા યુધિષ્ઠિરને સવિનય નમન કરી, હાથ જોડીને ઊભા રહ્યા. મહારાજા યુધિષ્ઠિરે મંદહાસ્યપૂર્વક ભીમને પૂછ્યું:-"કેમ કાંઇ નિશો કર્યો છે? ભાંગ બાંગ તો નથી પીધી?" ભીમે ગંભીર મુખ રાખી, હાથ જોડી, મસ્તક નમાવી, ઉત્તર આપ્યું:-"નહિજી." મહારાજાએ કહ્યું:-'ત્યારે આ અકાંડતાંડવ શું? વિજયદુંદુભિ શામાટે વગાડવા મંડયા હતા? આપણે કોઇ દેશ તો સર નથી કર્યો." ભીમ ઠાવકું મોઢું રાખી બોલ્યા:-"દેશ જિતવાના કરતાં ઘણો મોટો વિજય મહારાજાએ કર્યો છે, તેનો હર્ષ દર્શાવવા મેં વિજયદુંદુભિ વગાડ્યું છે." યુધિષ્ઠિરે કહ્યું:-"તેવો કયો મોટો વિજય કર્યો છે?" ભીમ બોલ્યાઃ-"મહારાજાએ ચોવીશ કલાકસુધી અનિવાર્ય કાલપર વિજય મેળવ્યો છે." મહાબુદ્ધિમાન્ યુધિષ્ઠિર તુરત સમજી ગયા કે પેલા ગરીબ ને દુઃખી બ્રાહ્મણને આવતી કાલે આવવાનું કહ્યું તેમાં

શરીરનું ક્ષણિકપણું વિસરવારૂપ મારી ભૂલ થઇ છે. તુરતજ તેમણે તે બ્રાહ્મણને તેની પાછળ સીપાઇ મોકલી પાછો બોલાવી લીધો, ને તેને જોઇતું દ્રવ્ય આપી સંતુષ્ટ કર્યો.

**યુવાવસ્થાનું કર્તવ્ય.** યુવાવસ્થામાં મનુષ્યના શરીરમાં બલ વિશેષ હોય છે. હાથ પગ આદિ અવયવ ઘણું કામ આપી શકે છે. એ અવસ્થામાં શરીરમાં રુધિરમાંસની વૃદ્ધિ હોય છે, ને થાક ઘણો ઓછો લાગે છે, માટે યુવાવસ્થાનો ખોટો મદ જે હાનિ કરનારો છે તેને ત્યજીને તેનો યોગ્ય ઉપયોગ કરો. વ્યવહારપરમાર્થનાં જે કામ તમારે કરવાનાં હોય તે યુવાવસ્થામાં કેડ બાંધીને કરવા માંડો. વ્યવહારસંબંધે કહીએ તો જે જુવાનીમાં યોગ્ય શ્રમવડે જોઇતું દ્રવ્ય મેળવે છે તેને વૃદ્ધાવસ્થામાં અન્નવસ્ત્રમાટે ચિંતા કરવી પડતી નથી, પણ જે જુવાનીમાં આળસુ રહે છે તેને વૃદ્ધાવસ્થામાં ઘણી મુંઝવણ થાય છે. એક કવિએ ઠીકજ કહ્યું છે કેઃ—

" જોબન ધન ન ખટ્ટુઆ, જાઈ પરદેશામાંહી;
ગમીહા વોહી દિહાડલા, મનખજન્મારામાંહી. "

( જો જુવાનીમાં પરદેશ જઇને ધન ન મેળવ્યું તો મનુષ્યજન્મમાં એ દિવસો નકામા ગુમાવ્યા એમ જાણો. )

વ્યાપાર, નોકરી, ખેતી, વકીલાત કે દલાલી આદિ કોઇ પણ ધંધો જુવાનીમાંજ યોગ્યરીતે થઇ શકે, માટે શરીરાદિમાં આળસ આવતું હોય તો તેને ઝટ દૂર કરી યોગ્ય ઉદ્યોગપરાયણ ન હો તો વેલાસર યોગ્ય ઉદ્યોગપરાયણ થાઓ, અને પરમાર્થનાં સાધન–શાસ્ત્રોક્ત નિત્યકર્મ ઉપરાંત પ્રભુભક્તિ યોગાભ્યાસ કે વેદાંતવિચાર–પણ તમારા શ્રીસદ્‌ગુરુની આજ્ઞાનુસાર સાથે સાથે જાગૃતિથી કરતા જાઓ.

**ગૃહસ્થે વ્યાવહારિક ને પારમાર્થિક બંને પુરુષાર્થ સાથે કરવા જોઇએ.** જેને આગળ વધવું છે તેને બેસી રહેવાનો સમય ક્યાં છે? ઉદ્યોગ, ઉદ્યોગ ને ઉદ્યોગ એ જુવાન પુરુષોનો આચારમાં મૂકવાનો સિદ્ધાંત હોવો જોઇએ. તેને નિર્દોષ પ્રચ્છિત ઉદ્યોગની ધૂન લાગવી જોઇએ. એક વિદ્વાનનો નીચેનો ઉપદેશ સ્મરણમાં રાખી તેણે વર્તવું જોઇએઃ—

**" अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् ।**
**गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥ "**

(" વિદ્યાધન લેતાં ચતુર ! અજરામર છું વિચાર;
શિરકેશ કાળે ગૃહ્યા, ધર્મકર્મમાં ધાર. " )

આ પ્રમાણે પોતાની ને પોતાનાં કુટુંબિજનોની આજીવિકા-માટેનો ઉદ્યોગ, ને પોતાનો પરલોક સુધારવાનો વા મોક્ષ મેળવવા-માટેનો ઉદ્યોગ એમ બંને ઉદ્યોગ ગૃહસ્થે સાથે સાથે ચલાવે રાખવા જોઇએ. જે ગૃહસ્થો માત્ર વ્યવહારમાં ધ્યાન આપે છે, ને પરમાર્થમાં યોગ્ય ધ્યાન આપતા નથી તે ગૃહસ્થો પોતાનો વ્યવહાર ઉજ્જવલ-પણે સાધી શકતા નથી, કેમકે ધર્મપાલનવડે જે અંતઃકરણની શુદ્ધિ થાય છે તે તેમને પ્રાપ્ત થતી નથી, ને તેથી તેમનો વ્યવહાર ઓછા-વધતા દોષવાળો થાય છે, ને તેનું પરિણામ તેને માટે દુઃખમાંજ આવે છે. એથી ઊલટું જે સ્વધર્મપાલન સારી રીતે કરે છે તેમના અંતઃકરણ-માં સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી તે પોતાનો વ્યવહાર ઉજ્જવલપણે સાધી શકે છે, ને તેથી તેમનો આ લોક ને પરલોક વા મોક્ષ બંને સુધરે છે. જેઓ માત્ર વ્યવહારના રગડા વેઠી વેઠીને છેવટ થાકી જઈ વૃદ્ધાવસ્થામાં માળા ફેરવવા બેસે છે તેનું મન પછી સારી

ટેવને અભાવે પ્રભુમાં લાગતું નથી. એવા માણસની માલા કેવી હોય છે તેને માટે એક વૃદ્ધ ખેડુનો ઉખાણો આ પ્રમાણે કહેવાય છે:-

" બાળાપણ તો ખેલ ગુમાયો, જુવાની હળ હાંક્યો;
બુઢાપણમાં માળા લીધી, રામડા તારેય દલ રાખ્યો. "

આવી માલા ફેરવી તો ભલે ફેરવી, પણ તે વર્તમાનજન્મમાં વાસ્તવિક કલ્યાણ કરનારી થતી નથી. માલાના પારા ટચાક ટચાક પડતા જાય, ને વાતોના તડાકા દેવાતા જાય, વા મનમાં વ્યવહારના વિચારોનાં ગુંચળાં ઊખેળાતાં જાય તો તેવી માલા ફેરવ્યાથી શો વાસ્તવિક લાભ થાય ? જો વૃદ્ધાવસ્થામાં પ્રભુભજનનો લાભ લેવો હોય તો તેને માટે પોતાની ઇંદ્રિયોને અને અંતઃકરણને જુવાનીમાંજ કેળવવાં જોઇએ. મહાપુરુષો તો આવો બોધ કરી રહ્યા છે:—

" अंजनस्य क्षयं दृष्ट्वा वल्मिकस्य च संचयम् ।
अवंध्यं दिवसं कुर्याद् दानाध्ययनकर्मसु ॥ "

( આંજણની ડાબલીમાંથી આંજણનો ક્ષય થતો જોઇને અને ઉધૈના રાફડાનો વધારો થતો જોઇને, મનુષ્યે દાન, સત્શાસ્ત્રનું અધ્યયન ને શુભ કર્મમાં દિવસને વાંઝીઓ ન જવા દેવો જોઇએ. )

સમજુએ નિત્ય સત્કર્મપરાયણ રહેવું જોઇએ. તેણે ઇંદ્રિયોને ને અંતઃકરણને વશ વર્તાવી તેને પરમાત્મામાં જોડવાના અભ્યાસરૂપ સ્વધર્મપાલન પણ નિત્યપ્રતિ કરવું જોઇએ. યુવાવસ્થામાં જે એ પ્રમાણે વર્તે છે તે વૃદ્ધાવસ્થામાં પોતાના અંતઃકરણને વિશેષપણે પરમાત્મામાં જોડી શકે છે, ને તેને પરિણામે તે દુઃખ રહિત અનંત સુખનો ભોક્તા થાય છે.

સત્કર્મનું ફલ કાલે કરીને બહુ મોટું થાય છે. શાસ્ત્રમાં

અન્નદાનને બહુ મોટું કહ્યું છે. ધાર્મિક ધનાઢ્યો અન્નદાનમાટે સદાવ્રતો કે અન્નક્ષેત્રો બંધાવે છે. એ સદાવ્રતોમાં કે અન્નક્ષેત્રોમાં નિત્ય કાંઇ બધા સંત પુરુષો આવતા નથી. વર્તમાનકાલમાં કેટલાંક સ્થલોમાં તો સારા ભિક્ષુકો (પ્રભુનું ભજનપૂજન કરનારા ને સદાચરણથી વર્તી ભિક્ષાપર નિર્વાહ કરનારા) મળવા પણ કઠણ છે. સાધુનો વેશ ધારણ કરીને ધંધાતરીકે સદાવ્રત લેનારા ને નકામું ભ્રમણ કરનારા ઘણા જોવામાં આવે છે. સદાવ્રત આપવાને સમયે અને અન્નક્ષેત્રોમાં ભોજનને સમયે જોશો તો બાઇડી છોકરાંને લઇને રખડતી એવી ખડીઆપલટન બહુ જોવામાં આવશે. આમ છતાં કહેવું જોઇએ કે એવાં સ્થાનોમાં સાધારણ કે ઊતરતા ભિક્ષુકોની સાથે કોઇ વાર માત્ર એક વખતના આશીર્વાદથી દાતાનું કલ્યાણ કરનારા મહાપુરુષ પણ નીકળી આવે છે, ને તે દિવસે સદાવ્રત કે અન્નક્ષેત્ર બંધાવનારનો બેડો પાર થઇ જાય છે, કેમકે એ સ્થાન ધર્મનું છે. સત્કર્મનું આવું ફલ દાતાને સમય આવે મળ્યા વગર રહેતું નથી. સાચા સંત પુરુષો સર્વાત્મભાવને પામેલા હોવાથી સમગ્ર વિશ્વના આત્મરૂપ થયા હોય છે. તેમને જમાડવાથી આખા જગતને જમાડવાજેટલું પુણ્ય થાય છે એમ શાસ્ત્રો સ્પષ્ટપણે કહે છે. યોગ્યરીતે શોધ કરવાથી એવા સંત પુરુષો મળી આવે છે. **બુદ્ધિ પહોંચાડીને યુક્તિવડે કાર્ય કરવાથી શુભેચ્છા અલ્પપ્રયાસે ને અલ્પકાલમાં પાર પડે છે. ઘેર બેઠાં રાજાને હંસનાં દર્શન.** એક રાજાને હંસ જોવાની ઇચ્છા પ્રકટી. માનસસરોવરપર હંસો જોવામાં આવે છે એવી વાત લોકોમાં પ્રસિદ્ધ હોવાથી હંસના દર્શનને અર્થે રાજાએ માનસસરોવરની યાત્રાએ જવાનો વિચાર કર્યો, ને તે વિચાર તેમણે પોતાના દિવાનને જણાવ્યો. દિવાને કહ્યું:—"માનસસરોવરપર જવું ઘણું કઠણ

છે. એમાં જીવનું જોખમ થાય એવું છે માટે કૃપા કરીને આપ તે વિચાર મૂકી ઘો તો સારું. આપને હંસનું દર્શન અહીં થાય એવી યુક્તિ કરીએ." પછી દિવાને રાજાની સંમતિથી શહેરબહાર પક્ષીઓને ચણ નાંખવાનો એક બહુ વિશાલ ઓટા બંધાવ્યો, ને તે પર પક્ષીઓને મોટા જથ્થામાં ચણ નંખાવવાનું ચાલુ કર્યું. એ ઓટાની વચ્ચે ઉપરથી ખુલ્લી એવી એક જાળી રાખી હતી, તેમાં હંસોને માટે સાચાં મોતી મૂકાવ્યાં હતાં, ને તેને માટે ચોકીનો બંદોબસ્ત કર્યો હતો. ઓટાપર નિત્ય પુષ્કલ ચણ પડતી હતી, જે ચણવાને સમીપનાં તથા દૂરદૂરનાં-દેશદેશાંતરનાં-પક્ષીઓનો મોટો સમૂહ ત્યાં આવવા લાગ્યો. ઓટાના ચોકીદારને દિવાનજીએ હંસની ઓળખાણ આપી રાખી હતી, ને કહ્યું હતું કે:-" બીજાં પક્ષીઓની સાથે કયારેક અહીં હંસ નીકળી આવવાનો સંભવ છે, માટે નિત્ય બરાબર તપાસ રાખવી." કેટલોક સમય વીત્યા પછી અન્ય પક્ષીઓદ્વારા ઓટાની ને તે પર જાતજાતનાં પક્ષીઓનો મોટો મેળો ભરાય છે એવી વાત માનસ-સરોવરભણીના હંસોના જાણવામાં આવી, એટલે જોકે તેમને તો કાંઈ ચણ ચણવી નહોતી, પણ વિનોદને અર્થે કેટલાક હંસો બીજાં પક્ષીઓની સાથે તે ઓટાપર આવ્યા, ને તે પરની જાળીમાં સાચાં મોતી પડેલાં જોઇ તેનો ચારો કરવામાટે જાળીમાં ઊતર્યા. ચોકીદારે તુરત રાજાજીને અને દિવાનજીને આ ખબર આપતાં તેઓ ત્યાં આવી પહોંચ્યા, ને તેમને ઘેર બેઠાં આ પ્રમાણે હંસનાં દર્શન થયાં. સત્કર્મનો મહિમા ઘણો મોટો છે. તેવડે ન ધાર્યો હોય તેવો મોટો લાભ આ પ્રમાણે કોઇ વાર અચાનક થઇ આવે છે, માટે **મનુષ્યે ધનવૈભવનું અભિમાન ત્યજીને તેવડે બની શકે તેટલાં ઘણાંમાં ઘણાં સત્કર્મ કરે રાખવાં.** નિરાધાર દુઃખી ગરીબોને અન્ન આપવું

એ ધનવાનોનું આવશ્યક સત્કર્મ છે. પોતાનાં દુઃખી સગાં, પોતાની જ્ઞાતિનાં અને અન્યજ્ઞાતિનાં ગરીબો, તેમજ વિધવાઓ કે જેઓ લજ્જાને લઇ બીજાપાસે માગી શકતાં ન હોય, ને દેહનિર્વાહની જરૂરની વસ્તુઓવિના મુંઝાતાં હોય તેમને ખાસ કરીને ધનિકોએ અન્નવસ્ત્રાદિ ગુપ્તરીતે મોકલવાં જોઇએ. એમાં કીર્તિની અપેક્ષા નજ રાખવી જોઇએ. શાસ્ત્રમાં ગુપ્તદાનનું મહાફલ કહ્યું છે. નિરાધાર, આંધળાંપાંગળાં ને રોગીઓને માટે પણ દ્રવ્યવાન્ મનુષ્યોએ પોતાના દ્રવ્યનો સદુપયોગ કરવો જોઇએ.

**મોટાઇ મેળવવાનો સાચો ઉપાય.** પરમાર્થપક્ષે જોકે મોટાઈની ઇચ્છા ત્યજવાયોગ્ય છે, છતાં કોઇને મોટાઇની ઇચ્છા હોય તો તેને માટે પણ તેણે સત્કર્મો કરે રાખવાં. એમ કરવાથી મોટાઇ એની મેળે આવશે, પણ કોઇ પણ પ્રકારના મદને વશ થઇ પોતાની મોટાઇનો પોતાને મોઢે પોકાર કરવાથી તો ઊલટી મોટાઇ દૂર નાસશે. આત્મશ્લાઘાને ( પોતાનાં વખાણ પોતે કરવાં તેને ) શાસ્ત્રમાં પાપ કહ્યું છે. આત્મશ્લાઘા કરનાર માણસને સામાન્ય લોકો મોઢે નહિ તો પાછળથી ગાંડો કહે છે. મોટાઇ મેળવવાને સારુ પણ તમે સત્કર્મ કરતાં છતાં સમભાવવાળા વા વધારે નમ્ર રહો, એટલે લોકો તમારી યોગ્યતાના પ્રમાણમાં તમને અવશ્ય માન આપશે.

**સમજુએ કોઇ પણ વાતનો મદ નજ રાખવો ઘટે.** ઘણે કાળે ને ઘણે અનુભવે માણસ પોતાને વાસ્તવિકરીતે ઓળખી શકે છે, ને ત્યારેજ તે પોતાને ખરો ન્યાય આપી શકે છે.—પોતાનું ખરું મૂલ્ય આંકી શકે છે. જ્યાંસુધી મનુષ્યની બુદ્ધિ ઉંચી કક્ષાએ નથી પહોંચી હોતી ત્યાંસુધી તે ઘણી વાર પોતાનું મૂલ્ય વધારે આંકે છે.

જ્ઞાન અને અનુભવની ન્યૂનતા પણ એમાં કારણરૂપ છે. એવી સ્થિતિમાં મનુષ્ય કૂવામાંના દેડકાની પેઠે પોતાની પાસે હોય તેની મહત્તાજ જુએ છે, માટે જ્યારે જ્યારે અભિમાન–ગર્વ–મદ–ના વિચાર આવે ત્યારે ત્યારે તેને સમજને વિવેકવડે દૂર કરતા રહેવું જોઇએ.

**વિદ્યામદ દૂર કરવાનો ઉપાય.** તમને વિદ્યાનો મદ પીડતો હોય તો વિચારો કે વિદ્યાનો છેડો નથી. મનુષ્ય પોતાની આખી ઉમર વિદ્યાના અભ્યાસમાં ગાળે તોપણ વિશ્વની સર્વ વિદ્યાઓના પારને સમર્થ બુદ્ધિવાળો પુરુષ પણ નજ પામી શકે. એટલામાટેજ એક કવિએ નીચે પ્રમાણે કહ્યું છે:—

"વિદ્યા ભલપણ સમુદ્રજળ, ઉંચપણે આકાશ;
ઉત્તરપંથ ને દૈવગત, એનો પાર નહિ પૃથીરાજ !"

પૃથ્વીપર કેટલાંક એવાં મોટાં પુસ્તકાલયો છે કે મનુષ્ય જો જીવનભર તે વાંચ્યા કરે તોપણ તેવા એક પુસ્તકાલયનાં પણ સઘળાં પુસ્તકો પૂરાં ન વાંચી શકે. લંડનની બોડ્લિયન લાઇબ્રેરીમાં એટલાં પુસ્તકો છે કે માત્ર તે પુસ્તકોનાં નામો વાંચવાને પણ કેટલાક દિવસો જોઇએ. આપણાં શાસ્ત્રોમાં ચાર વેદ, ચાર ઉપવેદ, ૭ વેદાંગ, ૭ દર્શન, અઢાર પુરાણ, અઢાર ઉપપુરાણ, અડતાલીશથી વધારે સ્મૃતિઓ, ભિન્ન ભિન્ન મુખ્ય ગ્રંથોપર ભિન્ન ભિન્ન ભાષ્યો ને ટીકાઓ, તેમજ અન્ય અનેક વિષયના અનેક ગ્રંથો છે; જે બધાનો અભ્યાસ માણસથી પૂરો નજ થઇ શકે. માણસ યત્ન કરીને ગમે તેટલી વિદ્યા જાણે તોપણ તે વિશ્વની અપાર વિદ્યાપાસે "પોલમાં પહેલી પુણી" જેટલી જાણવી. સમજુએ તો જ્યારે પોતાની વિદ્યાવિષે કોઇ પૂછે ત્યારે પોતાને માટે તો મેં ઘણું થોડું જાણ્યું છે એમજ કહેવું જોઇએ.

**પ્રભુભક્તિનો ગર્વ કેવી રીતે દૂર કરવો?** તમને પ્રભુભક્તિનો ગર્વ આવતો હોય તો તમે વિચાર કરો કે મનુષ્ય ક્યાં? ને પ્રભુ ક્યાં? કોઇ પણ મનુષ્યથી પ્રભુની ભક્તિ એમના અતુલ મહિમાપ્રમાણે નજ થઇ શકે. મોટામાં મોટી બનાવવામાં આવેલી આગબોટ ટિટેનિક કે જે ઈંગ્લાંડથી અમેરિકા જતાં બરફનો પર્વત અથડાવાથી ત્રુટી જઇ નાશ પામી હતી, તેના જેવડું મોટું અર્ઘીઉં બનાવીને કોઇ મનુષ્ય સમુદ્રને જલના અર્ઘ્ય આપે, ને આખી દુનીઆનું કપૂર તથા ઘી એકઠું કરીને સૂર્યનારાયણની આરતિ કરે, તોપણ તે સમુદ્રના અને સૂર્યનારાયણના મહિમાપાસે શા હિસાબમાં છે? સમુદ્ર કે જે અગાધ જલના ભંડારરૂપ છે, ને સૂર્યનારાયણ કે જે અનેક ગ્રહાદિને પ્રકાશ ને ઉષ્ણતાવડે સતત પોષે છે તેની આગળ ઉપરની અર્ઘ્યપ્રદાનની ને આરતિની ક્રિયાઓ કે જે મનુષ્યથી બની શકે તેવી નથી તે પણ કેવી તુચ્છજેવી જણાય છે? અભિમાન દૂર કરવામાં આગબોટ ટિટેનિકની હકીકત ઉપયોગી હોવાથી તે જરા વિસ્તારથી કહેવાય છે. ટિટેનિકને જેમ બહુ મોટી બનાવવામાં આવી હતી તેમ તેને બહુ મજબૂત બનાવવામાં આવી હતી, ને તે મોટા તોફાનમાં પણ ત્રુટશે નહિ એમ માનવામાં આવ્યું હતું. જે પહેલીજ સફરે સહજવારમાં નાશ પામી! બેસનારા લોકો તેમાં કેવલ નિશ્ચિંતપણે બેઠા હતા. ઊતારૂઓના આનંદને અર્થે તેમાં અનેક પ્રકારની સગવડો રાખવામાં આવી હતી. લોકો તેમાં બેઠા બેઠા અમનચમન કરી રહ્યા હતા. પ્રખ્યાત પત્રકાર-"રિવ્યુ ઑફ ધી રિવ્યુઝ" નો અધિપતિ-મિ૦ સ્ટેડ પણ તેમાં હતો. તેને આગબોટ જોખમાયાના કોઇએ ખબર આપતાં તે તૂતકપર ગયો, પણ તે આસપાસ જોઇ "કાંઇ નથી" એમ બોલી નીચે પાછો આવ્યો. વાયરલેસ ટેલીગ્રાફીવડે (વગર દોરડાના તારવડે) કેપ્ટને આસપાસ સંદેશા મોકલાવતાં સ્ટીમર કાર્પેથિયા

કેટલાક સમયપછી મદદે આવી પહોંચી. થોડાં ઊતારૂઓ બચ્યાં, પણ ઘણાંઓએ તો ટિટેનિકસાથે અલ્પ સમયમાંજ જલસમાધિ લીધી ! ટિટેનિકના બનાવનારનું અભિમાન પણ આમ ઘડીકમાં ઊતરી ગયું. વિશ્વમાં મનુષ્યે કોઇ પણ વિષયનું કાંઇ પણ અભિમાન કરવાજેવું નથી. પ્રભુના ખરા ભક્તો કદીપણ પોતાની પ્રભુભક્તિનું અભિમાન કરતા નથી. તેઓ સમર્થ હોય છતાં અન્ય પ્રભુભક્તોના પગની રજજેવા નિર્માની થઇને રહે છે. ક્યારે પણ તે અભિમાનને વશ થતા નથી. પ્રભુ મારા પર વધારે ને વધારે કેમ પ્રસન્ન થાય તેનો પુનઃ પુનઃ વિચાર કરીને તેઓ પોતાના વિચારો ને વર્તનો ઘણાં શુદ્ધ રાખે છે. પોતાનું સર્વસ્વ તે પ્રભુને અર્પણ કરીને નિરહંકારપણે ને નિર્મલપણે વર્તે છે.

**શું અર્પણ કરવાથી પ્રભુ શીઘ્ર પ્રસન્ન થાય ?** એમ જો કોઇ પૂછે તો તેના પ્રત્યુત્તરમાં એક બુદ્ધિમાન્ ને રમુજી ભક્ત કહે છે કેઃ-“ જેની પાસે જે વસ્તુ ન હોય તેને તે વસ્તુ આપીએ તો તે પ્રસન્ન થાય. પ્રભુનું મન પોતાના ભક્તમાં હોવાથી પ્રભુપાસે મન નથી, તેમજ દીનતા ( રંકપણું–વિષયોની તૃષ્ણા વા જીવભાવ ) નથી, માટે જો આપણે આપણું મન તથા આપણામાં રહેલું દીનપણું પ્રભુને અર્પણ કરીએ તો તે આપણા ઉપર બહુ પ્રસન્ન થાય.” મતલબ કે જેને પ્રભુની સાચી ભક્તિ કરવી હોય તેણે પોતાનું મન પ્રભુને અર્પણ કરી દેવું જોઇએ. મન અને દીનતા ( જીવભાવ ) જો પ્રભુને અર્પણ કર્યાં તો પછી પ્રભુવિના અન્ય શું રહ્યું ?

“ મન મુઓ રહે જો મનવા, સો હરિરૂપ જાનીજે જનવા;
કહે અખો રહ્યા નહિ બાકી, જબ હિકમત બુઝી ઘર વાકી.”

બ્રહ્મજ્ઞાનમાં તો અભિમાન કરવાનું છેજ ક્યાં? અદ્વૈતમાં અભિમાન

કેમ ધટે? જ્યાં એકજ છે ત્યાં કોણ કોને પોતાનું અભિમાન દેખાડે? શાસ્ત્રોક્ત કર્મનો ગર્વ પણ થઇ શકે એમ નથી. કર્મનો એટલો બધો વિસ્તાર છે કે તે સાંગોપાંગ-પૂર્ણપણે-કોઇ પણ જાણી ન શકે, તેમજ આચરી પણ ન શકે. વર્તમાનમાં બધાં નિત્યકર્મમાં પણ દ્વિજને વિસ્તારથી પહોંચવું કઠિન છે, તો પછી નૈમિત્તિક ને પ્રાયશ્ચિત્ત કર્મ યથાશાસ્ત્ર જાણવાં ને આચરવાં એ બહુ કઠિન હોય એમાં આશ્ચર્ય શું?

**વર્તમાનમાં નિત્યનૈમિત્તિક કર્મને સંક્ષિપ્ત કરવાનો હેતુ.** વ્યાવહારિક પ્રવૃત્તિ બહુ વધવાથી ને દ્વિજોનો મોટો ભાગ અર્થકામની તૃષ્ણાવાળો થવાથી ધાર્મિક જ્ઞાનને અભાવે તેમના ચિત્તની શુદ્ધિ કરનારાં નિત્યનૈમિત્તિક કર્મમાં અતિશિથિલતા થયેલી જણાતાં તેમની તેમાં પ્રવૃત્તિ કરાવવાસારુ શાસ્ત્રીય વિસ્તૃત નિત્યનૈમિત્તિક કર્મને સંક્ષિપ્ત કરવાં પડયાં છે, જેમકે ત્રિકાલી લઘુસંધ્યા તથા લઘુવૈશ્વદેવ. એજ પ્રમાણે બીજાં ચાર નિત્યકર્મના વિધિને પણ ટુંકાવવો પડ્યો છે. "નૈમિત્તિકકર્મપ્રકાશ"માં સોળ સંસ્કાર આદિ નૈમિત્તિકકર્મના વિસ્તારને પણ ઓછો કરાવ્યો છે. આમ કરવામાં કોઇ રીતે દ્વિજ પોતાનું સ્વધર્મકર્મ સંક્ષેપમાં પણ આચરીને પોતાના આત્માનું કલ્યાણ મેળવે એ હેતુ છે. આપણે તો અત્યારે એજ કહેવાનું છે કે કર્મનો પાર નથી. જેમ આકાશના પારને ન પમાય તેમ કર્મના પારને પણ નજ પામી શકાય, માટે હું સંપૂર્ણ કર્મજ્ઞ છું એવું મિથ્યાભિમાન કોઇએ નજ કરવું.

**બુદ્ધિનો મદ બહુ હાનિકર્તા છે.** માયાના પતિ પરમાત્મા-વિના અન્ય કોઇ સંપૂર્ણ બુદ્ધિમાન્ નથી, એટલે પૂર્ણબુદ્ધિમાન્પણાનો ગર્વ કોઇથી રાખી શકાય એમ નથી, તેમ છતાં જે પોતાની બુદ્ધિનો ગર્વ કરે છે તે વ્યવહારમાં નિંદાય છે એટલુંજ નહિ, પણ તેને ઘણી

વાર પાછા પડવાના પ્રસંગો આવે છે, ને તેથી પશ્ચાત્તાપમાં ઊતરવું પડે છે. વળી પાણી નીચાણમાં રહે છે, ટેકરાપર રહી શકતું નથી, તેમ જ્યાં મદ આવ્યો ત્યાં પછી જ્ઞાનની વૃદ્ધિ થઇ શકતી નથી. નમ્રતાવાળો મનુષ્યજ જ્યાંત્યાંથી જ્ઞાન મેળવી શકે છે. જે ઘડો ભરેલો છે તેમાં બીજું જલ સમાવાનો અવકાશ નથી, તેમ જે બુદ્ધિના મદથી ભરેલો છે તેનામાં પછી જ્ઞાનવૃદ્ધિ થવાની તકજ રહેતી નથી, અને તેને લઇને તે મનુષ્ય લોકોના હાસ્યને પાત્ર થાય છે, તથા અવનતિને પામે છે.

એવી રીતે મદના દોષો જોઇને સમજુએ સર્વ પ્રકારનો મદ ત્યજવાયોગ્ય છે. પોતાનું કલ્યાણ ઇચ્છનારે જાણેઅજાણે પોતાના અંતઃકરણમાં કોઇ પણ વાતનો મદ રહેતો હોય, ને પ્રસંગોપાત્ત તે બહાર આવી જતો હોય તો તેને સૂક્ષ્મદૃષ્ટિથી ઓળખીને દૂર કરવો જોઇએ.

## ૫ મત્સર.

રજોગુણથી ઉપજતા કામ, ક્રોધ, લોભ તથા મદનામના દોષો વિષે પૂર્વે કહેવાયું. હવે રજોગુણજન્ય મત્સરનામના દોષવિષે કહેવાય છે.

મત્સર એટલે ઈર્ષ્યા–અદેખાઇ-કોઇનું સારું વા ચઢતી સ્થિતિ સહન ન કરી શકાય એવો જે મનમાં રહેલો અવગુણ તે.

**ઈર્ષ્યા તાપ ઉપજાવનારી છે.** ઈર્ષ્યાલુ મનુષ્યો કોઇને કોઇ પ્રકારનો લાભ થયાનું જાણી અમથા અમથા બળવા લાગે છે. ઈર્ષ્યા એટલો બધો નઠારો દોષ છે કે તે જેનામાં હોય તેને કાંઇ પણ નુકસાન ન થયું હોય છતાં બીજાની ચઢતી સ્થિતિનું ભાન કરાવી તેને હૃદયમાં દાહ ઉપજાવી દુઃખી કરે છે. સંસારમાં ઘણા દુર્ભાગી

જનોનું લોહી આ ઈર્ષ્યાનામની રાક્ષસી નિત્યપ્રતિ પીધા કરે છે.

**સુખદુઃખ એ જીવનાં સારાંમાઠાં કર્મનું ફલ છે.** સર્વે આસ્તિક મનુષ્યો જાણે છે કે મનુષ્યની ચઢતીપડતી તેના પ્રારબ્ધાનુસાર થાય છે. ઈશ્વરી સત્તા તેમાં કામ કરે છે, પણ તે જીવોના કર્માનુસાર કરે છે. જો તે તે જીવોનાં પુણ્યપાપવિના ઈશ્વર સ્વેચ્છાથી કોઇને સુખી ને કોઇને દુઃખી કરે તો તે અન્યાયી એટલે વિષમ-બુદ્ધિવાળા ગણાય. પરમ ન્યાયી ઈશ્વરમાં એવો વિષમભાવ નજ ઘટે. કોઇને તમે અંધ વા કાણો જુઓ તો જાણો કે પૂર્વે તેણે આંખ-વડે પાપ કરેલું છે તેનો તેને એ બદલો છે. કોઇને તમે બહેરો જુઓ તો સમજો કે તેણે કાનવડે અયોગ્ય શબ્દ સાંભળવારૂપ પાપકર્મ પૂર્વે કર્યું હશે. એજ પ્રમાણે મનુષ્યની અન્ય ઇંદ્રિયોમાં કે શરીરમાં કોઇ પણ દોષ હોય, વા તેનું શરીર રોગગ્રસ્ત કે અશક્ત હોય, કે તેને બીજાં અનેક પ્રકારનાં દુઃખોમાંથી કાંઇ કાંઇ દુઃખો હોય તો તમે નિશ્ચિતપણે જાણો કે એ બધું તેના પાપકર્મનું ફલ છે. વળી તેજ પ્રમાણે તમે કોઇને ઇંદ્રિયોના કોઇ પણ પ્રકારના દોષરહિત, નીરોગ, બલવાન્, બુદ્ધિમાન્, ધનવાન્ ને અન્ય સર્વ પ્રકારે સુખી જુઓ તો જાણો કે તે તેના પુણ્યકર્મનું ફલ છે. પાપકર્મવડે મનુષ્ય દુઃખ પામે છે, ને પુણ્યકર્મવડે તે સુખી થાય છે એ નિઃસંશય વાત છે.

**ઈશ્વરી રચના ભૂલવગરની છે.** કોઇએ જાહેરમાં કે છૂપી રીતે કાંઇ પણ સારુંમાઠું વર્તન કર્યું કે સારોમાઠો વિચાર કર્યો તેનું સારુંમાઠું ફલ તેને અવશ્ય મળે છે. “વહાં રાજ નહિ હૈ કછુ પોપાંબાઇકા.” પ્રભુને ત્યાં કાંઇ અંધારામાં ચાલ્યું જતું નથી.

**પુરાવાની ખામીનું પરિણામ.** ન્યાયાધીશને ઇનસાફ આપવામાં પુરાવાની જરૂર પડે છે, ને કેટલીક વાર તેને પુરાવામાં શંકા રહે છે,

એટલે ન્યાયાધીશને વાસ્તવિક ન્યાય આપવામાં કઠિનતા છે, ને એટલા-સારુ સારા ન્યાયાધીશો બીનગુન્હેગાર માર્યો ન જાય-તેને નકામી શિક્ષા ન થઇ જાય-તેની બહુ સંભાળ રાખે છે. કાયદાનું એક ખાસ સૂત્ર છે કે પુરાવાની ન્યૂનતાથી સો ગુન્હેગાર છૂટી જાય તેની ચિંતા નહિ, પણ એક પણ બીનગુન્હેગારને નાહક શિક્ષા ન થવી જોઇએ. કેટલીક વાર માણસો ખોટા પુરાવા ઊભા કરે છે તેથી ન્યાયાધીશને તેવા પ્રસંગમાં બહુ વિચારવું પડે છે. કેટલીક વાર કોર્ટમાં પોલીસનાં ધતીંગ ઊઘાડાં થવાનું ને તહોમતદારો છૂટી જવાનું સાંભળવામાં આવે છે. વળી કોઇ વાર ન્યાયાધીશને તહોમતદારે ગુન્હો કર્યાની મનમાં ખાત્રી થયા છતાં પુરાવાના અભાવે તેને છોડી મૂકવો પડે છે. આમ ન્યાયાધીશને ન્યાય આપવામાં પુરાવાની મદદ લેવી પડે છે, તેથી કેટલીક વાર તેનો ન્યાય દોષવાળો થાય છે, પણ ઇશ્વરને ન્યાય કરવામાં પુરાવાની કાંઇ પણ જરૂર પડતી નથી, કેમકે જીવના પોતાના અંતઃકરણમાંજ તેનાં કર્મોની નોંધ હોય છે, ને તેને અવલંબીને તેનો ન્યાય થાય છે.

**જીવને તેના કર્મનું ફલ શી રીતે મળે છે? ચિત્રગુપ્તના ચોપડાનું રહસ્ય.** શ્રીઅંતર્યામી પ્રભુ સૌના હૃદયમાં બિરાજી રહ્યા છે, ને સર્વ જીવોનાં કર્મની નોંધ તેમના પોતાના હૃદયમાં ઇશ્વરી સંકેતપ્રમાણે સંસ્કારરૂપે થતી રહે છે, જેનું ફલ સમય આવે તેને અચૂક મળે છે. આપણાં પુરાણોમાં ધર્મરાજાના દફતરી ચિત્રગુપ્ત જીવોનાં સર્વ પ્રકારનાં શુભાશુભ કર્મોની નોંધ પોતાના ચોપડામાં લે છે એમ કહ્યું છે, ને ઇસ્લામધર્મમાં કહેવામાં આવ્યું છે કે પ્રત્યેક મનુષ્યના જમણાડાબા ખભાપર એકેક ફિરસ્તો બેઠો છે. જમણા ખભાપરનો ફિરસ્તો તેનાં પુણ્યકર્મોની નોંધ રાખે છે, ને ડાબા ખભા-

પરનો ફિરસ્તો તેના પાપકર્મની નોંધ રાખે છે. ચિત્રગુપ્ત એટલે છાનું ચિત્ર–અદૃશ્ય સંસ્કાર–તે તે હમેશાં જીવની સાથેજ હોય છે. ઇસ્લામ-ધર્મપ્રમાણે બે ફિરસ્તાની નોંધ તે જમા ને ઉધાર સમજવાનાં છે. પુણ્યકર્મ તે જમા ને પાપકર્મ તે ઉધાર જાણવાં.

**કર્મપ્રમાણે જીવને ફલ મળતું હોવાથી જીવોની વિવિધ સ્થિતિના સંબંધમાં ઇશ્વર નિર્દોષ છે.** જીવોને તેમનાં કર્માનુસાર સારીમાઠી સ્થિતિની ને સુખદુઃખની પ્રાપ્તિ થાય છે. કોઇ સુરૂપ છે, ને કોઇ કુરૂપ છે; કોઇ ધનવાન્ છે, ને કોઇ ધનહીન છે; કોઇ બુદ્ધિમાન્ છે, ને કોઇ બુદ્ધિહીન છે; અને કોઇ રોગી છે, ને કોઇ નીરોગ છે. મનુષ્યોની અને બીજાં પ્રાણીઓની સ્થિતિમાં બહુ બહુ પ્રકારના ભેદો જોવામાં આવે છે. જો એ બધું વગરકારણે–કર્મનિરપેક્ષ–હોય તો ઇશ્વરમાં નિર્દયતા ને વિષમતા એ બે દોષની પ્રાપ્તિ થાય; જે સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ ને ન્યાયી ઇશ્વરમાં ઘટે નહિ. ઇશ્વરમાં નિર્દયતા એટલા-માટે કે તેમણે કારણવિના દુઃખમય નરક રચ્યું, ને ત્રિવિધ દુઃખ રચ્યાં; અને તેમનામાં વિષમતા એટલામાટે કે કારણવિના ભિન્ન ભિન્ન પ્રાણીઓની ભિન્ન ભિન્ન પ્રકારનાં સુખદુઃખવાળી સ્થિતિ રચી. ઇશ્વર જીવોનાં પૂર્વકર્મા-નુસાર તેમને સુખદુઃખરૂપ ફલ આપતા હોવાથી તેમને ઉપર જણાવેલા બે દોષોની પ્રાપ્તિ થતી નથી. વિશ્વનો સઘળો વહીવટ તેમના નિયમ-પ્રમાણે જીવોનાં કર્માનુસાર અબાધિતપણે નિરંતર થયા કરે છે.

**ઇર્ષ્યા નજ કરો, પણ પુરુષાર્થ કરો.** જ્યારે એ પ્રમાણે જીવ પોતાના સારાંમાઠાં કર્મવડે સારીમાઠી સ્થિતિને પ્રાપ્ત કરે છે ત્યારે કોઇને કરોડપતિ કે લક્ષાધિપતિ જોઇને કે અન્ય પ્રકારે સુખી જોઇને કોઇએ તેની ઇર્ષ્યા શામાટે કરવી જોઇએ? જો તમારે તેમના જેવા થવું હોય તો તમે તેમના જેવો પ્રયત્ન કરો, ને તેવા થાઓ.

તમારી શક્તિ હોય તો તમે વધારે પુરુષાર્થ કરીને તેમનાથી પણ આગળ વધો. સ્પર્ધા વા હરિફાઇ ઇચ્છવાયોગ્ય છે, પણ ઈર્ષ્યા ઇચ્છવા-યોગ્ય નથી. કોઇનું સારું જોઇને બળો નહિ, પણ રાજી થાઓ. વ્યવહારપરમાર્થમાં આગળ વધનાર મનુષ્ય તમારી પાસે પોતાનો સારો આદર્શ રજુ કરે છે, ને તમને આગળ વધવાનો માર્ગ દર્શાવે છે, તેથી તમારે તેને જોઇને પ્રસન્ન થવું ઘટે છે, તેની ઈર્ષ્યા કરવી ઘટતી નથી.

**બીજાની ઈર્ષ્યા કરવાથી તમારું કાંઇ વળવાનું નથી, પણ ઊલટું તેથી તમે પાપ બાંધશો.** જે પુણ્યકર્મવાળો છે તે સુખી થાય છે. જયાંસુધી તેનું સત્કર્મ વિદ્યમાન છે ત્યાંસુધી તેને કોઇ પણ માણુસ કાંઇ પણ અડચણ કરી શકતું નથી, તેથીજ કહેવાય છે કેઃ—

"જો ઈશ્વર અનુકૂલ છે, શત્રુથી શું થાય?
પથરા ફેંકે પાપી તે, ફૂલ થઇ ફેલાય."

કર્મ બહુ બલવાન્ ગણાય છે. જો પોતાના પુણ્યકર્મવડે ઈશ્વરની કૃપા પ્રાપ્ત કરી હોય તો વેરીથી શું થઇ શકે? ઊલટું વેરી તેવા પુણ્ય-શાલી પુરુષના અપકારમાટે કાંઇ કરે તે તેના ઉપકારમાટે થાય છે, માટે મનુષ્યે જેમ બને તેમ પ્રીતિપૂર્વક પુણ્ય સંપાદન કરવું જોઇએ, ને કોઇની ઈર્ષ્યા કરવારૂપ પાપ ન બાંધવું જોઇએ.

**પુણ્યથી ઊલટું પાપનું સમજવું.** જેમ પુણ્ય પોતાનું ફલ સુખ આપે છે તેમ પાપ પણ તેનો પરિપાક થાય છે ત્યારે પોતાનું ફલ દુઃખ આપ્યા વગર રહેતું નથી. કેટલીક વાર મનુષ્યનો પુરુષાર્થ સફલ થતો નથી તેમાં તેનું પૂર્વનું પાપ આડું આવે છે એમ જાણવું. કવિ શામળદાસે પણ એમજ કહ્યું છેઃ—

"કર્મહીણો જો ખેતી કરે, બળદ મરે કે દુકાળજ પડે."

આમ હોવાથી મનુષ્યે પાપથી બહુ બીવું જોઇએ, અને પાપી વિચાર ને પાપી ક્રિયાથી તેણે દૂરજ રહેવું જોઇએ. પુણ્ય કરવામાં શ્રમ છે, પણ પાપ ન કરવામાં કાંઇ શ્રમ નથી, માટેજ કોઇ વિદ્વાને કહ્યું છે કે પુણ્ય તો તમારાથી બને તો કરો, પણ પાપ ન કરવું એ તો તમારા હાથમાં છે, માટે તમે પાપ તો નજ કરો.

**જાગ્યા ત્યાંથી સવાર.** જો જાગ્યા ત્યાંથી સવાર ગણીને ચલાય તોપણ પોતાનું જીવન સુધારી શકાય. ધારો કે કોઇ વેપારીને પોતાના વેપારમાં કાંઇ કમાઇ થઇ નથી, અથવા તેને દશ હજાર રૂપીઆની ખોટ ગઇ છે. જો તે ચિંતા વા ક્લેશ કરીને બેસી રહે તો તેથી કાંઇ ન વળે. ઉલટો તેથી તે નુકસાનમાં ઉતરે, કેમકે ચાલુ ખર્ચ તો તેને જોઇએજ, માટે તેણે મનને પ્રસન્ન રાખી કેડ બાંધીને રળવા માંડવું જોઇએ, તેમ જિજ્ઞાસુએ પણ પોતાના કર્તવ્યમાટે સમજવું. આવડવાળા વેપારીઓ લોકોને કયા માલની જરૂર છે તે પર ખાસ ધ્યાન આપે છે, ને અગત્ય જણાય તો થોડે નફે પણ માલ કાઢવા માંડે છે. જો તે તેનું ધ્યાન ન રાખે, અને ગમે તે માલ દુકાનમાં એકઠો કરે; ને વધારે નફાની લાલચે માલનો નિકાલજ ન કરે તો કેટલીક વાર તેને સોના સાઠ થવાનો વખત આવે છે. સાઠ તો શું પણ કોઇ વાર સોના દશ થઇને પણ ઉભા રહે છે. કરાચીમાં એક માણસે મોંઘા ભાવથી કેટલીક જમીન વેચાતી લીધી. ત્યારપછી તે ભીડમાં આવી ગયો, ને તેથી તેને જમીન વેચવાનો સમય આવ્યો. ઘણા વેપારીઓની સ્થિતિ તે વખતે બગડેલી, એટલે લીધેલી જમીન ઘણાએ વેચવા કાઢી, ને તેથી જમીનના ભાવ પણ ઉતરી ગયા હતા. પેલા વેપારીને જમીનના બેઠેલા પૈસા કરતાં ૢ ઉપજ્યા. મનુષ્યે ધંધો કરવો તે પોતાનું ગજું વિચારીને કરવો, નહિ તો કોઇ વાર

તળીઆઝાટક થઇ જવાનો વખત આવે. જેમ વેપારીને કમાઇ થઇ ન હોય, ને ઊલટી ખોટ ગઇ હોય, તોપણ તે પુનઃ યોગ્ય પુરુષાર્થ કરીને પ્રભુકૃપાથી દ્રવ્ય મેળવે છે, તેમ જેણે પુણ્યરૂપી કમાઇ ન કરી હોય, ને પાપ કરવારૂપ ઘણી ખોટ ખાધી હોય, તે પણ હવે જો સમજીને જાગ્યા ત્યાંથી સવાર કરીને બની શકે તેટલું પુણ્ય કરવા માંડે, ને પાપથી દૂર રહે તો આગળઉપર અવશ્ય લાભ મેળવી શકે.

પુણ્યની વૃદ્ધિ કરીને તેવડે પૂર્વે કરેલાં પાપોને નિર્બલ કરી નાંખવાથી, ને નવાં પાપોની ભરતી ન કરવાથી, તમારો પુરુષાર્થ પ્રભુ-દયાથી સફલ થવાનો શુભ પ્રસંગ આવશે, અને તમે ઇચ્છિતને પામશો.

**બીજાં પાપોના કરતાં મત્સરની (અદેખાઇની) વિશેષતા.** બીજાં પાપો તો કાલે કરીને જ્યારે તેનો પરિપાક થાય ત્યારે તેનું દુઃખરૂપ ફલ ઉપજાવે છે, પણ મત્સર તો ક્રોધની પેઠે હૃદયમાં આવ્યો કે તુરતજ દાહરૂપ દુઃખ ઉપજાવવા માંડે છે, માટે તમે મૈત્રીની ભાવના કરીને તમારા હૃદયમાં મત્સરને આવવા નજ દ્યો. તમને આગળ કહ્યા પ્રમાણે તમે બીજાની સાથે ભલે નિર્દોષ સ્પર્ધા કરો, ને તેમના જેવા થવા કે તેમનાથી આગળ વધવા પ્રયત્ન કરો, પણ તેમનો ઉત્કર્ષ જોઇ તમે તમારા હૃદયમાં બળો નહિ. બીજાની ચઢતી જોઇને રાજી થાઓ. જો તમે એ પ્રમાણે પ્રસન્ન રહીને તમારો ધંધો કરશો તો તમારા હૃદયમાં આનંદ રહેશે એટલુંજ નહિ, પણ તમે તમારો ઉદ્યોગ પણ સારી રીતે કરી શકશો; ને તેમાં તમે વહેલી ફત્તેહ મેળવશો. મત્સરવડે હૃદયમાં બળ્યા કરવાથી તમારી કાર્ય કરવાની શક્તિ ઘટે છે, ને તેનું નુકસાન તમારેજ વેઠવું પડે છે એ ભૂલશો નહિ.

**કોઇને પુણ્યના કે પાપના ફલમાં શંકા થાય, તો તે શંકા મિથ્યા છે.** કોઇએ યજ્ઞ કર્યો, ને પછી તેને પોતાના ધંધામાં

નુકસાન આવ્યું તો તમે જાણો કે એ નુકસાન યજ્ઞનું ફલ નથી, પણ તેના કોઇ પૂર્વના પાપકર્મનું ફલ છે. સારાનું ફલ નઠારું નજ હોય. સાંભળો:—

"અમૃત પીતાં પ્રાણીઆ, મુઆ ન સુણીઆ કોઇ."

પુણ્ય કરવાથી કદાપિ પણ દુઃખ ન થાય. યજ્ઞરૂપ પુણ્યનું સુખરૂપ ફલ જ્યારે તેનો પરિપાક થશે ત્યારે યજ્ઞ કરનારને અવશ્ય મળશે. અત્યારે તેને જે ખોટ ગઇ તે તેના પૂર્વના કોઇ પાપકર્મનું ફલ છે એમ જાણો. તેમ કોઇ પાપ કરતો હોય, ને તે સુખી દેખાતો હોય, તો સમજો કે તે સુખ તેના પાપકર્મનું ફલ નથી, પણ તેના પૂર્વના કોઇ પુણ્યકર્મનું ફલ છે. તેના પાપની પછાટ જ્યારે તેને લાગશે ત્યારે તે બીચારો દયાપાત્ર થઇ પડશે. વહાણું વાતાં માણસની સ્થિતિ બદલાઇ જાય છે એ તમે કયાં નથી જોતા? જો નઠારાનું ફલ સારું થાય તો પછી સારાનું ફલ શું થાય? કદાચ કોઇ સ્થલે "**કસાઇને ઘેર કુશલ ને ધર્મીને ઘેર ધાડ**" એમ દેખવામાં આવતું હોય તો તે અલ્પ કાલને માટે જાણવું, ને તેનું કારણ ઉપર કહેવામાં આવ્યું તે છે.

**જેવો આઘાત તેવો પ્રત્યાઘાત એ નક્કી વાત છે.** પ્રભુને ત્યાં શુદ્ધ ન્યાય છે, લેશ પણ અન્યાય નથી. મનુષ્યને કર્યાં કર્મનું ફલ ભોગવ્યા વિના છૂટકો નથી. એ સંબંધે એક ઉદાહરણ કહેવામાં આવે છે. એક સંતપુરુષ ને તેમનો એક શિષ્ય જંગલમાં ચાલ્યા જતા હતા. ત્યાં રસ્તાની એક બાજુએ એક સાપ તરફડતો પડ્યો હતો, તેને શિષ્યે જોયો. એ સાપને હજારો કીડીઓ વળગેલી હતી, ને તેને ફોલી ખાતી હતી. કોમલ હૃદયના શિષ્યને એ જોઇને ત્રાસ છૂટયો. તેને સાપપર ઘણી દયા આવી. દયાના આવેશમાં તેણે પોતાના શ્રી-

ગુરુને પૂછ્યું:-"પ્રભો! જુઓ તો ખરા! આ એક જીવને આ હજારો જીવો શામાટે દુઃખ દેતા હશે? ઇશ્વિર આવો અન્યાય કેમ સાંખતા હશે?" ગુરુએ કહ્યું:-"બેટા! પ્રભુના રાજ્યમાં લેશ પણ અન્યાય નથી. ત્યાં તો રજેરજનો ચોખ્ખો હિસાબ છે. પ્રભુ સારા કર્મનો સારો બદલો, ને નઠારા કર્મનો નઠારો બદલો સર્વદા આપી રહ્યા છે. આ સર્પ પણ તેના પાપનું ફલ ભોગવે છે. તારે એમાં શંકા કરવાજેવું નથી." શિષ્ય બોલ્યો:-"મહારાજ! મને આમાં કાંઇ સમજાતું નથી. આ બીચારા સાપે પૂર્વે એવું કયું ઘોર પાપ કર્યું છે કે તેને આટલી બધી કીડીઓ રુંવેરુંવે વળગીને તેનું લોહી ચૂસી રહી છે?" તે સંતપુરુષે કહ્યું:-"બચ્ચા! તું તારી આંખો વીંચી જા. જો હવે તને શું દેખાય છે?" શિષ્ય આંખો વીંચીને શ્રીગુરુએ આપેલી અંતર્દૃષ્ટિથી જોઇ, પછી બોલ્યો:-"કૃપાનાથ! એક મોટી નદી ચાલી જાય છે, ને તેમાં પાણીનો એક મોટો ધરો (ધૂનો) જણાય છે." ગુરુ કહે છે:-"તું વધારે ધ્યાન આપીને જો. ત્યાં કોણ ઊભું છે? ને શું કરે છે?" શિષ્યે ત્યાં નિહાળી જોઇને કહ્યું:-"પ્રભો! ધરાને કાંઠે એક માણસ ઊભો છે, ને જાળ નાંખે છે. અરે! તેણે બધાં માછલાં બહાર કાઢયાં. અરે! અરે! આ માછલાં કેવાં તરફડે છે? મહારાજ! મારાથી આ નથી જોવાતું." એમ બોલી શિષ્યે પોતાની આંખો ઊઘાડી નાંખી. ગુરુએ કહ્યું કે:-"બેટા! તેં જે મચ્છીમારને જોયો તે તેના નવા જન્મમાં આ સર્પરૂપે અવતર્યો છે, ને જે નિર્દોષ માછલાંને તેણે મારી નાંખ્યાં હતાં તે આ જન્મમાં કીડીઓ થઇને અહીં તેનો બદલો લે છે. બોલ બેટા! ઇશ્વરને ત્યાં ન્યાય છે કે નહિ?" શિષ્ય ચમકી ઊઠયો, ને બોલ્યો:-"કૃપાસિંધો! પ્રભુની અકલ કલા છે. મારા જેવો પામર તે શી રીતે સમજી શકે?

મારા જેવાં ઘણાં માણસો મારી પેઠે સમજતાં નથી. તેથીજ કર્મના ફલમાં શંકા કરે છે, બાકી તેમાં શંકા કરવાજેવું છેજ નહિ એ આપની દયાથી આ પ્રત્યક્ષ ઉદાહરણવડે મને પાકું સમજાયું છે." સજ્જનો! પુણ્યપાપના ફલમાં નિઃશંક થાઓ, ને મત્સર કે જે અગ્નિની પેઠે તુરત બાળનારું પ્રત્યક્ષ પાપ છે તેનાથી સર્વદા બચીને ચાલો.

**નારદજીની પેઠે સ્પર્ધા કરો, ને ઉત્તમમાં ઉત્તમ થાઓ.**

નારદજી એક વાર દ્વારકામાં શ્રીકૃષ્ણપ્રભુપાસે ગયા, ને પ્રભુસેવામાં વાદ્યસહિત ગાયન કર્યું. પ્રભુ તેથી પ્રસન્ન થયા, પણ વાતવાતમાં નારદજીને કહ્યું કેઃ-"તમારું ગાયન સારું છે ખરું, પણ તુંબરુના જેવું સારું નહિ." પ્રભુનું આ વચન સાંભળીને નારદજીને ચાનક ચઢી, એટલે એકાંત સ્થલે જઇ કેટલોક સમય ગાયનસંબંધી આવશ્યક સર્વ વિષયોનો જાતે ખૂબ અભ્યાસ કર્યો, ને પોતાનામાં પોતાને જે જે ન્યૂનતા જણાઇ તે તે સઘળી ન્યૂનતા દૂર કરી પછી તેમણે પ્રભુપાસે દ્વારકામાં આવી બહુ પ્રેમ ને ઉત્સાહથી ગાયન કર્યું, ને પ્રભુને પૂછ્યું કેઃ-"કૃપાનાથ! હવે કેમ લાગે છે?" ભગવાને કહ્યુંઃ-"તમારું ગાયન પહેલાંના કરતાં વધારે સારું થયું છે, પણ તે તુંબરુની બરાબર તો નહિજ કહી શકાય." પછી તેઓ પ્રભુની રજા લઇ સંગીતના આદ્ય આચાર્ય શ્રીશંકરપાસે ગયા, ને તેમની પાસે કેટલોક સમય ગાયનનો અભ્યાસ કરી વધારે તૈયાર થયા, ને શ્રીકૃષ્ણભગવાનને ગાયન સંભળાવવામાટે પાછા દ્વારકામાં આવ્યા. પ્રભુએ તેમનું ગાયન સાંભળી તેમને કહ્યું કેઃ-"આ વેલા તમે ઘણું સારું ગાયન કર્યું, પણ હજી જરા ફેર રહે છે. તુંબરુની છટા તો કાંઇ ઓરજ છે." નારદજીને આથી વધારે ચાનક ચઢી. તેમણે વિચાર્યું કે હું ગાયનમાં તુંબરુના જેવો કેમ ન થઉં? આ વિશ્વમાં શ્રીમહેશ્વરથી મોટા

ગાંધર્વવિદ્યાના આચાર્ય તો બીજા કોઇ નથી, એટલે હવે તુંબરુના જેવા થવાને તેમની પાસે ગયા વિના બીજો કોઇ માર્ગ નારદજીને માટે નહોતો. તેમણે તુંબરુપાસે જવાનો નિશ્ચય કર્યો, ને ત્યાં જઇ તેમની પાસેથી સંપૂર્ણપણે ગાયનવિદ્યાનો પુનઃ અભ્યાસ કર્યો. "હું સંગીતવેત્તા ને દેવર્ષિ થઇ તુંબરુપાસે કેમ જાઉં ?" એવું અભિમાન તેમણે ન કર્યું, તેમ તુંબરુની ઈર્ષ્યા પણ ન કરી, એટલુંજ નહિ, પણ શિષ્યભાવે તુંબરુપાસે રહી તેમણે પોતાની સંગીતવિદ્યાની સર્વ ન્યૂનતા દૂર કરી. પછી ભગવાન્‌પાસે જઇ ત્રીજી વાર ગાયન કરી બતાવ્યું. પ્રભુએ બહુ પ્રસન્ન થઇ કહ્યું:–"નારદજી ! તમારો પ્રયાસ સફલ થયો છે. હવે તમે તુંબરુની બરાબર થયા છો. હવે જો તમે પડદાપાછળ ગાતા હો તો તમે ગાઓ છો કે તુંબરુ ગાય છે તે કહી શકાય તેવું નથી." જેને શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવી હોય તેણે આમ પ્રયત્ન કરીને તે પ્રાપ્ત કરવી જોઇએ, નહિ કે શ્રેષ્ઠની અદેખાઇ કરી તેને પાછો પાડવાનો નિંદ્ય પ્રયાસ કરીને.

**બે મૂર્ખ વેપારીઓની પરસ્પરની અદેખાઇ અને તેનું તેમને મળેલું માઠું ફલ.** એક નગરમાં કોઇ મંત્રશાસ્ત્રી આવ્યા. તેના ખબર શહેરમાં ફેલાતાં ભિન્ન ભિન્ન કામનાવાળા લોકો તેમની પાસેથી મંત્રોપદેશ લેવા આવવા લાગ્યા. ઉપદેશકનો ઉપદેશ ત્યારેજ ફલે છે કે તે જો હૃદયની ખરી લાગણીથી કહે તો. જે ઉપદેશક માત્ર પોતાની જીભને ટેરવેથી ઉપદેશનાં વચનો બોલે, પણ જો તેના હૃદયમાં વિશ્વાસ ન હોય તો તેનો ઉપદેશ ફળતો નથી,–લોકો તેના ઉપદેશને અનુસરતા નથી. મંત્રનું પણ એમજ જાણવું. જો મંત્રનો ઉપદેશ કરનારે તે મંત્ર પોતે જપાદિવડે સિદ્ધ કર્યો હોય,–તેનું ફલ જાતે અનુભવ્યું હોય,– તોજ તેણે ઉપદેશેલો મંત્ર બીજાને ફલીભૂત થાય છે, નહિ તો ફલીભૂત

થતો નથી. આ મંત્રશાસ્ત્રી સિદ્ધમંત્રવાળા હતા. તેમની પાસે એક વેપારીએ જઇ પોતાને ઘણું દ્રવ્ય મળે તેવા મંત્રની યાચના કરી. મંત્રશાસ્ત્રીએ તેને કહ્યું:–"આવતી કાલે પૂનેમ ને ગુરુવારનો બહુ સારો દિવસ છે, તો તમે વહેલા નાઇધોઇ નિત્યકર્મ કરીને સવારના સાડા ૭ વાગે અહીં આવજો." બીજા એક દ્રવ્યતૃષ્ણાવાળા વેપારીને આ વાતની ખબર પડી, એટલે તે પણ પોતાને ઘણા દ્રવ્યની પ્રાપ્તિ થાય તેવો મંત્ર મેળવવાને તે દિવસે રાત્રિએ (સુદિ ચૌદશની રાત્રિએ) મંત્રશાસ્ત્રીને મળ્યો, ને દ્રવ્યની પ્રાપ્તિ થાય એવો મંત્ર આપવાની તેમની પાસે પ્રાર્થના કરી. તેને મંત્રશાસ્ત્રીએ બીજા દિવસના સવારના સાતનો સમય આપ્યો. પહેલો વેપારી બીજે દિવસે કહેલે સમયે મંત્રશાસ્ત્રીપાસે આવ્યો. તેને તેમણે દ્રવ્યપ્રાપ્તિના મંત્રનો વિધિવત્ ઉપદેશ કર્યો, ને કહ્યું કેઃ–"આ મંત્રનો નિત્યપ્રતિ ચાર હજાર જપ અહીંના સિદ્ધેશ્વરમહાદેવના દેવાલયમાં બેસીને કરજો. એ પ્રમાણે ૭ માસસુધી કરવાથી મહેશ્વર પ્રસન્ન થશે, ને તમારું કાર્ય સિદ્ધ થશે. આ મંત્ર તમારે કોઇને કહેવો વા સંભળાવવો નહિ." તે ગયા પછી બીજો વેપારી સાત વાગ્યાને સમયે ત્યાં આવ્યો તેને પણ એજ પ્રમાણે મંત્રશાસ્ત્રીએ વિધિવત્ ઉપદેશ આપ્યો. તે શહેરની નજીક સિદ્ધેશ્વરમહાદેવનું દેવાલય હતું ત્યાં જઇ પહેલા વેપારીએ જપ આરંભી દીધો. બીજા વેપારીને પણ સિદ્ધેશ્વરમહાદેવના દેવલમાં જપ કરવાનું કહેલું, એટલે પાછળથી તે પણ ત્યાં આવી પહોંચ્યો, ને પહેલા વેપારીની બાજુમાં થોડે દૂર બેસી જપ કરવા લાગ્યો. બંનેને એકબીજાના મંત્રની ખબર નહોતી. તેઓ નિત્યપ્રતિ પોતાનું જપનું કામ યથાસમય બરાબર કરવા લાગ્યા. ૭ માસ પૂરા થતાં બંનેપર શ્રીમહેશ્વર પ્રસન્ન થયા, ને આકાશવાણીદ્વારા તેમને કહ્યું:–"તમારામાંથી

એક જણે જોઇએ તેટલું દ્રવ્ય માગવું. તેને માગ્યા પ્રમાણે મળશે, ને બીજાને તેથી બમણું મળશે." પહેલો માગે તેને ઓછું મળે, ને બીજાને બમણું મળે એમ હોવાથી બંનેને એકબીજાની અદેખાઇ ઉપજી. એક કહે:-"તું પહેલો માગ," ને બીજો કહે:-"તું પહેલો માગ." પણ કોઇ પહેલો માગે નહિ આશરે અર્ધો કલાક રગઝગ થયા પછી ભગવાન્ મહેશ્વરે આકાશવાણીદ્વારા પુનઃ તેમને કહ્યું:-"તમારે જેટલું દ્રવ્ય કે બીજું કાંઇ માગવું હોય તેટલું દ્રવ્ય કે બીજું કાંઇ હવે એક ઘડીમાં તમે માગી લેજો, નહિ તો પછી તે નહિ મળે." સમય પૂરો થવા આવ્યો, પણ એમાંથી એકે પહેલો માગે નહિ. પોતાથી બીજાને બમણું મળે તે એકેથી ખમી શકાતું નહોતું. અંતે એક જણે અદેખાઇને વશ થઇ ભગવાન્ મહેશ્વરને પ્રાર્થના કરી કે:- "હે પ્રભો! મારી એક આંખ ફૂટી જાઓ." એટલે તુરતજ તેની એક આંખ ફૂટી ગઇ અને બીજાની બન્ને આંખો ફૂટી ગઇ, ને તે આંધળો થઇ ગયો. મત્સર કેવી ખરાબ વસ્તુ છે? આમાં બંનેએ લાભ શો કાઢ્યો? તેમની છ માસની મહેનત માથે પડી, ને લાભમાં એકે પોતાની એક આંખ ખોઇ, ને બીજાએ પોતાની બંને આંખો ખોઇ. અદેખાઇનું ફલ આવું અનિષ્ટ છે. બંનેએ અદેખાઇને વશ ન થતાં ઉદારતા રાખી પરસ્પર સલાહ કરી માગી લીધું હોત તો બંને લાભ મેળવત. વળી પાછળથી બંનેને જો પોતપોતાને મળેલું દ્રવ્ય સરખું કરી વહેંચી લેવું હોત તો તેમ પણ વહેંચી શકત, પણ જ્યાં મત્સર હોય ત્યાં આવા લાભદાયી શુભ વિચાર આવે શી રીતે?

**મત્સરીની (અદેખાની) મહામૂર્ખતા ને મહાક્રૂરતા.** મત્સરીની મૂર્ખાઇ તો જુઓ. માણસો કહે છે કે પોતાનું ભલું કરવાને માટે પરનું ભુંડું કરે એનું તો મોઢું બાળ્યું, પણ આ દૃષ્ટાંતમાં કહ્યા

પ્રમાણે પોતાનું ભુંડું કરીને પણ બીજાનું ભુંડું કરે એને માટે શું કહેવું તે સૂઝતું નથી. એવા અદેખા માણસની મૂર્ખાઇની ને ક્રૂરતાની હદ નથી. માખી પોતે મરીને પણ બીજાને ઊલટી કરાવે છે તેના જેવા તેઓ છે. સજ્જનો જ્યારે બીજાના ભલામાટે પોતાનો જીવ આપે છે ત્યારે આવા દુર્જનો બીજાના ભુંડાને માટે પોતાનો જીવ આપે છે! તોબા! પણ અન્યનું ભુંડું ઇચ્છનારે ને ભુંડું કરનારે સ્મરણમાં રાખવું જોઇએ કેઃ—

" ઇચ્છે જેવું અવરનું, તેવું આપનું થાય;
નહિ માનો તો કરી જુઓ, જેથી તુરત જણાય."

અગાઉ દક્ષિણના ગામડાના એક બહુ ક્રૂર પટેલનું દૃષ્ટાંત કહેવાઇ ગયું છે કે જેણે પોતાને ત્યાં રાત રહેલા બે પ્રવાસીઓનાં ખૂન કરાવી તેમણે સોંપેલા પૈસા ગળી જવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તે પ્રવાસીઓનાં ખૂન ન થતાં તેના બદલામાં તેના બે દીકરાનાં ખૂન થઇ ગયાં હતાં! માણસો બીજાનું ભુંડું ઇચ્છતાં વિચાર કરતાં નથી, પણ વિદ્વાનો કહે છે કે **તમે બીજાની ઇર્ષ્યા કરો છો તે ઇશ્વરની ઇર્ષ્યા કરો છો.** આ સંસારમાં કોઇ ગરીબ ને કોઇ ધનવાન્, કોઇ કુરૂપ ને કોઇ સુરૂપ, કોઇ મૂર્ખ ને કોઇ વિદ્વાન્, કોઇ સેવક ને કોઇ સ્વામી, કોઇ ગ્રંથ વાંચનાર ને કોઇ ગ્રંથ રચનાર, અને કોઇ સ્ત્રી ને કોઇ પુરુષ એમ મનુષ્યોની તેમ અનેક પ્રાણીઓની ભિન્ન ભિન્ન સ્થિતિઓ જોવામાં આવે છે, તે તેમને તેમના પૂર્વકર્માનુસાર ઇશ્વરે આપેલી હોય છે. જેમ પ્રાણીઓની ઊતરતી સ્થિતિ તેમના કર્માનુસાર ઇશ્વરરચિત છે, તેમ તેમની ચઢતી સ્થિતિ પણ તેમના કર્માનુસાર ઇશ્વરરચિત છે, એટલે જો ઊતરતી સ્થિતિવાળા મનુષ્યો ચઢતી સ્થિતિ-

વાળા મનુષ્યની અદેખાઇ કરે તો તે કર્મફલપ્રદાતા ઈશ્વરના કાર્યને અપમાન આપી તેમની અદેખાઇ કરવાજેવું કામ કરે છે.

**નાસ્તિકોની કે નાસ્તિકોજેવાની શંકા, ને તેનું સમાધાન.**

કોઇ શંકા કરે કે જીવોનાં કર્માનુસાર તેમની ભિન્ન ભિન્ન સ્થિતિઓ થયાં કરે એમાં ઈશ્વરની શી જરૂર છે? જો જીવોની ભિન્ન ભિન્ન સ્થિતિઓમાં ઈશ્વર કારણરૂપ નથી-ઈશ્વર છેજ નહિ, તો પછી તેના અપમાનની વાત "**मूलं नास्ति कुतः शाखा**" એના જેવી છે. આના પ્રત્યુત્તરમાં કહેવાનું કે કર્મ જડ છે, તે પોતાની મેળે પ્રવૃત્ત થઇ યોગ્ય ફલ આપી શકે નહિ. તેને પ્રેરનાર ચેતનરૂપ એવું કોઇ જોઇએ. નિરીશ્વર ( ઈશ્વરને નહિ માનનારા ) સાંખ્યવાદીઓ પ્રકૃતિથી જગતની ઉત્પત્તિ કહે છે, પણ જડ પ્રકૃતિ પોતાની મેળે પરિણામ પામી જગત કેમ ઉપજાવી શકે એ વિચારવાનું છે. પરમાણુથી જગતની ઉત્પત્તિ માનનારાને પણ ચેતનસત્તા સ્વીકાર્યા વિના છૂટકો નથી, કેમકે બે પરમાણુ મળીને દ્વયણુક થાય, ત્રણ દ્વયણુકનું એક ત્રસરેણુ થાય, ને એમ આગળ ક્રમ ચાલે તે જડ પરમાણુ આદિકમાં પોતાની મેળે કેમ ઘટે? જડ સ્વાભાવિકરીતે ગતિથી રહિત છે. તેને ગતિ આપનાર કોઇ જોઇએજ, ને તે છેજ, તે ચેતનસ્વરૂપ ઈશ્વર છે. પશ્ચિમના સ્વતંત્ર-રીતે વિચાર કરનારા કેટલાક વિદ્વાનો પણ હવે સ્વીકારવા લાગ્યા છે કે આ બધું વિશ્વતંત્ર નિયમિતરીતે ચાલ્યા કરે છે તે પોતાની મેળે કેમ ચાલી શકે? આ મહા નાટકની પાછળ તેને ચલાવનાર કોઇ અદ્ભુત સૂત્રધાર હોવો જોઇએ. રસાયનવેત્તાઓ પણ કહેવા લાગ્યા છે કે ચેતનને સ્વીકાર્યા વિના માત્ર જડ પરમાણુવડે વિશ્વની સઘળી વાતોનો ખુલાસો થઇ શકે એમ નથી, માટે કર્મફલદાતા ઈશ્વરને નિ:શંકપણે માનો, ને તેમના રચેલા અથવા તેમના સ્વરૂપભૂત એવા

કોઇ પણ પ્રાણીની ઈર્ષ્યા કરી પાપભાગી ન થાઓ, પણ જો તમને ઇશ્વર સદ્બુદ્ધિ આપે તો કોઇને પણ સુખી જોઇને રાજી થાઓ, ને વગરખર્ચે પુણ્ય પ્રાપ્ત કરો.

વિશ્વમાં મહત્તા પણ બહુ આવશ્યક વસ્તુ છે–મોટાની મહત્તા નાનાને બહુ ઉપયોગી છે. પૃથ્વી બહુ મોટી છે તો તે સર્વ પ્રાણિપદાર્થને ધારણ કરે છે. સૂર્ય ઘણો મોટો, ઘણો ઉષ્ણ ને ઘણા પ્રકાશવાળો છે તોજ તે અનેક ગ્રહોને આકર્ષણવડે ધારણ કરે છે, ને તેમને પ્રકાશ ને ઉષ્ણતાવડે પોષે છે. આકાશ ઘણું મોટું છે તો સર્વ આકારવાળી વસ્તુઓને અવકાશ આપે છે. સાગર ઘણો મોટો છે તોજ તેમાં અનેક નોકાઓ ચાલી શકે છે, ને તે અસંખ્ય જલચરોને આશ્રય આપે છે. ગંગા આદિ નદીઓ ઘણી મોટી છે તોજ તેનો લાભ ઘણાં સ્થલના લોકોને મળે છે. પર્વતો મોટા છે તોજ તે વૃષ્ટિનું જલ એકઠું કરીને ઝરણાં ને નદીઓદ્વારા અન્ય પ્રદેશોમાં વહેવરાવી શકે છે. વિશ્વમાં મોટાં કામ થવામાટે એક સ્થલે દ્રવ્યાદિ વધારે એકઠું થવાની પણ આવશ્યકતા છે. મોટાં કામ તે વિના કેમ થઇ શકે? મોટાની મોટાઇ નકામી નથી. "કૂવામાં હોય તો અવેડામાં આવે." વિદ્યા અને ધન આદિ સામગ્રી કોઇની પાસે વધારે હોય તો તે બીજાને મળે, અને એટલામાટે આપણામાં કહેવત છે કે "પાડોશીને પણ હજો." તમારો ઓળખીતો જો તમારા કરતાં ઘણો વધારે સુખી હશે તોજ તમે કષ્ટને વખતે તેની મદદ માગવા જઇ શકશો. જ્યાં ખાલી હાંડલાં ભટકાતાં હશે ત્યાં તમને જવાની ઇચ્છા નહિ થાય, ને કદાચ ત્યાં તમે જશો તો ઠીકરાના કટકાવિના તમે બીજું મેળવશો પણ શું? રૂસીઆ આદિ દેશોમાં સોશીઆલીઝમનો (સર્વસમાનતાનો) પવન

વાયાથી ગરીબ અને સાધારણ વર્ગના માણસોએ મોટા ગૃહસ્થોની અદેખાઇ કરી તેમને ત્રાડી પાડ્યા, તેને પરિણામે ત્યાં લોકોની કેવી દુર્દશા થઇ હતી તે તે વેલાનાં વર્તમાનપત્રો વાંચનારાથી અજાણ્યું નહિ હોય, માટે અદેખાઇનો સર્વથા ત્યાગ કરીને કોઇને પણ સારું હજો, કોઇ પણ સુખી હજો, એમ પ્રભુપાસે માગો, ને કોઇને પણ સારી સ્થિતિમાં જોઇ પ્રસન્ન થાઓ.

**અદેખો સર્વદા દુઃખીઓ, તેનું દુઃખ કેમ ટળે?** પરોપકારી પુરુષ પારકે દુઃખે દુઃખીઓ હોય છે, અને અદેખો મનુષ્ય પારકે સુખે દુઃખીઓ હોય છે. કોઇને ધન મળ્યું તો અદેખાને બળતરા. કોઇને માન મળ્યું તો અદેખો બળી મરે. કોઇને ત્યાં પુત્રજન્મ થયો તો અદેખાને પુત્રમરણજેવો શોક થાય. એમ કોઇને કોઇ પણ રીતે સુખી જુએ તો અદેખાના હૃદયમાં ચિરાડો પડે. ત્યારે તે બીચારાએ કરવું શું? શું તેણે કોઠીમાં પેસીને પડયું રહેવું? ને બહાર નીકળીને કાંઇ જોવુંજ નહિ? ના એમ નહિ. તેનો એકજ સરલ ઉપાય છે, તે એકે તેણે મૈત્રી આદિની ભાવનાવડે તે પાપિણી અદેખાઇને સત્વર મૂકી દેવી—મત્સરને મારી નાંખવો—એટલે તેને શાંતિ રહેશે.

મત્સરનો વિષય પૂરો કરતાં કહેવાનું કે ઇશ્વરની વ્યવસ્થામાં ઇર્ષ્યા ન કરતાં કોઇનું કાંઇ પણ સારું જોઇ પ્રસન્નતાનો અનુભવ કરો. કોઇના વિષે કાંઇ પણ સારા સમાચાર મળતાં તમારા અંતરમાં પ્રસન્નતા ઉપજાવો, ને મુખેથી પણ સારા શબ્દો ઉચ્ચારો. બીજાના ઉત્કર્ષરૂપ ગંગાજીમાં અદેખાઇરૂપી ગટરનું પાણી ન ઢોળતાં મૈત્રીની ભાવનારૂપ થોડું બીજું ચોખ્ખું જલ નાંખો, એજ તમારે માટે યોગ્ય ગણાય. જેને અંતઃકરણ ને જિહ્વા હોય તેણે તો એમજ કરવું જોઇએ.

## ૬ દંભ.

રજોગુણથી ઉપજતા કામાદિ પાંચ દોષો વિષે કહેવાઇ ગયું. હવે રજોગુણથી ઉપજતો છઠ્ઠો દોષ જે દંભ તે વિષે કહેવાય છે.

દંભ એટલે ખોટો ડોળ. પોતાની સ્થિતિ હોય એક પ્રકારની ને બહારથી લોકોને બતાવવી બીજા પ્રકારની તે દંભ.

**દંભ અસત્યનો આશ્રય કરે છે, તેથી તે પાપ છે.** પોતે જેવો ન હોય તેવો બનાવવા પ્રયત્ન કરવો તે એક પ્રકારનું અસત્ય નહિ તો બીજું શું? અસત્યને શાસ્ત્રોમાં મોટા પાપરૂપ કહ્યું છે, કેમકે જેમ લશ્કરના સરદારની પાછળ તેનું લશ્કર ચાલે છે તેમ અસત્યની પછવાડે અનેક દુર્ગુણોની પલટન ખડી થાય છે. દુર્ગુણોની પલટન આવી, તો પછી દુઃખનું પૂછવુંજ શું? તે તો તેની સાથે ઊભુંજ છે એમ જાણવું. માટે મનુષ્યે અસત્યથી બહુ બીવું જોઇએ, ને દંભ અસત્યરૂપ છે, માટે મોક્ષેચ્છુએ કે ઉત્કર્ષેચ્છુએ તે નજ કરવો જોઇએ.

**દંભથી થતી હાનિ.** કેટલાંક માણસો એવાં હોય છે કે જેઓ પોતાની સ્થિતિ સાધારણ કે કનિષ્ઠ પ્રકારની હોય, છતાં લોકોને પોતાની સ્થિતિ ઉંચા પ્રકારની બતાવવા પ્રયત્ન કરે છે. પોતાની પાસે પૂરા દશ હજાર રૂપીઆ ન હોય, ને ખર્ચખુટણમાં દશ લાખ રૂપીઆના આશામીજેવો ડોળ કરવા જાય તો તેને પરિણામે તેના દાળરોટલા પણ ટળી જાય એ દેખીતુંજ છે, પણ તેની તેવા દંભી મનુષ્યોને પ્રથમ ખબર પડતી નથી. તે જ્યારે ખત્તા ખાય છે ત્યારેજ ઠેકાણે આવે છે. વીશ હજાર રૂપીઆની મુડી થઇ ન હોય ત્યાં વીશ હજાર રૂપીઆનો બંગલો બંધાવવા માંડે તો વ્યાપારમાં જરા મુશ્કેલી આવતાં હજી તે

બંગલો પૂરો ટીંચણુસામો ન આવ્યો હોય ત્યાં કાં તો કામ અટકાવવું પડે, ને તેથી ત્યાં લોકો દિશાએ જઇ ખરાબી કરે; અથવા કદાચ તે બંગલો પૂરો કરે તો તુરતજ વેચવા કાઢવો પડે; ને વેચવા કાઢે ત્યારે સોના સાડ સમજવા. માલ લેવા જઇએ તેનો ભાવ બીજો ને માલ દેવા જઇએ તેનો ભાવ બીજો. પૈસા દેવા જઇએ તો રૂપીઆના ૬૫ લેખે માગે, ને જો લેવા જઇએ તો ૬૩ લેખે આપે. વેપારીઓ કમાવા બેસે છે, ખોવા બેસતા નથી. જો એમ ન કરે તો તેઓ ખાય શું? આ સૌના ન્યૂનાધિક અનુભવની વાત છે.

**દ્રવ્યના દંભની પેઠે: વિદ્યાનો કે જ્ઞાનનો દંભ પણ હાનિ કરનારો છે.** વિદ્યા કે જ્ઞાનનો દંભ કરનારને ઘણી વાર અપમાન પામવાના પ્રસંગો ઉપજે છે. લોકો તેમને હસે છે, ને મૂર્ખમાં ગણે છે. એવા દંભીઓને માટે અખો ભક્ત ઠીકજ કહે છે:—

"અનુભવીઆગળ વાદજ વદે, ઉંટઆગળ જેમ પાળો ખદે;
ઉંટતણાં આઘાં મેલાણ, પાળાના તો છાંડે પ્રાણ;
અખા અનુભવી ઈશ્વરરૂપ, સાગરઆગળ શું કૂદે કૂપ?"

કાશીના રાજા અજાતશત્રુની સભામાં બ્રહ્મવેત્તાનો મિથ્યા ડોળ કરવાથી બાલાકિનામના બ્રાહ્મણને ભરસભામાં અપમાન ખમવું પડયું હતું, તેનું ઉદાહરણ અગાઉ કહેવાઇ ગયું છે. તેજ પ્રમાણે પ્રવાહણ-રાજાની સભામાં શ્વેતકેતુને પણ વિદ્યાનો દંભ કરવાથી પાછા પડવાનું બન્યું હતું, માટે વિદ્યાનો કે જ્ઞાનનો દંભ પણ નજ કરવો જોઇએ.

**સર્વ વિષયમાં પોતાના ગજાપ્રમાણે વર્તો, ગજાઉપરવટ ન વર્તો.** તેના સંબંધમાં કોઇ કવિનો નીચેનો ઉપદેશ સ્મરણમાં રાખવા-જેવો છે:—

"અપના ગજા બિચારકે, કારજ કરીએ દોર;
તેતા પાઉં પસારીએ, જેતી લંબી સોર."

સોડથી જો પગ વધારે લાંબા કરે તો ઓઢવાની ચાદર ફાટે, અથવા પગ ઊઘાડા રહે. ડોળ લાંબો નભે નહિ, માટે પોશાક, વાતચીત ને બીજું બધું તમારી સ્થિતિપ્રમાણે રાખો. લાખ રૂપીઆનો આસામી સો રૂપીઆનો પોશાક પહેરે તો ઠીક, પણ ત્રીશ રૂપીઆના માસિક પગારવાળો જો સો રૂપીઆનો પોશાક પહેરે તો તે હાંસીપાત્ર થાય. આવડે નહિ કાંઇ, ને વાતચીતમાં ઉંચા ઉંચા શબ્દો વાપરી બોલવા જાય તો કાંઇનું કાંઇ બોલાઇ જાય, ને અર્થનો અનર્થ થઇ જતાં મૂર્ખમાં ખપે. ખર્ચખુટણમાં પણ જો સ્થિતિઉપરાંત વર્તે તો ખાઇ જનારા પણ પછવાડે કહે કે ફતનદીવાળીઓ છે, અને પાસે પાઇ ન રહે ત્યારે હેરાન થાય તે હાંસલમાં. માટે **દેખાદેખી નજ કરો.**

"દેખાદેખી સાધે જોગ, પડે પિંડ કાં વાધે રોગ."

વળી આવી પણ કહેવત છે કેઃ—

"લાંબાસાથે ટુંકો જાય, મરે નહિ તો માંદો થાય"

પોતાની સ્થિતિની હદ છોડવી તે સારું નથી. સ્થિતિની હદ છોડવી તે દુઃખી થવાનો માર્ગ છે. જો તમારે સદા સુખી રહેવું હોય તો ખરી વાત આ છે કેઃ—**તમે જેવા હો તેવા દેખાઓ, વધારે સારા દેખાવાનો ખોટો પ્રયાસ ન કરો.** ઠરેલ બુદ્ધિના ધનવાનો કદીપણ પોતાના ધનનો દેખાવ કરતા નથી. કેટલાક તો એવા સાંભળ્યા છે કે પાસે પુષ્કળ ધન છતાં પણ સામાન્ય સ્થિતિવાળાની પેઠે કે ગરીબ સ્થિતિવાળાની પેઠે રહે છે. તેઓ લોભ કરે છે એમ કહેવાની મતલબ નથી, પણ ધનનો દેખાવ કરતા નથી એટલીજ કહેવાની મતલબ છે. સારા વિદ્વાનો ને જ્ઞાનીઓ પણ પોતાની વિદ્યા કે જ્ઞાન બતાવવા કદીપણ

પ્રયત્ન કરતા નથી, પણ ઊલટા તે પોતાની વિદ્યા કે જ્ઞાનને ઢાંકે છે. જો જેમની પાસે દ્રવ્યાદિ છે તે પણ એ પ્રમાણે વર્તે છે તો જેમની પાસે દ્રવ્યાદિ ન હોય તેમણે ખોટું બતાવવા જવું-ખોટો ડોળ કરવો- એ કેટલું ખરાબ છે? જે પોતાની વિદ્યા અન્યને અકારણ બતાવવા પ્રયત્ન કરે છે તેને માટે લોકોમાં ઊલટો હલકો વિચાર બંધાય છે. પોતાની પાસે ધનાદિક સામગ્રી હોય તોપણ ફૂલણજી થવામાં કદીપણ માલ નથી. જૂની ગુજરાતી છઠ્ઠી ચોપડીમાં ફૂલણજીની ગરબી હતી. આરંભમાં તેને લગતા પાઠ આપીને તેમાં કોઇ મૂર્ખ ફૂલણજીએ ખોટી કીર્તિના લોભમાં-ફૂલમાં ને ફૂલમાં-પોતાની પાસેનું ઘણુંખરું દ્રવ્ય સ્વાર્થી મિત્રોની મંડળીઓ ભરી નાસ્તાપાણી કરવામાં, જાતજાતના મોજશોખમાં, વારંવાર નાતવરા કરવામાં ને બીજી અનેક અયોગ્યરીતે ઉડાવી દીધું, જેને પરિણામે તેને કેવું દુઃખી થવું પડ્યું તે એ ગરબીમાં દર્શાવ્યું હતું. ગરબીના અંતભાગમાં આ લીટીઓ હતીઃ—

"ફૂલણજીની રાંડ રૂએ મોં વાળીરે, ફૂલણજી;
ફૂલણજી સીધાવ્યા ટેકો ટાળી, મારા ફૂલણજી."

**દંભીને પલાયન કરવું પડ્યું.** દંભીનો દંભ ઉઘાડો પડે છે ત્યારે તેને ભારે શરમાવું પડે છે, ને ત્યાંથી નાસી છૂટવું પડે છે. એના સંબંધમાં એક ઉદાહરણ કહેવામાં આવે છે. એક વાર એક ઓમ્નીબસ મોટરમાં (ભાડુતી મોટી મોટરમાં) કેટલાંક સ્ત્રીપુરુષો બેઠાં હતાં, તેમાં એક મગજનો ચસ્કેલ દંભી જુવાન માણસ બેઠો હતો. ગદ્દાપચીશી શિક્ષિત માણસના મનને પણ ડગમગાવે છે ત્યારે આ ભાઇ કે જે અર્ધ મગજના ને સુધારાના પવનમાં તણાયેલા, તેમજ ડોળી સ્વભાવના હતા તેનું પૂછવુંજ શું? તે ઊતારુઓને શાંત કરી પોતાની મેળેજ બોલવા લાગ્યોઃ—

"બાનુઓ! અને ગૃહસ્થો! આ તક મળતાં આપ સૌને એક બહુ જરૂરની વાત હું કહેવા માગું છું તે સાંભળવા તમે સૌ મહેરબાની કરો. હાલમાં ધર્મનો ઢોંગ કરનારાઓ જ્યાં ત્યાં બકવાદ કરી રહ્યા છે કે દારૂ પીવો એ મહાપાપ છે, અને આપણાં શાસ્ત્રમાં દારૂ પીવાની મનાઇ કરવામાં આવી છે, પણ હું આપને આપણા શાસ્ત્રનો ને તેમાં પણ વૈષ્ણવોમાં પરમ પવિત્ર મનાતા ભાગવતનો એક શ્લોક કહું છું, જેમાં દારૂ પીવાની ના પાડવામાં આવી નથી, પણ ઊલટી દારૂ પીવાની વારંવાર ભલામણ કરવામાં આવી છે. તે શ્લોક સાંભળો:—

"पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले।
पुनरुत्थाय वै पीत्वा पुनर्जन्म न विद्यते ॥"

જુઓ, આ શ્લોકમાં શું કહ્યું છે? માણસે દારૂ ક્યાંસુધી પીવો તો કહે છે કે દારૂ પીપીને બેભાન થતાં તે ભૂમિપર પડી જાય ત્યાંસુધી તેણે પીવો. ફરીને ઊઠીને પણ તે માણસ દારૂ પીએ. આમ કરવાથી તેને પુનર્જન્મ થતો નથી.

ધર્મધૂતારાઓ કેવું જૂઠાણું ચલાવે છે તેની આ શ્લોકપરથી આપની ખાત્રી થશે." એક વિદ્વાન્ માણસ કે જે એ મોટી મોટરના એક ખૂણામાં બેઠેલો હતો, ને આ દંભી માણસનું ભાષણ અર્ધજાગ્રત્ સ્થિતિમાં સાંભળતો હતો તેણે જાગ્રત્ થઇ તેને કહ્યું:—" ભાગવતમાં કયે સ્થલે એવું કહેવામાં આવ્યું છે?" પ્રત્યુત્તરમાં તે ભાઇ બોલી ઊઠયા:— "મેં કહેલો શ્લોક એકાદશસ્કંધના ૨૫ મા અધ્યાયનો ૪૫ મો છે." ડાવકું મોઢું રાખી તે વિદ્વાને તુરતજ પોતાના ખીસ્સામાં ભાગવતના મૂલ શ્લોકનો ગુટકો હતો તે બહાર કાઢી તેના હાથમાં આપતાં કહ્યું:—" લો ભાઇ! આ ભાગવત. આપે કહેલો શ્લોક આમાંથી કાઢી

બતાવો." પેલા ભાઇ ઝંખવાણા પડી ગયા, ને ભાગવતનાં પાનાં ફેરવી શ્લોક શોધવાનો ડોળ કરતા બોલ્યાઃ-"નહિ નહિ મારી ભૂલ થાય છે; એ તો અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડના વીશમા સર્ગનો ૧૫ મો શ્લોક છે." પેલા વિદ્વાન્ માણસે પોતાનાં ધાર્મિક પુસ્તકો પુનઃ બંધાવવા-માટે આપેલાં તે બાંધનારને ત્યાંથી લઇને તે આવતો હતો, એટલે પોતાની પાસેના દફતરમાંથી અધ્યાત્મરામાયણનું પુસ્તક કાઢી શાંતિથી તે જુવાનને આપી કહ્યું:-"આ બહુ સારી છાપનું અધ્યાત્મરામાયણ છે. મહેરબાની કરીને આપે કહેલો શ્લોક આમાંથી બતાવો." પેલો જુવાનીઓ વધારે શરમીંદો થઇ ગયો, છતાં ધીરજ રાખી તે પુસ્તક હાથમાં લઇ તેનાં પાનાં ફેરવતાં ફેરવતાં તે બોલ્યોઃ-"અરે! મારી સ્મૃતિમાં ફેર થઇ ગયો. એ તો મહાભારતના શાંતિપર્વના મોક્ષધર્મના ૧૫ મા અધ્યાયનો ૨૫ મો શ્લોક છે." શાંતિપર્વના મોક્ષધર્મનું પુસ્તક પણ આ વિદ્વાન્ના દફતરમાં હતું. તે બહાર કાઢીને તે બોલ્યોઃ-"લો ભાઇ! આ શાંતિપર્વના મોક્ષધર્મનું પુસ્તક પણ અહીં હાજર છે; તેમાંથી આપે કહેલો શ્લોક શોધી આપો." આ સાંભળી પેલા ભાઇ તો ગભરાઇ ગયા, ને શાંતિપર્વના મોક્ષધર્મનું પુસ્તક હાથમાં લઇ નકામાં તેનાં પાનાં ફેરવવા લાગ્યા. તે પુસ્તકમાંથી કાંઇ તે શ્લોક તો મળે તેમ નહોતું, ને પોતે કહેલો શ્લોક કયા શાસ્ત્રનો છે તેની તેને કાંઇ ખબર પણ નહોતી. છેવટ તે મોટરના હાંકનારની સામે જોઇ રાડો પાડવા લાગ્યોઃ-"મિસ્તર! મોટર ઊભી રાખો, મારે ઊતરી જવું છે. અહીં તો એક માણસ આખી લાઇબ્રેરી સાથે લઇને બેઠો લાગે છે!" મોટર હાંકનારે મોટર ઊભી રાખી, ને પેલા ભાઇ ઠેકડો મારી ઊતરી ચાલતા થયા. મોટરમાં બેઠેલાં સ્ત્રીપુરુષો તેના દંભીપણા-પર હસવા લાગ્યાં.

કહેવાનો ભાવ એવો છે કે શાસ્ત્રના કથનનું રહસ્ય સમજ્યા વિના કેટલાંક દંભી માણસો શાસ્ત્રજ્ઞાનનો મિથ્યા દંભ કરે છે, ને તેમાં પણ અમુક ગ્રંથના અમુક વિભાગનો આટલામો શ્લોક મેં તમને કહ્યો એવું શ્રોતાની આગળ કેવલ અસત્ય કહેવામાં આવે છે, ને જ્યારે જાણનાર તેમને પૂછે ત્યારે તેમને નાસતાં ભોં ભારે થાય છે એ ઉપરના ઉદાહરણથી સારી રીતે સમજી શકાય છે.

**ઊલટી વાણીની સમજ.** કેટલાક કવિઓ ને સંતો પોતાને કહેવાની વાતને વધારે અસરકારક કરવાને કેટલીક વાર તે વાત ઊલટી વાણીમાં કહે છે. સુંદરદાસજીની, કબીરસાહેબની ને ધીરાની ઊલટી વાણી લોકમાં પ્રસિદ્ધ છે. સંસ્કૃતમાં પણ એવા કેટલાક શ્લોકો છે. પેલા જુવાનીઆએ કહેલો શ્લોક પણ ઊલટી વાણીનો જણાય છે. તેમાં આપાતદૃષ્ટિએ જોતાં દારૂ પીવાનું જણાય છે, પણ ખરી રીતે તેમાં દારૂ પીવાની વાતજ નથી. જો દારૂ પીવાથી મુક્તિ પ્રાપ્ત થતી હોય તો તેની કિંમત ચાર છ પૈસા કે ચાર છ આના થાય ! અને તે સૌને માટે બહુજ સહેલી થઇ જાય, પણ એવું કશું છેજ નહિ. "**यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम**" (જેને પામીને મુક્ત પુરુષો પાછા અહીં આવતા નથી–પુનર્જન્મ પામતા નથી–તે મારું પરમ ધામ છે,) એ પ્રમાણે ગીતાજીમાં શ્રીભગવાન્ કહે છે. તેવી મુક્તિ જ્ઞાન, ભક્તિ કે યોગવિના મળી શકતી નથી. તેને માટે માણસે જ્ઞાન, ભક્તિ કે યોગ પ્રાપ્ત કરવાસારુ તેને પરાયણ થવું જોઇએ–તેની પાછળ ગાંડાજેવા થવું જોઇએ–અન્ય વસ્તુની આસક્તિ મૂકીને આદરપૂર્વક તેમાં સતત જોડાયેલા રહેવું જોઇએ. જ્યારે એમ થાય ત્યારેજ તે મોક્ષસાધકને આત્મસ્વરૂપની કે પોતાના ઇષ્ટદેવની પ્રાપ્તિ થાય છે. આનો ભાવ **पीत्वा पीत्वा पुनः पीत्वा** ૪૦ શ્લોક પેલા જુવાન

માણસે કહ્યો તેમાં કોઇ કવિએ દર્શાવેલો પ્રતીત થાય છે. એ કોઇ પ્રમાણભૂત શાસ્ત્રનો શ્લોક જણાતો નથી. "**રસો વૈ સઃ**" (પરમાત્મા રસરૂપ છે.) વિચારવડે, ધ્યાનવડે કે પ્રેમભક્તિવડે તે પરમાત્મરસનું પાન મોક્ષેચ્છુ મનુષ્યે ક્યાંસુધી કરવું કે જ્યાંસુધી તેને પોતાના દેહનું ભાન ન રહે ત્યાંસુધી. કદાચ તેને ભાન આવે, ને તે પોતાના આત્મવિચારમાંથી, આત્મયોગમાંથી કે પ્રેમભક્તિના આવેશથી પ્રાપ્ત થયેલા ભાવાવેશમાંથી જાગ્રત્ થઇ જાય તો પુનઃ પણ તેણે આત્મવિચારાદિવડે પરમાત્મરસનું પાન કરીને દેહાભિમાન મૂકવું. આમ કરવાથી પરમાત્મસાક્ષાત્કાર થયે તેને પુનર્જન્મ ન થાય એમ એ શ્લોકનો ભાવ છે. બાકી દારૂ કે જે વગરભલામણે હજારો અકલના આંધળાઓ ઠાંસી રહ્યા છે તેને માટે શાસ્ત્રે વળી ભલામણ શી કરવાની હતી? ખરી મસ્તી ને ખરો આનંદ આપનાર પ્રભુના પ્રેમરૂપી દારૂ પીવો, એવો કવિના કહેવાનો આશય જણાય છે. સમજુ અભ્યાસીઓ આ આશય સમજે છે, ને તેથી તેમને પોતાના કર્તવ્યમાં બમણો ઉમંગ પ્રકટે છે. અણસમજુ માણસો આશય સમજ્યા વગર માત્ર શબ્દોપર નાચે છે, ને તેથી સંસારસાગરમાં ઊલટાં ગોથાં ખાય છે. શાંતરસનાં કાવ્યો સમજવામાં તેના શબ્દોપર ન જોતાં તેના ભાવપર વધારે ધ્યાન આપવું જોઇએ.

**દંભ લાંબો નભી ન શકે. દંભીનું પોકળ થોડા સમયમાંજ ખુલ્લું થાય છે.** સાચી વાત હમેશાં નભી શકે છે. ખોટી વાત લાંબી ચાલી શકતી નથી. જે ડોળ કરે છે તેને જ્યાંત્યાં ખોટુંજ દેખાડવું પડે છે. અજાણ્યાં માણસોમાં કદાચ થોડો સમય એ ચાલ્યું જાય, પણ કોઇ જાણકાર માણસ મળી આવ્યો, એટલે દંભીનો દંભ તુરત પરખાઇ જાય છે. વળી અજાણ્યાં માણસો પણ લાંબા સહવાસથી

સાચુંખોટું ઓળખતાં શીખી જાય છે, કેમકે અંતર્યામી સૌના હૃદયમાં વસી રહ્યા છે, એટલે તેમની પાસે પણ દંભીનો દંભ લાંબો સમય ચાલતો નથી. દંભ કરનારનો દંભ જ્યારે ઉઘાડો પડે છે ત્યારે તેને અપમાન કે તિરસ્કાર ખમવાં પડે છે એટલુંજ નહિ, પણ કોઇ વાર તેને બીજી પણ હાનિ થાય છે. તેના કરતાં માણસ સાદાઇ, સરલતા ને નમ્રતાથી વર્તે તો લોકો તેના ઉપર ઊલટો વધારે પ્રેમ કરે છે, ને પ્રસંગોપાત્ત તેને જોઇતું સાહાય્ય પણ આપે છે. પરિણામે ખરુંખોટું અછતું રહેતું નથી. ખોટું કેટલું નભે? કોઇ પ્રસંગે તો તે તુરતજ ખુલ્લું થાય છે. નવી ગુજરાતી સાતમી ચોપડીમાં "ટપ્પાની મુસાફરી" એ મથાળાનો એક પાઠ મૂકવામાં આવ્યો છે, તેમાં એક માણસની હાસ્યજનક વાત છે, જે અહીં સંક્ષેપમાં કહેવાય છે. અગાઉ રાજકોટ ને વઢવાણકેંપવચ્ચે ઘોડાના સીગરામના ટપ્પા ચાલતા. અમુક ટપ્પે (મજલે) ઠરાવેલ સ્થલે ઘોડા બદલાતા જાય, એટલે તેવા ભાડુતી સીગરામને ટપ્પા કહેતા. રાજકોટ ને જેતપુરવચ્ચે પણ એવા ટપ્પા ચાલતા. હજી પણ કોઇ કોઇ સ્થલે તેવા ટપ્પા ચાલતા હશે. એક પ્રસંગે રાજકોટ ને વઢવાણકેંપવચ્ચે ચાલતા ચાર માણસો ને સામાનથી ખીચોખીચ ભરાયેલા ટપ્પામાં બેસવામાટે ભારે શરીરનો એક માણસ ઊતાવળે ઊતાવળે આવ્યો. ઊતારૂઓની દાઝથી નહિ, પણ ઘોડાની દાઝથી ગાડીવાને તેને સ્પેશિયલ ટપ્પામાં જવાનું કહ્યું, એટલે એ તે તરફ દોડ્યો, પણ ત્યાંથી તેને પાછો કાઢ્યો. અંતે કેટલીક રગઝગપછી ગાડીવાને પોતાના ટપ્પામાં એ પાંચમા માણસને દાખલ કર્યો. ગાડીમાં દાખલ થયા પછી તેણે પોતાનો ગભરાયેલો ને દયામણો ચ્હેરો બદલી નાંખ્યો. સીગરામમાં ઘણી સંકડાશ હતી, છતાં તે પોતાને માટે વધારે જગા કરાવવાને બીજા ઊતારૂઓને જરા આઘા

બેસો, માર્ગ કરો, તમે તો મોટા પલોંઠો વાળીને બેઠા છો તે જરા ટુંકા થઇને બેસો એમ કહેવા લાગ્યો. તે જાણે પોતે પહેલો આવી બેઠો હોય ને વધારે હકદાર હોય તેમ બીજાઓને ધમકાવવા લાગ્યો. સરખે સરખા સામસામા મળે તો કેવી લડાઇ જામી પડે છે તે રેલગાડીમાં કોઇ કોઇ વાર તમે જોયું હશે, પણ સજ્જનો થોડા સમયસરુ કોઇની સાથે બગાડતા નથી. સજ્જનો તો પ્રાપ્ત પ્રસંગને સુખેદુઃખે નીભાવી લે છે. આ ભાઇની વગરહકની ને નકામી કડકાઇને સહન કરી ટપ્પામાં ભલા ઊતારૂઓ સાંકડેમોકળે ગોઠવાઇ ગયા, ને ટપ્પો ઉપડ્યો. જેનાં મન ને વાણી પોતાને વશ ન હોય તે માણસો ક્યાંઇ પણ સખણાં રહેતાં નથી. ઊતારૂઓની સાથે લડાઇ પતી ગયા પછી તેણે ગાડીવાનસાથે લડાઇ આરંભી. તેણે ગાડીવાળાને કહ્યું:– "જરા જલ્દી હાંકો. આમ તે ક્યારે પહોંચાશે ? ઘોડા કેવા મુડદાલ છે ? હાંકનારાઓ પણ કોણ જાણે કેવા છે ?" આ સાંભળી ગાડીવાનથી ન રહેવાયું, એટલે તેણે કહ્યું:–"રોજ હાંકીએ છીએ તેજ છીએ. આજ તમે નવાઇના આવ્યા તે ઘોડાને શું મારી નાંખીએ ?" પેલા ભાઇ બોલ્યાઃ–"અમે કાંઇ ગાંધીઆણું તોળનાર દુકાનદાર નથી, અમલદાર છીએ. અમારા વિના સ્ટેટમાં કેટલાંએ કામ અટક્યાં છે. તમે ઘોડાનાં પૂછડાં આમળનારા સરકારીદરબારી કામમાં શું સમજો ?" લડાઇ બરાબર જામી, ને બંને પક્ષતરફથી પરસ્પર ઘણા વાક્પ્રહાર થયા, અને તેમાં પેલા ભાઇએ પોતાની અમલદારીસંબંધી વાત વારંવાર કહી સંભળાવી. થોડી વારપછી તે યુદ્ધ શાંત થયું. અમલદાર માણસમાં આવા છાલકાવેડા નજ ઘટે એમ વિચારીને, તથા પેલા માણસના દેખાવપરથી શંકા કરીને, ટપ્પામાંના એક અનુભવી માણસે તેને પૂછ્યું:– "આપ ક્યાં શા ખાતામાં નોકર છો ?" તેણે કહ્યુંઃ–"હું રાણપુરમાં

પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ છું. તમામ પોલીસખાતું મારા હાથનીચે છે." પૂછનારે પુનઃ કહ્યું:–"રાણપુરમાં તો શામજીભાઇ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ હતા ને?" તેના ઉત્તરમાં આ માણસે કહ્યું:–"હા તે છે,ને હું તેમના હાથનીચે નાયબ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ છું. નાયબ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટના અને પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટના અધિકારમાં તફાવત શો? બધા હુકમો લખવાના અમારે અને સુપ્રીન્ટેન્ડેન્ટ તે પર માત્ર સહીઓ કરે." પૂછનારે કહ્યું:–"એવું લખવાનું કામ કરનારને તો અમારે ત્યાં શિરસ્તેદાર કહે છે." તેણે કહ્યું:–"અમારે ત્યાં પણ તેને શિરસ્તેદાર કહે છે, પણ બધાં લખાણ અમારા હાથમાં થઇને જાય, ને શેરા લખવાનું અમારા હાથમાં રહ્યું, એટલે સૌ પોલીસવાળાને અમારી ગરજ રહી, તેથી નાયબ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ પણ કહેવાઇએ." પૂછનારે પુનઃ પૂછ્યું:–"આપના હાથનીચે કારકુનો હશેજ તો?" તેણે કહ્યું:– "ના બીજા કારકુનો તો નથી. બધું લખાણ અમારેજ કરવાનું. અમારા વગર કોઇને ચાલે નહિ." પૂછનારે કહ્યું:–'ત્યારે આપની જગા તે કારકુનની કહેવાય કે શિરસ્તેદારની?' પેલાએ કહ્યું:–"જે કહો તે કહેવાય." પેલા દંભી માણસનો દંભ આમ સાવ ઉઘાડો થઇ ગયો. માણસને જો માનની ઇચ્છા હોય તો તેણે માનને માટે પ્રયત્ન કરી યોગ્યતા મેળવવી જોઇએ. યોગ્યતા ન હોય તો દંભ કરવાથી માન મળતું નથી, પણ અપમાનજ મળે છે; ને તેવા માણસપરથી લોકોનો વિશ્વાસ ઊઠી જાય છે. દંભીને પોતાનો દંભ નભાવવાને ઘણી ચિંતા વેઠવી પડે છે, છતાં અંતે તો તેનો દંભ ખુલ્લો થયા વગર રહેતો નથી; ને જ્યારે તે ખુલ્લો થાય છે ત્યારે તેને પોતાના મનમાં બારે પશ્ચાત્તાપ થાય છે.

**સમજુનું નિર્દંભ વર્તન.** સમજુ માણસો સરલ ને નિષ્કપટ

જીવન ગાળે છે. તેઓ સૌની સાથે ભલાઇથી ને નમ્રતાથી વર્તે છે, ને પરમાત્માને સાક્ષિભૂત જાણીને કદીપણુ દંભ કરતા નથી; અને લોકો તેમની સ્તુતિ કરે તે પ્રત્યક્ષ સ્વીકારતાં તેમને પોતાના અંતઃકરણમાં કેટલીક વાર અણગમો પેદા થાય છે. જેને પોતાની ઉન્નતિ સાધવી હોય તેણે આવું નિર્દંભ જીવન ગાળવું જોઇએ.

## ૭ कुतूहल.

**અંતઃકરણના દોષો નિવૃત્ત કરવાનો હેતુ.** જ્યારે મોક્ષ-સાધકના અંતઃકરણમાંથી આળસ તથા પ્રમાદ આદિ તમોગુણના, ને કામક્રોધ આદિ રજોગુણના ધર્મો ન્યૂન થાય છે ત્યારે તેના અંતઃકરણની મલિનતા તથા ચંચલતા ન્યૂન થાય છે. એ પ્રમાણે જ્યારે અંતઃકરણમાં-થી તમોગુણનું તથા રજોગુણનું બલ ઘટે ત્યારે તે અંતઃકરણમાં સત્ત્વગુણ બલવાન્ થાય, અને તેમ થતાં તેમાં વિવેકનું બલ વધે, ને તેને પરિણામે તે અંતઃકરણમાં સંસારના અનિત્ય તુચ્છ ને દુઃખદ વિષયોમાં વૈરાગ્ય પ્રકટે, તથા પરમાત્મતત્ત્વને જાણવાની તીવ્રશુભેચ્છા-મુમુક્ષુતા-ઉપજે. એ વૈરાગ્ય ને મુમુક્ષુતાની પ્રાપ્તિ થતાં મનુષ્ય કોઇ જ્ઞાતા સદ્‌ગુરુનો શોધ કરી, તેમનો અનુગ્રહ મેળવી, તેમણે ઉપદેશેલાં સાધનો સિદ્ધ કરી કૃતાર્થ થાય છે. વૈરાગ્ય ને મુમુક્ષુતા એ સ્વરૂપપ્રાપ્તિનાં મુખ્ય સાધનો ગણાય છે. વૈરાગ્યવડે સંસારના તુચ્છ વિષયોમાં ભટકતું અંતઃકરણ રોકાય છે, ને પુનઃ પુનઃ તેને પરમતત્ત્વમાં જોડવારૂપ અભ્યાસવડે તે અંતઃકરણ પરમતત્ત્વમાં સ્થિર થાય છે. જ્યાંસુધી મનુષ્ય સદાગ્રહ રાખીને રજોગુણના અને તમોગુણના દોષોને પોતાના અંતઃકરણમાંથી નિવૃત્ત ન કરે ત્યાંસુધી તે અધ્યાત્મમાર્ગમાં આગળ વધી શકતો નથી.

રજોગુણના કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર ને દંભ એ દોષોવિષે કહેવાયું. કુતૂહલ ને અટ્ટહાસ્ય એ પણ રજોગુણજન્ય દોષો છે, ને તે પણ દૂર કરવાની અગત્ય છે. તેમાં પ્રથમ કુતૂહલવિષે કહેવાય છે. પછી અટ્ટહાસ્યવિષે કહેવાશે.

**મલિનતા દૂર કર્યા વિના નવો રંગ ન લાગે.** મેલું કપડું ને મેલું શરીર જેમ ખરાબ તેમ મલિન અંતઃકરણ પણ ખરાબ. મેલા કપડાથી ને મેલા શરીરથી જેમ પોતાને કંટાળો આવે છે તેમ તેની પાસે બેસનાર અન્યને પણ કંટાળો આવે છે. મલિન હૃદયનું પણ એજ પ્રમાણે જાણવું. જેમ મરકીના જંતુઓ જેના શરીરમાં પેદા હોય તેને ને તેના સંબંધમાં આવનારને હાનિ કરે છે તેમ અંતઃકરણના દોષો પણ તેને પોતાને ને પરને હાનિ કરે છે. જેમ મનુષ્યે કપડાં ધોવાં જોઇએ, ને શરીર ધોવું જોઇએ તેમ તેણે પોતાના અંતઃકરણને પણ ધોવું જોઇએ, તેમાંથી તમોગુણોથી ને રજોગુણથી ઉપજેલા દોષો નિવૃત્ત કરી નાંખવા જોઇએ. જ્યાંસુધી કપડામાં ઘાટો મેલ હોય ત્યાંસુધી તેને બીજો રંગ લાગી શકતો નથી, તેમ અંતઃકરણમાં જ્યાંસુધી ઘાટા દોષો હોય ત્યાંસુધી તેને પરમાત્માનો રંગ લાગી શકતો નથી. જે પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને જિતવા પ્રયત્ન કરતા નથી, ને વગરવિચારે પોતાનું ગાડું જેમતેમ ચલાવે જાય છે તે સો વરસે પણ પોતાના કાર્યનું પોતાને સંતોષ થાય એવું શુભ પરિણામ ઉપજાવી શકતા નથી. જેને કાર્યસિદ્ધિરૂપ પરિણામ લાવવું હોય તેણે તો પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને દુશ્મનજેવા સમજી તેને દૂર કરવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

**કુતૂહલનું સ્વરૂપ.** હું આ જોઉં ને હું તે જોઉં, હું આ ખાઉં ને હું તે ખાઉં, હું આને મળું ને હું તેને મળું, હું આ વાંચું ને હું તે વાંચું, હું આમ કરું ને હું તેમ કરું, એમ નવાનવા વિષયોમાં ને

નવાંનવા પ્રસંગોમાં વા ક્રિયાઓમાં ચિત્તવૃત્તિ ચકિત થઇ ભટકયા કરે તે કુતૂહલ વા આશ્ચર્ય કહેવાય છે. કાંઇ નવીન વાત સાંભળી કે છાપામાં એવી વાત વાંચી તો આ ચાલ્યા તેને લગતો તપાસ કરવા. ફલાણું નાટક નવું બહાર પડયું છે, સીનેમાની ફલાણી ફીલ્મ બહુ વખણાય છે, ચાલો તે જોવા જઇએ. ફલાણા ભટ્ટ આવ્યા છે, ઘણા સારા જોષી છે, ફલાણા સાધુ આવ્યા છે, તે ભવિષ્ય કહી આપે છે ને બહુ ચમત્કારી છે, તે સાંભળી આ દોડયા તેના તરફ. આમ વર્તનારો મનુષ્ય પોતાનો પ્રાપ્તવ્યવહાર પણ સારો ન કરી શકે, તો પછી સ્થિરચિત્તવિના પોતાનો પરમાર્થ તો કયાંથી જ સુધારી શકે? એવા પ્રસંગોમાં સર્વથા નજ જવું એમ કહેવાનો આશય નથી. વખતે અગત્ય જણાય ને ઇચ્છા થાય તો જવું, પણ પોતાનો પ્રાપ્તવ્યવહાર ને પારમાર્થિક સાધન મૂકીને ભટકયા ન કરવું જોઇએ.

**જીવન્મુક્ત પુરુષનું કુતૂહલરહિતપણું.** જીવન્મુક્ત પુરુષ કુતૂહલરહિત હોય છેઃ—

"चिदात्मन इमा इत्थं प्रस्फुरन्तीह शक्तयः ।
इत्यस्याश्चर्यजालेषु नाभ्युदेति कुतूहलम् ॥"

(અહીં પરમાત્માને આશરે રહેલી માયામાંથી પ્રતીત થતી આ સર્વશક્તિઓ ઉપજે છે એ પ્રમાણે જાણનારે જીવન્મુક્ત પુરુષને માયાના કાર્યરૂપ આશ્ચર્યના સમૂહોમાં કુતૂહલ ઉત્પન્ન થતું નથી.)

કદાચ કોઇ મનુષ્ય સૂર્ય શીતલ પ્રતીત થયાનું, ને ચંદ્ર ગરમ પ્રતીત થયાનું જણાવે તોપણ તેમાં તેમને આશ્ચર્ય લાગતું નથી. તે અગ્નિની જ્વાલાને નીચે જતી જુએ, ને પાણીને ઉંચું ચાલતું જુએ તોપણ તેઓ આશ્ચર્યને વશ થતા નથી. "मायायां सर्वसंभवः",

(માયામાં સર્વ શક્તિઓનો સંભવ છે,) એમ જાણીને તેઓ શાંતજ રહે છે.

**જો વિચાર કરવામાં આવે તો આ વિશ્વમાં સઘળું આશ્ચર્યરૂપજ છે. અહીં આશ્ચર્ય** ક્યાં લેવા જવું છે? આશ્ચર્ય તો પોતાની પાસેજ રહેલાં છે. રજોવીર્યમાંથી મનુષ્ય ને પશુપક્ષીઓ આદિનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં શરીરો કેમ ઉપજે છે? શરીરમાં પણ ભિન્ન ભિન્ન શક્તિવાળી ઇંદ્રિયો ને તેમનાં ગોલકો તેમજ અંતઃકરણ શી રીતે ઉપજે છે? એકજ પ્રકારના અન્નજલમાંથી ભિન્ન ભિન્ન ગુણવાળી ને શક્તિવાળી અષ્ટ ધાતુઓ કેમ થાય છે? તેમજ એકજ અન્નમાંથી હાડકાં ધોળાં થાય છે, વાળ કાળા થાય છે, ને લોહી તથા નખ રાતાં થાય છે, એ બધું શી રીતે બને છે? તેનો જો વિચાર કરીએ તો તે આશ્ચર્યમાં ડુબાડે તેવું છે. ધન્વંતરીજેવા વૈદ્ય કે સમર્થ ડૉક્ટરો પણ એનો સંતોષકારક ખુલાસો કરી શકે એમ નથી.

**જગતની અચિંત્ય રચનાઓ.** આ જગતમાં એવી અનેક રચનાઓ છે કે જેનાં કારણો શોધવા જતાં અંતે અજ્ઞાનનો આશ્રય લીધા વિના છૂટકો થતો નથી. શ્રીપંચદશીકાર પણ કહે છે કેઃ—

**" निरूपयितुमारब्धे निखिलैरपि पंडितैः ।**

**अज्ञानं पुरतस्तेषां भाति कक्षासु कासुचित् ॥ "**

આ પૃથિવીપરના સર્વ પંડિતો ભેળા થઇને આ જગતના સ્વરૂપનું નિરૂપણ કરવાનો (કારણોની પરંપરા શોધવાનો) આરંભ કરે તો તેમને આરંભમાં થોડો ખુલાસો મળી શકે, પણ આગળ જતાં અંતે તેમની પાસે કોઇ પણ કક્ષામાં અજ્ઞાન આવીને ઊભું રહે છે, અર્થાત્ આગળ જતાં હવે અમને સમજાતું નથી એમ તેમને કહેવું પડે છે. આમ હોવાથી જીવન્મુક્ત પુરુષો માયાની વાતોમાં આશ્ચર્યને વશ થતા નથી, તેમ તેમાં ઉંડા ઊતરી સમયનો નકામો વ્યય કરતા નથી.

**ભગવાન્ દત્તાત્રેયની કુતૂહલરહિતતા.** જીવન્મુક્ત પુરુષો અતિસરલ, દુરાગ્રહવિનાના ને કોઇ પણ વાતના કુતૂહલરહિત હોય છે. એના સંબંધમાં શ્રીદત્તભગવાનનું ઉદાહરણ કહેવામાં આવે છે. તેમના સંબંધની દંતકથા એવી છે કે ઋતુધ્વજનામના કોઇ ભાગ્યશાલી રાજાને મદાલસાનામનાં રાણી પ્રાપ્ત થયાં હતાં, જે મદાલસા પૂર્વના સુસંસ્કારથી ને વર્તમાન પુરુષાર્થથી તત્ત્વજ્ઞ થયેલાં હતાં. એ ગંધર્વજાતિનાં હતાં. રાજા તેમની સાથે ઠરાવથી બંધાયેલા હતા કે તેમને જે જે પુત્રો થાય તેમની જીવનસ્થિતિની બાબતમાં તેમણે વચ્ચે ન આવવું. ક્રમે કરીને મદાલસાને સાત પુત્રો થયા. "મારે પેટે આવેલા જીવો પુનઃ જન્મમરણની ઘટમાળમાં ન પડે તો સારું," એવી શુભેચ્છાથી તેઓ પ્રત્યેક પુત્રને તેમની બાલ્યાવસ્થામાંજ હાલરડું ગાઇ સંભળાવી આત્મતત્ત્વનો ઉપદેશ કરતાં, ને સંસારની દુઃખરૂપતા સમજાવતાં. તે હાલરડાનો પ્રથમ શ્લોક નીચે પ્રમાણે છેઃ—

"शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि,
संसारमायापरिवर्जितोऽसि ।
संसारस्वप्नं त्यज मोहनिद्रां,
मदालसा वाक्यमुवाच पुत्रम् ॥"

(હે પુત્ર! તું શુદ્ધસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, નિરંજન—માયારૂપ અંજનથી રહિત સ્વરૂપવાળો—છે, સંસારરૂપ માયાથી અત્યંત રહિત છે, તું સંસારરૂપ સ્વપ્નને અને મોહરૂપી નિદ્રાને છોડી દે, એવાં વચન મદાલસાએ પોતાના પુત્રને કહ્યાં.)

મદાલસાના હાલરડાના આ અને બીજા શ્લોકો શાસ્ત્રોમાં,

પ્રસિદ્ધ છે. ધન્ય છે એવી માતાઓને, કે જે આ પ્રમાણે પોતાનો સાંસારિક સ્વાર્થ ન જોતાં પુત્રનું વાસ્તવિક કલ્યાણ સાધે છે.

**ગોપીચંદની માતા મેનાવતી પણ પરમ શ્લાઘ્ય છે.** શ્રીનિષ્કુલાનંદ કહે છે કેઃ—

"જનની જીવો રે ગોપીચંદની, જેણે પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી."

**ધ્રુવજીની માતાએ પણ તેમને ખરા કલ્યાણનો માર્ગ** દર્શાવ્યો હતો. જ્યારે ધ્રુવની અપર માતાએ તેમનો તિરસ્કાર કર્યો, ને તેમને રાજાને ખોળે ન બેસવા દીધા ત્યારે ધ્રુવ પોતાની માતાપાસે આવી રોવા ને ખેદ કરવા લાગ્યા. તેના પ્રત્યુત્તરમાં તેમની માતાએ તેમને આવા ભાવનું કહ્યુંઃ—

" સુની સુત અપનો કો નહિ, એક બિના જગદીશ;
જનગોપાલ* ભજી લીજીએ, સબ તજી બિશવા બીશ."

(હે પુત્ર ! સાંભળ, અહીં એક જગદીશવિના આપણું કોઇ સાચું સગું નથી. તેથી આ બધું ત્યજી દઇને આપણે પ્રભુને ભજી લઇએ, તેમાં આપણું હિત રહેલું છે. )

માતા પોતાના પુત્રને આવો વૈરાગ્યનો ને ત્યાગનો ઉપદેશ કરે એ વ્યવહારપક્ષે બહુ આશ્ચર્યની વાત છે. જોકે પાછળથી જ્યારે ધ્રુવ પ્રભુને ભજવામાટે વનમાં જવાને તૈયાર થયા ત્યારે સંસારની માયાને વશ થઇ તેમની માએ તેમને નીચેના ભાવનું કહ્યું હતુંઃ-

" ગિરિ જંગલ બહુ ડુંગરા, વળી વાનરનો ઠાઠ;
પંથ દીઠો નથી આગળે, કેમ તું જાણીશ વાટ ?
બોરડી બાવળ ગોખરુ, કઠણ કાંકરા ઘણું;

* જનગોપાળ—ગોપાળદાસ. એ કર્તાનું નામ છે.

પંથ જતાં કેમ ચાલશે ? કોમળ તારાં ચર્ણ."
"પુત્ર ! ધરણીપર પોઢવું, નથી રે તહાં પલંગ;
ચરણ કોણ ત્યાં ચાંપશે ? નથી સેવક પણ સંગ."

માતાપાસે પુત્રપરનો પ્રેમ આમ બોલાવે એ સ્વાભાવિક છે, તથાપિ પહેલાં તેમણે જે વાત કરી હતી તેજ શાસ્ત્રદૃષ્ટિએ સત્ય હતી, ને ધ્રુવે તેને અનુસરી, માતાને સમજાવી, આગ્રહ કરી તે વનમાં ગયા, ને પોતાનું કાર્ય સિદ્ધ કર્યું.

મદાલસાના ઉપદેશથી ક્રમે કરીને તેમના સાતે પુત્રો વયમાં આવતાં વનમાં ચાલ્યા ગયા, ને મહાજ્ઞાની તથા મહાયોગી થયા. આઠમા પુત્ર અલર્કનો જન્મ થયો ત્યારે ઋતુધ્વજથી ન રહેવાયું, એટલે તેમણે મદાલસાને કહ્યું કે:-"હવે ભવિષ્યનો વિચાર કરી આને ત્યાગનો બોધ ન કરતાં રાજનીતિ શીખવો તો સારું." તે સાંભળી મદાલસાએ કહ્યું:-"આપણો થયેલો ઠરાવ આપે ત્રોડ્યો, તેથી હવે હું અહીં નહિ રહી શકું. આપની આજ્ઞાપ્રમાણે હું આને રાજનીતિ શીખવીને તથા તેના હિતની ગોઠવણ કરીને ચાલી જઇશ." રાજાએ કહ્યું:-'નિરુપાયે ઠરાવ ત્રોડવો પડયો. ભવિષ્યમાં રાજ્ય સંભાળનાર કોઇ જોઇએ, માટે મેં તમને એ પ્રમાણે કહ્યું છે." મદાલસાએ અલર્કને રાજનીતિ શીખવી ખરી, પણ આ મારો પુત્ર છે, તો એ પણ ચોરાશીના ફેરામાં પાછો ન પડવો જોઇએ એમ વિચારીને અલર્ક યોગ્ય વયનો થયો ત્યારે ભોજપત્ર મંગાવી તેમાં પોતાને જે લખવું હતું તે લખી તે ભોજપત્ર સુવર્ણના માદળિયામાં મૂકી તે માદળિયું અલર્કને હાથે બાંધ્યું; ને તેને કહ્યું કે:-"પુત્ર ! તારે રાજ્યભાર વહન કરવાનો છે તે તું ધૈર્ય ને સાવધાનતાથી શ્રુતિસ્મૃતિપ્રમાણે વહન કરજે. મનુષ્યના

જીવનમાં સર્વદા સુખ હોતું નથી. દુઃખના પ્રસંગો પણ તેના જીવનમાં આવે છે. તે વેળા ધૈર્ય ને જાગૃતિ રાખી યોગ્ય ઉપાય કરજે, પણ જ્યારે બહુ કષ્ટનો પ્રસંગ આવે ને તને કાંઇ માર્ગ ન સૂઝે ત્યારે આ માદળિયું ઉખેળીને તેમાં જે પ્રમાણે લખ્યું છે તે પ્રમાણે કરજે." અલર્કને એ પ્રમાણે કહીને મદાલસાએ ગંધર્વલોકભણી પ્રયાણ કર્યું. પાછળથી ઋતુધ્વજના દેહત્યાગપછી અલર્કનો રાજ્યાભિષેક થયો. કેટલોક સમય વીત્યા પછી અલર્કના સાત મોટા ભાઇઓ કે જે વનવાસી થયા હતા તેમણે વિચાર્યું કે અલર્ક આપણો બંધુ છે તે સંસારસાગરમાં ડુબી જાય એ ઠીક નહિ. તેને બચાવવો જોઇએ. એ પ્રમાણે વિચાર કરીને તેમણે મોટી માયાવી સેના ઉપજાવીને અલર્કના રાજ્યપર ચઢાઇ કરવા મોકલી. માર માર કરતું કોઇ રાજાનું અસંખ્ય લશ્કર આવી પહોંચ્યાના ને તેણે પોતાની રાજધાની ઘેરી લીધાના વર્તમાન અલર્કને મળતાં તેણે તપાસ કરાવ્યો તો પોતાથી તેમને પહોંચી શકાય એવી પોતાની સ્થિતિ ન જણાઇ. બહારથી મિત્ર રાજાઓનું સાહાય્ય મેળવી શકાય એટલો સમય ને એવો માર્ગ રહ્યો નહોતો. અચાનક આવી આપત્તિ આવી પડતાં તેને ઘણી મુંઝવણ થઇ. મોટા અગ્નિમાં જલની અલ્પ આહુતિ હોમવાની પેઠે પોતાની નાની સેના શત્રુના મહાદળની સામે મોકલી તેનો નાશ કરાવવાનું તેને ઉચિત ન જણાયું. પોતે ક્ષત્રિય હોવાથી વગરયુદ્ધે શત્રુનું શરણ સ્વીકારતાં પણ તેને બહુ ગ્લાનિ થવા લાગી. શું કરવું તેનો નિશ્ચય તેને અલ્પ સમયમાંજ કરવાનો હતો. બહારનું યુદ્ધ થવા પહેલાં તેના અંતરમાં ભિન્ન ભિન્ન વિપરીત વિચારોનું યુદ્ધ ચાલવા લાગ્યું, પણ કોઇ યોગ્ય માર્ગ તેને સૂઝયો નહિ. એવામાં તેને પોતાની માતાએ કહેલું વચન ને તેમણે બાંધેલું પેલું માદળિયું સાંભર્યું

આવ્યાં. તુરતજ તેણે તે માદળિયું બાહુપરથી છોડીને ઉખેળ્યું, ને તેમાંની પત્રિકા વાંચી. એ પત્રિકામાં નીચે પ્રમાણે લખેલું હતું.

**"સંસારનો ત્યાગ કરી ભગવાન્ દત્તાત્રેયને શરણે જા. ભગવાન્ દત્તાત્રેય તેને જાણ, કે જેમને કાંઈ કુતૂહલ તથા અભિનિવેશ નથી. તારા સાત વનવાસી ભાઇઓની પેઠે તું પણ પરિણામે પરમસુખી થા."**

તુરતજ અલર્ક સાધુનો વેશ ધારણ કરી ભગવાન્ દત્તાત્રેયને શોધવા છાનામાનો નીકળી પડ્યો. માયાવી સૈન્યમાંના કોઇ યોદ્ધાએ તેને રોક્યો નહિ. કયા મહાપુરુષ દત્તાત્રેય છે તેનો નિશ્ચય પોતાની માતાએ સૂચવ્યા પ્રમાણે તેમના ગુણની પરીક્ષા કરીને કરવાનો હતો. વનોમાં ને પર્વતોમાં ભિન્ન ભિન્ન સાધુસંતોને તે મળવા લાગ્યો. એક વૃક્ષની નાની લીલી ડાંખળી લઇને અલર્ક તેમને "આ કયા વૃક્ષની ડાંખળી છે?" એમ પૂછે, તો તે જે વૃક્ષની ડાંખળી હોય તે વૃક્ષની કહે, પણ અલર્ક પ્રત્યુત્તરમાં તેમના અંતઃકરણની પરીક્ષા કરવામાટે બીજા વૃક્ષની ડાંખળી કહે. દાખલાતરીકે જો પોતાની પાસે આંબલીની ડાંખળી હોય ને તે સંત આંબલીની ડાંખળી કહે તો પોતે કહે કેઃ–"મહારાજ ! આ તો પીપળાની ડાંખળી છે." કેટલાક તે સાંભળી શાંત રહેતા, તો કેટલાક આના જવાબમાં તેને કહેતા હતા કેઃ-"શું તું ગાંડો થઇ ગયો છે કે આંબલીની ડાંખળીને પીપળાની ડાંખળી કહે છે. ચાલ્યો જા." કોઇ કહેઃ–"મગજ ઠેકાણે રાખી વિચારીને બોલો." કોઇ કહેઃ–"આવી નકામી માથાકૂટ શામાટે કરો છો?" શોધતાં શોધતાં કોઇ પર્વતના એકાંતભાગવાળી ગુફામાં તેને એક સંતપુરુષ શાંતપણે બેઠેલા જોવામાં આવ્યા. તેમને સવિનય નમન કરી અલર્કે પૂછ્યુંઃ–"પ્રભો ! જો આજ્ઞા હોય તો મારે થોડુંક પૂછવાનું છે તે પૂછું."

મહારાજે કહ્યું:-"ભલે પૂછો." અલર્કે કહ્યું:-"મહારાજ! આ ડાંખળી કયા વૃક્ષની છે?" મહારાજ બોલ્યા:-"આંબલીની." અલર્કે કહ્યું:-"પીંપરની છે." મહારાજે કહ્યું:-"તેની પણ હોય." અલર્કે પુનઃ કહ્યું:-"પ્રભો! આંબાની છે." મહારાજે તેના ઉત્તરમાં જણાવ્યું:-"તેની પણ હોય." અલર્કે કહ્યું:-"કૃપાનાથ! હું જે કહું છું તે બધી વાતની આપ હાજ પાડો છો, પણ ના પાડતા નથી, તેનું શું કારણ?" તે મહારાજે કહ્યું:-"તમે તમારી કલ્પનાપ્રમાણે જે કહો તે તમારે માટે ઠીક ગણાય. સૌનો કલ્પિત સંસાર ભિન્ન ભિન્ન હોય છે." અલર્કે પ્રણામ કરી વિનયપૂર્વક કહ્યું:-"હે પ્રભો! આપ ભગવાન્ દત્તાત્રેય છો?" મહારાજે કહ્યું:-"હશે." અલર્કે જણાવ્યું:-" કૃપાસિંધો! મારી માતાએ મને સૂચવ્યું હતું તેથી મારે આપશ્રીની શોધને અર્થે આવો અવિનય કરવો પડ્યો છે. તે ક્ષમા કરશો." એમ કહી અલર્કે તેમની બહુ બહુ પ્રકારે ક્ષમા માગી, ને પોતાનો સઘળો વૃત્તાંત તેઓશ્રીને કહી સંભળાવ્યો, તથા પોતાને શરણ આપવા પ્રાર્થના કરી. પછી ભગવાન્ દત્તાત્રેયે અલર્કને શરણે લઇ તેને દીક્ષા આપવાની કૃપા કરી. માતા જ્ઞાની ને બુદ્ધિશાલી હતી તો આઠમા પુત્રને પણ આમ રસ્તે ચઢાવી દીધો. આપણે અહીં ભગવાન્ દત્તાત્રેયનું અક્રોધીપણું, શાંતિ ને આશ્ચર્યરહિતપણું જોવાનાં છે. જો મોક્ષની સાચી ઇચ્છા હોય તો મનુષ્યે આવો કુતૂહલરહિતપણાનો ગુણ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. વ્યવહાર સારો કરવો હોય તેને પણ એ ગુણની આવશ્યકતા છે. જે કુતૂહલને વશ થઇ જ્યાંત્યાં ફર્યા કરે, જેતે જોયા કરે, જેતે ખાધા કરે, ને એવી બીજી ક્રિયાઓ પણ કર્યા કરે, તે પોતાનો વ્યવહાર સારો શી રીતે કરી શકે? નજ કરી શકે. પ્રયત્ન કર્યા વિના લાંબા કાલનાં કુસંસ્કારવાળાં ઇંદ્રિયો અને અંતઃકરણ.

એની મેળે સુધરી જતાં નથી. તેમને સુધારવામાટે ને વશ કરવામાટે રાતદિવસ આદરપૂર્વક સતત પ્રયત્ન કરવાની આવશ્યકતા છે.

**માયામાં અનેક આશ્ચર્યો ભર્યાં છે.** તમે જો તમારું પોતાનું શરીર જુઓ તો તે એક આશ્ચર્યનું પૂતળું છે. વર્તમાનમાં ડૉક્ટરોએ શરીરની રચનાસંબંધી ઘણી શોધો કર્યા છતાં પણ અમુક અવયવોની રચનાનો ખુલાસો તેઓ હજુ પણ મેળવી શક્યા નથી. રક્તવાહિનીઓમાં નાની નાની રુંવાટી સદા હાલ્યા કરે છે તેનું શું કારણ છે તે વિષે હજી શારીરવિદ્યા ખુલાસો કરી શકતી નથી. મગજની રચના પણ પૂરી સમજાવી હજી કઠિન જણાય છે. તમે ગમે તેટલું જાણો તોપણ દૃશ્યનું સ્વરૂપ જાણવામાં અપૂર્ણતા રહેવાનીજ. યુરોપ ને અમેરિકામાં અનેક પ્રકારની વ્યાવહારિક શોધો થઇ છે, ને હજી થતી જાય છે, છતાં તે અપૂર્ણજ ગણાય છે. આર્યાવર્તમાં પૂર્વે વિમાન હતાં એમ ઇતિહાસપુરાણાદિ શાસ્ત્રોથી જણાય છે, પણ વચલા કાલમાં લોકોને તે વાત ગપાટાજેવી લાગતી. હમણાં એરોપ્લેન (વિમાન) ચાલવા લાગ્યાં છે, ને તેથી પૂર્વનાં વિમાનો સાચાં ઠર્યાં છે. માયામાં અનેક બલો રહ્યાં છે. હજી પણ કઇક નવી શોધો થશે, ને ઘણી અવનવી વાતો બહાર આવશે.

**ઈશ્વર બહુરૂપી છે.** ઇશ્વર મનુષ્યોની ભાવનાપ્રમાણે અનેકરૂપે જણાય છે. તેમાં નકામો વિવાદ કરવો હિતકર નથી. એ ઉપર એક ઉદાહરણ કહેવામાં આવે છે. આ પૃથિવીપર લંડનના કરતાં પણ કોઇ એક મોટું નગર હતું. કરોડ મનુષ્યના કરતાં પણ ત્યાંની વસતિ વધારે હતી. તેની બજારો, રસ્તાઓ ને મકાનો વિશાલ હતાં. દેશદેશના લોકો વ્યાપારને અર્થે ત્યાં આવતા હતા. તે શહેરના મુખ્ય રસ્તાઓઉપર માણસોની અવરજવર બહુ થતી. એ નગરની બહાર

એક સ્થલે ચાર મોટા રસ્તા ભેગા થતા હતા. તે સ્થલથી થોડે દૂર એક વડના ઝાડની ડાળે સોનાના પિંજરામાં એક અદ્ભુત પક્ષી જોવામાં આવતું હતું. એ પક્ષી ખરેખર અદ્ભુત હતું. એક વાર ત્યાં થઇને કોઇ શ્વેતવર્ણવાળો બહાર ગામથી આવેલો બ્રાહ્મણ પંડિત નીકળ્યો. તેની સાથે તે પક્ષી ધોળા સ્વરૂપમાં સંસ્કૃતમાં વાત કરવા લાગ્યું. તે પંડિત ગયા પછી ત્યાં થઇને એક પીળા રંગનો જાપાની નીકળ્યો. તે તેને જોવા ઊભો રહ્યો, તો તે પક્ષી તેને પીળા રંગનું જણાયું, ને તેની સાથે તે જાપાનીભાષામાં બોલવા લાગ્યું. ત્યારપછી ત્યાંથી એક કાળા રંગનો આરબ નીકળ્યો. તેને તે પક્ષી કાળા રંગનું જણાયું, ને તે તેની સાથે અરબ્બીમાં વાતચીત કરવા લાગ્યું. એમ ત્યાંથી બીજાં પસાર થનાર ભિન્ન ભિન્ન માણસોનાં શરીરના જેવા ભિન્ન ભિન્ન વર્ણ ધારણ કરીને તે પક્ષી તેમની સાથે તેમની તેમની ઇંગ્રેજી, રુસિયન, સ્વીડીશ, ચાઇનીઝ આદિ જૂદી જૂદી ભાષામાં બોલવા લાગ્યું. થોડા સમયપછી ત્યાંથી પસાર થનારા મુસાફરો એક વિશ્રામસ્થાનમાં ભેળા થયા, ને તે પક્ષીવિષે વાતો કરવા લાગ્યા. એક કહેઃ–"તે પક્ષી ધોળું છે, ને સંસ્કૃત બહુ સારું જાણે છે." બીજો કહેઃ–"તે પીળું છે, અને જાપાની બહુ ઉંચું બોલે છે." ત્રીજો કહેઃ–"તે કાળું છે, ને અરબ્બીભાષા એક વિદ્વાન્ આરબ બોલતો હોય તેવી તે બોલી શકે છે." ચોથો કહેઃ–" તે પક્ષી ઘઉંવર્ણું છે, ને પંજાબીભાષામાં કુશલ છે." એમ તે પક્ષી જોનારા ભિન્ન ભિન્ન દેશના પ્રવાસીઓ તેનો વર્ણ ને તેની ભાષા ભિન્ન ભિન્ન જણાવવા લાગ્યા, ને પોતાની વાત સાચી છે, અને અન્યની વાત ખોટી છે એમ આગ્રહભર્યો વાદવિવાદ કરવા લાગ્યા. તે અજાણ્યા મુસાફરોને આમ પરસ્પર ઝગડો કરતા જોઇ એક ડાહ્યો પુરુષ કે જે તે પક્ષીને

સારી રીતે જાણતો હતો તેણે તેમને વિવાદ કરતા અટકાવી કહ્યું કેઃ—"ભાઇઓ! નકામો ટંટો શામાટે કરો છો? એ પક્ષી તો બહુરૂપી છે. તે સર્વ પ્રકારના રંગ ધારણ કરી શકે છે, તેમજ તે સર્વ પ્રકારની ભાષા બોલી શકે છે, તમારી સૌની વાત સાચી છે. તમે જેવું કહો છો તેવું તે છે, ને તેથી અન્ય પ્રકારનું પણ તે છે." આ વાત સાંભળી સૌ શાંત થયા. આ દૃષ્ટાંત તો એક રૂપક છે. શ્રીઈશ્વર આ બહુરૂપી પક્ષીજેવા છે. સર્વરૂપ ને સર્વભાષા તેમનાં છે. તમે હૃદયની સુદૃઢ ભાવનાથી શંકરને જો વિશ્વના નાથ માનો, ને સાચા પ્રેમથી તેમને ભજો તો તે તમારી ભાવના-પ્રમાણે તમને શંકરરૂપે દર્શન દેશે, ને તમારી ભાષામાં વાત કરવાની કૃપા કરશે. તમે તેમને વિષ્ણુરૂપે ને તેમાં પણ શ્રીકૃષ્ણ-રૂપે, શ્રીરામચંદ્રજીરૂપે કે વિષ્ણુના અન્યરૂપે ભજશો તો તે તમારી ભક્તિના પરિપાકે તમને તે તે રૂપે દર્શન દેશે. તમે તમારી રુચિપ્રમાણે તેમને શ્રીગણેશ, શ્રીસૂર્ય કે શ્રીભુવનેશ્વરી-રૂપે પણ ભજી શકો, ને તમારી ભાવનાપ્રમાણે તેમનો તમે સાક્ષાત્કાર કરી શકો. સર્વ ધર્મના ને સર્વ સંપ્રદાયના મનુષ્યો પોતપોતાની ભાવનાપ્રમાણે તેમની ઉપાસના કરી શકે, ને પોતપોતાની ઉપાસનાના પરિપાકે પોતપોતાની ભિન્ન ભિન્ન ભાવનાનુસાર ભિન્ન ભિન્ન રૂપે તેમને મેળવી શકે. આ રીતે શ્રીઈશ્વર ભિન્ન ભિન્ન દેશના, ભિન્ન ભિન્ન ભાવનાવાળા, ને ભિન્ન ભિન્ન ભાષા બોલનાર પોતાના ભક્તોને તેમની ભાવનાપ્રમાણે દર્શન આપે છે, એટલે તેમનું આવુંજ રૂપ ને આવીજ ભાષા છે એમ કહી શકાય એમ નથી. સર્વરૂપ ને સર્વભાષા ઈશ્વરનાં છે. પોતાને આશરે રહેલી માયા-શક્તિવડે તે અનેક રૂપ ધારણ કરે છે; અને આમ હોવાથી

શ્રીઈશ્વરના સ્વરૂપસંબંધે ભિન્ન ભિન્ન ધર્મના ને ભિન્ન ભિન્ન સંપ્રદાયોના મનુષ્યોની માન્યતાઓ તેમને તેમને માટે સાચી ઠરે છે. જ્યારે શ્રીઈશ્વર આમ બહુરૂપી છે ત્યારે તેમના સ્વરૂપના સંબંધમાં ઝગડો કે કલહ કરવો ઉચિત નથી. સૌએ પોતપોતાના ધર્મની આજ્ઞાપ્રમાણે સદાચારનું પાલન કરી તેમને ભાવપૂર્વક ભજવા એજ વાત આવશ્યક છે. કોઇ કહે કેઃ–**સર્વવ્યાપક ઈશ્વર અવતાર કેમ લઇ શકે?** તો તેને કહેવાનું કે તમારી આ શંકા નકામી છે. જો તમે ઈશ્વરને સર્વજ્ઞ ને સર્વશક્તિમાન્ કહો છો તો પછી તમારી એ શંકા વદતોવ્યાઘાતજેવી છે. તે સર્વશક્તિમાન્ છે તો પછી તે સર્વે કરી શકે. તે અવતાર કેમ ન લઇ શકે? લઇ શકેજ. જો તમે ઈશ્વરને સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ આદિ અનેક શુભ ગુણવાળા કહીને તે અવતાર ન લઇ શકે એમ કહો તો તમારું તે કહેવું જેમ કોઇ માણસ કોઇ કામસંબંધે એક મોટો દસ્તાવેજ લખી આપે, ને છેવટે તેમાં લખે કેઃ–"ઉપર લખેલું સર્વે અમારા જાણવામાનવાપ્રમાણે ખોટું છે," તેના બરાબર છે. ઈશ્વરને નોકરની પેઠે બાંધી ન શકાય. તે અમુક કરી શકે, ને અમુક ન કરી શકે એમ મનુષ્ય કેમ કહી શકે? મનુષ્યની શી વિસાત છે? મનુષ્યથી ન સમજી શકાય એવું ગમે તે તે કરી શકે.

**ઈશ્વરના સમર્થ ભક્તો પણ જે ધારે તે કરી શકે.** જો ઈશ્વરના ભક્તો પણ મનુષ્યના ધારવામાં ન આવી શકે તેવું કામ કરી શકે છે, તો ઈશ્વર મનુષ્યની બુદ્ધિ ન પહોંચી શકે એવું કામ કરી શકે એમાં શું આશ્ચર્ય? પ્રભુને ભજીને જે પ્રભુરૂપ થઇ માયાજિત થયા હોય તે આ જગત્‌માં પોતાની ઇચ્છાનુસાર કામ કરી શકે છે. એના સંબંધે એક દૃષ્ટાંત કહેવાય છેઃ–

એક ગૃહસ્થને પ્રજા નહોતી. તે સાધુસંતની સેવા કરનારો ભક્ત

માણુસ હતો. તેની સ્ત્રી પણ તેવીજ ભલી હતી. એક વાર તેમને ત્યાં નારદજી જઇ ચઢયા. નારદજીનું તેમણે બહુ ભાવથી આતિથ્ય કર્યું. નારદજીએ તે દંપતીના મુખપર ઉદાસીનતા જોઇને તેમને પ્રશ્ન કર્યો કેઃ–"તમે વ્યવહારમાં ધનધાન્યથી સુખી જણાઓ છો, છતાં તમારા બંનેના મુખપર ઉદાસીનતાની છાયા કેમ જોવામાં આવે છે?" તે દંપતીએ તેમને હાથ જોડી કહ્યું કેઃ–"મહારાજ! પ્રભુની દયાથી અમને સર્વ વાતે સુખ છે, પણ એક શેર માટીની ખામી છે. આપ પ્રભુના સમર્થ ભક્ત છો. આપ જ્યારે પ્રભુના ધામમાં જાઓ ત્યારે પ્રભુને અમારી વતી પ્રાર્થના કરવા કૃપા કરશો કે અમારા પર કૃપા કરે, ને અમને પુત્રસુખનો અનુભવ કરાવે." નારદજીએ કહ્યુંઃ–" બહુ સારું. હું તમારા માટે પરમદયાલુ પ્રભુને પ્રાર્થના કરીશ, ને પ્રભુ કૃપા કરી જે આજ્ઞા કરશે તે તમને જણાવીશ." ત્યારપછી કેટલેક સમયે નારદજી પ્રભુના ધામમાં ગયા, ને પ્રસંગ મળતાં પેલાં ભક્તદંપતીની વિનતિ પ્રભુસેવામાં નિવેદન કરી; અને તેમને ત્યાં પુત્ર થવામાટે પ્રભુને પ્રાર્થના કરી. પ્રભુએ કહ્યુંઃ–" તેમના પ્રારબ્ધમાં આ જન્મમાં તો શું? પણ સાત જન્મસુધી પુત્ર થાય એવો સંભવ જણાતો નથી." નારદજીને આ વાત ઠીક ન લાગી, પણ પ્રભુની આજ્ઞાસામે શું કહી શકાય? તેઓ ફરતા ફરતા પાછા પેલા ભક્તને ત્યાં જઇ ચઢયા, ને પ્રભુએ કહેલી વાત તેમને કહી. ઠીક, પ્રભુની જેવી ઇચ્છા, એમ વિચારી તે દંપતીએ શાંતિ પકડી; પણ પુત્રવાસનાને લઇને તેમના હૃદયમાંથી ઉદાસીનતા જતી નહોતી, ને ઝીણી નજરે જોનારને તે ઉદાસીનતાની છાપ તેમનાં મુખપર જણાઇ આવ્યા વિના રહેતી નહિ.

"ઘટમાં જે ઘુંટાય, છાનું છેક રહે નહિ;
એ બાંહે દેખાય, કીધાં ઢાંકણ કાચનાં."

અંતઃકરણમાં જે ઘુંટાઈ રહ્યું હોય તે છેક છાનું રહેતું નથી. તે નેત્રરૂપી બે કાણાંથી દેખાય છે. નેત્ર એ જાણે કાચનાં પારદર્શક ઢાંકણુ હોય તેવાં છે, કે જેવડે મનુષ્યના હૃદયની અંદરનું વિવેકીને સ્પષ્ટ જણાય છે. જેમ નેત્રમાંના ભાવથી હૃદયમાંનો આશય અટકળી શકાય છે તેમ મુખપર પણ હૃદયના ભાવની છાયા પડતી હોવાથી મુખના દેખાવવડે પણ બુદ્ધિમાન્ પુરુષો બીજાના હૃદયના વિચારોની અટકળ કરી શકે છે, ને તે અટકળ બહુધા સાચી હોય છે. જેની વાત ચાલે છે તે દંપતીના સુભાગ્યે તેમને ત્યાં એક વાર કોઇ પાંચમી ભૂમિકા વાળા સંત પુરુષ આવી ચઢયા. એ વેલા પોતાના હીનભાગ્યને માટે તે દંપતી રુદન કરતાં હતાં. સંતને પધારતા જોઇ તેઓ પોતાનું રુદન બંધ કરી, હર્ષભેર સંતના ચરણારવિંદમાં પડ્યાં, ને બહુ ભાવપૂર્વક તેમની મીઠી વાણી, આસન ને ખાનપાન આદિકથી સેવા કરી. સંત પુરુષ તેમના હૃદયનો આશય સમજી ગયા હતા, તોપણ વ્યાવહારિક રીતે તેમને તેમની ધાટી ઉદાસીનતાનું કારણ પૂછતાં તેમણે પુત્રના અભાવનું કારણ વિનયપૂર્વક કહ્યું. તુરતજ તે સમર્થ સંતપુરુષે કહ્યું:- "એમાં શું? તમારે ત્યાં પ્રભુની દયાથી પુત્ર થશે." તેના પ્રત્યુત્તરમાં તેમણે નારદજીનો પ્રસંગ ને પ્રભુએ સાત જન્મસુધી પુત્ર નહિ થાય એમ કહ્યું છે તે વાત કહી બતાવી. સંત પુરુષ બોલ્યા:–"તમને એક નહિ, પણ બે પુત્ર થશે." પુનઃ તે દંપતીએ કહ્યું:–"મહારાજ! પણ પ્રભુએ ના પાડી છે, ને બે પુત્ર કેમ થઇ શકશે?" તુરત તે મહા પુરુષે કહ્યું:–"જાઓ, તમને ત્રણ પુત્રો થશે." એમ પરસ્પર વાત કરતાં તે મહાત્માએ ક્રમથી તેમને સાત પુત્રો થવાનું કહ્યું. દંપતી આથી બહુ પ્રસન્ન થયાં. પછી સમય જતાં તેમને ત્યાં ક્રમે કરીને સાત પુત્રો થયા.

તે પછી કોઇ સમયે નારદજી ત્યાં આવી ચઢયા, તો તે ભક્ત

જનના ઘરમાં નાનામોટા પુત્રોનો કોલાહલ થતો સાંભળી તેમને પૂછ્યું કેઃ-"આ કોના પુત્રો છે?" તેના પ્રત્યુત્તરમાં તે ભક્તે કહ્યુંઃ-"આપના સરખા સંતપુરુષની કૃપાનું આ ફલ છે," એમ કહેતાં તેમણે સંતના સંબંધમાં બનેલી સર્વ વાર્તા વિગતવાર કહી બતાવી. નારદજીએ તે સાંભળી પોતાની પ્રસન્નતા દર્શાવી, અને પછી તેઓ ત્યાંથી વિદાય થયા. જતાં જતાં તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે પ્રભુએ તો સાત જન્મસુધી એને પુત્ર થવાનો સંભવ નથી એમ કહ્યું હતું, ને આને સાત પુત્રો થયા, આ બન્યું શી રીતે? પછી તેઓ ભગવાન્ પાસે ગયા, ને પ્રભુને તે વાત કહી. પછી તેમણે પ્રભુને કહ્યું કેઃ-"કૃપાનાથ! આપ મને કેટલીક વાર જૂઠો શામાટે પાડો છો? આપને જો તે ભક્તને સાત પુત્રો આપવા હતા તો મારે મોઢે સાત જન્મસુધી તેના પ્રારબ્ધમાં પુત્ર નથી એવું શામાટે કહ્યું?" પ્રભુએ કહ્યુંઃ-"મેં તેને એ પુત્રો આપ્યા નથી. મારા કોઇ ભક્તે આપ્યા હશે." નારદજીએ કહ્યુંઃ-"કૃપાનાથ! આપ ન આપો, ને આપનો ભક્ત આપે એ તે કેમ બને?" પ્રભુ વદ્યાઃ-"નારદજી! મારા સામાન્ય નિયમપ્રમાણે જીવોનાં શુભાશુભ કર્માનુસાર તેને માટે જે યોગ્ય હોય તે તેને મળી શકે છે, પણ સમર્થ ભક્તની ઇચ્છા થાય તો તે પોતાની ભક્તિના પ્રભાવથી કોઇ અસામાન્ય નિયમવડે જે ધારે તે કરી શકે છે." ત્યારે નારદે કહ્યુંઃ-"કૃપાસિંધો! આપના એવા એ સમર્થ ભક્તનાં દર્શન મને કરાવો તો બહુ સારું." પ્રભુએ કહ્યુંઃ-"ભલે ચાલો."

પછી નારદજીને સાથે લઇ પ્રભુ મર્ત્યલોકમાં આવ્યા. રસ્તે ચાલતાં પ્રભુએ નારદજીને કહ્યુંઃ-"નારદજી! મને કાળજામાં બહુ દુઃખે છે. અહીંથી હવે મારાથી આગળ ચાલી શકાશે નહિ." આમ કહી પ્રભુ બેસી ગયા, ને થોડી વારમાં વધારે પીડા થવાનું જણાવી વ્યાકુળ જેવા

થઇ ભૂમિપર પીતાંબર પાથરી સૂઇ ગયા. નારદજીએ કહ્યું:–"મહારાજ! આપ આમ રસ્તાવચ્ચે કેમ અટકી જાઓ છો?" પ્રભુએ ધીમે સાદે કહ્યું:–"શું થાય? મારાથી લગારે ચલાતું નથી." નારદજીએ ગભરાઇને કહ્યું:–"કૃપાલો! હું આપને માટે આપ કહો તે ઓસડ લઇ આવું." પ્રભુએ કહ્યું:–"જો કોઇ દેવનું કે મનુષ્યનું કાળજું લઇ આવો તો તેને હૃદયે લગાડવાથી તુરત મને શાંતિ થાય" નારદજીએ કહ્યું:– "કૃપાનાથ! પોતાનું કાળજું કોણ કાઢી આપે?" પ્રભુએ પીડાથી બહુ અકળાયાજેવા થતાં કહ્યું:–"તપાસ તો કરો. જુઓ, પેલા વડના ઝાડનીચે કોઇ માણસ બેઠેલ જણાય છે તેને કે બીજા કોઇને તેમાટે પૂછો." નારદ ઊતાવળા ઊતાવળા તે માણસભણી દોડ્યા, ને ત્યાં જઇ પાટતે સાદે તેને કહ્યું:–'ભાઇ! ભાઇ! પ્રભુને કાળજામાં બહુ દુઃખવા આવ્યું છે, ને ક્યાંય રહેવાતું નથી, તેથી પ્રભુએ કહ્યું છે કે જો મને કોઇ માણસનું કે દેવનું કાળજું મળી આવે તો તેને હૃદયપર લગાડવાથી મારું આ દર્દ મટે." તે માણસે કહ્યું:–"અરે! એમાં શું? પ્રભુને માટે મારું કાળજું વગેરે સર્વ તૈયારજ છે. જો બીજા કોઇને માટે તે જોઇતું હોય તોપણ લઇ જાઓ." એમ બોલતાં તે માણસે પોતાની પાસેનું મોટું ચાકુ ઝટ કાઢી પોતાની છાતીમાં માર્યું, ને કાળજું છૂટું પાડી તે નારદજીના હાથમાં મૂક્યું. નારદજી તે લઇને દોડતા દોડતા પ્રભુપાસે પહોંચ્યા, એટલે પ્રભુએ બેઠા થઇ મંદહાસ્યપૂર્વક નારદજીને કહ્યું:–"હવે મારું શરીર સ્વસ્થ થઇ ગયું છે. શું તમારી પાસે કાળજું નહોતું કે તમે બીજે લેવા દોડ્યા હતા? જે મારે માટે કાળજું આપી શકે તે સાત પુત્રો પણ આપી શકે. તમે જે સાત પુત્રો જોયા તે એ સંતના આપેલા છે." નારદજીને પોતાની ભૂલ જણાતાં તે શરમાઇ ગયા, ને પ્રભુને વિનતિ કરી કેઃ–"કૃપાસિંધો! આપની માયા અટપટી છે."

પછી ભગવાન્ અને નારદજી પેલા મહાભક્તપાસે ગયા, ને તેમનું કાળજું તેમના શરીરમાં પાછું મૂકી ભગવાને તેમની છાતીપર હાથ ફેરવી તેમને પૂર્વની પેઠે સાજા કર્યા. પશ્ચાત્ તે ભક્તે પ્રભુનાં ચરણારવિંદ પકડી લીધાં, ને તે સ્થલે આનંદ આનંદ વર્તાઇ રહ્યા.

પ્રભુના મહાભક્તનું બીજું પણ એક દષ્ટાંત અપાય છેઃ—જ્યાંજ્યાં પ્રભુની સાચી ભક્તિ હોય-કેવલ નિષ્કામભક્તિ હોય–ત્યાંત્યાં પ્રભુની માયાશક્તિનો અદ્દભુત પ્રભાવ પ્રભુના ભક્તમાં જોવામાં આવે છે. પછી તે હિંદુ, જૈન, બૌદ્ધ, મુસલમાન, ખ્રિસ્તી કે અન્ય ગમે તે ધર્મનો માણસ હોય. પ્રભુપાસે જાતિનો ભેદ નથી. સર્વ જાતિના મનુષ્યો તેમના છે. જેમ હિંદુધર્મમાં લોકોની બુદ્ધિ રુચિ અનુસાર-લોકોના ભિન્ન ભિન્ન અધિકારાનુસાર–ભિન્ન ભિન્ન સંપ્રદાયો છે તેમ મુસલમાનધર્મમાં પણ ભિન્ન ભિન્ન તરીકાઓ (સંપ્રદાયો) છે. એ તરીકાઓમાં સુફીમતનામનો પણ એક તરીકો છે. સુફીમતમાં શમ્સતબ્રેજ કરીને એક સમર્થ મહાત્મા થઇ ગયા છે. એઓ પ્રથમ ઇરાનના તબ્રેજનામના શહેરમાં રહેતા. એમનું મૂલ નામ બીજું હતું, પણ તેમનું જ્ઞાન ને દૈવીશક્તિ જોઇ લોકોએ પાછળથી તેમને શમ્સતબ્રેજ (તબ્રેજના સૂર્ય) એવું ઉપનામ આપ્યું હતું. એ મહાપુરુષ કોઇ વાર મુલતાનભણી ગયેલા. ત્યાં શહેરબહાર જંગલમાં તેઓ રહેતા હતા. સૂર્યને સૌ ઓળખે છે તેમ એઓ ત્યાં મહાત્મા પુરુષતરીકે પ્રસિદ્ધિમાં આવી ગયા. મુલતાનમાં એક પ્રસંગ એવો બન્યો કે ત્યાંના શાહનો શાહજાદો ગુજરી ગયો, તેથી શાહ બહુ શોક કરવા લાગ્યો, ને કોઇ આ શાહજાદાને ઊઠાડે એવા ઓલીઆને શોધી લાવો એમ રડતો રડતો કહેવા લાગ્યો. ત્યાં બેઠેલો એક મનુષ્ય શાહનું આ કથન સાંભળી

બોલ્યો કે:–"ગરીબપરવર! શહેરબહાર જંગલમાં એક ઓલીઆ ફકીર ખુદાની ભારે બંદગી કરનારા રહે છે, ને હું ધારું છું કે નકી તે શાહજાદાને બેઠા કરશે." બાદશાહને આથી ધીરજ આવી, ને તેમણે કાજી વગેરે કેટલાક દરબારીઓને તે ફકીરને આગ્રહપૂર્વક સમજાવીને પોતાની પાસે તેડી લાવવા હુકમ કર્યો. તે દરબારીઓએ મહાત્મા શમ્સતબ્રેજપાસે જઇ તેમને શાહજાદાને લગતી હકીકત જણાવી, અને શાહની માગણીપ્રમાણે દરબારમાં પધારવામાટે તેમને વારંવાર અરજ ગુજારી. શમ્સતબ્રેજે તેમને કહ્યું:–"હું ત્યાં આવું ખરો, ને તમારું કામ કદાચ સિદ્ધ પણ થાય, તથાપિ પછી તમે મને જીવવા નહિ દો." દરબારીઓએ બહુ બહુ વિનયપૂર્વક તેમને કહ્યું કે:–'સાંઇ બાવા! એવું તે ક્યાંઇ હોય? આપ મહેરબાની કરીને પધારો." શમ્સતબ્રેજ બોલ્યા:–"ઠીક ત્યારે ચાલો શું થાય છે તે જોઇએ." તુરતજ શમ્સતબ્રેજ મુલતાનભણી ચાલવા લાગ્યા, ને થોડીજ વારમાં તેઓ શાહના રાજમહેલમાં પહોંચી ગયા. મુએલા શાહજાદાભણી જોઇ તેમણે કહ્યું:–"કુંમ્બેજની અલ્લા"–ખુદાકે હુકમસેં ખડા હો. પણ શાહજાદો જીવતો ન થયો. પછી તુરતજ શમ્સતબ્રેજે કહ્યું:–"કુંમ્બેજની"–મેરે હુકમસેં ખડા હો તુરતજ શાહજાદો સજીવન થઇ બેઠો થયો. શાહજાદાને જીવતો થયો જોઇ શાહ ને અન્ય સૌ ઘણા રાજી થયા, પણ શહેરના મુખ્ય કાજી ને બીજા દરબારીઓએ શાહને અરજ કરી કે:–"આ કામ શરિયતથી વિરુદ્ધ થયું છે,–ખુદાથી પોતાને મોટા માની તેમણે આ કામ કર્યું છે, માટે શરિયતના (કર્મકાંડના) કાયદા-પ્રમાણે તેને મોતની શિક્ષા વા બીજી ભારેમાં ભારે શિક્ષા થવી જોઇએ." પછી શમ્સતબ્રેજનો તથા તેના દૈવી કાર્યનો મહિમા સમજ્યા વગર, તેમજ તેમના કથનમાં જે રહસ્ય હતું તે જાણ્યા

વગર માત્ર સ્થૂલ ન્યાયને ખાતર તેમના શરીરપરની ખાલ (ચામડી) ઉતરાવી નાંખવાનું ઠર્યું; ને તે પ્રમાણે તેમના શરીરપરની ચામડી ઉતરાવી નાંખી. મહાત્મા શમ્સતબ્રેજ જો ધારત તો પોતાની અલૌકિક શક્તિથી આ વાત અટકાવી શકત, પણ તેમને દેહાભિમાન નહોતું, એટલે દેહનું પ્રારબ્ધકર્મ દેહ ભલે ભોગવે એમ જાણી તેમણે કાંઇ પણ સામો ઉપાય લીધો નહિ.

કુતૂહલનો વિષય ચર્ચતાં જે છેલ્લાં ત્રણ દૃષ્ટાંતો કહેવામાં આવ્યાં છે તે પરથી મનુષ્યોએ પ્રભુભક્તિનો તેમજ યોગ ને જ્ઞાનનો મહિમા કેટલો છે તે લક્ષમાં લઇ, પોતાના પારમાર્થિક કર્તવ્યમાં બહુ ઉમંગી ને આગ્રહી થવું જોઇએ; અને કુતૂહલની વૃત્તિ કે જે કર્તવ્યપાલનમાં હાનિ કરનારી છે તેને ત્યજવા પ્રયત્ન કરવો જોઇએ.

## ૮ अट्टहास्य.

**અટ્ટહાસ્યથી થતી હાનિ.** અટ્ટહાસ્ય એટલે મોટે અવાજે ઠીઠી હસવું તે. એ રજોગુણજન્ય દોષ છે. અટ્ટહાસ્ય ગંભીરતાનું વિરોધી છે, અને તે વ્યવહારપરમાર્થ બંનેમાં હાનિકર છે. પરમાર્થ સાધવાને ઇચ્છતો પુરુષ વૈરાગ્યવાન્ ને ગંભીર હોવો જોઇએ. જો તે જેતે વાતમાં ખડખડ હસ્યા કરે તો તેથી તેનાં મન ને પ્રાણ ચંચલ થાય છે—વ્યગ્ર થાય છે, ને તેથી તે ધ્યેયમાં પોતાના મનની એકાગ્રતા કરી શકતો નથી. વ્યવહારમાં પણ મનુષ્યે પોતાની પ્રતિષ્ઠા જાળવવા-માટે જ્યાં ત્યાં અને જેતે પ્રસંગમાં ઠીઠી હસવાનો કુસ્વભાવ ન રાખવો જોઇએ. સહેજ વાતમાં અથવા હસવાનો પ્રસંગ ન હોય તોપણ તે ઉત્પન્ન કરીને ખડખડાટ હસવું એ ઠીક નથી. ગુરુજનોની સમીપમાં વા તેઓ સાંભળે તેવી રીતે ઠીઠી હસવું એ વધારે અયોગ્ય ગણાય છે.

**અટ્ટહાસ્યથી પ્રાણ, ઇંદ્રિયો ને અંતઃકરણનું સાત્વિક બલ હણાય છે.** જ્યારે મનુષ્ય-જોરથી હસે છે ત્યારે તેનો શ્વાસ મુખદ્વારા ઊતાવળે બહાર નીકળે છે, એથી તેનું સાત્વિક બલ ઘટે છે. બહુ હસવાથી પ્રાણકલાનો નકામો વ્યય થાય છે. યોગશાસ્ત્રમાં મુખેથી શ્વાસ મૂકવો એ હાનિકર ગણ્યું છે. કસરત કરનારા પોતાનું બલ સાચવવાને જરા મુંઝવણ થાય તોપણ મુખ બંધ રાખી નાક-વડેજ શ્વાસ લેવામૂકવાની ક્રિયા કરે છે. રાત્રિએ નિદ્રામાં જેનું મુખ ફાટેલું રહેતું હોય, ને તેથી જે માણસ મુખથી શ્વાસ લેવા-મૂકવાની ક્રિયા કરતો હોય તે માણસ બહુધા શરીરે નબળો હોય છે. જેને મોઢું ફાડેલું રાખીને સૂવાની ટેવ હોય તેણે તે ત્યજવી જોઇએ. માબાપે બચ્ચાંને તેવી નઠારી ટેવ ન પડવા દેવી જોઇએ.

કોઇના તનમનની ખોડખાંપણ કે અપૂર્ણતા જોઇને હસો નહિ, પણ તેને બનતું સાહાય્ય કરો. કોઇ માણસને બહેરો, મૂંગો, આંધળો, કાણો, લૂલો-લંગડો, કપાયેલા નાકવાળો કે બુદ્ધિહીન જોઇને હસો નહિ. તેને એવી સ્થિતિ ઇશ્વરે તેના કર્માનુસાર આપી છે, એટલે જો તમે તેવી સ્થિતિવાળાને જોઇ હસો છો તો તેવડે તમે તેને તેવી સ્થિતિમાં મૂકનાર ઇશ્વરનું અપમાન કરો છો, ને તેથી તમે પાપમાં પડો છો. એ વેલા તો તમારે હસવાનું ન કરતાં પ્રભુએ તમને એવા નથી બનાવ્યા માટે તેમનો હાથ જોડી, મસ્તક નમાવી, બહુ વિનયભાવે ઉપકાર માનવો જોઇએ. કોઇનાં ફાટયાંતુટયાં વસ્ત્રો કે કોઇની ઘાસની અથવા પાંદડાંની ત્રૂટેલી ઝુંપડી જોઇને તમે તેને હસો માં, પણ પ્રભુએ તમને એવી સ્થિતિમાં નથી મૂકયા માટે તમે તેમનો આભાર માનો. જો તમે મતિહીન ને દીન સ્થિતિવાળાને જોઇ હસો છો તો તમે આડકતરી રીતે પ્રભુને હસો છો, ને તેથી

તમે પાપ બાંધો છો, માટે તેમ નજ કરો. કોઇને તમે નાગોભૂખ્યો જુઓ તો તેને ૨॥ કે ૩ વારની ચાદર ને દાળરોટલા તમારાથી બને તો આપો. બીજાં પણ અપંગ કે અન્ય રીતે દુઃખી કે અશક્ત હોય તેને પણ યથાશક્તિ સાહાય્ય કરો.

**અયોગ્ય હાસ્ય વ્યવહારમાં હાનિ કરનારું છે.** વ્યવહારમાં મોટા ગણાતા મનુષ્યની પાસે કોઇ મર્યાદા મૂકીને હસે તો તેણે તેનું અપમાન કર્યું ગણાય, ને તેમ કરનાર મૂર્ખમાં ખપે–ગામડીઓ ગણાય. છોકરું પણ અજાણ્યાની પાસે વારંવાર હસે તો તે કેળવણીવિનાનું ગણાય. જેણે જેમ વર્તવું ઘટે તેમ વર્તતાં તેણે શીખવું જોઇએ. પ્રત્યેક મનુષ્યે પોતાનું કર્તવ્ય સારી રીતે જાણવું જોઇએ. દીકરી સાસરે જાય, ને જો તેને રાંધતાં ન આવડે તો તેનાં સાસરીઆં તેની માને ઉદ્દેશીને કહે કેઃ–" રાંડે જણીને એટલે નાંખી દીધી છે." મતલબ કે તેને કાંઇ શીખવ્યું નથી. જેને પ્રસંગાનુસાર વર્તતાં આવડતું નથી તેનામાં પૂરું મનુષ્યત્વ નથી એમ જાણવું. વેપારી જો ઘરાકની સાથે ભાવ ઠરાવતાં હસે તો ઘરાકને તેની વાતમાં શક પડે, ને તેમ થતાં તે ઘરાક ચાલ્યું જાય. ધંધામાં તો ગંભીરતા જાળવવાની બહુ આવશ્યકતા છે. પ્રસંગવશાત્ તમારું મુખ જરા મલકે–સહેજ હસે, મંદ હાસ્ય થાય, તેની અડચણ નહિ. હસવું નેત્રમાં સારું છે. કદાચ સહેજ દાંત દેખાય તેટલું હસાય તોપણ ચાલે, પરંતુ ખીખીઆટા કરવા, ને તાળીઓ કૂટવી એ પ્રતિષ્ઠિતનું લક્ષણ નથી. જે એવી રીતે વર્તે છે તે હલકટ ગણાય છે, ને તેથી વ્યવહારમાં તે અન્યના વિશ્વાસપાત્ર થઇ શકતા નથી, ને આગળ વધી શકતા નથી.

**પુણ્યને વહાલું કરો.** જો તમારે સુખી થવું હોય તો તમે

પુણ્યનો સંચય કરો, પણ પુણ્યનો નાશ ન કરો. અટ્ટહાસ્યથી તમારા પુણ્યનો ક્ષય થાય છે, માટે તમે અટ્ટહાસ્ય ન કરો. જો તમને ધન વહાલું હોય તો તમે પુણ્યને તેના કરતાં પણ વધારે વહાલું કરો, કેમકે પુણ્યવિના ધનની પ્રાપ્તિ અશક્ય છે. ધનકરતાં મનુષ્ય છોકરાં-છૈયાંને, ને અન્ય નિકટનાં સગાંવહાલાંને વધારે વહાલાં ગણે છે, કારણકે પ્રસંગવશાત્ તેમને માટે તે ધનને જતું કરે છે, પરંતુ તેમના કરતાં પણ તેણે પુણ્યને વધારે વહાલું કરવું જોઇએ.

" વહાલાં વહાલાં તમે શું કરો? વહાલાં વોળાવીને વળિયાં;
વહાલાં જંગલનાં લાકડાં, જે ભેળાં બળિયાં. "

તમે જંગલમાં એકલા ચાલો છો ત્યાં તમારી કોણ રક્ષા કરે છે? રાત્રિએ ભરનિદ્રામાં તમે પથારીમાં ગમે તેમ પડ્યા હો છો ત્યાં તમારું સર્પાદિથી કોણ રક્ષણ કરે છે? તમારા સૂવાના ખાટલા વા પલંગઉપર સર્પ કેમ ચઢતો નથી? જાણો કે આ બધામાં તમારું પુણ્ય તમારી રક્ષા કરે છે. મરણપછી પણ જીવનું કલ્યાણ કરવાને પુણ્ય તેની સાથે જાય છે. સુખનાં સાધનતરીકે માનેલાં ધનાદિક તો મરણપછી અહીંજ પડયાં રહે છે, માત્ર સુખ ઉપજાવનારું પુણ્યજ જીવની સાથે આવે છે.

મરણ તો સર્વને માટે છેજ. " **मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः ॥** " (મરણ તો શરીરધારીઓનો સ્વભાવ છે, અને જીવન તેને માટે એક વિકારરૂપ છે, એમ જ્ઞાની પુરુષોએ કહ્યું છે.)

" **उद्घाटिते नवद्वारे पिंजरे विहगोऽनिलः ।
यत्तिष्ठति तदाश्चर्यं प्रयाणे विस्मयः कुतः ॥** "

પિંજરું બંધ હોય તો તેમાં પક્ષી રહે. શરીરરૂપી પિંજરાનાં તો નવ બારણાં ઊઘાડાં છે તેમાં પ્રાણરૂપી પક્ષી સ્થિત રહે છે એ આશ્ચર્ય છે. તે ઊડી જાય એમાં આશ્ચર્ય નથી, માટે જેમ બને તેમ સુખી થવાને માટે પુણ્યની વૃદ્ધિ કરો, ને પાપવડે પુણ્યનો નાશ નજ થવા દ્યો. પુણ્યરૂપી સામગ્રી આ લોક ને પરલોક બંનેમાં સુખ આપનારી છે, માટે જેને સુખની ઇચ્છા હોય તેણે તે સામગ્રી અવશ્ય સંપાદન કરવી જોઇએ. સામગ્રીવિના કોઇ કાર્ય બનતું નથી. જેમ કોઇ પૈસાદાર મનુષ્યની ઇચ્છા થાય તો તે યુરોપ, અમેરિકા કે ગમે ત્યાં જઇ શકે, ને જયાં જાય ત્યાં પોતાને માટે જોઇતી સગવડ મેળવી શકે. ધારો કે તેને લંડન જવું છે, તો ઊતારાને માટે અમુક હોટેલ-પર તાર કર્યો એટલે ખાવાપીવાની, શયનની, બેસવાઊઠવાની ને અન્ય સર્વ પ્રકારની સગવડ તેને માટે તૈયાર રહે. જો આ લોકમાં પૈસાવડે એ પ્રમાણે કાર્ય થાય તો પુણ્યરૂપી પૈસો જેની પાસે હોય તેનો સમાસ તે જયાં જાય ત્યાં કેમ ન થાય ? થાયજ, માટે મનુષ્યે અટ્ટહાસ્યવડે પુણ્યને નજ ખોવું જોઇએ.

**સ્ત્રીઓએ પુરુષોના કરતાં વધારે મર્યાદા પાળવી જોઇએ.** તેમણે પોતાના દાંતનાં પેઢાં બહાર દેખાય તેમ નજ હસવું જોઇએ. સસરા કે અન્ય મોટેરાં સાંભળે તેમ તેમણે નજ હસવું જોઇએ. કોઇ માણસને જયાંત્યાં ફરવાની ને હસવાની કુટેવ હતી તેની ચર્ચા ચાલતાં કોઇએ કહ્યું કે:–" જો મન હોય હાથ તો જઇએ વેશ્યાની સાથ." બીજો માણસ તે કહેવત સાંભળી બોલ્યો:–"તમને એ કહેવત કહેતાં ન આવડી, ખરું તો આમ કહેવું જોઇએ:–" જો મન હોય હાથ તો શીદ જઇએ વેશ્યાની સાથ ? "

**ગેરવાજબી છૂટનું માઠું પરિણામ.** જો આરંભમાં થોડી ગેરવાજબી છૂટ લઇએ તો આગળઉપર વધારે છૂટ લેવાનું મન થાય. બહિર્મુખ મન બહુ લુચ્ચું છે. તે આંગળી આપતાં પોંચો ગળી જાય એવું છે. જેમ ગંગા, બ્રહ્મપુત્રા (ટીબેટમાં સાંપુ) અને સિંધુ આદિ નદીઓનાં મૂલ ઘણાં નાનાં છે, પણ સમુદ્રપાસે પહોંચતાં તો તે નદીઓ બહુ વિશાલ થયેલી છે, તેમ એક નાનીસરખી સદોષ પ્રવૃત્તિ કરવામાં આવે તો તે ધીરે ધીરે વધતાં ભવિષ્યમાં તેનું પરિણામ બહુ નઠારું આવે છે. એક સ્ત્રી વિનાવિચારે પરપુરુષ-સાથે થોડું હસે, તો ધીરે ધીરે ભવિષ્યમાં તેનું શું પરિણામ આવે? સોરાબજીની દારૂની દુકાને કોઇ બ્રાહ્મણ બેસવા જાય તો લોકો તેને માટે કેવો વહેમ લે? ને "સોબતે અસર" હોવાથી તેનું પરિણામ કેવું અનિષ્ટ આવે? ચોરની સંગે જવાથી મનુષ્ય ચોરી કરતાં શીખે એમાં કાંઇ આશ્ચર્ય નથી. જો નિશાળે ભણવા જતો છોકરો કોઇ છોકરાની પેન્સિલ, ટાંક, કાગળ, ચોપડી કે એવી બીજી નાની વસ્તુ ચોરી લાવે તેને માબાપ અટકાવે નહિ, પણ ઊલટાં તે કામમાટે તેને સાબાશી આપે, ને તેનો વાંસો થાબડે, તો જાણો કે તે છોકરા-ની ને તેનાં માબાપની કમનસીબી બેઠી. **ઘરનાં માણસોને થોડી ગેરવાજબી છૂટ લેવા દીધી, નાનું પણ ગેરવાજબી કામ તેમને હાથે થવા દીધું, તો જાણો કે ઘરના માઠા દિવસોની શરૂઆત થઇ.** એક છોકરો બાલ્યાવસ્થામાં નાની નાની ચોરી કરતાં શીખ્યો. નિશાળે જાય ત્યાંથી લાગ પડે ત્યારે અથવા બીજા છોકરા-ની નજર ચૂકવીને તેની ભણુવાગણુવાની પેન ને પેન્સિલ આદિ નાની નાની ચીજો ચોરીને તે પોતાને ઘેર લઇ જતો. તેની વિધવા મા તે જાણતી તોપણ તેને કાંઇ કહેતી નહિ, પણ તે પોતાના પુત્રની

હોશિયારી માની મનમાં રાજી થતી, ને તેને તે કામથી ન અટકાવતાં ઊલટું ઉત્તેજન આપતી. આથી તે છોકરો મોટો થતો ગયો તેમ વધારે ને વધારે ચોરી કરતાં શીખતો ગયો. થોડુંઘણું ભણી તે નિશાળેથી ઊઠી ગયો, એટલે તેની માએ. પોતાના ઓળખીતા કોઇ વેપારીને ત્યાં તેને નોકર રખાવ્યો. તેને ચોરી કરવાની કુટેવ પડેલી, એટલે થોડા દિવસમાં લાગ મળતાં ત્યાં પણ તેણે ચોરી કરી, જેથી તે વેપારીએ તેને રજા આપી. બજારમાં તે વાત ચર્ચાઇ, તેથી બીજા કોઇ વેપારીએ તેને નોકર રાખ્યો નહિ. ધંધો ન હોવાથી તે જ્યાં-ત્યાં રખડવા લાગ્યો, ને હલકાં માણસની સોબતમાં પડ્યો, તેમજ બીજાં પણ કુલક્ષણ ધીરે ધીરે શીખ્યો. જુવાન થતાં તે ચોરની ટોળીમાં મળ્યો, ને ચોરીનો ધંધો કરવા લાગ્યો. એક વાર તેણે ને બીજા ચોરોએ મળી એક જાન લૂટી, ને તેમાં એકાદ માણસનું ખૂન કરી નાંખ્યું. તપાસ ચલાવતાં પોલીસે તે ગુન્હેગારોને પકડયા, જેમાં પેલો છોકરો પણ હતો. કોર્ટમાં તેનો કેસ ચાલતાં તે છોકરા-પર ખૂનનું તહોમત સાબિત થયું, ને તેને ફાંસીની શિક્ષા થઇ. ફાંસી-એ ચઢાવવા લઇ જતાં પહેલાં મોતની સજાવાળા અપરાધીઓને તેની કોઇ પ્રાણિપદાર્થમાં અંતિમ વાસના ન રહી જાય માટે તેને કોઇને મળવાની કે કાંઇ ખાવાની ઇચ્છા હોય તો તે વિષે પૂછવામાં આવે છે તેમ તેને પણ પૂછવામાં આવ્યું કેઃ—" તારે કાંઇ ખાવું પીવું છે? વા તારે તારાં કોઇ સગાંવહાલાંને મળવું છે?" તેના ઉત્તરમાં તે છોકરાએ કહ્યું કેઃ—"મારી માને-મારે મળવું છે." ન્યાયાધીશે તેની માને ત્યાં તેડાવી મગાવી, ને તેના છોકરાની તેને મુલાકાત કરાવી. પેલા ચોર છોકરાને તેની માને જોઇ તેના પર ઘણો ગુસ્સો આવ્યો, પણ તે દબાવી તેણે તેની માને કહ્યું કેઃ—"મા! તારી જીભ બહાર

કાઢ, મારે તે જોવી છે." તેની માએ કહ્યું:—"બાપ! જીભમાં શું જોવું છે?" છોકરે કહ્યું:—"નહિ મા! મારે તે જોવી છે. મરતી વખતે તું મારી એટલી ઇચ્છા પૂરી નહિ કરે?" એટલે તેની માએ પોતાની જીભ બહાર કાઢી. જે તે ચોર છોકરાએ તુરતજ કરડી ખાધી, ને તેનું મોઢું લોહીલોહાણ કરી મૂક્યું. પોલીસનાં માણસો જરા છેટે ઊભાં હતાં તે આ કરપીણ બનાવ જોઇ ત્યાં દોડી આવ્યાં, ને તે ચોર છોકરાને મારતા મારતા કહેવા લાગ્યા કે:—" તું કેટલો નીચ છે? મરતી વખતે પણ આવું મહાપાપ તેં કર્યું! તારી માની જીભ કરડવાનું તારે શું કારણ હતું?" તે ચોર છોકરો ગુસ્સામાં ને ગુસ્સામાં બોલ્યો:—" હું જે શૂળીએ ચઢું છું તે આ જીભડીનો પ્રતાપ છે. જો એ જીભડી જરાક વળી હોત, ને મને નાનપણમાં ચોરી કરતાં અટકાવ્યો હોત, તો મારી આ દશા ન થાત." છોકરો ઘણો ક્રૂર ને દુષ્ટ કહેવાય, પણ તેની વાત તો સાચી હતી એમ સૌ કોઇ કબુલ કરશે. આ દૃષ્ટાંતપરથી માબાપે પોતાનાં છોકરાંને ઊછેરવામાં કેવી રીતની સંભાળ રાખવી જોઇએ તેનો પણ એક પાઠ મળે છે. જે લોભલાલચને વશ થઇ છોકરાંને અવળે માર્ગે ચાલવા દે છે, અથવા અવળે માર્ગે ચાલવાનું ઉત્તેજન આપે છે તેની અંતે બુરી દશા થાય છે. સ્ત્રી જો મર્યાદા મૂકીને વર્તે તો તેના પતિને માઠું લાગે, ને તેથી વખતે ઘરમાં કલેશ થાય, તથા સાસુસસરા આદિ વડીલ જનોને પણ તેના તરફ અણગમો ઉપજે, ને શિષ્ટજનોમાં તેને માટે હલકો વિચાર ફેલાય. ઉપરાંત પાપ બંધાય તે જૂદું, માટે સ્ત્રીઓએ કદીપણ પુરુષો સાંભળે તેમ નિર્લજ્જપણે અટ્ટહાસ્ય ન કરવું, અને કોઇને દુઃખી જોઇને તો ક્યારે પણ તેમ નજ કરવું, કેમકે તેમ કરવાથી વિશેષ પાપ બંધાય છે.

પુણ્યનો મહિમા ને પાપની અધમતા. સ્ત્રીઓની પરાધીન

સ્થિતિ છે. જો પુણ્ય હોય તો પરાધીન સ્થિતિમાં પણ પ્રાણી સ્વતંત્ર-જેવી સ્થિતિ ભોગવી શકે છે. દાખલાતરીકે કોઇ ધનાઢ્યનો કે રાજાનો પાળેલો કૂતરો પોતાના પાલકની સાથે મોટરમાં બેસીને ફરી શકે છે. તેને ખવરાવવાપીવરાવવાની, નવરાવવાની ને સૂવરાવવાની સારી તજવીજ રહે છે. તેને માટે નોકર હોય છે. નોકર કે શેઠ જાતે પ્રેમથી તેના વાળ સાફ ને સરખા કરે છે. કેટલીક વાર તે પોતાના શેઠના ખોળામાં રમતો હોય છે. બીજો કૂતરો ખાવામાટે ઘેરઘેર રખડે છે, જ્યાં જાય ત્યાં હડહડ થાય છે, લાકડીઓના માર ખાય છે, ને તેમ કરતાં વખતે ક્યાંઇથી ટાઢા ટુકડા મેળવે છે. બકાલીના ઘોડાને ત્રણ ભાઠાં પડેલાં હોય છે, ને મહારાજાનો અરબ્બી ઘોડો કેટલો સુખી હોય છે? માણસોની સ્થિતિમાં પણ જમીનઆસમાનનું અંતર જોવામાં આવે છે. કોઇ દેવજેવા જણાય છે, ને કોઇ રાક્ષસજેવા જણાય છે. એક રાજા કે રાજાજેવો હોય છે, ને બીજો ભીખારી હોય છે; એક ઇચ્છા થાય ત્યાં સ્વતંત્રપણે વિચરી શકે છે, ને બીજો જેલજાત્રા કરતો હોય છે; અને એક બૃહસ્પતિજેવો બુદ્ધિમાન્ હોય છે, ને બીજો કાળા અક્ષરને કૂટી મારે તેવો હોય છે. ભિન્ન ભિન્ન પ્રકારની આ ને બીજી સ્થિતિઓમાં ઉત્કૃષ્ટ સ્થિતિઓ જીવોને તેના પુણ્યવડે ને નિકૃષ્ટ (ઊતરતી) સ્થિતિઓ તેના પાપવડે પ્રાપ્ત થાય છે એમ જાણો, ને પુણ્યનો મહિમા ને પાપની અધમતા સમજીને પુણ્યની પ્રાપ્તિ કરવામાટે ને પાપથી દૂર રહેવામાટે સર્વદા આદરપૂર્વક પ્રયત્ન-વાન્ રહો. અટ્ટહાસ્ય ઓછેવધતે અંશે પુણ્યને કાપનારું, ને પાપને આપનારું છે, માટે તે ત્યાજ્ય છે. મોક્ષેચ્છુઓને તેના પરમાર્થના અભ્યાસમાં તે વિશેષ વિઘ્નકર્તા છે, માટે તેણે તો પોતાથી અટ્ટહાસ્ય ન થઇ જાય તેની બહુ સંભાળ રાખવી જોઇએ.

અટ્ટહાસ્યવિષેનું કથન પૂરું થયું. રજોગુણજનિત મુખ્યમુખ્ય દોષો-સંબંધી કથન પણ પૂરું થયું.

## ત્રણ ગુણથી રહિત થવાની અગત્ય.

મનુષ્યે કૃતાર્થ થવાને માટે ત્રણ ગુણનું અતિક્રમણ કરવું જોઇએ, –ગુણાતીત થવું જોઇએ. અંતઃકરણ તમોગુણ, રજોગુણ ને સત્ત્વગુણ એ ત્રણ ગુણનું કાર્ય હોવાથી તે ત્રણ ગુણોની નિઃશેષ નિવૃત્તિ અંતઃકરણમાંથી થઇ શકતી નથી, પણ તેનાથી ઉપજતા હાનિકર ધર્મો શાસ્ત્રીય પ્રયત્નવડે અંતઃકરણમાંથી નિવૃત્ત કરી શકાય છે, અને એનેજ ત્રણ ગુણનું અતિક્રમણ વા ગુણાતીતપણું કહેવામાં આવે છે.

**સત્ત્વગુણનું અતિક્રમણ:**—તમોગુણજન્ય તથા રજોગુણજન્ય દોષોના ત્યાગવિષે વિસ્તારથી કહેવાયું. હવે સત્ત્વગુણજન્ય દોષોના ત્યાગવિષે સંક્ષેપમાં કહેવાય છે. જોકે જ્ઞાનનો ને સુખનો અનુભવ કરાવ-નારો સત્ત્વગુણ તમોગુણની તથા રજોગુણની અપેક્ષાએ ઘણો ચઢિયાતો છે, તથાપિ પૂર્ણ કૃતાર્થતા પ્રાપ્ત કરવાને મનુષ્યે તેનું પણ ઉલ્લંઘન કરવું જોઇએ, **શ્રીગીતાજી**માં કહ્યા પ્રમાણે મુમુક્ષુએ નિસ્ત્રૈગુણ્ય થવું જોઇએ. જેમ લોઢાની બેડી ભાર કરે છે તેમ સોનાની બેડી પણ ભાર કરે છેજ. તમોગુણ તથા રજોગુણ લોઢાની બેડીજેવા છે, ને સત્ત્વગુણ સોનાની બેડીજેવો છે. સત્ત્વગુણ અંતઃકરણમાં જ્ઞાન ને સુખ ઉપજાવ-નારો છે. સત્ત્વગુણથી ઉપજતા જ્ઞાનનું ને સુખનું એ આત્માના ધર્મો છે એવું અભિમાન કરવું એ સત્ત્વગુણજન્ય દોષ છે, અને તે ત્યાગવા-યોગ્ય છે. અનુકૂલ પરિસ્થિતિથી અંતઃકરણમાં ઉપજતાં જ્ઞાન ને સુખ એ આત્માના ધર્મ નથી, પણ સત્ત્વગુણના ધર્મ છે એમ દૃઢપણે સમજવું ને અનુભવવું એ જ્ઞાનના ને સુખના અભિમાનનો ત્યાગ કહેવાય છે. વ્યાવહારિક પદાર્થોનું વા ક્રિયાઓનું જ્ઞાન ભિન્ન ભિન્ન પુરુષોથી કે

શાસ્ત્રોથી અથવા સ્વાનુભવથી મનુષ્યે પ્રાપ્ત કર્યું હોય તેનું અભિમાન તેણે ન કરવું જોઇએ. એ બધાં જ્ઞાનો વૃત્તિજન્ય, સાતિશયદોષવાળાં, માયિક ને વિનાશી છે. વળી તે જ્ઞાનો આત્માને કાંઇ પણ વાસ્તવિક ઉપકાર કરતાં નથી, પણ જો તેનું અભિમાન કરવામાં આવે તો આત્મસ્વરૂપમાં વિરમવામાં તે ઊલટી અડચણ કરે છે, માટે મુમુક્ષુએ તેનું અભિમાન ત્યજવાયોગ્ય છે. જે મોક્ષસાધક પૂર્વે કહ્યા પ્રમાણે પ્રયત્ન કરી પ્રથમ તમોગુણના ને રજોગુણના દોષો જિતી, પછી જ્ઞાનના ને સુખના અભિમાનનો પણ ત્યાગ કરીને આત્મસ્વરૂપમાં સ્થિતિ કરે છે તે જીવન્મુક્ત થઇ જીવન્મુક્તિનો અનુભવ કરવા ભાગ્યશાળી થાય છે. તે મહાપુરુષ આવા કે આને મળતા ઉદ્દગારો કાઢવા સુભાગી થાય છેઃ—

“ अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ ”

(અદ્વૈતબોધક શાસ્ત્ર આશ્ચર્યરૂપ છે, અદ્વૈતબોધક શાસ્ત્ર આશ્ચર્યરૂપ છે; સદ્દગુરુ અદ્દભુત છે, સદ્દગુરુ અદ્દભુત છે; અદ્વૈતજ્ઞાન આશ્ચર્યરૂપ છે, અદ્વૈતજ્ઞાન આશ્ચર્યરૂપ છે; અને બ્રહ્માનંદ આશ્ચર્યરૂપ છે, બ્રહ્માનંદ આશ્ચર્યરૂપ છે.)

“ અબ હમ અમર ભયે ન મરેંગે.”

“ અબ હમ પાઇબો, પાઇબો બ્રહ્મજ્ઞાન;
સહજસમાધિ સુખમેં રહીઓ, કોટિ કલ્પ વિશ્રામ. ૧
ગુરુ કૃપાલ કૃપા જબ કીન્હી, હરદે કમલ બિગાસા;
ભાગા ભરમ દશો દિશ સૂઝા, પરમજ્યોતિ પ્રગાસા.” ૨

“ બહુરી હમ કાહેકું આવહીંગે, બીછડે પંચ તત્ત્વકી રચના,
તબ હમ રામહી પાવહીંગે.

પૃથ્વીકા ગુન પાની સોખા, પાની તેજ મીલાવહીંગે;
તેજ પવન મિલી પવન શબ્દ મીલી, સહજસમાધિ લગાવહીંગે;
બહુરી હમ કાહેકું આવહીંગે."

સર્વાત્મભાવને પામેલા મહાપુરુષો નીચે પ્રમાણે સ્વાનુભવરૂપ સામગાન કરતા છતા મુમુક્ષુને ઉપદેશ કરવામાટે પૃથિવીપર વિહાર કરે છેઃ—

"अहमन्नमहमन्नमहमन्नम् ।
अहमन्नादोऽहमन्नादोऽहमन्नादः ॥

(હું ભોગ્ય છું, હું ભોગ્ય છું, હું ભોગ્ય છું. હું ભોક્તા છું, હું ભોક્તા છું, હું ભોક્તા છું.)

એ પ્રમાણે ભોક્તાનો ને ભોગ્યનો વાસ્તવિક અભેદ ભગવતી શ્રુતિએ સ્પષ્ટપણે દર્શાવ્યો છે. અભેદનો–અદ્વૈતનો–દૃઢ અનુભવ થયા વિના કોઇ પણ મનુષ્ય પરમ નિર્ભય ને પરમ સુખી થઇ શકતો નથી, માટે તેવો અનુભવ પ્રાપ્ત કરવા સચ્છાસ્ત્રના ને સદ્દગુરુના ઉપદેશપ્રમાણે પ્રયત્નશીલ રહી પોતાના ઉત્તમ મનુષ્યજન્મને સફલ કરવો એ પ્રત્યેક વિચારવંત મનુષ્યનું કર્તવ્ય છે.

ત્રણ ગુણના અતિક્રમણનો વિષય આજે પૂરો થાય છે. કૃતાર્થતાની કોટિપર ચઢવાને ઇચ્છતા સર્વે મનુષ્યો કહેલી રીતે પ્રયત્ન કરી શ્રીમહેશ્વરની કૃપાથી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના અનુભવવડે ત્રણ પ્રકારના દુઃખની અત્યંતનિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ મોક્ષને પ્રાપ્ત કરો એમ ઇચ્છી ચિત્તવૃત્તિ ને વાણી વિરામ પામે છે. હરિઃ ૐ

સમાપ્ત

ॐ

## પરિશિષ્ટ પહેલું.

# શ્રીશ્રૌતસ્માર્તધર્મપ્રતિષ્ઠાપક વિદ્વત્પરિષદ્‌નાં ષાણ્માસિક મહોત્સવનિમિત્તનાં સાપ્તાહિક સંમેલનો.

સ્થલઃ—મુંબઇ, કાંદાવાડી, કહાનબાઇની વાડી.

મિતિઃ—સં૦ ૧૯૮૧ ના ચૈત્રવદિ ૫ રાત્રિના ૭।। પછી.

પ્રમુખઃ-પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા.

વ્યાખ્યાનનો વિષયઃ—**બ્રહ્મકર્મ**

[ આ પરિષદ્‌નાં સાપ્તાહિક સંમેલનો ચૈત્રવદિ ૨ તા. ૧૧-૪-૨૫ શનિવારથી ચાલુ છે. આજે પ્રમુખસ્થાને **પૂજ્યપાદ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રીનથુરામશર્મા**ની યોજના કરવામાં આવી હતી, અને તેઓશ્રીને માટે વ્યાખ્યાનનો વિષય "**બ્રહ્મકર્મ**" રાખવામાં આવ્યો હતો. કાંદીવલીથી તેઓશ્રી મોટરમાં પધારતાં સર્વે સભાજનોએ ઊભા થઇ તેઓશ્રીને વંદનપૂર્વક માન આપ્યું, અને સનાતનધર્મનો જયઘોષ કર્યો. તેઓશ્રી પ્રમુખસ્થાને બિરાજ્યા બાદ કેટલાક ભક્તજનોએ તેઓશ્રીને પુષ્પના હાર પહેરાવ્યા, અને સભાનું કામ શરુ થયું. પંડિત શ્રીરમાપતિમિશ્ર, પંડિત શ્રીરમાનાથમિશ્ર, પંડિત શ્રીબબુનંદન ઝા, પંડિત શ્રીગૌડગોપાલશર્મા, શાસ્ત્રી જીવરામભાઇ તથા વિદ્વત્પરિષદ્‌ના મંત્રીઓ વગેરે વિદ્વન્મહાશયો હાજર હતા. સભાસ્થાન શ્રોતાઓથી ભરાઇ ગયું

હતું. શ્રોતાઓની સંખ્યા આશરે ૩૦૦ હશે. સ્ત્રીમંડળમાટેની બેઠકમાં વનિતાવિશ્રામવાળાં બ્હેનો અને શ્રીમતી લક્ષ્મીબાઇ કરમશી દામજી આદિ બહેનો પણ હાજર હતાં.]

આરંભમાં મંત્રી શ્રીયુત મોહનલાલ હરિશંકર દવેએ સભાજનોને મહાત્માશ્રીનું ઓળખાણ કરાવતાં જણાવ્યું કેઃ—

કાઠિયાવાડમાંના **બીલખાના આનંદાશ્રમવાસી** પૂજ્યપાદ મહાત્મા **શ્રીનથુરામશર્મા** વિદ્વત્પરિષદ્‌ના આમંત્રણને માન આપી અત્રે પધારેલા છે, અને સભાનું પ્રમુખસ્થાન સ્વીકારવા કૃપા કરી છે. તેઓશ્રીએ કાઠિયાવાડ તથા ગુજરાતમાં સંધ્યાવંદનાદિ નિત્યકર્મનો પ્રચાર કરાવી સનાતનધર્મની ઘણી સારી સેવા કરી છે. વળી સિંધમાં પધારીને પણ તેઓશ્રીએ સનાતનધર્મની લોકોમાં જાગૃતિ કરાવી છે. પોતે યોગી તથા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ છે. કાઠિયાવાડ, ગુજરાત, કચ્છ ને સિંધમાં તથા અત્રે મુંબઇમાં પણ તેઓશ્રીના શિષ્યો ઘણા છે, ને તેઓમાંના કેટલાક આ સભામાં હાજર છે. પોતે **ભીમડીથી** ૪૨ માઇલની મુસાફરી કરીને કાંદીવલી આવેલા હોવાથી થાકેલા છતાં પરિષદ્‌ના આમંત્રણને માન આપી તેઓશ્રીએ કાંદીવલીથી અહીં પધારવા શ્રમ લઇ આપણને આભારી બનાવ્યા છે.

[બાદ પંડિત **શ્રીરમાનાથમિશ્રજીએ** "**શ્રાદ્ધકર્મ**"વિષે શ્રીવેદાદિના પ્રમાણપૂર્વક વ્યાખ્યાન આપ્યું હતું.

તે પછી પૂ૦ મહાત્માશ્રીએ મંગલાચરણપૂર્વક પોતાનું "**બ્રહ્મ-કર્મ**"વિષેનું વ્યાખ્યાન શરુ કર્યું હતું.]

વિદ્વન્મહાશયો! ને સજ્જનો!

આજનો વિષય બ્રહ્મકર્મનો છે. બ્રહ્મ એટલે પરમાત્મા—એકરસ, વ્યાપક, સદ્રૂપ, જ્ઞાનરૂપ ને આનંદરૂપ અદ્વિતીય વસ્તુ. તેની પ્રાપ્તિ-

માટેનાં કર્મ એવો એક અર્થ એ શબ્દનો થઇ શકે. બ્રહ્મની એટલે પરમાત્માની પ્રાપ્તિના ઉપાયો વેદમાં દર્શાવેલા હોવાથી–વેદવડે પરમાત્માની પ્રાપ્તિ થતી હોવાથી–બ્રહ્મશબ્દનો બીજો અર્થ વેદ પણ થાય છે, અને એ રીતે અર્થ કરીએ તો બ્રહ્મકર્મ એટલે વેદમાં દર્શાવેલાં કર્મ એવો તેનો અર્થ કરી શકાય. આ બંને અર્થનો આ સ્થલે ઉપયોગ નથી. અહીં તો બ્રહ્મ એટલે બ્રાહ્મણજાતિ, તેનાં કર્મ એટલે કર્તવ્ય, એવો તેનો પ્રચલિત અર્થ કરીને **બ્રાહ્મણોનાં કર્તવ્યને** લગતો વિષય આજે ચર્ચવાનો છે.

**બ્રાહ્મણનાં ગીતાજીમાં કહેલાં સ્વાભાવિક કર્મો:—**

**“ शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजं ॥ ”**

આ શ્લોકમાં **શ્રીભગવાને** બ્રાહ્મણનાં સત્ત્વગુણજન્ય સ્વભાવથી ઉપજતાં કર્મો દર્શાવ્યાં છે. બ્રાહ્મણમાં પ્રધાનપણે સત્ત્વગુણ વર્તે તોજ તેમાં શમદમાદિ શુભકર્મોની ઉત્પત્તિ થાય છે.

**બ્રાહ્મણશબ્દનો અર્થ:**—બ્રાહ્મણશબ્દનો મુખ્ય અર્થ **ब्रह्म जानाति स ब्राह्मणः**–જે બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ. બધાને બ્રહ્મનું જ્ઞાન સુલભ ન હોય એટલે બ્રહ્મને જણાવનાર વેદ જે ગાૈણરીતે બ્રહ્મ કહેવાય છે, તેનું એટલે વેદનું જ્ઞાન જેને છે તે પણ બ્રાહ્મણ. એ અર્થમાં ચાર વેદ જાણનાર, ત્રણ વેદ જાણનાર, બે વેદ જાણનાર કે એક વેદ જાણનાર તે બ્રાહ્મણ. બુદ્ધયાદિની અશક્તિ આદિને લઇને આખો વેદ ન જાણતાં જે પોતાના વેદનો એક ભાગ જાણે તે પણ બ્રાહ્મણ કહેવાય. એ ન્યાયે પુરુષસૂક્ત ને રુદ્રસૂક્તાદિ વેદભાગ જાણનાર પણ બ્રાહ્મણ કહેવાય. એટલું પણ ન જાણી શકે ને વેદમાં મુખ્ય જે

ગાયત્રીમંત્ર છે તે અર્થસહિત જાણે ને તેનો જપ કરે તે પણ બ્રાહ્મણ કહી શકાય.

**વર્તમાનમાં બ્રાહ્મણોની દુર્દશા**:—વાસ્તવિકરીતે તો બ્રાહ્મણે વેદનું જ્ઞાન શુદ્ધ ઉચ્ચાર, અર્થ ને તાત્પર્યપૂર્વક મેળવવું જોઇએ, પણ શોકની વાર્તા છે કે અત્યારે બ્રાહ્મણનો ઘણો ભાગ–વિશેષે ગામડાના બ્રાહ્મણોનો મોટો ભાગ–વેદનું કે વેદના એક ભાગનું પણ જ્ઞાન મેળવતો નથી. અરે! ઘણાને ગાયત્રી પણ આવડતી નથી, અને આવું અશુદ્ધ બોલનારા બ્રાહ્મણ પણ પડ્યા છે કે "અમને શકલે ગાવંત્રી શીખવી'તી પણ ભૂલી ગ્યા!" શુકલને શકલ કહે, ને ગાયત્રીને ગાવંત્રી કહે આ બ્રાહ્મણની કેવી સ્થિતિ! બ્રાહ્મણોએ પ્રયત્ન કરીને પોતાની આવી દુર્દશા દૂર કરવી જોઇએ. હવે બ્રાહ્મણનાં સત્ત્વગુણથી ઉપજતાં જે શમદમાદિ કર્મો છે તે વિષે કહીએ:—

**શમ** એટલે અંતઃકરણનો નિગ્રહ–અંતઃકરણની શાંતિ–મન જે વિષયોમાં ચારે તરફ દોડ્યા કરે છે તેની દોડનો અભાવ–તેની ધ્યેયમાં એકાગ્રતા. આ અંતઃકરણના નિગ્રહઉપરજ મનુષ્યની ઉન્નતિનો આધાર છે.

**"मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः।**
**बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥"**

(મનજ માણસના બંધનું અને મોક્ષનું કારણ છે. વિષયમાં આસક્ત થયેલું મન બંધને માટે થાય છે, ને વિષયરહિત થયેલું મન મનુષ્યના મોક્ષને માટે થાય છે.)

બંધ એટલે સંસારની પ્રાપ્તિ–જન્મમરણરૂપ બંધ, અને મોક્ષ એટલે તે જન્મમરણરૂપ બંધની નિવૃત્તિ. બ્રાહ્મણનો જન્મ તો

મુખ્યત્વે આ મોક્ષમાટેજ છે. જે પુરુષ શમવાળો હોય તેજ પોતાનો વ્યવહાર સારો સાધી શકે, ને પરમાર્થમાં તો શમની બહુ આવશ્યકતા છે. દાખલાતરીકે દુકાને મેળ મેળવવાનું કામ હોય, ને વેપારી સીનેમા કે નાટક જોવાના કે બીજા પ્રયોજનવિનાના વિચાર કર્યા કરે, વા સીનેમા કે નાટક જોવા જાય તો તેની દુકાન કેમ ચાલે? અથવા નોકર નોકરીને લગતું કામ મૂકીને બીજા વિચારો કર્યા કરે, વા ફરવા જાય તો તેનાથી નોકરી શી રીતે થાય?

સર્વ મનુષ્યોને પોતપોતાનો વ્યવહારપરમાર્થ સુધારવાને શમની જરૂર છે ત્યારે બ્રાહ્મણ કે જેણે પોતાનું જીવન પરમાર્થમય કરવું જોઇએ તેને તેની વિશેષ જરૂર હોય તેમાં કહેવુંજ શું?

આ શમ અભ્યાસવડે પ્રાપ્ત કરી શકાય છે. અંતઃકરણનો નિગ્રહ ક્રમે ક્રમે થઇ શકે છે. ઉતાવળે થઇ શકતો નથી, એટલામાટેજ શ્રીગીતાજીમાં **शनैः शनैरुपरमेत्**–ધીમે ધીમે ઉપરામ પામવું–એમ કહ્યું છે.

**દમઃ**—બ્રાહ્મણનું બીજું કર્મ દમ એટલે ઇંદ્રિયોનો નિગ્રહ છે. પ્રત્યેક મનુષ્યે પોતાની ઇંદ્રિયો વશ રાખવી જોઇએ ત્યારે બ્રાહ્મણે તે વિશેષ વશ રાખવીજ જોઇએ એ કહેવાનું રહેતું નથી. જેની ઇંદ્રિયો વશ ન હોય તે માણસ પોતાના કુટુંબમાં પણ ન પોષાય.

"વશ ઇંદ્રિયો જો નહિ, દુઃખનો તે કહેવાય;
વશ હોય તો સુખનો, ફાવે ત્યાં પછી જાય."

જેને બે સ્ત્રીઓ હોય તે મનુષ્ય પણ જ્યારે દુઃખી હોય છે ત્યારે જીવરૂપ એક પુરુષ કે જેને દશ ઇંદ્રિયોરૂપી દશ સ્ત્રીઓ વળગી છે તે કેમ દુઃખી ન હોય? એક કવિએ કહ્યું છે કેઃ—

"બહુ બણુજ બહુ બેટિયાં, દો નારી ભરતાર;
તાકું કહા મારનાં? માર દિયા કરતાર."

પરસ્પર અણબનાવવાળી બે સ્ત્રીઓનો પતિ જેમ મુઓ પડ્યો છે તેમ જેને પોતપોતાના વિષયોભણી ખેંચતી ને પરસ્પર દ્વેષ કરતી ઇંદ્રિયો વશ નથી તેવો જીવાત્મા પણ મુઓ પડ્યો છે. જીવાત્માને એક ઇંદ્રિય જોવાને ખેંચે છે, બીજી ઇંદ્રિય ગાયન સાંભળવા લલચાવે છે, અને ત્રીજી ઇંદ્રિય સારા સારા સ્વાદ લેવાને તાણે છે. આમ દશ ઇંદ્રિયોની તાણાતાણ થઇ રહી છે તેમાં જીવાત્માને સુખ ક્યાંથી હોય? માટે મનુષ્યે પોતાની ઇંદ્રિયોને વશ રાખતાં શીખવું જોઇએ. જેને ઇંદ્રિયો વશ નથી તે જ્ઞાનપ્રાપ્તિ કેમ કરી શકે? આ સંબંધે એક પખાલીનું ઉદાહરણ છે. કોઇ પખાલી નદીઉપર પાણી ભરવા ગયો હતો. આગલી રાત્રિએ તેની પખાલ ઉંદરોએ કાતરી નાંખીને તેને દશ કાણાં કરી નાંખ્યાં હતાં, પણ પખાલીને તેનો કાંઇ ખ્યાલ નહિ. તે તો ડોલવડે પખાલમાં ઉપરથી પાણી રેડવા મંડયો. ઘણું પાણી રેડયું, પણ પખાલ તો ભરાયજ નહિ, એટલે પખાલીએ મુંઝાઇને ત્યાં થઇને એક પ્રવાસી જતો હતો તેને પૂછયું કે:-"ભાઇ! આ પખાલ ભરાતી કેમ નથી?" પ્રવાસીએ કહ્યું:-"અરે! તું નીચે તો જો. આ દશ કાણેથી પાણી ચાલ્યું જાય છે તો તારી પખાલ શી રીતે ભરાય? જા, પખાલ સંધાવીને કાણાં બંધ કરાવ, એટલે પાણી ભરાશે." આમ જેની ઇંદ્રિયો છૂટી છે તે ધર્મરૂપી જલ પોતાના મનમાં શી રીતે ભરી શકવાનો હતો? **બહારના શત્રુને જિતવામાં મોટાઇ નથી, પણ ઇંદ્રિયોરૂપી અંદરના શત્રુઓને જિતવામાંજ ખરી મોટાઇ છે.** જે અંદરના શત્રુઓને જિતે છે તેને બહારના શત્રુઓ એની મેળે વશ થઇ જાય છે, માટે વ્યવહારમાં સુખી થવાને

અને પરમાર્થની પ્રાપ્તિ કરવાને મનુષ્યે ઇંદ્રિયનિગ્રહરૂપ દમને પ્રાપ્ત કરવો જોઇએ. બ્રાહ્મણનું તો આ ખાસ કરીને કર્તવ્ય છે.

**તપઃ**–ધર્મસાધનાર્થે કરવામાં આવતી જે જે ક્રિયાઓથી અંતઃકરણ તપે, ને તેથી તેની અશુદ્ધિ દૂર થાય, તે તે ક્રિયાઓ તપ કહેવાય છે. ધાતુને તપાવવાથી જેમ તેનો કાટ દૂર થાય છે તેમ તપવડે અંતઃકરણનો કાટ–મેલ–દૂર થાય છે. શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને નિયમમાં લાવવામાટે તપ એ આવશ્યક કર્મ છે.

**તપ અનેક પ્રકારનાં છેઃ**–કૃચ્છ્રચાંદ્રાયણાદિક વ્રત કરવાં, એકાદશી તથા શિવરાત્રિ આદિના ઉપવાસ કરવા, વા એકભુક્ત કરવું, પ્રભુકીર્તનમાટે કે જપાદિકમાટે જાગરણ કરવાં, એ તપ છે. આસનપ્રાણાયામાદિકનો અભ્યાસ કરવો એ પણ તપ છે. એ બધાં તપમાં "**मनसश्चेंद्रियाणां च ह्येकाग्र्यं परमं तपः**" (**અંતઃકરણ અને ઇંદ્રિયોની પરમાત્મામાં એકાગ્રતા કરવી એ પરમ તપ છે.**) આ તપ સિદ્ધ કરવામાટે બીજાં બહારનાં તપ છે. જો આ ચિત્તની અને ઇંદ્રિયોની એકાગ્રતારૂપ તપ ન સધાય તો બીજાં તપથી કાંઇ વિશેષ ફલ નથી. શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણના દુષ્ટ વેગોને રોકીને કોઇ પણ પ્રાણીને દુઃખ ન થાય એમ વર્તવું એ પણ તપ છે, ને તે બહુ આવશ્યક છે.

**બ્રાહ્મણનું એ તપરૂપ કર્તવ્ય ને તેનું માહાત્મ્યઃ**—

**"अष्टादशपुराणेषु व्यासस्य वचनं द्वयम् ।**
**परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥"**

(અઢાર પુરાણોમાં શ્રીવ્યાસજીનાં બે વચન મુખ્ય છે, તે એ કે કોઇનું પણ ભલું કરવું એ પુણ્ય પ્રાપ્ત કરવામાટે છે, ને અન્યને દુઃખ દેવું તે પાપને માટે છે.)

બ્રાહ્મણે પરોપકારવડે પુણ્ય સંપાદન કર્યાજ કરવું જોઇએ. તેણે મન, વાણી ને શરીરથી અન્યને પીડા કરવારૂપ પાપથી સદા દૂરજ રહેવું જોઇએ. પરોપકાર યથાશક્તિ કરવો, પણ પરપીડનરૂપ પાપ તો બ્રાહ્મણે નજ કરવું જોઇએ. પોતાનાં શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણ પરપીડનરૂપ પાપભણી વેગ કરતાં હોય તો તેને તેમ કરતાં અટકાવવારૂપ તપ બ્રાહ્મણે કરવુંજ જોઇએ. બ્રાહ્મણને માટે તપ એ સારામાં સારી ક્રિયા છે. જે તપસ્વી બ્રાહ્મણ છે તે પોતાના આત્માની ઉન્નતિ સાધે છે એટલુંજ નહિ પણ લોકમાં પણ તે પૂજાય છે. પૂર્વે બહુ સમર્થ તપસ્વી બ્રાહ્મણો હતા કે જેમનાં ચરણોમાં રાજાઓના મુકુટ ઘસાતા, ને તેમની આજ્ઞાની રાજાઓ રાહ જોતા. તપ એ બ્રાહ્મણનું ધન છે. તપોધન એ બ્રાહ્મણને બોલાવવામાટે ઉત્તમ પ્રકારનું સંબોધન છે. બ્રાહ્મણની એક જ્ઞાતિનું નામ તપોધન પડયું છે તે પણ તપના કારણથી પડયું હોય એમ અનુમાન થઇ શકે છે, જોકે હાલમાં તો એ સ્થિતિ કેવલ બદલાઇ ગઇ છે.

**તપનું ફલ:**–તપસ્વી બ્રાહ્મણને પોતાની આજીવિકાની ચિંતા રહેતી નથી. પ્રભુની દયાથી તેને આજીવિકામાટે જોઇએ તે કરતાં ઘણું મળી રહે છે. તપસ્વી બ્રાહ્મણ પોતાનો પરલોક સુધારી શકે છે, અને તપસ્વી બ્રાહ્મણ મોક્ષ પણ પ્રાપ્ત કરી શકે છે. બ્રહ્મા પ્રાદુર્ભાવ પામ્યા પછી સૃષ્ટિ રચના કરવાનું કામ કેવી રીતે કરવું તે વિષે તે મુંઝાવા લાગ્યા એટલે પરમાત્મામાં મન લગાડીને બેસી ગયા. કેટલેક સમયે પરમાત્માએ આકાશવાણીદ્વારા જણાવ્યું કે સ્પર્શાક્ષરના ૧૬ મા ને ૨૧ મા અક્ષરનું એટલે તપનું આચરણ કરો. બ્રહ્માએ તે પ્રમાણે તપ કર્યું અને તે દ્વારા પ્રાપ્ત થયેલા સામર્થ્યથી તેમણે સૃષ્ટિરચનાનું કામ સુલભતાથી કર્યું.

**તપ એ સાધુપુરુષનું ભૂષણ છે:**–પરમાત્મપ્રાપ્તિમાટે જેણે સંસારનો ત્યાગ સ્વીકાર્યો હોય તેનામાં વૈરાગ્ય ને તપ અવશ્ય હોવાં જોઇએ. જેનામાં વૈરાગ્ય ન હોય તે ઇંદ્રિયો તથા અંતઃકરણને વશ રાખવારૂપ તપ નજ કરી શકે. વૈરાગ્યહીન ત્યાગીની કેવી સ્થિતિ થાય છે તે જુઓ:—

"અંગ આળસ ને તપસી થયો, ઘર તજીને વનમાં ગયો;
કામબાણ ન શકયો જાળવી, રડવડતી એક રાખી નવી;
કૂતરાં ભસાવે ને હીંડે છકયો, કહે અખો હગ્યોય નહિ ને ઘર ન રહ્યો."

**શૌચ** એટલે પવિત્રતા. તે બ્રાહ્મણમાં સ્વાભાવિક હોવીજ જોઇએ. શૌચ બે પ્રકારનાં છે. બાહ્યશૌચ ને આંતરશૌચ.

**બાહ્યશૌચ:**—મૃત્તિકા તથા જલાદિવડે શરીરાદિની સ્વચ્છતા રાખવી તે બાહ્યશૌચ. બ્રાહ્મણ તેના તેજસ્વી મુખ, પવિત્ર શરીર ને પવિત્ર વસ્ત્રથી વર્તાઇ રહેવો જોઇએ. તેનું ઘર સ્વચ્છ હોવું જોઇએ, ને તેમાંની વસ્તુઓ પણ બહુ સ્વચ્છ ને વ્યવસ્થિતરીતે રાખેલી હોવી જોઇએ. બ્રાહ્મણનું ઘર ભલે નાનું હોય, પણ તેમાં પેસતાં મન બહુ પ્રસન્ન થાય એવું તે સ્વચ્છ હોવું જોઇએ. જો બ્રાહ્મણનું ઘર ગંદું હોય, તેના ફળિયામાં કે ઘરની આસપાસ છોકરાંએ મલમૂત્ર કર્યાં હોય, ને તેથી ત્યાં માખીઓ બણબણતી હોય, ઘરમાં જ્યાં ત્યાં મેલાં લૂગડાં આડાંઅવળાં પડ્યાં હોય, અથવા ઠેમે આવે તેમ વસ્તુઓ પડી હોય, છોકરાં પણ ગંદાં હોય, ને ગમે તેમ વર્તતાં હોય, તો પછી બ્રાહ્મણના ને મેલા મેમણના ઘરમાં શો તફાવત ગણાય? બ્રાહ્મણનાં વસ્ત્ર મલિન કે ફાટેલાં નજ હોવાં જોઇએ. નિત્ય નવાં વસ્ત્ર પહેરવાં એમ કહેવાની મતલબ નથી. વસ્ત્ર ભલે જૂનાં કે સાધારણ હોય,

પણ તે મલિન કે ફાટેલાં ન રાખવાં તે તો તેના પોતાના હાથમાં છે. જો વસ્ત્ર મલિન કે ફાટેલાં હોય તો તેમાં તેનું આળસજ કારણરૂપ છે. એ આળસ બ્રાહ્મણમાં નજ઼ે ઘટે. "**आचारहीनं न पुनंति वेदाः**" (આચારહીનને વેદો પાવન કરી શકતા નથી.) આચાર તો પ્રથમ ધર્મ છે, ને તે બ્રાહ્મણે તો આગ્રહપૂર્વક પાળવો જોઇએજ.

**આંતરશૌચ:**—મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષા એ ચાર ભાવનાઓવડે અંતઃકરણને પવિત્ર રાખવું તે આંતરશૌચ. સુખી પ્રાણીમાં **મૈત્રીની** ભાવના કરવી, એટલે જેમ પોતાના મિત્રને સુખી જોઇને મનુષ્ય પ્રસન્ન થાય છે તેમ તેણે પોતાની સમાન સ્થિતિના ને ચઢીઆતી સ્થિતિના સુખી મનુષ્યોને જોઈ તેમાં મૈત્રીની ભાવના કરી સંતોષનો અનુભવ કરવો જોઇએ. કોઈનું સુખ જોઇને મનમાં બળતું ન જોઇએ. દુઃખી મનુષ્યો કે અન્ય દુઃખી પ્રાણીઓને જોઇ મનુષ્યે કરુણાની ભાવના ઉપજાવવી જોઇએ, અને તેમનું દુઃખ નિવૃત્ત કરવાને યથાશક્તિ સાહાય્ય પણ કરવું જોઇએ. કોઇને દુઃખી જોઇને "ઠીક થયું. એજ લાગનો હતો." એવી દુર્ભાવના તેણે નજ ઉપજવા દેવી જોઇએ. પુણ્યશાલી મનુષ્યોને જોઇને અથવા તેમના લોકોમાં ગવાતા યશને સાંભળીને મનમાં હર્ષની ભાવના કરવી જોઇએ. "એમનાં પૂર્વનાં પુણ્ય છે તેથી તેમની આવી શુભ પ્રવૃત્તિ છે. ભલે પ્રભુકૃપાથી તેમ હો, ને તેઓ વધારે ને વધારે પુણ્ય કરો." એવી શુભભાવના—**મુદિતા**—પ્રસન્નતા—સાધકે ઉપજાવવી જોઇએ. અસૂયા ને મત્સર—અદેખાઇ—નજ ઉપજવા દેવાં જોઇએ. અસૂયા કે મત્સરવડે પોતાને કાંઇ મળી જતું નથી, પણ ઊલટું પોતાનું અંતઃકરણ ક્લેશયુક્ત ને મલિન થાય છે. પાપી કે મૂર્ખ માણસો પાપનાં કે ભૂલભરેલાં કામ કરતાં હોય તેની **ઉપેક્ષા** કરવી જોઇએ. તેમના દોષો જોઇને તેમની નિંદા નજ કરવી જોઇએ.

નિંદા કરવાથી તેઓ કાંઇ સુધરતા નથી, પણ ઊલટા આપણી સામા થાય છે. સમજુએ પરનિંદા કરીને શત્રુઓ વધારવા ન જોઇએ. બધા સજ્જનો ન હોય. અયોગ્ય મનુષ્યો ન હોય તો સંસાર ચાલે કેમ ? પ્રકૃતિ જીવના ભોગ ને મોક્ષ બંને માટે પ્રવર્તે છે. કેટલાક જીવો પ્રધાનપણે ભોગભણી પ્રવૃત્તિવાળા હોય છે. ભોગ પણ સંસારપ્રવાહનું કારણ છે. વળી જીવો પોતપોતાના સંસ્કારોને અધીન થઇને વર્તે છે જેથી **ભૂલ કરનારાઓ કૃપાને પાત્ર છે, ક્રોધને પાત્ર નથી.** ગળીના કુંડમાં પથ્થર નાંખીને આપણે આપણાં કપડાં ખરાબ ન કરવાં. જેવી જેની બુદ્ધિ તે પ્રમાણે તે વર્તે. નવું લાવે ક્યાંથી? માટે જેમ રસ્તામાંના કાંકરા, કાંટા કે મલિન પદાર્થોની આપણે ઉપેક્ષા કરીએ છીએ-તેના તરફ લક્ષ આપતા નથી-તેમ માણસની ભૂલભરેલી પ્રવૃત્તિની પણ સમજુએ ઉપેક્ષા કરવી જોઇએ. જેને અંતઃકરણની શુદ્ધિ કરવી હોય તેણે આ ચાર ભાવનાઓનો અભ્યાસ આદરપૂર્વક કરવો જોઈએ, અને બ્રાહ્મણનું તો તે આવશ્યક કર્તવ્ય છે.

**ક્ષમાઃ**—ક્ષમા એટલે ક્ષાંતિ પણ બ્રાહ્મણમાં સ્વાભાવિક હોવી જોઇએ. પોતે શક્તિમાન્ છતાં પોતાને દુઃખ આપનારપ્રતિ નિષ્ક્રોધ રહીને તેને તેના અપરાધની કાંઈ પણ શિક્ષા પોતે ન કરવી, વા બીજા-પાસે ન કરાવવી તે ક્ષમા. આવી ક્ષમા પરાક્રમી જ્ઞાની પુરુષનું ભૂષણ છે. "**क्षमा वीरस्य भूषणम्**" ( ક્ષમા વીરપુરુષનું ભૂષણ છે. ) જે ક્ષમાવાળો છે તે સર્વદા સુરક્ષિત છે.

**" क्षमा खड्गं करे यस्य दुर्जनः किं करिष्यति ।**
**अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥ "**

( ક્ષમારૂપી તરવાર જેના હાથમાં છે તેને દુર્જન શું કરી શકે એમ છે ? ઘાસરહિત પ્રદેશમાં પડેલો અગ્નિ એની મેળે ઓલાઇ જાય છે તેમ ક્ષમા કરવાથી દુર્જન પોતાની મેળે શાંત થઇ જાય છે. )

જેને પોતાના તપનું રક્ષણ કરવું છે, પોતાની શાંતિનો ભંગ થવા દેવો નથી તેણે તો અવશ્ય ક્ષમા રાખવી જોઇએ.

" ખુંદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાય;
વેણકવેણ તો સંત ખમે, જેમ સાયરાં નીર સમાય."

" દુષ્ટ બચન શરતેં બુરે, ભલે શત્રુકે બાન;
શ્રીધર જો નર સહત હૈ, તાસમ સાધુ ન આન."

( મનુષ્યાદિ અનેક પ્રકારના અપકાર કરે છે તોપણ પૃથ્વી તે સહન કરે છે, અને વૃક્ષોને કુહાડા આદિવડે કાપવામાં આવે છે તો-પણ વૃક્ષો તે સહન કરે છે, વળી વૃષ્ટિનાં તથા અનેક નદનદીઓનાં જલ સાગરમાં સહજ સમાઇ જાય છે, તેમ સંતપુરુષો વેણકવેણને સહન કરે છે, અર્થાત્ પોતાના સાગરજેવા પેટમાં ( અંતઃકરણમાં ) શમાવી દે છે.

( દુષ્ટ વચન એટલે કઠોર વચન બાણથી પણ ભુંડાં છે. તેના કરતાં શત્રુનાં બાણ સારાં ગણાય છે. બાણનો કે તરવાર આદિનો ઘા સમયે રૂઝાઇ જાય છે, પણ " કુવાક્યનો કાપ કદી ન રૂઝે." શ્રીધર કહે છે કે આવાં કુવાક્ય-કુવચન-જે પુરુષ સહન કરે છે તેના જેવો બીજો સાધુ નથી. )

બ્રાહ્મણોએ આવી ક્ષમા અવશ્ય રાખવી જોઇએ. તેમણે બહુ સહનશીલ રહેવું જોઇએ. તેમણે તો નીચેના શ્લોકમાં કહ્યા પ્રમાણે વર્તવું જોઇએ:

"क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टं कुशलं वदेत्।
अतिवादांस्तितिक्षेत नाभमन्येत कंचन ॥"

(ક્રોધ કરનારપ્રતિ સામો ક્રોધ ન કરવો. તિરસ્કાર કરનારને કુશલ વચન કહેવું. નિંદાને સહન કરવી. કોઇનું પણ અપમાન ન કરવું.)

બ્રહ્મને જાણવામાટે-બ્રહ્મવેત્તા થવામાટે-બ્રાહ્મણનો જન્મ છે. બ્રહ્મવેત્તા પુરુષો પરમશાંત હોય છે. કોઇ માણસે એક સંતને કહ્યું કે:-"મહારાજ! અમુક માણસો આપની બહુ નિંદા કરે છે." તે સંતપુરુષે તેના પ્રત્યુત્તરમાં તેને કહ્યું કે:—

"आत्मानं यदि निंदन्ति स्वात्मानं स्वयमेव हि।
शरीरं यदि निंदन्ति सहायास्ते जना मम ॥"

(જો તે મારા આત્માની નિંદા કરતાં હોય તો તે પોતે પોતાનીજ નિંદા કરે છે, કેમકે મારો ને તેમનો આત્મા એકજ છે. કદાચ તે મનુષ્યો આ શરીરની નિંદા કરતા હોય તો તેઓ મારા મદદગાર છે-મારા મિત્ર છે, કેમકે હું પણ આ મલમૂત્રથી ભરેલા શરીરની નિંદા કરું છું, ને તેમાં રહેલા દોષો કહી તેનાથી છૂટવા માગું છું. બંને રીતે મારે તેમના ઉપર તપવાનું કશું કારણ નથી.)

જ્ઞાનાંકુશમાં પણ કહ્યું છે કે:—

"मन्निंदया यदि जनः परितोषमेति,
नन्वप्रयत्नजनितोऽयमनुग्रहो मे।
श्रेयोर्थिनो हि पुरुषाः परतुष्टिहेतोर्,
दुःखार्जितान्यपि धनानि परित्यजन्ति ॥१॥

"सततसुलभदैन्ये निःसुखे जीवलोके,
यदि मम परिवादात् प्रीतिमाप्नोति कश्चित् ।
परिवदतु यथेष्टं मत्समक्षं तिरो वा,
जगति हि बहुदुःखे दुर्लभः प्रीतियोगः ॥२॥"

(મારી નિંદા કરીને કોઇ પણ મનુષ્ય સંતોષ પામતો હોય તો મને કોઇ પણ પ્રકારનો શ્રમ પડયા વગર આ તેની મારા ઉપર કૃપા ઊતરી એમ હું માનું છું, કારણકે પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરુષો બહુ દુઃખે કરીને મેળવેલું ધન બીજાના સંતોષને ખાતર ખર્ચી નાંખે છે. મતલબ કે મારે કોઇ પણ જાતનો શ્રમ લેવો પડતો નથી, ને તેઓ માત્ર મારી નિંદાથી પ્રસન્ન થાય છે તે મોટા હર્ષની વાત છે.)

(જેમાં દીનતા સતત સહજ પ્રાપ્ત છે એવા સુખરહિત આ મનુષ્યલોકમાં જો કોઇ પણ માણસ મારી નિંદાથી અલ્પકાલ પણ પ્રસન્નતાનો અનુભવ કરતું હોય તો તે મારી સમક્ષ વા મારી પાછળ તેની ઇચ્છાપ્રમાણે મારી નિંદા ભલે કરે, કેમકે બહુદુઃખવાળા આ જગતમાં પ્રસન્નતાનો યોગ બહુ દુર્લભ છે.)

મહાપુરુષો માનાપમાનમાં પરમસમભાવવાળા ને પરમસ્થૈર્યયુક્ત હોઇ પોતાને નિંદનારને નહિ ગણકારતાં હાથીની પેઠે શાંત રહે છેઃ—

"મેગળ* નીસરી બહાર, ચાલતો મહાસુખ માણે,
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;
પુંઠે ભસે બહુ શ્વાન, કેટલાંક બેસી રહે છે,
મેગળને મન નહિ, માન અપમાનજ દે છે;

* હાથી.

તેમ હરિજન મેગળરૂપ છે, જેને હરિનું ધ્યાન છે,
કહે નરભેરામ ગુરુથકી, દુર્જન એટલા શ્વાન છે."

શુદ્ધ—શાસ્ત્રીય—બ્રાહ્મણપણું મેળવવામાટે બ્રાહ્મણે આ બધી વાતો અનુસરવાયોગ્ય છે.

**ક્ષમા અશક્તને અને શક્તને બંનેને ઉપકારક છે.** અશક્ત મનુષ્ય પોતાને અપકાર કરનારની સામે ન થતાં તેને ક્ષમા આપે તો તેનાથી વધારે અપકાર થવાની અડચણ થતી નથી. એક તપે—અગ્નિનું રૂપ ધારણ કરે—તે વેલા બીજો શાંત—જલજેવો—રહે તો કજીઓ એની મેળે ઓલાઇ જાય. શક્ત માણસ ક્રોધ ન કરતાં ક્ષમાશીલ રહે તો તેના તપનું, તેની શાંતિનું, તેના હૃદયબલનું અને તેના ધર્મનું રક્ષણ થાય છે, અને શત્રુ પણ ક્રમાત્ શાંત થાય છે. બ્રાહ્મણે તો સર્વદા ક્ષમાશીલ રહેવું જોઇએ.

**સરલતાઃ**—આર્જવ અથવા સરલતા એ પણ બ્રાહ્મણનું સ્વાભાવિક કર્મ છે. સૌની સાથે નિષ્કપટપણે અને ભલાઇથી તથા ડોળદંભરહિત વર્તવું, કોઇની સાથે કોઇ વાતનો મિથ્યા આગ્રહ ન બાંધવો, અને કઠોર વાણીનો તથા વક્રતાનો ત્યાગ રાખવો એ સરલતા છે. કોઇ કોઇ મનુષ્યો બહુ અસરલ—વક્ર—હોય છે, અને સહેજ સહેજમાં ઉંધું બોલે છે. એક માર્ગે ચાલ્યા જતા માણસે ઓટલાપર બેઠેલા એક અસરલસ્વભાવના માણસને પૂછ્યુંઃ—"કેમ ભાઇ! બેઠા છો?" તેના પ્રત્યુત્તરમાં તેણે કહ્યુંઃ—"ત્યારે શું ઊભા છીએ?" બીજા એક માણસને કોઇએ પૂછ્યુંઃ—"આ છોકરાં આપનાં છે?" પેલાએ કહ્યુંઃ—"મારાં નહિ તો શું તમારાં છે?" આવા વક્રસ્વભાવના નમુના પણ જગત્માં હોય છે! એવાની સાથે કોણ પનારો પાડે? સરલતા વિશ્વમાં ઘણી ઉપયોગી છે. સરલ માણસને સૌ ચાહે છે, ને અસરલથી

૨૫

(વક્રથી) જેમ બને તેમ માણસો દૂર ભાગે છે. કઠોર વાણી ને વક્ર વર્તન કોને ગમે ? એવા આડોડીઆ માણસો પરિણામે હાનિજ ભોગવે છે. સીધાં લાકડાં ઇમારત બાંધવાના કામમાં આવે છે, ને વાંકાં લાકડાં ચૂલામાં પડે છે તે સૌ કોઇ જાણે છે.

**જ્ઞાનઃ**–કર્મનું પરોક્ષજ્ઞાન, ઉપાસનાનું શાસ્ત્રથી મળતું જ્ઞાન, અને જીવ, જગત્, ઈશ્વર તથા બ્રહ્મસ્વરૂપ આદિનું શાસ્ત્રદ્વારા મળતું જ્ઞાન બ્રાહ્મણમાં હોવું જોઇએ. જોકે એવું પરોક્ષજ્ઞાન બહુ ઉપયોગી થતું નથી, ખરેખરું ઉપયોગી તો અપરોક્ષજ્ઞાન–અનુભવનું જ્ઞાન–થાય છે, તથાપિ અપરોક્ષજ્ઞાન મેળવવામાટે પ્રથમ પરોક્ષજ્ઞાન મેળવવાની ઘણી આવશ્યકતા છે.

"अनेकसंशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ।
सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यंध एव सः ॥"

"પરોક્ષ અર્થ દેખાડીને, છેદે સંશયબંધ;
શાસ્ત્ર આંખ સઘળાતણી, વિના શાસ્ત્ર સૌ અંધ."

(પરોક્ષ અર્થ બતાવીને શંકા ને કુતર્ક આદિ પ્રતિબંધને શાસ્ત્ર મટાડે છે. શાસ્ત્ર બધાની આંખરૂપ છે. શાસ્ત્રજ્ઞાનવિના સૌ અંધજેવા છે.)

વ્યાવહારિક ઇંદ્રિયગમ્ય વિષયોમાં પણ તે તે વિષયોનાં શાસ્ત્ર જાણવાની અગત્ય રહે છે ત્યારે જીવ, જગત્ ને ઈશ્વર આદિના સ્વરૂપસંબંધી અતીંદ્રિય વિષયોમાં શાસ્ત્રજ્ઞાનની આવશ્યકતા હોય એમાં કહેવુંજ શું?

જેને બીજાને ઉપદેશ કરવો છે–બીજાને જ્ઞાન આપવું છે–તેણે તો–બ્રાહ્મણોએ તો–જ્ઞાનના ભંડારરૂપ થવું જોઇએ, અને એટલામાટે સ્વપરને અર્થે બ્રાહ્મણે યજ્ઞોપવીત ધારણ કર્યા પછી શ્રીગુરુપાસે વિદ્યા-

ભ્યાસ કરીને, શાસ્ત્રવાચન કરીને, તથા બહારના જે જે પ્રસંગો ને અનુભવો પ્રાપ્ત થાય તેપરથી ઉપયોગી પરોક્ષજ્ઞાન મેળવેજ રાખવું જોઇએ. જ્ઞાનવગરનો બ્રાહ્મણ પાણીવગરના નવાણજેવો છે.

**વિજ્ઞાનઃ**—વિશેષે કરીને જ્ઞાન–અનુભવનું જ્ઞાન–તે વિજ્ઞાન કહેવાય છે. માત્ર શાસ્ત્રજ્ઞાનથી કોઇ વાસ્તવિક જ્ઞાની થઇ શકે નહિ. કોઇ ભારતવર્ષનાં અને વિશ્વનાં સઘળાં શાસ્ત્રો જાણે (જોકે એમ બનતું કઠિન છે) તોપણ તેટલાવડે તે કૃતાર્થ થઇ શકે નહિ કૃતાર્થ થવામાટે અનુભવજ્ઞાનની આવશ્યકતા છે. કોઇ મહીસુરનું કે મદ્રાસનું પાકશાસ્ત્ર ને બીજાં પણ આખા હિંદુસ્તાનનાં પાકશાસ્ત્ર તથા આપણી પકવાન-પોથી ભણી જાય, પણ તેથી તેને બીજું તો શું? પણ એક બાજરાનો રોટલો પણ બનાવતાં આવડે નહિ. તાવડી તપવા દેવી, ને પછી યોગ્યરીતે ઘડેલો રોટલો તેમાં નાંખવો, તથા તેમ કરતાં રોટલામાં ભમરો પડવા ન દેવો એ કઠણ વાત છે. પ્રથમ તો તાવડી તપી છે કે નહિ તે જાણવું પણ ભેદભરેલું છે. પાણીના છાંટા નાંખીને તાવડી તપ્યાની ખાત્રી કરવી જોઇએ. તે અનુભવીથી જાણીને પાછો અનુભવ કર્યા વિના આવડે તેવું નથી. રોટલો ઘડવામાં તો ખાસ કરીને તેનો અભ્યાસ (મહાવરો) જોઇએ. જેને જે વાતનો અનુભવ નથી તે તે વાતમાં કાંઇને બદલે કાંઇ કરી બેસે છે, ને હાસ્યપાત્ર થાય છે. ઉદાહરણતરીકે કેટલાક બ્રાહ્મણોની દુર્દશાની વાત કરવી પડે છે કે વસતિપત્રકવેલા તમારી શાખા કયી એમ શાખા–શાખ–વિષે પૂછવામાં આવતાં ગામડાના કોઇ કોઇ બ્રાહ્મણ પોતાના વેદની શાખા પૂછે છે એમ સમજવાને બદલે બારણાની–બારસાખની–સાખ સમજીને પ્રત્યુત્તર આપતા હતા.

મનુષ્યને મોક્ષ મેળવીને કૃતાર્થ થવું હોય તો તેણે શ્રીસદ્‌ગુરુ ને સતશાસ્ત્રદ્વારા પરમાત્માનું પરોક્ષજ્ઞાન મેળવી તેનું આનુભવિકજ્ઞાન–પ્રત્યક્ષજ્ઞાન–મેળવવું જોઇએ. બ્રાહ્મણોનું તો એ મુખ્ય કર્તવ્ય છે.

બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવામાટે બ્રાહ્મણનું જીવન છે:—

**"ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते।**
**कृच्छ्राय तपसे चेह प्रेत्यानंतसुखाय च ॥"**

(બ્રાહ્મણનું આ પવિત્ર શરીર તુચ્છ ભોગોમાટે નથી. બ્રાહ્મણ-શરીર તો અહીં કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તથા ઇંદ્રિયો અંતઃકરણની પરમાત્મામાં એકાગ્રતા કરવારૂપ તપને માટે અને તેમ કરીને દેહપાત-પછી મોક્ષરૂપ અનંતસુખ પ્રાપ્ત કરવામાટે છે.)

કોઇ કહે કે આ બધું કરવા બેસીએ તો આજીવિકા કેમ ચાલે? તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે:—

"લિખનેવાલા લિખ ચુકા, ખુંદ પડેકી મોર."

મળવું ન મળવું પ્રારબ્ધકર્મઉપર છે. પ્રભુ પરાઙ્મુખ ને પાપી મનુષ્યને પણ આજીવિકા પૂરી પાડે છે ત્યારે પોતાના ભક્તને તે આજીવિકાની ઉણપ રહેવા દે એ કેમ બને? મનુષ્યને ધીરજ રહેતી નથી, બાકી

"મુએકું હરિ દેત હૈ, કપડા લકડી આગ:
જીવત નર ચિંતા કરે, વાકી બડી અભાગ."

(મરેલા મનુષ્યને તેના કાંઇ પણ પ્રત્યક્ષ પુરુષાર્થવિના પ્રભુ આચ્છાદનનું કપડું, (ઢાંકવાનું ખાપણ,) બાળવાનાં લાકડાં ને અગ્નિ આપે છે, છતાં જીવતો માણસ આજીવિકાની ચિંતા કરે તો તેનું મોટું અભાગ્ય જાણવું.)

**બ્રાહ્મણે સ્વધર્મપાલન કરવુંજ જોઇએ.** મનુષ્ય સ્વધર્મ-પાલનમાં અલ્પ પણ સમય ન લે, ને આખો દિવસ દુકાને બેસે, વા બીજું કામ કરે તેથી તેને વધારે દ્રવ્ય મળી જાય એમ ન જાણવું. પ્રભુને આપવું હોય તો એક માણુસ આખો દિવસ બેસીને જેટલું કમાય તેટલું તે પોતાના ભક્તને બે કલાકમાં આપી દે. વર્તમાનમાં કેટલાક બ્રાહ્મણો વ્યાપાર કરવા લાગ્યા છે—વૈશ્યવૃત્તિ કરવા લાગ્યા છે. જોકે તેમને માટે તે કામ ઊતરતું તો છેજ, છતાં તેને દેશકાલ જોતાં કદાચ અયોગ્ય ન માનીએ તોપણ આ સ્થલે એટલું તો ખાસ કરીને કહેવાનું કે ભલે સ્વધર્મને બાધ ન આવે એવો કોઇ પણ ધંધો બ્રાહ્મણ કરે, પણ તેણે સમય મેળવીને પોતાનાં નિત્યનૈમિત્તિક કર્મ તો બરાબર કરવાંજ જોઇએ. જો તે માત્ર વ્યાપારજ કર્યાં કરે, ને સ્વધર્મનું પાલન ન કરે તો પછી કાલે કરીને તે બ્રાહ્મણજાતિનો છતાં તેનું વાસ્તવિક બ્રહ્મત્વ નષ્ટ થઇ જાય છે. ડાહ્યા મનુષ્યને મન સ્વધર્મ સર્વથી વધારે મૂલ્યવાન્ ને પરમપ્રિય હોવો જોઇએ. સ્વધર્મને ગુમાવીને—તેનો ભોગ આપીને—સમજુ મનુષ્યે બીજું કાંઇ પણ મેળવવા નજ ઇચ્છવું જોઇએ. **બ્રાહ્મણ તો ધર્મની મૂર્તિરૂપ હોવો જોઇએ.**

**આસ્તિક્યઃ**—સત્શાસ્ત્રનાં ને આપ્તપુરુષોનાં વચનોમાં જે વિશ્વાસ તે શ્રદ્ધા વા આસ્તિક્ય છે. ભ્રમ, પ્રમાદ, વંચનેચ્છા ને ઇંદ્રિયશૈથિલ્યથી રહિત જે જ્ઞાની પુરુષ હોય તે આપ્ત કહેવાય છે. સંસારમાં સત્યપણાની બુદ્ધિરૂપ ને દેહાદિમાં હુંપણાની બુદ્ધિરૂપ ભ્રમ જ્ઞાનીના અંતઃકરણમાં હોતો નથી. સ્વસ્વરૂપના વિસ્મરણરૂપ પ્રમાદ તેઓ કરતા નથી તે પોતાનાં વ્યાવહારિક ને પારમાર્થિક કર્તવ્યો જાગૃતિ રાખીને યથાયોગ્ય રીતે કર્યે જાય છે. તેમને કોઇ પણ પ્રકારનો સ્વાર્થ સાધવો બાકી રહ્યો હોતો નથી. તેમનું અંતઃકરણ સ્વાર્થરહિત—પરમનિર્મલ—હોય છે,

એટલે તેમનામાં વંચનેચ્છા (બીજાને ઠગવાની ઇચ્છા) હોતી નથી. તેમની ઇંદ્રિયો ને અંતઃકરણ શિથિલતાથી રહિત એટલે પોતાના પ્રાપ્ત કાર્યમાં જાગ્રત્ ને બલવાન્ હોય છે. આવા ચાર ગુણવાળા પુરુષ આપ્ત કહેવાય છે. સર્વાત્મભાવને પામેલા ને તેથી સર્વના મિત્રરૂપ, પદાર્થના સ્વરૂપને યથાર્થ જાણનાર, તથા પરમપાવનકર હોઇ પરમવંદ્ય એવા એ પુરુષ સર્વથા વિશ્વસનીય હોય એ સ્વાભાવિક છે.

શ્રદ્ધા એ સર્વ કાર્યમાં પાયારૂપ છે. વ્યવહારમાં પણ પરસ્પર શ્રદ્ધા ન હોય તો વેપારીઓ વેપાર ન કરી શકે, અને બીજા ધંધાઓ પણ ન ચાલે. શ્રીભગવાન્ કહે છે કે "**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः**" (શ્રદ્ધાવાળો, પરમાત્માને પરાયણ થયેલો ને ઇંદ્રિયોના નિગ્રહવાળો પુરુષ જ્ઞાન મેળવે છે.) શ્રીપતંજલિભગવાન્ પણ "**श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम् ॥**" (ઉપાય-પ્રત્યયનામના બીજા યોગીઓને શ્રદ્ધા, ઉત્સાહ, સ્મૃતિ, એકાગ્રતા ને પ્રકૃતિપુરુષના વિવેકજ્ઞાનદ્વારા અસંપ્રજ્ઞાતયોગનો લાભ થાય છે,) એમ કહે છે. મનુષ્યને જો પ્રાપ્તવ્ય વિષયમાં શ્રદ્ધા હોય તો તે પ્રાપ્ત કરવામાટે ઉત્સાહ ઉપજે છે. ઉત્સાહ એ કાર્યસિદ્ધિમાટે અતિઆવશ્યક સામગ્રી છે, ને તેનું મૂલ શ્રદ્ધા છે. શ્રદ્ધા હોય તો ઉત્સાહ અવશ્ય પ્રકટે છે.

**પુણ્યનો મહિમા.** શ્રદ્ધાનું મૂલ માહાત્મ્યજ્ઞાન છે. માહાત્મ્ય-જ્ઞાનનું કારણ સત્શાસ્ત્ર ને સત્પુરુષોનો સમાગમ છે, અને સત્શાસ્ત્ર તથા સત્પુરુષોનો સમાગમ પૂર્વના પુણ્યવિના પ્રાપ્ત થતો નથી. આટલા-માટે મનુષ્યે પુણ્યકર્મ કરવાની બહુ આવશ્યકતા છે. કોઇ પણ પ્રાણીને નાનામોટા કોઇ પણ સત્કર્મવડે સંતોષ આપવાથી પુણ્ય થાય છે, અને આવાજ આશયથી શ્રીયોગવાસિષ્ઠમાં આ શ્લોક કહેવામાં આવ્યો છે:—

"येन केनाप्युपायेन यस्य कस्यापि देहिनम् ।
संतोषं जनयेद्राम ह्येतदीश्वरपूजनम् ॥"

(હે રામ! જે તે-કોઇ પણ યોગ્ય-ઉપાયવડે કોઇ પણ પ્રાણીને સંતોષ ઉપજાવવો તે નિશ્ચય ઈશ્વરપૂજન છે.)

એ પ્રમાણે ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનપર્યંતનાં સર્વ સાધનોની પ્રાપ્તિ કરાવી જીવને ત્રણ પ્રકારનાં દુઃખોથી અત્યંતરહિત ને પરમાનંદરૂપ મોક્ષ અપાવનાર પુણ્યકર્મ છે. સર્વે મનુષ્યોએ, અને તેમાં પણ બ્રાહ્મણોએ તો ખાસ કરીને આવું પુણ્ય મન, વાણી ને કર્મવડે સંપાદન કર્યાજ કરવું જોઇએ, કે જેથી તેના અંતઃકરણની યોગ્ય શુદ્ધિ થવાથી તેનામાં પરમ કલ્યાણ કરનારી આસ્તિક્યબુદ્ધિ બની રહે.

શ્રદ્ધાજ કાર્યસિદ્ધિમાટે બહુ ઉપયોગી વસ્તુ છે, માટે જેમ બને તેમ તેને વધારે પોષવી જોઇએ. શ્રદ્ધાવિના કોઇ કાર્ય આગળ ચાલી શકતું નથી એટલામાટેજ કહ્યું છે કેઃ—"શ્રદ્ધા આંક લખ્યો નહિ એક, તો એકડાવોણાં મીંડાં અનેક." શ્રદ્ધા એ એકડારૂપ છે, ને બીજાં સાધનો મીંડાંરૂપ છે. એકડાઉપર એક એક મીંડું ચઢતું જાય તો તેની દશ દશ ગણી કિંમત વધતી જાય. એકડાઉપર એક મીંડું ચઢે તો ૧૦, બે મીંડાં ચઢે તો ૧૦૦, ત્રણ મીંડાં ચઢે તો ૧૦૦૦, ને ચાર કે વધારે મીંડાં ચઢે તો ૧૦૦૦૦ કે વધારે કિંમત થાય, પણ જો એકડો કાઢી લેવામાં આવે તો લાખો ને કરોડો મીંડાં નકામાં થઇ જાય. શ્રદ્ધાવિનાનાં જપતપાદિ સર્વ સાધનો દંભરૂપ ગણાય છે, ને તેનું યથાયોગ્ય ફલ થતું નથી. **શ્રદ્ધા એ સર્વ સાધનોની માતા છે.** મનુષ્યોએ જે કાંઇ ધર્મકાર્ય કરવું તે શ્રદ્ધાપૂર્વક કરવું જોઇએ. દેખાદેખીથી માત્ર વ્યાવહારિક વિવેકને ખાતર જે કાર્ય કરવામાં આવે તેનું

વ્યવહારપૂરતુંજ ફલ થાય છે. તેનું શાસ્ત્ર કહે છે તેવું ઉત્તમ ફલ થતું નથી. કેટલાક મનુષ્યો લોકોમાં પૂજાવામાટે દંભવડે ધર્મ પાળે છે. જેવી ભાવના તેવું ફલ છે. વળી દંભીનો દંભ પરિણામે તેના કાર્યવડે ઊઘાડો પડે છે, ને તેમ થાય છે ત્યારે તેની પૂરી ફજેતી થાય છે.

રામાયણના એક પ્રસંગમાં કોઇ કવિ પ્રભુ રામચંદ્રજીપાસે લક્ષ્મણજીપ્રતિ હાસ્યમાં કહેવરાવે છે કેઃ—

" पश्य लक्ष्मण पंपायां बकः परमधार्मिकः ।
धत्ते शनैः शनैः पादं प्राणिनां वधशंकया ॥ "

(હે લક્ષ્મણ ! પંપાસરોવરમાં આ પરમધાર્મિક બગલાને જુઓ. તે મત્સ્યાદિ પ્રાણીઓના નાશની શંકાથી ધીમે ધીમે પગ મૂકે છે!)

આ સાંભળી એક મોટા શરીરવાળો વૃદ્ધ મત્સ્ય (માછલો) કહે છેઃ—

" पथिका नैव जानन्ति जानान्ति सहवासिनः ।
अनेन दुष्टचित्तेनास्मत्कुलं निष्कुलीकृतम् ॥ "

(અરે! આ બગલો ધાર્મિક નથી. આ તો ભારે ઠગ છે. આ દુષ્ટ ચિત્તવાળા બગલાએ તો અમારા કુલને નિર્વંશ કરી મૂકયું છે. આપના જેવા પ્રવાસીઓ એને જાણતા નથી. અમારા જેવા તેની સાથે વસનારા એને જાણે છે.)

મનુષ્યે જે જે ધર્મકાર્ય કરવું તે તે તેના માહાત્મ્યજ્ઞાનવડે ઉપજતી સાત્વિકી શ્રદ્ધાથી કરવું. દેખાદેખી કે દંભથી ધર્મકાર્ય કરવાથી તેનું ચિત્તશુદ્ધિરૂપી વાસ્તવિક ફલ થતું નથી.

એ પ્રમાણે શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલાં બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ કહેવાયાં.

**બ્રાહ્મણનાં ષટ્કર્મો:**—હવે બ્રાહ્મણનાં નિત્યપ્રતિનાં આવશ્યક ષટ્કર્મોવિષે કહેવાય છે. ભગવાન્ પરાશર દ્વિજોને કહે છે:—

**" संध्यास्नानं जपो होमः स्वाध्यायो देवतार्चनम् ।**
**वैश्वदेवातिथेयश्च षट्कर्माणि दिने दिने ॥ "**

( **સ્નાનસંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય, ઇષ્ટદેવનું પૂજન ને વૈશ્વદેવપૂર્વક અતિથિસત્કાર** એ નિત્ય નિત્ય દ્વિજોએ ( બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યે ) કરવાનાં ષટ્કર્મો છે. )

બ્રાહ્મણોએ તો એ ષટ્કર્મનું પાલન બહુ આગ્રહથી કરવું જોઇએ. ઉપરના શ્લોકમાં **સ્નાનસંધ્યા**ને સ્થલે **संध्यास्नानं** એવો ઊલટો પાઠ છે તે શ્રીમદ્ભગવદ્ગીતામાં યોગીના બાહ્ય આસનનો પ્રકાર દર્શાવતાં "**चैलाजिनकुशोत्तरम्**"[1] એમ કહ્યું છે તેના જેવો, અથવા **શ્રીપાતંજલયોગદર્શન**માં સંપ્રજ્ઞાતસમાધિના અભ્યાસનો ક્રમ દર્શાવતાં "**ग्रहीतृग्रहणग्राह्येषु**"[2] એમ કહ્યું છે તેના જેવો જાણવો. "**चैलाजिनकुशोत्तरम्**" એ વચનમાં પ્રથમ વસ્ત્ર, પછી મૃગચર્મ ને પછી દર્ભાસન એમ ક્રમ કહ્યો છે ત્યાં પ્રથમ દર્ભાસન, પછી મૃગચર્મ ને પછી વસ્ત્ર એમ ક્રમ સમજવો; ને "**ग्रहीतृग्रहण ग्राह्येषु**" એ વચનમાં સંપ્રજ્ઞાતસમાધિના અભ્યાસમાટે દ્રષ્ટા પુરુષરૂપ ગ્રહીતામાં, ગ્રહણ કરનાર ઇંદ્રિયોમાં ને ગ્રહણ થવાયોગ્ય વિષયોમાં અંતઃકરણની તદાકારતા કરવાનું કહ્યું છે ત્યાં ભૂમિકાના ક્રમપ્રમાણે પ્રથમ ગ્રહણ થવાયોગ્ય વિષયોમાં, પછી ગ્રહણ કરનાર ઇંદ્રિયોમાં ને

---

૧ અધ્યાય ૬ ઠ્ઠો શ્લોક ૧૧ મો જુઓ.
૨ સમાધિપાદ સૂત્ર ૪૧ મું જુઓ.

પછી દ્રષ્ટા પુરુષરૂપ બ્રહ્મીતામાં અંતઃકરણની તદાકારતા કરવાનો ક્રમ સમજવો; કેમકે હમેશાં પાઠક્રમના કરતાં અનુષ્ઠાનક્રમ વિશેષ બલવાન્ છે. આ પ્રમાણે હોવાથી "**संध्यास्नानं**"માં પણ પ્રથમ સ્નાન ને પછી સંધ્યા એવો ક્રમજ સમજવો ઘટે.

**સ્નાનઃ**—સંધ્યાવંદન કરતા પહેલાં દ્વિજે સ્નાન અવશ્ય કરવુંજ જોઇએ. બ્રાહ્મણે તો ત્રિકાલસ્નાન કરવું જોઇએ. સ્નાનમાં પણ પ્રાતઃસ્નાન મુખ્ય છે. સાજે શરીરે બ્રાહ્મણે પ્રાતઃસ્નાન કર્યા વિના નજ રહેવું જોઇએ. સ્નાન વિધિપૂર્વક થવું જોઇએ. ઊભા ઊભા માથે ઘડો ઢોળી નાંખ્યો, ને વસ્ત્ર બદલાવી લીધું એવું મન મનાવવાનું સ્નાન ન કરવું જોઇએ. જલાભિમંત્રણ તથા સંકલ્પપૂર્વક સ્નાન કરવું જોઇએ, ને શરીર બરાબર ચોળીને તેના પરનો મેલ ને પ્રસ્વેદ દૂર કરવાં જોઇએ.

**સંધ્યાઃ**—સ્નાનપછી પોતાના વેદ તથા પોતાની શાખાના વિધિપ્રમાણે સંધ્યાવંદન શાંતિથી કરવું જોઇએ. કેટલાક દ્વિજે સંધ્યાવંદનવેલા વિધિપૂર્વક પ્રાણાયામ કરતા નથી. માત્ર નાસિકાએ હાથ અડાડીને ચલાવી લે છે એમ ન કરવું જોઇએ પ્રાણાયામ તો સંધ્યાનું એક મુખ્ય અંગ છે, ને એમાં કાંઇ વિશેષ શ્રમ પડે તેમ નથી, વા સમય જાય તેમ નથી. માત્ર જ્ઞાતા પુરુષપાસેથી તેનો વિધિ જાણીને તે કરવા એટલીજ વાત છે. બ્રાહ્મણે એમાં આળસ નજ કરવું જોઇએ. બ્રાહ્મણે ત્રણ કાલની સંધ્યા અવશ્ય આચરવી જોઇએ. વ્યાવહારિકપ્રવૃત્તિના કારણથી માધ્યાહ્નસંધ્યા બપોરે ન બની શકે તેમ હોય તો પ્રાતઃસંધ્યા કર્યા પછી સૂર્યોદયપશ્ચાત્ તે થઇ શકે. સાયંસંધ્યા પણ યથાકાલે બ્રાહ્મણે કરવીજ જોઇએ. કદાચ કોઇ સમયે અસાધારણ કારણથી કાલનો લોપ થાય તો ચિંતા નહિ, પણ કર્મનો લોપ તો

નજ થવા દેવો જોઇએ. શ્રદ્ધાળુ મુસલમાનો પાંચ વખતની નિમાજ પઢે, ને બ્રાહ્મણથી ત્રિકાલસંધ્યાવંદન ન બને તો એ બ્રાહ્મણને માટે શરમાવનારું છે. શરીરની નબળી પ્રકૃતિને લઇને વા અન્ય કારણથી કોઇથી કોઇ વેલા સાયંસ્નાન ન બને તો હાથપગ ધોઈ, માર્જન કરી, વસ્ત્ર બદલાવીને પણ સાયંસંધ્યા તો કરવીજ જોઇએ. વેદભગવાનની આજ્ઞા છે કે "**अहरहः संध्यामुपासीत**" (દ્વિજ નિત્ય નિત્ય સંધ્યાની ઉપાસના કરે.) વળી પણ શ્રીવેદભગવાન્ કહે છે કે "**अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः**" (સંધ્યાવંદનાદિ વૈદિક નિત્યકર્મ નહિ કરીને પુરુષ–દ્વિજ–પ્રત્યવાયી–પાપયુક્ત અંતઃકરણ-વાળો–થાય છે.) બ્રાહ્મણનું બ્રહ્મત્વ રક્ષવામાટે સંધ્યાવંદન એ બહુ અગત્યની ક્રિયા છે, ને એટલામાટે સૂતકમાં પણ અમુક ફેરફાર કરીને પણ સંધ્યાવંદન કરવાની સર્વજ્ઞ ઋષિઓએ સ્પષ્ટ આજ્ઞા કરી છે.

**જપઃ**—દ્વિજોનાં ધાર્મિક ષટ્કર્મોમાં બીજું કર્મ જપ છે. સંધ્યા-વંદનપછી ગાયત્રીમંત્રનો તથા શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલા ઇષ્ટમંત્રનો જપ દ્વિજે નિત્યપ્રતિ નિયમપૂર્વક કરવો જોઇએ. કોઇ પણ પ્રકારની હિંસાથી રહિત હોવાથી જપ એ પરમ નિર્મલ કર્મ છે. જપકર્તાને **જપ પોતાના ઇષ્ટદેવની સમીપ લઇ** જનારો છે.–તેની સાથે જોડનારો છે. વાચ્યવાચકનો ભેદ જણાતાં છતાં વાસ્તવિકરીતે તેનો અભેદ છે. વાણી જેમ મનને અનુસરે છે તેમ મન વાણીને પણ અનુસરે છે. વાચક એટલે કોઇ પણ ઇષ્ટમંત્ર, તેનું શ્રદ્ધાભક્તિસહિત ઉચ્ચારણ કરવાથી તથા તે કાલે અંતઃકરણની વૃત્તિને બહારના વિષયોમાંથી પાછી વાળીને તે મંત્રવડે પ્રતિપાદ્ય દેવના સ્વરૂપમાં જોડવાનો પ્રયત્ન કરવાથી પ્રયત્નના પરિપાકે વૃત્તિ તે મંત્રવડે પ્રતિપાદ્ય દેવનો (ઇષ્ટદેવનો) સાક્ષાત્કાર કરે છે. જપનું આવું માહાત્મ્ય હોવાથી

શ્રીભગવાને "**यज्ञानां जपयज्ञोऽस्मि**" (સર્વ યજ્ઞોમાં જપયજ્ઞ હું છું,) એ વચનથી જપનું યજ્ઞપણું, સર્વ યજ્ઞોમાં શ્રેષ્ઠપણું તથા સાક્ષાત્ પરમાત્મસ્વરૂપપણું દર્શાવ્યું છે. જપના વાચિક, ઉપાંશુ, માનસ ને ધ્યાનસહિત માનસ એવા કૃતિભેદે ચાર પ્રકાર છે તે બ્રાહ્મણે જાણવા જોઇએ, ને ઉત્તરોત્તર પોતાનો અધિકાર વધારી વાચિક જપથી માંડીને ધ્યાનસહિત માનસજપસુધી તેણે પહોંચવું જોઇએ. સર્વ ભક્તિસંપ્રદાયોમાં પણ પ્રભુના નામસ્મરણરૂપ જપનો મહિમા બહુ બહુ કહેવામાં આવ્યો છે. નામનો મહિમા કહેતાં મહાત્મા તુલસીદાસજી કહે છે કેઃ—

**"राम एक तापसतिय तारी, नाम कोटि खल कुमति सुधारी."**

**"नाम लेत भवसिंधु सुखांहीं, करहु बिचार सुजन मनमांहीं."**

(શ્રીરામચંદ્રજીએ માત્ર એક તપસ્વીની (ગૌતમઋષિની) સ્ત્રીને તારી છે, પણ શ્રીરામનામે તો કરોડો ખલપુરુષોની કુબુદ્ધિને સુધારી છે. (શ્રીરામનામ લેવાથી ભવસિંધુ સૂકાઇ જાય છે. હે સજ્જનો! તમે પોતાના મનમાં શ્રીપ્રભુના આ નામમહિમાનો વિચાર કરો.)

"**जपात् सिद्धिः**" (જપવડે ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થાય છે,) એ વચન પણ જપનો મહિમા પોકારીને કહે છે, અને એટલામાટે દ્વિજે એક પણ દિવસ જપરહિત ન રહેવું જોઇએ, એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. યથાકાલે સંધ્યા તથા જપાદિ નિત્યકર્મ કરવાથી અંતઃકરણ સત્ત્વગુણની વૃદ્ધિવડે એકાગ્ર, પ્રકાશવાળું ને પ્રસન્ન રહે છે, ને તે ન કરવાથી રજોગુણની તથા તમોગુણની વૃદ્ધિવડે અંતઃકરણ ચંચલ, મલિન ને મૂઢ થતું જાય છે. તેથીજ ધર્મશાસ્ત્ર દ્વિજને કહે છે કેઃ—

**"एकाहं जपहीनस्तु संध्याहीनो दिनत्रयम् ।**

**द्वादशाहमनग्निश्च शूद्र एव न संशयः ॥ ”**

(જો દ્વિજ એક દિવસ પણ જપરહિત રહે, ત્રણ દિવસ સંધ્યાહીન રહે, અને બાર દિવસપર્યંત અગ્નિમાં હોમ કર્યા વિનાનો રહે તો તે નિશ્ચય શૂદ્રસમાનજ થાય છે.)

સંધ્યાદિ ષટ્કર્મ ન્યૂનપણે કરવાથી વા નહિ કરવાથી પોતાને પ્રાપ્ત થયેલું માનસિક શૂદ્રપણું સમજુ બ્રાહ્મણે યોગ્ય શાસ્ત્રીય ઉપાયોવડે વેલાસર દૂર કરવું જોઇએ, અને પુનઃ તેવું શૂદ્રપણું પ્રાપ્ત ન થાય તેમાટે ઘણામાં ઘણી સંભાળ રાખવી જોઇએ.

**હોમઃ**—હોમ એ દ્વિજોનું ત્રીજું નિત્યકર્મ છે. કોઇ પણ હવિષ્દ્રવ્યને મંત્રવડે અગ્નિમાં વિધિપૂર્વક હોમવાની ક્રિયાને હોમ કહે છે. તે બે વેલા કરાય છે. પ્રાતઃકાલે ને સાયંકાલે. ઘૃતાદિ હવિષ્દ્રવ્યના હોમવડે દેવતાઓની પ્રસન્નતા થાય છે, એ હોમનો ધાર્મિક લાભ છે, ને ઘરનું તથા તેની આસપાસનું વાતાવરણ શુદ્ધ થાય છે એ તેનો લૌકિક લાભ છે. સંસારપ્રતિના રાગદ્વેષને બ્રહ્મરૂપ અગ્નિમાં હોમવા એ આધ્યાત્મિક હોમ છે. હોમ પણ દ્વિજનું આવશ્યક કર્મ છે. ઘૃત, દૂધ તથા દહીં આદિના હોમવડે અગ્નિનું યજન–ઉપાસન–પ્રાચીન ઋષિઓનું એક મુખ્ય કર્મ હતું, ને તેને માટે ઋષિઓ ગાયો પાળતા. શિષ્યો ગાયોની સેવા કરતા, ને હોમનાં સમિધ્ આદિ સાહિત્યો ગુરુને પૂરાં પાડતા. શિષ્યે ગુરુને શરણે જવું ત્યારે સમિત્પાણિ થઇને (હાથમાં સમિધ્ લઇને) જવું એવી પ્રાચીન પ્રણાલિકા હતી તે હોમનું માહાત્મ્ય દર્શાવે છે. હાલ પણ કેટલાક શ્રદ્ધાલુ બ્રાહ્મણો અગ્નિહોત્ર વા આવસથ્ય લઇ અગ્નિની સેવા કરે છે. ધર્મશાસ્ત્ર નીચેના શ્લોકમાં હોમનું માહાત્મ્ય સ્પષ્ટપણે વર્ણવે છે:—

"यो दद्यात्कांचनं मेरुं पृथिवीं च ससागराम् ।
तत्सायं प्रातर्होमस्य तुल्यं भवति वा न वा ॥"

(જે સુવર્ણના મેરુનું તથા સાગરસહિતની પૃથ્વીનું દાન કરે તે સાયંપ્રાતર્હોમની બરાબર થાય કે ન થાય.)

પૂર્વકાલની પેઠે ભારતવર્ષમાં દ્વિજોને ઘેરઘેર સાયંપ્રાતર્હોમ, ધૂપ, વૈશ્વદેવ અને ઘૃતદીપ થતાં હોય તો ધાર્મિક લાભઉપરાંત વાતાવરણની શુદ્ધિવડે પ્રજાના અંતઃકરણની પવિત્રતામાં તથા શરીરના આરોગ્યમાં પણ ઘણો ઉપકાર થાય. જ્યાં ઘૃતાદિનો હોમ થતો હોય ત્યાં સર્પ નિવાસ કરી શકતો નથી એ ઘણાના અનુભવની વાત છે. ઘરમાં નીકળેલા સર્પને દૂર કરવામાટે ઘીનો ધૂપ વા ઘીનો દીવો મૂકાય છે એ પ્રસિદ્ધ વાત છે. આપણી ધાર્મિક ક્રિયાઓમાં લૌકિક અનુકૂલતાઓની પણ ગોઠવણ છે. વિચારવંત પુરુષો આ બધું સમજી શકે છે.

જો બ્રાહ્મણોએ ધર્મશાસ્ત્રનાં વચનોમાં શ્રદ્ધા રાખી તે પ્રમાણે સ્વધર્મનું પાલન કર્યું હોત તો તેમના મોટા ભાગની હાલ જે દુર્દશા જોવામાં આવે છે તે ન થાત.

**સ્વાધ્યાયઃ**—પોતાના વેદનો અથવા અન્ય સતશાસ્ત્રનો પોતાના ગુરુએ ઉપદેશ કરેલી રીતે શુદ્ધ ઉચ્ચારથી અર્થતાત્પર્યની સમજપૂર્વક યથાશક્તિ પાઠ કરવો એ સ્વાધ્યાય કહેવાય છે. જાણેલું શાસ્ત્ર ભૂલી ન જવાય તેમાટે તથા પોતાના અંતઃકરણમાં પડેલા જ્ઞેયધ્યેયહેય આદિના પરોક્ષજ્ઞાનના સંસ્કારો દૃઢ થવાને માટે તેમજ તાજા રાખવામાટે વેદાદિ સતશાસ્ત્રોનો નિત્યપ્રતિ સ્વાધ્યાય કરવાની દ્વિજને અતિ અગત્ય છે. અન્ય શાસ્ત્રના અભ્યાસીએ અન્ય શાસ્ત્રનો તેમ વેદાંતના અભ્યાસી દ્વિજે શ્રીઉપનિષદો, શ્રીવેદાંતદર્શન ને શ્રીમદ્ભગવદ્ગીતા

આદિ શાસ્ત્રોમાંથી તેનો ક્રમે કરીને નિત્યપ્રતિ થોડો થોડો સ્વાધ્યાય કરવો જોઇએ.

**શ્રીગુરુપાસેથી શાસ્ત્રશ્રવણ કરવાની તથા તેનું મનન-નિદિધ્યાસન કરવાની આવશ્યકતા.** જો બની શકે તો તે શાસ્ત્રોનું વા વેદાંતના અન્ય પ્રમાણભૂત ગ્રંથનું કોઇ જ્ઞાતા પુરુષપાસેથી ક્રમે કરીને નિત્યપ્રતિ થોડું થોડું શ્રવણ કરી તેનું મનન તથા નિદિધ્યાસન કરવું જોઇએ. મનનનિદિધ્યાસનવિનાનું શ્રવણ બહુ ઉપકાર કરતું નથી. જો વાગોળનારાં પશુઓ પોતે ખાધેલું ઘાસ આદિ પુનઃ મુખમાં લાવી વાગોળે નહિ તો તેને તે પાચન ન થઇ પુષ્ટિનો હેતુ ન થાય, તેમ આમાં પણ સમજવું. અર્થ તથા રહસ્ય જાણ્યા વિના કરેલો સ્વાધ્યાય જોઇએ તેવો ઉપકાર કરતો નથી, પણ ક્વચિત્ અવળું સમજાઇ જાય તો હાનિ પણ કરે છે, ને એટલામાટે જ્ઞાતા પુરુષ-પાસેથી શાસ્ત્રનો અભ્યાસ કરીને પછી અભ્યાસની દૃઢતામાટે તેનું પોતે વાચન કરવું જોઇએ. શાસ્ત્રનો અભ્યાસ શ્રીગુરુમુખે કરવાની બહુ આવશ્યકતા છે. તેમ ન કરવામાં આવે તો સમયે કાંઇનું કાંઇ સમજી બેસાય છે. શાસ્ત્રમાં કેટલાંક ભેદભરેલાં વચનો પણ હોય છે, કે જે સામાન્યબુદ્ધિવાળા મનુષ્યથી સમજી શકાતાં નથી. જેમકેઃ—

**" पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले ।**
**पुनरुत्थाय वै पीत्वा पुनर्जन्म न विद्यते ॥ "***

---

* **અર્થઃ**—પી પીને પુનઃ પીવો. એટલો પીવો કે ભૂમિપર પડી જવાય. તે પડી ગયેલાએ ઊઠીને નિશ્ચય તે પુનઃ પીવો, કે જેથી તે પીનારને પુનર્જન્મ ન થાય.

આ શ્લોકથી જો કોઇ પોતાની મેળે મદ્ય વા સુરા પીવાનું સમજે તો કેટલો અનર્થ થાય? આમાં તો ભક્તિરસ વા જ્ઞાનરસ પીવાની વાત છે. "**रसो वै सः**" (આ આત્મા નિશ્ચય રસરૂપ–આનંદરૂપ–છે,) એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે આનંદસ્વરૂપ આત્માનો આનંદ તેમાં ઉત્તરોત્તર ચિત્તનો વિશેષ વિશેષ નિરોધ કરીને ત્યાંસુધી પીવો કે દેહાભિમાન ભૂલી જઇ નિર્વિકલ્પસમાધિવડે તેમાં લીન થઇ જવાય. આ વાત સ્વયં બની શકે તેવી નથી, ને તેટલામાટે **શ્રી-ભગવાન્** અર્જુનને જ્ઞાનનો મહિમા કહી તેની પ્રાપ્તિમાટે નીચેના શ્લોકમાં શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ મહાપુરુષને શરણે જવાનો ઉપદેશ આપે છેઃ–

**"तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥"**

(હે અર્જુન! તે જ્ઞાન તું સતશાસ્ત્રને તથા સુયુક્તિઓને જાણનારા બ્રહ્મદર્શી પુરુષપાસેથી તેમને શુદ્ધભાવથી વારંવાર નમસ્કાર કરવાવડે, તેમને અનુકૂલ તથા આવશ્યક એવી તેમની સેવા કરવાવડે, તથા તેમનાં અવકાશના સમયમાં તેમને પુનઃ પુનઃ પ્રશ્ન પૂછવાવડે તેમની પાસેથી પ્રાપ્ત કર. એવા કરુણાલુ પુરુષો તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે.)

**શાસ્ત્રરહસ્ય વિચારતાં અનન્યભક્તિ ને જ્ઞાન ભિન્ન નથી.** અનન્યભક્ત જેમ સર્વત્ર પોતાના ઇષ્ટદેવનું દર્શન કરે છે તેમ સર્વાત્મ-ભાવને પામેલા જ્ઞાની પણ સર્વત્ર આત્મદર્શન કરે છે.

આત્મસાક્ષાત્કારવાળા યોગીનું (જ્ઞાનીનું) સ્વરૂપ દર્શાવતાં શ્રીમદ્-ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

"सर्वभूतास्थितं यो मां भजत्येकत्वमास्थितः।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥"

(જે યોગી-જ્ઞાની-જીવબ્રહ્મના અભેદનો નિશ્ચય કરતો છતો સર્વભૂતોમાં અધિષ્ઠાનરૂપે રહેલ મારો સાક્ષાત્કાર કરે છે તે સ્વપ્રારબ્ધ-કર્માનુસાર સર્વ પ્રકારે વર્તતો છતો મારામાં અભેદરૂપે રહે છે.)

સમર્થ ભક્તરાજ તુલસીદાસજી પણ અનન્યભક્તિભાવવડે એને મળતુંજ કહે છે:—

"सीयाराममय सब जग जानी, करौं प्रनाम जोरी जुग पानी।"

(સર્વ જગતને સીતારામમય જાણીને તેને (સર્વ જગતને) બે હાથ જોડીને પ્રણામ કરું છું.)

**પોતાની મેળે ગ્રંથ વાંચીને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી લેવાય તેમ નથી.** આવું અભેદજ્ઞાન બ્રહ્માનુભવી સદ્ગુરુના ઉપદેશવિના મનુષ્યથી સ્વયં સમજી શકાય એવું નથી. શ્રુતિ, સ્મૃતિ ને પુરાણોમાં અધિકારી મનુષ્યે જ્ઞાનપ્રાપ્ત્યર્થ શ્રીસદ્ગુરુનું શરણ લેવાનું જણાવવામાં આવ્યું છે. ઉપનિષદોમાં સ્થલે સ્થલે ગુરુશિષ્યના સંવાદ જોવામાં આવે છે. મતલબ કે "**वासुदेवः सर्वमिति**" (આ સર્વ વાસુદેવ-રૂપ-વ્યાપક આત્મરૂપ-છે,) એવું જ્ઞાન તત્ત્વવેત્તા પુરુષપાસેથી જાણ્યા-વિના પોતાની મેળે મેળવી શકાય એમ નથી. વર્તમાનમાં પુસ્તકોના બહુ પ્રચારને લઇને ઘણાને જ્ઞાનનું ખોટું અભિમાન ઉપજે છે. અમુક ગ્રંથ મેં વાંચી લીધો, ને તેથી મેં તત્ત્વને જાણી લીધું એવું મિથ્યાભિમાન કરવાથી કાંઇ ફલ નથી, પણ સ્પષ્ટપણે હાનિજ છે. એક કુંભાર તાજો બાબી થયેલો. તે બીચારાને આચારના કાંઇ સંસ્કાર નહિ

તેથી આચારની બાબતમાં વારંવાર તે ભૂલ કરતો હતો, એટલે બીજા કેટલાક બાખીઓ તેને કુંભારજેવો કહી પજવતા હતા. આથી એને ઘણું માઠું લાગતું, પણ પોતે કુંભારજાતિનો હોવાથી કાંઇ બોલી શકતો નહિ. એક વાર તે બાખીની જમાતના મહંત ગીતાજીના ધ્યાનનો પાઠ કરતા હતા તે અશુદ્ધ ઉચ્ચારથી બોલ્યા કેઃ–"**सरवो-पनिषदो गावो दो गधा गोपालनंदनः**" આ સાંભળીને પેલો કુંભારજાતિનો બાખી પોતાને ખીજવનારા બાખીઓને લક્ષીને બોલી ઊઠ્યો કેઃ–"તમે મને કુંભાર કુંભાર કહી શામાટે ખીજવો છો? જુઓ, સાંભળો. ગીતાજીમાં પણ કહે છે કે આપણા ગોપાલ ભગવાન ગાયો પાળતા હતા, ને તેની સાથે **दो गधा** (બે ગધેડા) પણ પાળતા હતા!" ગુરુપાસેથી શીખ્યા સાંભળ્યાવિનાની વાત આવી છે. **दोग्धा** એટલે દોહનારને બદલે **दो गधा** (બે ગધેડા) એવો અર્થ થઇ જાય છે! કહેવાનું તાત્પર્ય કે જિજ્ઞાસુએ જ્ઞાતા પુરુષપાસેથી શાસ્ત્રનો અભ્યાસ કરીને પછી તેનો સ્વાધ્યાય કરવો જોઇએ.

### દેવતાર્ચનઃ–સ્માર્તઉપાસના–મૂર્તિપૂજન–નું રહસ્ય.

દેવતાર્ચન અથવા દેવપૂજન એ દ્વિજનું પાંચમું નિત્યકર્મ છે. પ્રત્યેક સનાતનધર્મીએ, એમાં પણ પ્રત્યેક દ્વિજે, ને તેમાં પણ પ્રત્યેક બ્રાહ્મણે સગુણબ્રહ્મરૂપ પોતાના ઇષ્ટદેવનું બહુમાન ને બહુભાવપૂર્વક પૂજન અવશ્ય કરવું જોઇએ. **શ્રીગણેશ, શ્રીસૂર્ય, શ્રીવિષ્ણુ, શ્રીશંકર** ને **શ્રીભુવનેશ્વરી** એ પાંચ સગુણબ્રહ્મનાં સ્વરૂપો છે. તેમાંથી જે સગુણ-બ્રહ્મરૂપ દેવતાના સ્વરૂપમાં પોતાને શ્રદ્ધાભક્તિ ઉપજે તેમનું પૂજન આદરપૂર્વક કરવું જોઇએ. કેટલાક ઉક્ત પંચદેવની પ્રતિમાને સાથે પધરાવીને તેમનું ગૌણમુખ્યભાવે પૂજન કરે છે, ને તેમ કરવાનો પણ

શાસ્ત્રવિધિ છે. કેટલાક પોતાના શ્રીસદ્દગુરુનું સગુણબ્રહ્મરૂપે પૂજન કરે છે. પૂજનના બે પ્રકાર છે. બાહ્યપૂજન ને માનસપૂજન. પૂજનનો હેતુ અંતઃકરણની બહાર ભટકતી વૃત્તિઓને પોતાના ઇષ્ટદેવમાં એકાગ્ર કરવાનો છે, ને એ રીતે દેવપૂજન એ ધ્યાનરૂપ યોગનું સ્થૂલ, પણ ઉપયોગી અંગ છે. પ્રથમ બાહ્યપૂજન સિદ્ધ થયા પછી માનસપૂજનનો અધિકાર પ્રાપ્ત થાય છે. ચિત્તની શુદ્ધિ ને એકાગ્રતાને અર્થે પૂજન જેમ બહુમાન ને બહુભાવપૂર્વક થવું જોઇએ, તેમ વિધિપૂર્વક પણ થવું જોઇએ. પૂજન કરનારે પૂજનની પ્રત્યેક ક્રિયામાં ભણવાના મંત્રના ઉચ્ચાર શુદ્ધ કરવા જોઇએ, તેમજ તે મંત્રોના અર્થ કે ભાવ જાણવા જોઇએ. મંત્રોની સમજવગરનું પૂજન જોઇએ તેવું ફલદાતા થતું નથી. યોગ વા નિદિધ્યાસન એ આત્મસાક્ષાત્કારનું પરમસાધન છે, ને દેવપ્રતિમાનું બાહ્યપૂજન તથા માનસપૂજન એ તે પરમસાધન સિદ્ધ કરવાનો અધિકાર પ્રાપ્ત કરવાનાં ક્રમિક પગથીઆં છે, અને આમ હોવાથી મૂર્તિપૂજા એ સનાતનધર્મનું એક અગત્યનું અંગ છે એમ શિષ્ટપુરુષોનો અભિપ્રાય છે.

ભિન્ન ભિન્ન દેવના પૂજનનો હેતુઃ—ભિન્ન ભિન્ન દેવનું પૂજન એ રુચિભેદે વા અધિકારભેદે સમજવાનું છે. બુદ્ધિની ભિન્નતાને લઇને સૌને એક દેવમાં શ્રદ્ધા ઉપજતી નથી, એટલે શાસ્ત્રે જેને જે દેવમાં શ્રદ્ધા ઉપજે તેને તે દેવની ભક્તિ કરવાની સંમતિ આપી છે. શ્રીમદ્દભગવદ્દગીતામાં શ્રીભગવાન્ કહે છે કેઃ—

"यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥

( જે જે ભક્ત જે જે દેવની પ્રતિમાને શ્રદ્ધાવડે પૂજવાને ઇચ્છે છે તેની તેની તે દેવમાંજ અચલ શ્રદ્ધા હું સ્થાપું છું. )

ધર્મશાસ્ત્રોએ ભિન્ન ભિન્ન દેવની પૂજા મનુષ્યોમાં ઝગડા ઉપજાવવા કે એકબીજાના દેવની નિંદા કરી પાપ વહોરવામાટે દર્શાવી નથી, પણ પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિને અર્થે મનુષ્યોની ભિન્ન ભિન્ન રુચિને અનુકૂલ આવે એવા સરલ માર્ગની યોજનામાટે દર્શાવી છે. વિવિધતા એ પ્રકૃતિનો વા માયાનો સ્વભાવ છે, ને તેને લઇને ભિન્ન ભિન્ન મનુષ્યોનો ધર્મમાં પણ રુચિભેદ હોય એ સ્વાભાવિક છે. આર્યાવર્તમાં તેમ અન્ય દેશોમાં પણ મૂલના એક ધર્મમાં કાલે કરીને ઘણા ફાંટા પડવામાં મનુષ્યનો સંસ્કારભેદ તથા તજ્જન્ય રુચિભેદ એ કારણ છે. સનાતનધર્મમાં મનુષ્યોના આવા સ્વાભાવિક રુચિભેદને અનુકૂલ એવું નિર્દોષ પોષણ આપી, તેમને ક્રમે કરીને ધર્મમાર્ગમાં આગળ વધારવાને, અને અંતે અદ્વૈતતત્ત્વમાં સ્થિતિ કરાવવાને સગુણબ્રહ્મરૂ ભિન્ન ભિન્ન દેવોના પૂજનની ને તેમને લગતાં શાસ્ત્રોની નિર્દો યોજના કરવામાં આવી છે. માનસશાસ્ત્રના નિયમને અનુસરીને ધર્મમાં આવી રચના કરવામાં પૂર્વપુરુષોનું અગાધ ડહાપણ જણાઇ આવે છે.

**ભિન્ન ભિન્ન ધર્મ કે સંપ્રદાયવાળાઓએ પરસ્પર સહાનુભૂતિ રાખવી જોઇએઃ**—ઉપરના વિવેચનથી વિચારવંતો એ પણ સમજી શકશે કે પ્રકૃતિની ધર્મવિષયમાં પણ બહુરૂપે થવાની આવી સ્વાભાવિકતા દ્વેષપાત્ર નથી, પણ પ્રેમપાત્ર વા ઉપેક્ષાપાત્ર છે. મનુષ્યો એકબીજાના શરીર આદિના આકાર, આહાર, વિહાર, પોષાક, સ્થાન ને રીતભાત આદિની ભિન્નતાનો કયાં દ્વેષ કરે છે? જો તેવી અનેક ભિન્નતાનો તેઓ દ્વેષ કરતા નથી તો પછી તેમણે

ધર્મની ભિન્નતાનો શામાટે દ્વેષ કરવો જોઇએ ? જો ધર્મની ભિન્નતા નાશપાત્ર હોત તો સર્વશક્તિમાન્ પ્રભુ તેનો નાશ કરી નાંખત, વા તેને ઉપજવાજ ન દેત, પણ જ્યારે પરમદયાળુ પ્રભુ તે વિષયમાં તટસ્થ રહે છે ત્યારે મનુષ્યોએ તેને માટે શાસારુ કલહ કરવો જોઇએ ? મનુષ્યો પોતપોતાના સંસ્કારથી પ્રાપ્ત થયેલા અધિકાર-પ્રમાણે ભિન્ન ભિન્ન ધર્મમાર્ગે ચાલે છે, ને તે તેમને માટે ઠીક છે એમ માનીને સજ્જનોએ ધર્મના વિષયમાં બહુ ઉદારતાથી વર્તવું જોઇએ.

જેમ એક પિતા પોતાના ભિન્ન ભિન્ન બુદ્ધિવાળા ને જ્ઞાનવાળા, ભિન્ન ભિન્ન રુચિવાળા, અને ભિન્ન ભિન્ન શરીરબલવાળા ચાર પુત્રોને તેમને માટે યોગ્ય એવા ધંધાના લાભ, અને અન્ય ધંધાના ગેરલાભ સમજાવી ક્રમે કરીને ખેતી, વ્યાપાર, નોકરી ને વિદ્યાભ્યાસ-માં યોજે છે તેમ કર્મફલપ્રદાતા સત્તા (ઇશ્વર) મનુષ્યોનાં પૂર્વ-કર્માનુસાર તેમને યોગ્ય દેશમાં, યોગ્ય જાતિમાં ને યોગ્ય સ્થિતિમાં જન્મ આપી યોગ્ય ધર્મમાં યોજાવાની પણ સગવડ કરી આપે છે, ને તેમના પુરુષાર્થાનુસાર તેમાં ફેરફાર પણ કરે છે. જેમ બધા મનુષ્યો પ્રભુના છે તેમ બધા ધર્મ પણ પ્રભુના છે, ને કર્મનો મહિમા ગહન છે એમ જાણી, સજ્જનોએ અન્ય ધર્મીઓને વા અન્ય દેવના પૂજકોને બની શકે તો તેમનો ધર્મ યથાયોગ્યરીતે પાળવાનું પ્રસન્નતાપૂર્વક પ્રોત્સાહન આપવું જોઇએ, અને તેમ ન બની શકે તો પોતે તેમનો દ્વેષ ન કરતાં ઉપેક્ષા ધારણ કરી પ્રસન્ન રહેવું જોઇએ. ધર્મવિષયમાં પોતાનો સ્વીકારેલો ધર્મ પોતે બરાબર સમજીને ઘણામાં ઘણા પ્રયત્નથી યોગ્યરીતે પાળવો એ

મુખ્ય આવશ્યક વાત છે. કેટલાક પોતાના ધર્મનું રહસ્ય સમજવા તથા પોતાના ધર્મનું પાલન કરવા પ્રયત્ન કરતા નથી, પણ પોતાના ધર્મના મિથ્યાભિમાનવડે પોતાનો ધર્મ અન્યપાસે પળાવવાનો આગ્રહ રાખે છે એ તેમની મોટી ભૂલ છે. ધર્મ એ અંતઃકરણની માન્યતાનો વિષય છે; વાણીનો કે બાહ્યાચારનો વિષય નથી, એટલે કોઈની પાસે તે પરાણે પળાવી શકાતો નથી. વળી પ્રત્યેક ધર્મમાં નીતિનાં તથા પ્રભુભક્તિનાં ઓછાંવધતાં તત્ત્વો હોય છે એટલે પ્રત્યેક ધર્મ માનને પાત્ર છે. જે મનુષ્ય જ્યાંત્યાં પોતાના ધર્મનાં વખાણ ને અન્યના ધર્મની નિંદા કર્યા કરે છે તે પરિણામે પોતાના ધર્મની નિંદા કરાવે છે, ને પોતે તેને માટે પાપભાગી થાય છે. સમજુ મનુષ્યો આવી અઘટિત પ્રવૃત્તિ ક્યારે પણ કરતા નથી. આ પ્રતિપાદનથી એમ સમજવાનું નથી કે ધર્મનાં તત્ત્વોસંબંધી ચર્ચા નજ કરવી. ભલે તે કરો, પણ ધર્મને નામે પરસ્પર દ્વેષ કે ઝગડા ન કરો એજ કહેવાનું તાત્પર્ય છે. ભિન્ન ભિન્ન ધર્મ વા સંપ્રદાયોમાં સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ ને સર્વસદ્ગુણસંપન્નરૂપે પૂજાતા ભિન્ન ભિન્ન દેવો તે એકજ સગુણબ્રહ્મનાં ( ઈશ્વરનાં ) ગુણભેદે તથા કાર્યભેદે માનેલાં જૂદાં જૂદાં સ્વરૂપ છે, ને તેથી જો મનુષ્ય એકબીજાના દેવની નિંદા કરે તો એકજ માબાપનાં અજ્ઞાન બાલકો પોતાનાં માબાપને પરસ્પર ગાળો દે તેના જેવું થાય, એટલે પોતાનાજ ઇષ્ટદેવની નિંદા કર્યાજેવું થાય. વિચારવંત પુરુષો આવી અયોગ્ય પ્રવૃત્તિથી સર્વદા દૂર રહે છે.

**વૈશ્વદેવ તથા અતિથિસત્કાર:**-વૈશ્વદેવપૂર્વક અતિથિસત્કાર એ દ્વિજોનું છઠ્ઠું નિત્યકર્મ છે. ગૃહસ્થના ઘરમાં ચૂલો, પાણીઆરું

ઘંટી, ખાંડણી તથા ખાંડણીઓ ને સાવરણી તથા લીંપવાબુંપવાનાં સાધનો એ પાંચ સૂના એટલે હિંસાસ્થાન છે. બનતી સંભાળ રાખવામાં આવે તોપણ એ સ્થલોએ જીવજંતુની ઓછીવધતી હિંસા થવાનો સંભવ છે. એ હિંસાજન્ય દોષની નિવૃત્તિ કરવામાટે તથા તે દોષની નિવૃત્તિવડે ભોજનના અન્નને પવિત્ર કરવામાટે ગૃહસ્થે નિત્યપ્રતિ વૈશ્વદેવ કરવો જોઇએ સમગ્ર વિશ્વને દેવસ્વરૂપ (ઇશ્વરસ્વરૂપ) ગણી તેમને યથાશક્તિ તૃપ્તિ આપવાની જે ક્રિયા તે વૈશ્વદેવ. વિશ્વના દેવોને અને પોતાની મર્યાદામાંનાં અન્ય સર્વ પ્રાણીઓને પોતાના ઉપાસ્ય દેવસ્વરૂપે જોઇ તેમને પોતાના ઘરમાં રાંધેલા અન્નાદિવડે યથાશક્તિ તૃપ્ત કર્યા પછી–તેમને માટેનો ભાગ અર્પણ કર્યા પછી–ગૃહસ્થે ભોજન કરવું એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. આર્યનો ગૃહસ્થાશ્રમ માત્ર સ્વાર્થને માટે નથી, પણ પોતાની મર્યાદામાંનાં સર્વ પ્રાણીઓને યથાશક્તિ સંતોષ આપવામાટે છે. વૈશ્વદેવનું અન્યનામ પંચમહાયજ્ઞ છે. દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ ને બ્રહ્મયજ્ઞ એ પાંચ મહાયજ્ઞનાં નામો છે. શ્રૌત અગ્નિમાં, (અગ્નિહોત્રના અગ્નિમાં,) સ્માર્ત અગ્નિમાં, (આવસથ્યના અગ્નિમાં,) વા લૌકિક અગ્નિમાં (જે અગ્નિપર રસોઇ કરી હોય તે અગ્નિમાં) રાંધેલા ઘૃતયુક્ત હવિષ્યાન્નનો દેવોને નિમિત્તે હોમ કરવો તે દેવયજ્ઞ, સર્વભૂતોને (સામાન્ય દેવોને) અર્થે બલિ મૂકવા તે ભૂતયજ્ઞ, પિતૃઓને ઉદ્દેશીને બલિ આપવા તે પિતૃયજ્ઞ, સનકાદિ ઋષિઓને ઉદ્દેશીને બલિ અર્પણ કરવા તે અથવા અતિથિ વા અન્નના યાચકોને યથાશક્તિ અન્ન આપવું તે મનુષ્યયજ્ઞ, અને સંકલ્પપૂર્વક વેદમંત્રો ભણવા તે બ્રહ્મયજ્ઞ. વૈશ્વદેવમાં ગાય, શ્વાન, વાયસ (કાગડા) ને

ીટપતંગાદિને અર્થે પણ રાંધેલા અન્નનો ભાગ કાઢવામાં આવે છે. ૈશ્વદેવ કર્યા પછી પૂજ્ય અતિથિ, વૃદ્ધ ને બાલકોને ભોજન કરાવ્યા ાછી ગૃહસ્થે ભોજન કરવું એવો પ્રાચીન શિષ્ટાચાર છે.

**વૈશ્વદેવ કરવાના લાભ, ને તે કરવાની અગત્યઃ—** અંતઃકરણની શુદ્ધિ કરવામાં વૈશ્વદેવની ક્રિયા બહુ ઉપકારક છે. ગૃહસ્થને વૈશ્વદેવવડે નિર્લોભતા, કૃતજ્ઞતા, પરોપકારિતા ને નિઃસ્વાર્થતાની શનૈઃ શનૈઃ પ્રાપ્તિ થાય છે, ને એવડે તે પરમાર્થના માર્ગમાં ક્રમથી આગળ વધતો જાય છે. ઉપરાંત દેવાદિને પ્રસન્નતા ઉપજાવવાથી થતા પુણ્યવડે તે ધનધાન્યાદિથી સુખી રહે છે. **શ્રીભગવાન્ શ્રીભગવદ્ગીતાના** ત્રીજા અધ્યાયમાં વૈશ્વદેવ કરવાનો આગ્રહ દર્શાવતાં કહે છે કેઃ—

" यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ "

( વૈશ્વદેવ કરતાં શેષ રહેલું અન્ન જમનાર સંતપુરુષો ક્રમથી સર્વપાપથી મુક્ત થાય છે, ને જે પાપીઓ પોતાને માટેજ રાંધે છે તેઓ પાપનું ભોજન કરે છે. )

વળી જે ગૃહસ્થ વૃષ્ટિવડે અન્નાદિ ઉપજાવનાર દેવોને અર્થે વૈશ્વદેવાદિ યજ્ઞોવડે અન્નાદિ અર્પણ કર્યાવિના જમે છે તેને " **तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ।** " એ વચનવડે શ્રીભગવાને શ્રીમુખે સ્પષ્ટ શબ્દોમાં દેવોનો ચોર કહ્યો છે. શાસ્ત્રમાં જેને વર્ણોના ગુરુતરીકે કહેવામાં આવ્યા છે એવા બ્રાહ્મણોએ વૈશ્વદેવહીન રહીને દેવોના ચોર થવું ઉચિત નથી.

**અતિથિસત્કાર:**—અતિથિસત્કાર એ વૈશ્વદેવસાથેનું એક મુખ્ય નિત્યકર્મ છે. જેના આગમનની તિથિ નિશ્ચિત નથી હોતી, અથવા જે પૂરી એક તિથિ નિવાસ કરતો નથી, પણ જે માત્ર એક ટંકજ નિવાસ કરે છે તે અતિથિ. અતિથિને જાતિ કુલ આદિ પૂછ્યાવિના તેનો ઇશ્વરરૂપ ગણીને સત્કાર કરવો એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. અતિથિસત્કારનું પુણ્ય મોટું છે. કેટલાક ધર્મનિષ્ઠ પુરુષો અનાયાસે અતિથિની પ્રાપ્તિ ન થાય તો કોઇ સ્થલેથી શોધી લાવીને પણ તેને ભોજન કરાવે છે. અતિથિ ત્યાગી હોય વા ગૃહસ્થ હોય તેનો અન્નાદિવડે યથાશક્તિ સત્કાર કરવો એ ગૃહસ્થનું કર્તવ્ય છે. વિશેષ ન બની શકે તો ભૂખ્યા યાચકોને થોડું પણ અન્ન આપવું એ ઘરમાંડીને બેઠેલાનો પવિત્ર ધર્મ છે. વૈશ્વદેવને સમયે ભૂખ્યા યાચકને ગૃહસ્થે કયારે પણ ખાલી હાથે પાછો નજ વાળવો જોઇએ.

**પરોણા કે મેમાન:**—વર્તમાનમાં યોગ્ય અતિથિની પ્રાપ્તિ થવી દુર્લભ છે. વળી આ પ્રવૃત્તિમય જમાનામાં વ્યાપારાદિને અર્થે શહેરોમાં તથા કસ્બાઓમાં લોકોનું આવવુંજવું વધ્યું છે, ને તેમને ઊતરવાનાં સાધનોની—ધર્મશાલા તથા વીશીઓ વગેરેની—સગવડ ઘણે સ્થલે હોય છે, એટલે વર્તમાનમાં એકબીજાને ત્યાં અતિથિતરીકે જવાનો પ્રચાર શહેર તથા કસ્બાઓમાંથી લગભગ નીકળી ગયો છે. ગામડામાં પટેલની ડેલીએ કે સુતાર વા કુંભારને ઘેર બ્રાહ્મણાદિ અજાણ્યા અતિથિઓ કોઇ કોઇ વાર ઊતરે છે, ને તેમનો યથાશક્તિ સત્કાર કરવાનું ગામડામાં હજી ચાલુ છે. વર્તમાનમાં તો સગાંવહાલાં વા ઓળખીતાઓ ગામપરગામ જાય ત્યારે પરોણા વા મેમાનતરીકે એકબીજાને ત્યાં ઊતરે છે.

**ઘરનો રોટલો બહાર ખાવો છેઃ**—પરોણા વા મેમાનનો યોગ્ય સત્કાર કરવો એ ગૃહસ્થોનું વ્યાવહારિક કર્તવ્ય છે. એ કર્તવ્ય જો તે પોતાની શક્તિપ્રમાણે ન બજાવે તો તે વ્યવહારમાં નિંદાય છે એટલુંજ નહિ, પણ તે અન્યને ત્યાં જાય ત્યારે યોગ્ય સત્કાર પામી શકતો નથી. એક વણિક વ્યાપારીની સ્ત્રી લોભી ને આળસુ સ્વભાવની હતી. તે વાણીઆને ત્યાં વ્યાપારના પ્રસંગને લઇ આસપાસનાં ગામડાંનાં માણસો આવતાં, પણ તે બાઇ તેમનો કાંઇ સત્કાર કરતી નહિં. શેઠનું સ્ત્રીપાસે કાંઇ ચાલતું નહિં. કોઇ કોઇ વાર શેઠ ગામડે ઉઘરાણીએ જતા ત્યારે તેની સ્ત્રી તેને ઢેબરાં કરી આપતી. તે રસ્તામાં ખાઇને શેઠ જવાના ગામમાં જતા, કેમકે પોતાને ત્યાં કોઇનો સત્કાર થતો નહિ એટલે તેમને ભોજનનું કોણ પૂછે? કેટલાંક વર્ષોપછી શેઠની એ સ્ત્રી ગુજરી ગઇ, ને શેઠ નવી સ્ત્રી પરણ્યા. એ બાઇ ઘણી સુશીલ ને ચતુર હતી. પોતાને ત્યાં જે આડતીઆઓ વગેરે આવતા તેની તે યોગ્ય સરભરા કરવા લાગી. એક વાર શેઠને ગામડે જવાનો પ્રસંગ આવ્યો ત્યારે શેઠે પોતાની તે નવી સ્ત્રીને ભાતું કરવાનું કહ્યું. પ્રત્યુત્તરમાં તે ચતુર સ્ત્રીએ કહ્યું:- "આપને માટે મેં ભાતું અગાઉથી મોકલી આપ્યું છે. આપ સુખેથી પધારો." શેઠ ગામડે ગયા તો ત્યાંનાં પરિચિત માણસોએ તેમને જમવાનો બહુ આગ્રહ કર્યો, ને પ્રેમથી જમાડ્યા. શેઠે ઘેર આવી પોતાની સ્ત્રીને કહ્યું:-"તારી વાત સાચી પડી. આજસુધી તો મને કોઇ જમવાનું પૂછતું નહોતું, પણ આ વેલા તો મને બહુ તાણ કરીને આડતીઆએ જમાડ્યો." નવી શેઠાણીએ કહ્યું:-"ઘરનો રોટલો બહાર ખાવો છે. આપણે કોઈનું કરીએ તો બીજા આપણું

કરે." પોતાની સ્ત્રીના આવા સદ્‌ગુણથી શેઠ બહુ પ્રસન્ન થયા. જે ઘરમાં આવી ભલી ને આવડતવાળી સ્ત્રી હોય છે તે ઘરની શોભા વધે એમાં કાંઇ આશ્ચર્ય નથી. ઘરના શણગારરૂપ આવી દેવીજેવી સ્ત્રીઓ પોતાનાં સત્કર્તવ્યોવડે સામાન્ય સ્થિતિવાળા પોતાના નાનાસરખા ઘરને પણ નાનાસરખા સ્વર્ગજેવું બનાવી આપે છે.

**અતિલોભી હાસ્યને પાત્ર થાય:**—કેટલાક ચમડી તૂટે પણ પણ દમડી ન છૂટે એવા મખ્ખીચુસ હોય છે. તેવાને ત્યાં કોઇ મેમાન થાય છે ત્યારે તે મેમાનના ભોગ મળે છે. કોઇ વાર મેમાન માથાનો મળે તો એવા મખ્ખીચુસને પણ મૂકતો નથી, ને તેને હાસ્યપાત્ર બનાવે છે. એક વૈશ્ય અતિલોભી હતો. એક વાર સંધ્યાકાલે તે પોતાના ઘરની ઓશરીમાં ખાટલાપર બેઠો હતો, ત્યાં છેટેથી તેણે પોતાના એક ઓળખીતાને ખભે ખડીઓ લઇને આવતો જોયો. લોભીઆએ જાણ્યું કે ચોકસ આ રાત રોકાશે, ને તેને જમાડવો પડશે, એટલે તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે:–' હું માથે ઓઢીને સૂઇ જાઉં છું, તું મારા પગ દબાવ. હમણાં દીવોબીવો કરીશમાં, ને ઓલી લપ આવે છે તે પૂછે તો કહેજે કે શેઠને તાવ આવ્યો છે." લોભીઓ સૂઇ ગયો, ને તેની સ્ત્રી તેના પગ દબાવવા મંડી. આવનાર માણસ પક્કો હતો. લોભીઆની આ યુક્તિ તે સમજી ગયો, ને મનમાં તેણે નિશ્ચય કર્યો કે ભલે તે મને છેતરવાનું કરે, પણ આજ તેને છોડવો નથી–તેને ત્યાં જમવુંજ છે. તે શેઠના ખાટલાપાસે બેઠો. ૦॥–૦॥। કલાક થયો, પણ તે ઊઠ્યો નહિ, ને અંધારું બહુ થયું, ત્યારે તે સ્ત્રી તેના પતિના પગ દબાવવાનું કામ બંધ કરી દીવો કરવા ઊઠી. જેવી તે ઊઠી કે તેની જગાએ પેલો આવનાર

મેમાન હળવેક દઇને બેસી ગયો, ને તે લોભીઆના પગ દબાવવા મંડ્યો. લોભીઓ જાણતો હતો કે પોતાની સ્રીજ પોતાના પગ દબાવે છે, એટલે તેણે મોઢાપર ઓઢેલી સ્થિતિમાં પૂછ્યું કેઃ—" પીડા ટળી, કે છે ?" આ સાંભળી પેલા મેમાને જવાબ દીધો કેઃ—" પીડા તો પગે વળગી છે." આ સાંભળી લોભીઓ ઊઠ્યો, ને બોલ્યો કેઃ—" હેં હેં શેઠ ! તમે ક્યાંથી ? બહુ સારું, ભલે આવ્યા." સ્રીને ઉદ્દેશીને તે કહેવા લાગ્યોઃ—" ક્યાં ગઇ ? જો આ શેઠ આવ્યા છે, તેમને માટે કંઇ ખીચડી બીચડી ઓર, મારે તો જમવું નહોતું, પણ હવે શેઠની હારે બે કોળીઆ ખાશું." આવા લોભીઆ બીજાને ત્યાં જઇને શો સત્કાર પામે ?

**• ઘેર આવતા અતિથિને વા મેમાનને અટકાવવો નહિઃ—** સમજુએ આશા કરીને પોતાને ત્યાં આવતા અતિથિને વા મેમાન-ને અટકાવવો નહિ, કેમકે પોતાને ત્યાં એવી રીતે કોઇ આવે એવા ઊજળા દિવસો પુણ્યવડે પ્રાપ્ત થાય છે. જ્યારે પ્રારબ્ધવશાત્ સ્થિતિ બદલાઇ જાય છે ત્યારે કોઇ તેને બારણે ચઢતું નથી. સમય નિત્ય સરખો રહેતો નથી. વ્યવહારમાં પણ ચઢતીપડતીના દશકા કહેવાય છે. વિચારવંતે પોતાની સારી સ્થિતિનો લાભ લઇ લેવો—બની શકે તેટલો અન્યઉપર હાથ રાખવો, ને અન્યને સંતોષ આપવો.

એ પ્રમાણે બ્રાહ્મણોનાં નિત્યપ્રતિનાં ષટ્કર્મોવિષે કહ્યું. હવે **બ્રાહ્મણોનાં અન્ય સત્કર્મો તથા બ્રાહ્મણોની વૃત્તિવિષે—ધંધાવિષે—** કહેવાય છેઃ—અધ્યયન, ( વેદાદિ સત્શાસ્રોનો અભ્યાસ કરવો,) યજન, ( વૈદિક તથા સ્માર્ત યજ્ઞો કરવા ) ને દાન ( સત્પાત્રે યથાશક્તિ અન્નાદિ આપવું ) એ ત્રણ દ્વિજનાં—ત્રિવર્ણનાં—બ્રાહ્મણ, ક્ષત્રિય ને

વૈશ્યનાં-સામાન્ય કર્મો છે; ને અધ્યાપન, ( ત્રિવર્ણને વેદાદિનો અભ્યાસ કરાવવો, ) યાજન ( ત્રિવર્ણને યથાશાસ્ત્ર યજ્ઞો કરાવવા, ) ને પ્રતિગ્રહ ( દાન લેવું ) એ ત્રણ બ્રાહ્મણનાં વિશેષ કર્મો છે. આપત્કાલવિના ક્ષત્રિયવૈશ્યે એ ત્રણ કર્મો ન કરવાં એવી શાસ્ત્રાજ્ઞા છે. બ્રાહ્મણે પોતાનાં એ ત્રણ વિશેષકર્મોવડે પોતાની આજીવિકા ચલાવવી જોઇએ. સમય બદલાતાં સર્વે બ્રાહ્મણો પોતાની આજીવિકામાટે એ વૃત્તિ-ધંધો-રાખી શક્યા નથી. કેટલાક બ્રાહ્મણોએ ક્ષત્રિયની વૃત્તિ સ્વીકારી છે, ને કેટલાક બ્રાહ્મણોએ વૈશ્યની-વ્યાપારની ને ખેતીની-વૃત્તિ સ્વીકારી છે. જોકે બ્રાહ્મણે તો બ્રાહ્મણની વૃત્તિથી પોતાની આજીવિકા ચલાવવી જોઇએ, છતાં સંમયપરત્વે ન ચાલતાં એ પ્રમાણે બ્રાહ્મણને ક્રમે કરીને ક્ષત્રિયવૈશ્યની વૃત્તિ સ્વીકારવાની ધર્મશાસ્ત્રે છૂટ આપી છે, એટલે તેથી બ્રાહ્મણનું બ્રાહ્મણપણું નષ્ટ થતું નથી, પણ શોકની વાત છે કે ઘણા અભણ કે અલ્પ ભણેલા બ્રાહ્મણોએ વર્તમાનમાં શૂદ્રની વૃત્તિ-હલકી સેવાવૃત્તિ-સ્વીકારી છે, ને તેમાં બ્રહ્મત્વ નામનુંજ રહે છે. વિદ્વાન્ ને ધનાઢ્ય બ્રાહ્મણોએ એવા બ્રાહ્મણોને એ સ્થિતિમાંથી મુક્ત કરવાને બની શકે તેટલા શાસ્ત્રીય ને વ્યાવહારિક ઉપાયો યોજવા જોઇએ. બ્રાહ્મણ ગમે તે સ્થિતિમાં હોય તોપણ તેણે બ્રાહ્મણના સ્વાભાવિક ગુણો મેળવવા તથા પોતાનાં ષટ્કર્મોનું પાલન કરવા આગ્રહ રાખવો જોઇએ. એમ કરવાથી તે પોતાના બ્રહ્મત્વનું રક્ષણ કરી શકશે, અન્યથા નહિ કરી શકે.

**સ્વપરને અર્થે બ્રાહ્મણોએ પોતાની સ્થિતિ સુધારવાની આવશ્યકતાઃ**—સોનારૂપાના કટકા એ બ્રાહ્મણોનું ધન નથી, બ્રાહ્મણો-નું ધન તો વિદ્યા છે. બ્રાહ્મણ વિદ્યોપજીવી હોવો જોઇએ. વર્તમાન-

માં ચારે વર્ણની સ્થિતિ છિન્નભિન્ન થઈ ગઈ છે એ દેશના મોટા દુર્ભાગ્યની વાત છે. જો ગુરુવર્ગ (બ્રાહ્મણવર્ગ) પોતાની સ્થિતિ સુધારે, ને પોતાનો મૂલનો ધંધો હાથમાં લે, તો પોતાને ને ક્ષત્રિયાદિ ત્રિવર્ણને ઘણો લાભ થાય. બ્રાહ્મણોનું અધઃપતન એ દેશમાં સનાતનધર્મની હાનિ થવામાં પણ કારણરૂપ છે. દેશમાં શ્રદ્ધાપૂર્વક સ્વધર્મનું પાલન કરનારા ને અન્યને ધર્મોપદેશ કરનારા પુષ્કલ ઋષિબ્રાહ્મણો તૈયાર થાય તો સનાતનધર્મની રક્ષા થાય, ને તેવા પવિત્ર બ્રાહ્મણોથી ઉપદેશ પામેલા લોકો સ્વકર્તવ્યના પાલનવડે વ્યવહારપરમાર્થમાં આગળ વધી સુખી થાય. ધર્મરક્ષાથી વ્યવહારની નીતિની પણ રક્ષા થાય છે, ને તેમ થવાથી લોકો વ્યવહારમાં ધનધાન્યાદિવડે સુખી થઇ પોતાનો પરલોક સુધારી શકે છે, વા મોક્ષમાર્ગમાં આગળ વધી શકે છે. જ્ઞાતા બ્રાહ્મણોએ ને અન્ય સનાતનધર્મી જ્ઞાતા તથા ધનાઢ્ય ગૃહસ્થોએ સ્વપરના કલ્યાણને અર્થે આ વિષય સદાગ્રહપૂર્વક હાથ ધરવાજેવો છે.

ઉપસંહારઃ—બ્રહ્મકર્મનો વિષય બહુ વિશાલ છે. એ ઉપર જેટલું કહેવાય તેટલું થોડું છે. હવે તે વિષે વધારે વિસ્તાર ન કરતાં છેવટ કહેવાનું એજ કે આ સંસારમાં ભરતખંડમાં જન્મ, ને તેમાં પણ બ્રાહ્મણશરીરની પ્રાપ્તિ બહુ દુર્લભ છે. પૂર્વના મોટા પુણ્યથી પ્રાપ્ત થયેલો બ્રાહ્મણનો જન્મ બ્રાહ્મણે અર્થકામની તૃષ્ણામાંજ ન ગુમાવી દેવો જોઇએ. તેણે પૂર્વે કહ્યા પ્રમાણે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહેલા બ્રાહ્મણના શમદમાદિ ગુણો પ્રાપ્ત કરવામાટે તથા પોતાનાં ષટ્કર્માદિરૂપ સ્વધર્મનું પાલન કરવામાટે બહુ ઉત્સાહી ને પ્રયત્નશીલ રહેવું જોઇએ. ધર્મમય વા ધર્મયુક્ત જીવન એજ વાસ્તવિક મનુષ્ય-

જીવન છે. બ્રાહ્મણે એવું જીવન ખાસ કરીને પ્રાપ્ત કરવું જોઇએ. બ્રાહ્મણે તો દર્શનવડે તથા આશીર્વાદવડે અન્યનું કલ્યાણ કરનાર ધર્મમૂર્તિરૂપ થવું જોઇએ. ધર્મહીનતા એ બ્રાહ્મણોના અધઃપાતનું મુખ્ય કારણ છે. શાસ્ત્રાધ્યયનવડે ને શાસ્ત્રાજ્ઞાના પાલનવડે બ્રાહ્મણોએ કાલવશાત્ પ્રાપ્ત થયેલી પોતાની ધર્મહીનતા દૂર કરવી જોઇએ. વિદ્વાન્ ને ધનાઢ્ય બ્રાહ્મણોએ તથા અન્ય જ્ઞાતિના તેવા પુરુષોએ બ્રાહ્મણોના ઉદ્ધારમાટે યોગ્ય ઉપાયો યોજવા જોઇએ. બ્રાહ્મણોના ઉદ્ધારની સાથે દેશના ધાર્મિક, નૈતિક ને આર્થિક ઉદ્ધારને ગાઢ સંબંધ છે, એટલે દેશની સમગ્ર હિંદુપ્રજાતરફથી બ્રાહ્મણોના ઉદ્ધારને માટે બહુ પ્રયત્ન થવાની આવશ્યકતા છે. બ્રાહ્મણના ને બ્રાહ્મણેતરના કજીઆ આર્યાવર્તમાં ન શોભે. સનાતનધર્મના તથા બ્રાહ્મણોના ઉદ્ધારમાટે વિદ્વત્પરિષદ્નો પ્રયત્ન પ્રશંસનીય છે. હરિઃ ૐ

[ એ પ્રમાણે પૂજ્યપાદ મહાત્માશ્રીએ વ્યાખ્યાનની સમાપ્તિ કરતાં વ્યાખ્યાનના અંતનું મંગલાચરણ થયું, ને શ્રોતાઓએ તાળીઓના ગડગડાટવડે પોતાનો હર્ષ જણાવ્યો. ત્યારપછી હિંદી પંડિત શ્રીમાન્ રમાપતિમિશ્ર ઊભા થયા, ને સહર્ષ સોત્સાહ મધુરવાણીથી નીચેની મતલબનું બોલ્યાઃ—

**बहुत दिनसें हम जिस्की बडी प्रशंसा सुनते रहे। जिस्की प्रशंसाका शब्द हमेरे कर्णपर बहुत वर्षोंसें आ रहा था। जिस्के दर्शनकी बडी इच्छा थी। वो वयोवृद्ध ब्रह्ममूर्तिका अब दर्शन हो गया। और उस्का व्याख्यान बी सुना गया। जिससें बडा आनंद प्राप्त हुआ॥ ऐसे विद्वान्, अनुभवी**

औ संयमी पुरुषसें देश [illegible] है ॥ हमारे जैसे युवानोंनें उस्की पाससें बहुत शीखनेका है ॥ इ० इ०

[ લોકોનો હર્ષનાદ, ને તાળીઓ. ]

ત્યારપછી વિદ્વત્પરિષદ્‌ના મંત્રી શ્રીયુત મોહનલાલજીએ પૂ૦ મહાત્માશ્રીની યોગ્ય શબ્દોમાં પ્રશંસા કરી આજે લીધેલા શ્રમમાટે ઉપકાર માન્યો, ને વિદ્વત્પરિષદ્‌ના કાર્યપ્રતિ સહાનુભૂતિ દર્શાવવા તથા વિદ્વત્પરિષદ્‌ને સ્મરણમાં રાખવા તેઓશ્રીને પ્રાર્થના કરી.

છેવટ હરહર મહાદેવ, તથા સનાતનધર્મના જયની ગર્જનાઓ સાથે સભા વિસર્જન થઇ, અને ભાવિકો પૂજ્યપાદ મહાત્માશ્રીન ચરણારવિંદના સ્પર્શમાટે ઊલટી પડ્યા. વિદ્વત્પરિષદ્‌ની એ મહાસભા ને એ મંગલમય રાત્રિનો આનંદ હજી પણ અંતઃકરણમાં તરવરી રહ્યાં છે.



## પરિશિષ્ટ બીજું.

# श्रीशंकरजयन्तीमहोत्सव

### પૂજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્માનું વ્યાખ્યાન.

સુરત, વૈશાખસુદિ ૫ સં૦ ૧૯૮૧

[ શ્રીમહેશ્વરાવતારરૂપ આચાર્યભગવાનની–આદ્યશંકરાચાર્યજીની –મહામંગલ જયન્તી ઊજવવામાટે શ્રીસુરત સનાતનવૈદિકધર્મસભાની યોજનાથી સનાતનધર્મી સજ્જનોની એક સભા સુરતમાં આજે સાંજે સાત વાગે મળી હતી. પૂજ્યપાદ મહાત્માશ્રી દહેણુથી આજે એકાદ કલાકપહેલાંજ પધારેલા હોવા છતાં ને પ્રવાસથી શરીરે શ્રમિત છતાં સનાતનવૈદિકધર્મસભાના અગ્રગણ્ય પુરુષોના આગ્રહથી તેઓશ્રીએ સભાનું પ્રમુખપદ સ્વીકાર્યું હતું. તે વેલાના તેઓશ્રીના વ્યાખ્યાનનો અગત્યનો સાર નીચે આપવામાં આવ્યો છે. ]

**શ્રીઆદ્યશંકરાચાર્યજીનું મહત્કાર્ય અને તેઓશ્રીના ગ્રંથો.** શ્રીઆચાર્યભગવાનનો પ્રાદુર્ભાવ કેરલદેશના કાલ્ટીગામમાં થયો હતો. તે સમયે બુદ્ધધર્મના તથા જૈનધર્મના પ્રાબલ્યથી વૈદિકકર્મમાર્ગ શિથિલ થયો હતો, ઉપાસકોના નાનાપ્રકારના ઝગડા ચાલી રહ્યા હતા, અને સકામ તંત્રાદિનું જોર વધી ગયું હતું. બાલ્યાવસ્થામાંજ વેદાદિ શાસ્ત્રોનો અભ્યાસ પૂર્ણ કરી તેઓશ્રીએ સંન્યાસ ગ્રહણ કર્યો હતો. માત્ર ૩૨ વર્ષપર્યંત તેઓશ્રી આ પૃથ્વીઉપર વિરાજ્યા હતા. એટલા ટુંકા સમયમાં તેઓશ્રીએ અદ્ભુત કાર્ય કર્યું હતું. પ્રસ્થાનત્રય–શ્રીઉપનિષદો, શ્રીવેદાંતસૂત્રો ( બ્રહ્મસૂત્રો ) અને શ્રીમદ્ભગવદ્ગીતા–પરનાં તેઓશ્રી-નાં અદ્ભુત ભાષ્યો એઓશ્રીની અદ્ભુત જ્ઞાનશક્તિની, અલૌકિક

બુદ્ધિબલની ને બ્રહ્મનિષ્ઠાની સાક્ષી આપે છે. ઈશાદિ દશ ઉપનિષદોપર તેઓશ્રીનાં ભાષ્યો છે. શ્વેતાશ્વતરનામના ૧૧મા ઉપનિષદ્પરના તેઓશ્રી-ના નામથી પ્રચલિત ભાષ્યવિષે વિદ્વાનોમાં મતભેદ છે. તે વાદગ્રસ્ત વિષય હોવાથી તેની તકરારમાં આપણે ન પડતાં તેઓશ્રીનાં દશ ઉપનિષદોઉપર ભાષ્ય હોવાની વાત જે સર્વ સંમત છે તેજ આપણે તેઓશ્રીનાં રચેલાં છે એમ કહીશું. એ ભાષ્યો મનોહર ને અદ્વૈત બ્રહ્મમાં નિષ્ઠા ઉપજાવનારાં છે. ભગવદ્ગીતાઉપર તેઓશ્રીનું સુંદર, ગંભીર ને પ્રૌઢ ભાષ્ય છે, અને વેદાંતસૂત્રોઉપર પણ તેઓશ્રીનું શારીરકભાષ્યનામનું પ્રૌઢ અર્થવાળું તથા પ્રમાણો ને યુક્તિઓથી ભરેલું અતિ અદ્ભુત ભાષ્ય છે. તેમાં પ્રતિપાદન કરેલા વિષયની ગહનતાથી એ ભાષ્યોમાં પંડિતોવિના બીજા સામાન્ય જનેનો પ્રવેશ થઇ શકે એમ નથી, એટલે સામાન્ય મનુષ્યોઉપર કૃપા કરીને તેઓશ્રીએ ઉપદેશસાહસ્રી, વિવેકચૂડામણિ, અપરોક્ષાનુભૂતિ ને શતશ્લોકી ઇત્યાદિ વેદાંતનું પ્રતિપાદન કરનારાં રત્નરૂપ ઘણા નાના ગ્રંથો ને સ્તોત્રો લખ્યાં છે, જેમાંનાં અષ્ટાદશરત્નોનું મૂલસહિત ગુજરાતી ભાષાન્તર પ્રસિદ્ધ થયેલું છે. બત્રીશ વર્ષજેટલી નાની વયમાં તેઓશ્રીએ જે અદ્ભુત સંખ્યાબંધ ગ્રંથો રચ્યા છે તે રચવાનું કામ અન્ય સામાન્ય મનુષ્યથી નજ બને એટલુંજ નહિ, પણ તે સમજવાનું કામ પણ સામાન્ય મનુષ્યને અત્યંત કઠિન છે. બત્રીશ વર્ષમાં-ખરેખરી રીતે સત્તર વર્ષમાં-તેઓશ્રીએ જે લખાણ કર્યું તે બત્રીશ વર્ષમાં કે સત્તર વર્ષમાં સામાન્ય માણસથી વાંચીને સમજાય એવું પણ નથી. તેઓશ્રીના ગ્રંથો એટલા બધા છે કે તે સર્વનાં નામ પણ ઘણા મનુષ્યોના જાણવામાં નહિ હોય. એઓશ્રીની મોટામાં મોટી ખુબી એ છે કે એઓશ્રીએ ભાષ્યોમાં પ્રસંગાનુસાર મુમુક્ષુઓને માટે પરમતનું અસાર-

પણું જણાવતાં તે પરમતના મનુષ્યોના હૃદયને ભેદી નાંખે એવા કુશબ્દોનો પ્રયોગ કર્યો નથી. જ્યારે બીજા કેટલાક દુરાગ્રહી પંડિતો પોતાના લેખમાં પરમતનું ખંડન કરતી વેલા " **शेषं कोपेन पूरयेत्** " (દલીલો ખૂટે ત્યારે બાકીનું ક્રોધ કરવાવડે પૂરું કરે) એમ કરે છે. વાસ્તવિક રીતે વિચારીએ તો ધાર્મિક ગ્રંથોમાં જે અન્યના મતના ખંડનનો ભાગ જોવામાં આવે છે તે ખંડનને માટે નથી, પણ પોતાના વિધેયની સ્તુતિને માટે છે-સ્વમતના મંડનમાટે છે. ખંડનરૂપે ભાસતાં વચનોનું ખંડનમાં તાત્પર્ય નથી, પણ પોતાને કહેવાનો વિષય દૃઢ કરવામાટેજ છે. જો ખંડનનું ખંડનમાંજ તાત્પર્ય માનીએ તો એક પણ મત સિદ્ધ ન થાય; કેમકે પરસ્પર બધા મતનું ખંડન થઇ જાય. સિદ્ધ કરવાના વિષયને સમજાવવા યોગ્ય પ્રમાણો આપવાં, ને સુયુક્તિઓવડે તે વિષયનું સમર્થન કરવું એ યોગ્ય છે, પણ પરસ્પર ગાળાગાળીથી ઝગડા કરવા એ કોઇ પણ રીતે યોગ્ય નથી. સામાને અયોગ્ય શબ્દો કહેવાથી કંઇ સિદ્ધ કરવાની વાત સિદ્ધ થઇ જતી નથી, પણ તેથી ઊલટી કહેનારની નિર્બલતા ને હલકાઇ જણાઇ આવે છે. પૂર્વના કાશીનરેશના જૂના દિવાન સીતારે હિંદ શિવપ્રસાદજીએ એક સ્થલે વાદમાં પ્રતિવાદીને માટે અયોગ્ય શબ્દોનો ઉપયોગ કરનાર એક પંડિતને માટે લખ્યું છે કે આજસુધી હું એમને વિદ્વાન્ જાણતો હતો, પણ હવે તો એ માણસ છે કે કેમ તે વિષે મને શંકા ઉપજે છે! આચાર્યભગવાન્ તો એમજ કહે છે કે તમે સ્વસ્થ મને ન્યાયબુદ્ધિથી શાસ્ત્રીય લેખો જુઓ, ને પ્રમાણ તથા યુક્તિ તમને જ્યાં લઇ જાય ત્યાં તમે પ્રસન્નતાથી જાઓ.

**આચાર્યભગવાનનો સિદ્ધાંત " एकमेवाद्वितीयम् "**- આ બધું એક અદ્વિતીય બ્રહ્મસ્વરૂપજ છે-એ શ્રુતિમાં જે જણાવેલો

છે તે છે. એઓશ્રીનો એ સિદ્ધાંત કેવલાદ્વૈતસિદ્ધાંત કહેવાય છે. એ સિદ્ધાંત તેઓશ્રીએ શ્રુતિ, યુક્તિ ને અનુભવથી સંપૂર્ણરીતે સિદ્ધ કરી બતાવ્યો છે, અને તેમ કરતાં તેમણે પ્રસંગોપાત્ત શ્રુતિયુક્તિથી પરમતનું આવશ્યક ખંડન કર્યું છે. આગળ કહી ગયા તે પ્રમાણે એ ખંડનનું તાત્પર્ય વિધેયની સ્તુતિમાટે છે. ભિન્ન ભિન્ન મતો ને તેનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો તેના તેના અધિકારીઓને માટે ઠીક છે. સૌસૌની જગાએ સૌ સાચાં છે. ખંડન દુરાગ્રહીઓને માટે છે-અંધગોલાંગુલ-ન્યાયે જે પોતાનો કક્કો ખરો કરવા માગે છે તેને માટે છે,–દુરાગ્રહ-વિનાના સત્ય સમજનારને માટે નથી. સુજ્ઞ મનુષ્ય તો ષટ્શાસ્ત્રોનો ને સર્વ વિચારો, મતો કે સિદ્ધાંતોનો સારગ્રાહી દષ્ટિએ સમન્વય કરી શકે છે.* પક્ષપાત મૂકી દઇ શાંતિથી વિચારીએ તો ચાર્વાક પણ પોતાની હદમાં સાચા છે. તેઓ દેહને આત્મા માને છે, ને આરંભમાં મનુષ્યનું લક્ષ દેહને આત્મા માનવાભણી જાય એ સ્વાભાવિક છે. તેઓ આગળ જતાં અનુભવવડે ઠોકર ખાઇ પોતાની મેળે સત્યમાર્ગ-ભણી વળશે. જે મનુષ્ય શાસ્ત્રાદિનો સમન્વય કરી શકે છે તેને અન્ય-મતવાળાઉપર દ્વેષ પ્રકટતો નથી. તે પોતાની શાંતિ જાળવી શકે છે. જૈનમત પણ કેટલીક સ્થૂલ વ્યાવહારિક બાબતો આપણે બાદ કરીએ તો વેદાંતસિદ્ધાંતની લગભગ પાસે આવી જાય છે. દૃશ્ય પદાર્થને મિથ્યા જણાવનારો ક્ષણિકવિજ્ઞાનવાદ–બુદ્ધિને આત્મા માનનારો બૌદ્ધસિદ્ધાંત–પણ ઠીક છે, કેમકે તે દૃશ્યના વિરાગમાટે ઉપયોગી છે. કોઇ પણ મત શ્રદ્ધાથી માનીને પછી જ્ઞાનમાટે જો પ્રયત્ન કરશે તો તે મનુષ્ય કાલે કરીને અધિકાર પ્રાપ્ત થતાં વાસ્તવિક સત્યને

* પૂજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્મા–કૃત "ષડ્દર્શનની એક-વાક્યતા" જુઓ.

અવશ્ય પીછાણુશે. વેદાંતસિદ્ધાંતમાં સાંખ્યનું અને યોગસિદ્ધાંતનું જે ખંડન જોવામાં આવે છે તે તે સિદ્ધાંતમાં સ્વીકારેલા યમનિયમાદિનું ખંડન નથી, પણ તે એ સિદ્ધાંતમાંના વેદાંતવિરુદ્ધ ભાગનુંજ માત્ર ખંડન છે. **શ્રીશારીરકભાષ્યપરની ભામતીનામની ટીકામાં શ્રીવાચસ્પતિ**-મિશ્ર તો સ્પષ્ટપણે આવા ભાવનું કહે છેઃ—" ભગવાન્ ભાષ્યકારે પોતાના ભાષ્યમાં સાંખ્યયોગનું જે ખંડન દર્શાવ્યું છે તે શમદમાદિ સાધનોનું તેમજ યમાદિ અષ્ટાંગયોગનું ખંડન નથી, પણ પ્રકૃતિ સ્વતંત્ર અને અનંત (નિત્ય) છે, ઈશ્વર જીવથી સદા ભિન્ન છે, તથા પુરુષો ઘણા છે, આ તેની મિથ્યા માન્યતાનુંજ માત્ર ખંડન છે, ને તે માત્ર શ્રુતિએ જણાવેલા સત્યના પ્રતિપાદનમાટે છે." તેમની આ વિરોધી માન્યતાઓનો પણ જો સમન્વય કરવો હોય તો તે સારગ્રાહી વિચારવડે થઇ શકે છે. ન્યાય અને વૈશેષિક જે સોળ ને સાત પદાર્થો માનીને સૃષ્ટિના સ્વરૂપ આદિનું પ્રતિપાદન કરે છે તેમાં પણ નાસ્તિકને આસ્તિક કરવાનો હેતુ છે. કર્મમાર્ગનું પ્રતિપાદન કરનાર પૂર્વમીમાંસા પણ આનંદરૂપ સ્વર્ગની પ્રાપ્તિરૂપ પુરુષાર્થને પોષવામાટે છે, અને તે તેના અધિકારીઓને માટે ઠીક છે. વળી પરિણામે તાત્ત્વિકદૃષ્ટિમાં જો મુખ્યમાન્યતા—પ્રત્યગભિન્ન બ્રહ્મ સત્ય છે, અને પ્રતીત થતું જગત્ મિથ્યા છે તે—એકજ થઇ જતી હોય તો પછી તેને અનુભવમાં લાવવાનાં ભિન્ન ભિન્ન સાધનોને માટે ભગવાન્ શંકરાચાર્યજીએ કાંઇ વિરોધ દર્શાવ્યો નથી. **શ્રીવાચસ્પતિ**-મિશ્રે પણ સ્પષ્ટપણે એમજ જણાવ્યું છેઃ—

" यया यया भवेत्पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि ।
सैव सैव प्रक्रियेह साध्वीत्याचार्यभाषितम् ॥ "

( જે જે પ્રક્રિયાવડે મોક્ષસાધકની પ્રત્યગાત્માના ( અહંકારાદિને પ્રકાશનાર અંતરાત્માના ) સ્વરૂપમાં સ્થિરતા થાય તે તે પ્રક્રિયા તેને માટે સારી છે એમ આચાર્યભગવાને કહ્યું છે. )

મતલબ કે જે મનુષ્યને અદ્વૈતજ્ઞાનના લાભમાટે જે પ્રક્રિયા ઠીક લાગે તે પ્રક્રિયાદ્વારા તે મનુષ્ય અદ્વૈતતત્ત્વમાં સ્થિતિ કરે. પ્રક્રિયાની ભિન્નતા તેને અપકારક થતી નથી.

**ઉપાસનાના તથા કર્મના સંબંધમાં આચાર્યભગવાનનો સમભાવ.** એક અદ્વૈતતત્ત્વના જ્ઞાનવિના મુમુક્ષુને સકલ દુઃખની અત્યંતનિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિ થાય નહિ, માટે તેણે અદ્વૈતતત્ત્વનું જ્ઞાન મેળવવું–બ્રહ્મને પોતાના સ્વરૂપથી અભિન્ન અનુભવવું, એ આચાર્યભગવાનના સિદ્ધાંતપ્રમાણે પરમપુરુષાર્થ છે. એ પરમ-પુરુષાર્થ સિદ્ધ કરવાને ભિન્ન ભિન્ન અધિકારીઓમાટે ભિન્ન ભિન્ન ઉપાયો તેઓશ્રીએ દર્શાવેલા છે. તેઓશ્રીએ બહુ ભાર મૂકીને જણાવ્યું છે કે ઉચ્ચ અધિકારી તત્ત્વવિચારવડે પોતાના અંતઃકરણની એકાગ્રતા ને સૂક્ષ્મતા સિદ્ધ કરી તેવડે આત્માથી અભિન્ન બ્રહ્મનો અનુભવ કરે. જે મુમુક્ષુ એમ ન કરી શકે તે મુમુક્ષુ ઉપનિષદાદિમાં જણાવેલી ભિન્ન ભિન્ન ઉપાસનાઓમાંથી પોતાને જે બહુ અનુકૂલ આવે એવી કોઇ ઉપાસના સિદ્ધ કરી તેદ્વારા થયેલી પોતાના ચિત્તની એકાગ્રતા-વડે તથા સૂક્ષ્મતાવડે બ્રહ્મજ્ઞાનનો લાભ મેળવે. વળી મહેશ્વરાદિ પાંચ મુખ્ય દેવો, જે સગુણબ્રહ્મનાં સ્વરૂપ મનાય છે તેમનાં પંચાયતન–(શિવપંચાયતન, વિષ્ણુપંચાયતન, સૂર્યપંચાયતન, ગણેશપંચાયતન ને દેવીપંચાયતન–દર્શાવી તેમની ભક્તિવડે તેમનો અનુગ્રહ મેળવવાદ્વારા પરમતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો–સ્માર્તઉપાસનાનો–માર્ગ પણ તેઓશ્રીએ સ્ફુટ કર્યો છે. વળી શ્રીમહેશ્વર તથા શ્રીવિષ્ણુ આદિ પાંચ દેવોની સ્તુતિઓ સ્તોત્રરૂપે તેઓશ્રીએ બહુભાવપૂર્વક કરી છે

એટલું જ નહિ, પણ નર્મદાષ્ટકજેવાં સ્તોત્રો પણ લખ્યાં છે. શુદ્ધ અને એકાગ્ર અંતઃકરણવાળા ઉત્તમ અધિકારીઓમાટે પરમતત્ત્વાદિના વિચારરૂપ ઉપાયની શ્રેષ્ઠતા દર્શાવવાને જેમ તેઓશ્રીએ ક્રિયાઓ-રૂપ યોગાદિનું પ્રકારાન્તરે કનિષ્ઠપણું જણાવ્યું છે તેમ પ્રાણાયામાદિ ક્રિયાઓના અધિકારીઓમાટે અષ્ટાંગયોગનું ઉપયોગીપણું પણ પ્રસંગ-વશાત્ તેઓશ્રીએ જણાવ્યું છે. ચિત્તશુદ્ધિમાટે વર્ણાશ્રમના ધર્મોનું પાલન કરવાની અને તદંતર્ગત નિત્યનૈમિત્તિક કર્મો કરવાની આવશ્યકતા પણ તેઓશ્રીએ તેના અધિકારીઓમાટે સ્પષ્ટ જણાવી છે. આમ પોતાના અંતઃકરણના પૂર્ણ સમભાવથી નિષ્પક્ષપાતપણે તેઓશ્રીએ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં પરંપરાએ ઉપયોગી એવાં વર્ણાશ્રમનાં કર્મોનું અને ચિત્તસ્થૈર્યના હેતુભૂત ઉપાસનાનું ઉપયોગીપણું સ્પષ્ટ દર્શાવ્યું છે. પક્ષપાતવડે કોઇ પણ એકજ દેવની ઉપાસનાનો આગ્રહ તેઓશ્રીએ દર્શાવ્યો નથી. સર્વ ધર્મ–સંપ્રદાય–ના મનુષ્યો પોતપોતાના ધર્મમાં કે સંપ્રદાયમાં દર્શાવેલાં નિર્દોષ કર્મો તથા ઉપાસના કરતા છતા જો અદ્વૈતસિદ્ધાંતને સ્વીકારી આગળ વધવાનો શાસ્ત્રીય પ્રયત્ન કરે તો તેઓ સુખપૂર્વક પ્રત્યગભિન્ન બ્રહ્મનું જ્ઞાન મેળવી શકે એવું પણ તેઓશ્રી-ના લખેલા ગ્રંથોમાંથી સારગ્રાહી બુદ્ધિવાળાને સ્પષ્ટ સમજાય છે. આવી રીતે એક અદ્વૈતતત્ત્વનું જ્ઞાન સુખેચ્છુ મનુષ્યોના હિતાર્થે આ વિશ્વમાં ફેલાવવાને પરમ સમતા, પરમ ઉદારતા ને પરમ સહિષ્ણુતા-વડે ભગીરથ પ્રયત્ન તેઓશ્રીએ કર્યો છે.

**શ્રીશંકરજયંતી ઊજવી સાચી** ક્યારે કહેવાય ? જેમણે આપણે માટે એવો મહાભારત પ્રયત્ન કરીને ભારતવર્ષમાં અદ્વૈતવાદનો પુનરુદ્ધાર કર્યો તેઓશ્રીની જયંતી ઊજવવી એ આપણું ધાર્મિક કર્તવ્ય છે, પણ તે જયંતી ઊજવી સાચી ત્યારેજ કહેવાય કે જ્યારે આપણે

તેઓશ્રીના સિદ્ધાંતને યથાયોગ્યરીતે સ્વીકારીએ, ને તેમના ગ્રંથોનું વાચન-મનન કરીએ. વધારે નહિ તો આવતા વૈશાખસુદિ ૪ સુધીમાં તેઓશ્રીનો એક નાનો લેખ–અપરોક્ષાનુભૂતિ, વિવેકચૂડામણિ કે અન્ય કોઇ પણ-જેમણે તે ન વિચાર્યો હોય તેઓ વાંચે વિચારે તોજ તેઓશ્રીની જયંતી ઊજવી સાર્થક ગણાય. બાકી વર્ષદહાડે એક વાર તેઓશ્રીની જયંતીવેલા મળીએ, ને બે શબ્દો બોલીને ચાલ્યા જઇએ તો તેથી શો સ્થાયી લાભ છે? તમારામાંથી જે સમર્થ વિદ્વાનો હોય તે શારીરકભાષ્ય વાંચે, અથવા ગીતાભાષ્ય કે ઉપનિષદ્‌ભાષ્ય વાંચે તો ઘણી સારી વાત છે. બુદ્ધિમાન્ અને વિદ્વાન્ પુરુષોએ તો એમજ કરવું જોઇએ, ને બ્રહ્મવિચારવડે "**एकमेवाद्वितीयं ब्रह्म**"–આ સર્વ એક **અદ્વિતીય બ્રહ્મરૂપજ** છે–એ આચાર્યભગવાનના સિદ્ધાંતને હૃદયસ્થ કરી લેવો જોઇએ. બાહ્યદૃષ્ટિએ ભેદ પ્રતીત થાય છે, છતાં શાસ્ત્ર-દૃષ્ટિએ તે સાચો નથી. શ્રુતિસ્મૃતિ, યુક્તિ ને વિદ્વાનોના અનુભવ-પ્રમાણે અભેદજ સત્ય છે. બાહ્યદૃષ્ટિએ પ્રાણિપદાર્થનાં નામરૂપ ભિન્ન ભિન્ન જણાય છે તે વ્યવહારપક્ષે ભલે ઠીક હોય, પણ તે સર્વમાં સચ્ચિદાનંદરૂપે વ્યાપીને રહેલું ચેતન ભિન્ન નથી, એકજ છે. પદાર્થ-માત્રમાં પાંચ અંશ જણાય છે, સત્, ચિત્, આનંદ, નામ અને રૂપ. તેમાં પહેલા ત્રણ અંશ એટલે સત્, ચિત્ ને આનંદ એ સાચા છે, ને બાકીના બે અંશ એટલે નામ ને રૂપ પરમાર્થની દૃષ્ટિએ મિથ્યા છે. પ્રત્યેક વસ્તુમાં જે છે એવો અંશ છે તે સત્ અંશ છે; પ્રત્યેક વસ્તુ ભાસે છે, એટલે જ્ઞાનનો વિષય થાય છે તે તેમાં રહેલા ચિત્ અંશને લઇને છે; અને પ્રત્યેક વસ્તુ પ્રથમની દૃષ્ટિએ પ્રિય જણાય છે, તે તેના પ્રિય અંશને લઇને છે. કોઇ કહે કે સર્પ ને વ્યાઘ્ર ઇત્યાદિ ઝેરી ને હિંસક પ્રાણીઓ ક્યાં પ્રિય જણાય છે? તેને જોતાંજ

મનુષ્યને ભય કે દ્વેષ ઉપજે છે, તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે પ્રથમની દૃષ્ટિએ-ઇદંરૂપે-આ એવા સામાન્યજ્ઞાનની વેલાએ-પ્રત્યેક પ્રાણિપદાર્થ પ્રિયજ જણાય છે; પણ પછી તત્કાલ બીજી વ્યાવહારિક વૃત્તિ ઊઠે છે ત્યારે તે મનુષ્યના મનમાં ભય કે દ્વેષ ઉપજે છે. એ બે વૃત્તિઓ ક્રમે કરીને ઊઠે છે એ વાત નિશ્ચિત છે. જેમ નાગરવેલનાં સો પાન ક્રમે કરીને એકઉપર એક એમ ગોઠવીને રાખ્યાં હોય, પછી તેના ઉપર મોચીની આર એકદમ મારવામાં આવે તો તે પાન એક-સાથે વિંધાઇ ગયાં એમ લાગે, પણ જો સૂક્ષ્મદૃષ્ટિએ વિચારીએ તો તે પાન ક્રમે કરીને વિંધાયાં છે, એકસાથે વિંધાયાં નથી. તે પાનોમાં ક્રમે કરીનેજ આર પેઠી છે. આ પ્રમાણે પ્રત્યેક પદાર્થના આ કંઇક છે એવા સામાન્યજ્ઞાનકાલે તેમાં પ્રિયતાનુંજ ભાન થાય છે, અને પછી તેના વિશેષજ્ઞાનકાલે વ્યાવહારિક અનુભવના સંસ્કાર જાગતાં જોનારને ભયદ્વેષાદિકની બીજી વૃત્તિ ઊઠે છે. જો સર્પ, સિંહ ને વ્યાઘ્રાદિક સર્વથા અપ્રિય હોય તો સર્વદાજ તે અપ્રિય લાગવા જોઇએ, પણ તેમ બનતું નથી. જો કોઈ કારણથી ભયનું કારણ નિવૃત્ત થાય તો તે સર્પવ્યાઘ્રાદિ પણ પ્રિય-આનંદરૂપ-લાગે છે. વાદી-પાસેના સર્પને જોઇને મનુષ્યોને આનંદ થાય છે. સિંહવાઘને જો પિંજરામાં પૂર્યા હોય તો મનુષ્યો તેને જોવા જાય છે, ને આનંદ મેળવે છે. સરકસમાં સિંહના ખેલ જોઇને પણ મનુષ્યો આનંદ પ્રાપ્ત કરે છે. આ બધું શાથી થાય છે? તેમાં પ્રિયતાનો વા આનંદનો અંશ છે તેથી. પ્રત્યેક પ્રાણિપદાર્થમાં અસ્તિ, ભાતિ ને પ્રિય અથવા હોવું, જણાવું ને પ્રિય લાગવું એ ત્રણ અંશો આત્માના વા બ્રહ્મના છે. પ્રાણિ-પદાર્થોમાં રહેલા બીજા બે અંશ જે નામ ને રૂપ તે માયાના છે-મિથ્યા છે. નામ શરીરનું કે આકારનું છે, ને તે તેના જન્મપછી કલ્પાયું છે.

પ્રાણિપદાર્થનું રૂપ ક્ષણે ક્ષણે બદલાતું જાય છે, અને અંતે નાશ પામે છે. મનુષ્યના એકજ જન્મમાં ધંધાપરત્વે તેમજ ભિન્ન ભિન્ન સગાના સંબંધને લઇ તેનાં અનેક નામ પડે છે, ને અવસ્થાને તથા રોગાદિને લઇ મનુષ્યનું રૂપ બદલાયા કરે છે, અને અંતે તે અદર્શનભાવને પામે છે. સર્વે પ્રાણિપદાર્થનું એમજ થાય છે. તેમાં સૌનો અનુભવ ને શાસ્ત્રનાં વચનો પ્રમાણરૂપ છે. આ પ્રમાણે વિવેકવિચારવડે પ્રાણિપદાર્થમાંથી નામરૂપને દૂર કરીને તેમાં રહેલા એક સચ્ચિદાનંદ બ્રહ્મમાંજ મુમુક્ષુએ પોતાની ચિત્તવૃત્તિને આરૂઢ કરવી જોઇએ. જ્યારે પ્રત્યેક સભ્ય આવો પ્રયત્ન કરે ત્યારેજ તેણે શ્રીશંકરજયંતીના મહોત્સવનું વાસ્તવિક ફલ પ્રાપ્ત કર્યું ગણાય.

**વેદાંતના જ્ઞાનથી ચિત્તની મોટામાં મોટી વિશાલતા ને ઉંચી નીતિ પ્રકટે છે. " विज्ञानमानंदं ब्रह्म"**–બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ ને આનંદસ્વરૂપ છે, એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે બ્રહ્મ નિરુપાધિક જ્ઞાનસ્વરૂપ ને વિષયરહિત આનંદસ્વરૂપ હોઇ બધા સ્થાવરજંગમના સ્વરૂપભૂત હોવાથી વ્યાપક છે. આકાશાદિ પાંચ ભૂતોમાં આકાશ સૌથી વધારે વ્યાપક છે. આકાશનું કારણ જે માયા તે આકાશના કરતાં વધારે વ્યાપક છે, ને બ્રહ્મ માયાના કરતાં પણ બહુ વધારે વ્યાપક છે. સર્વ જડ પદાર્થોના મૂલમાં એ એકજ અવિભક્ત ચેતન રહેલું છે. સર્વ જીવોનું વાસ્તવિક સ્વરૂપ પણ એ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મજ છે. જીવોના અને ઇશ્વરના સ્વરૂપમાંથી અવિદ્યા ને માયારૂપ ઉપાધિનો બાધ કરીએ તો ચેતનરૂપે જીવોની ને ઇશ્વરની એકતા સિદ્ધ થાય છે. આવી રીતે સર્વત્ર એકાત્મભાવ અનુભવનાર મહાપુરુષને કોઇના ઉપર દ્વેષ પ્રકટતો નથી. સર્વને તે પોતાને સ્વરૂપે જુએ છે. પોતાના ઉપર કોને દ્વેષ પ્રકટે ? નજ પ્રકટે. આ પ્રમાણે વેદાંતના વાસ્તવિક

જ્ઞાનવાળો પુરુષ સર્વને પોતાના આત્મરૂપે જોનારો હોવાથી સર્વમાં પ્રેમવાળો થાય છે-સર્વત્ર દ્વેષરહિત થાય છે. લોકોમાં વાસ્તવિક સંપ પણ આવા વેદાંતજ્ઞાનથીજ રહી શકે છે. વર્તમાનમાં જ્યાં ત્યાં ભાઇચારો રાખવાનું કહેવાય છે, પણ આમાં તો સર્વને આત્મરૂપે-પોતારૂપે-જોવાનું છે-**आत्मवत् सर्वभूतेषु** (પોતાની પેઠે સર્વપ્રાણીઓમાં) વર્તવાનું છે. આથી ચિત્તની વધારે વિશાલતા અને વધારે ઉચી નીતિ બીજી કઇ કહેવાય? આ પ્રમાણે વેદાંતશાસ્ત્ર ચિત્તની મોટામાં મોટી વિશાલતા ને ઉંચામાં ઉંચી શુદ્ધ નીતિ પ્રાપ્ત કરવા મનુષ્યને ઉપદેશ કરે છે.

**આત્માની પરમપ્રિયતા.** આ જગત્‌માં બધું પોતાને માટે-આત્માને માટે-પ્રિય લાગે છે. દ્રવ્યાદિક સામગ્રીવડે પોતાને સુખ થાય છે માટે દ્રવ્યાદિક સામગ્રી મનુષ્યને પ્રિય લાગે છે. મનુષ્ય પ્રસંગોપાત્ત અન્યને ધન આપે છે તે પણ પોતાના સુખને માટે-સંતોષને માટે-આપે છે, અને આવા વિચારથીજ એટલે આત્મસંતોષને માટેજ સારો વેપારી ચાલે ત્યાંસુધી સર્વ ધનનો ત્યાગ કરીને પણ દેવાળું કાઢતો નથી. મનુષ્યને ધનના કરતાં પોતાનાં સ્ત્રીપુત્રાદિકનાં શરીરો વધારે પ્રિય લાગે છે, કેમકે તેના રક્ષણને અર્થે મનુષ્યો પોતાના દ્રવ્યાદિકનો કેટલોક ત્યાગ-ખર્ચ-કરે છે. એ સ્ત્રીપુત્રાદિનાં શરીરો પણ તેમને માટે પ્રિય નથી, પણ પોતાને માટે પ્રિય લાગે છે-તેવડે પોતાને ભવિષ્યમાં સુખ થશે એવી માન્યતાથી તે પ્રિય લાગે છે. જો પોતાનાં સ્ત્રીપુત્રાદિ પોતાને કષ્ટ આપે તો તે અપ્રિય લાગે છે, પ્રિય લાગતાં નથી. પોતાનાં સ્ત્રીપુત્રાદિનાં શરીરોના કરતાં મનુષ્યાદિને પોતાનું શરીર વધારે પ્રિય લાગે છે. દુષ્કાલવેલા મનુષ્યો ભૂખના કષ્ટથી પોતાનાં સ્ત્રીબાલકોને મૂકીને ચાલ્યા જાય છે, વા તેમને વેચી

નાંખે છે એ કેટલાકના અનુભવની વાત છે. માળામાં વા ઘરમાં આગ લાગવાના ખબર મળે કે તુરત પુરુષ બેબાકળો થઇને વેગમાં ને વેગમાં પ્રથમ પોતે માળામાંથી કે ઘરમાંથી બહાર નીકળી જાય છે, ને પછી પોતાનાં સ્ત્રીપુત્રાદિનું સ્મરણ થઇ આવતાં તે પાછળથી તેમને કાઢવાનો કે કઢાવવાનો પ્રયત્ન કરે છે. અન્ય પ્રાણીઓને પણ પોતાનાં બચ્ચાંના કરતાં પોતાનું શરીર વધારે પ્રિય લાગે છે. એક વખત એક રાજાએ પોતાના મંત્રીને કહ્યું કેઃ—"જુઓ આ વાંદરીને તેનું બચ્ચું કેટલું બધું પ્રિય છે? તેને પેટે વળગાડીને તે ફર્યા કરે છે! પોતાના પ્રાણકરતાં પણ તે તેને વધારે વહાલું લાગે છે." મંત્રીએ કહ્યું કેઃ—"પોતાનો પ્રાણ જવાને પ્રસંગે પ્રાણી પોતાના બચ્ચાને જતું કરીને પણ પોતાનો પ્રાણ બચાવવા ઇચ્છે છે." રાજાને ગળે આ વાત બરાબર ન ઊતરી, એટલે મંત્રીએ તે વાત રાજાને પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવવામાટે એક હેજમાં પાણી ભરાવવા માંડયું, ને વચ્ચે એક ખીલાસાથે બાંધી વાંદરીને બચ્ચાસહિત રાખી. પછી તે હોજમાં વધારે વધારે પાણી ભરાવવા માંડયું. જેમ જેમ પાણી વધારે ભરાતું ગયું, તેમ તેમ વાંદરી બચ્ચાને લઇને ઉંચી થવા માંડી, ને જ્યારે પાણી બહુ ચઢવા માંડ્યું, ને પોતે ડુબી જશે એવો ભય તેને લાગ્યો ત્યારે ઝટ બચ્ચાને પકડી તેણે પોતાના પગની નીચે નાંખ્યું, ને પોતે તેના ઉપર ચઢી ઊભી રહી. એમ થયું કે તુરતજ આગળથી રાખેલી ગોઠવણ-પ્રમાણે હોજનું પાણી એકદમ ખાલી થઇ ગયું, અને માણસે તે બચ્ચાને ઊપાડી લીધું. વાંદરી તથા બચ્ચું એ બંનેને કાંઇ હરકત ન આવી. આ દૃશ્યથી રાજાને મંત્રીના વચનની પ્રત્યક્ષ ખાત્રી થઈ. પોતાના શરીરમાં પણ શરીરના બીજા ભાગોના કરતાં કર્મેંદ્રિયો વધારે પ્રિય છે, કેમકે તે કર્મના સાધનરૂપ છે. કર્મેંદ્રિયોના કરતાં જ્ઞાનેંદ્રિયો વધારે

પ્રિય છે, કેમકે તે જ્ઞાનના સાધનરૂપ હોવાથી વધારે ઉપયોગી છે. આંખપર વાગવાનો પ્રસંગ આવે તો માણસ સ્વાભાવિકરીતે પોતાનો હાથ આડો દઇને પોતાની આંખને બચાવવા પ્રયત્ન કરે છે. આમ કર્મેંદ્રિયોના ભોગે પોતાની જ્ઞાનેંદ્રિયોનું રક્ષણ કરવા મનુષ્ય પ્રયત્ન કરે છે. જ્ઞાનેંદ્રિયોના કરતાં પ્રાણ વિશેષ પ્રિય છે. રાજા કોઇ મોટા અપરાધીને પ્રાણાંતદંડની એટલે ફાંસીની કે શૂળીની શિક્ષા કરે તો તે અપરાધી પોતાની આંખ ફોડાવીને કે બીજી જ્ઞાનેંદ્રિયનો નાશ કરાવીને પ્રાણ બચાવવામાટે રાજાને પ્રાર્થના કરે છે. પ્રાણના કરતાં પણ આત્મા વિશેષ પ્રિય છે. જ્યારે પોતાને થયેલા કોઈ અસહ્ય વ્યાધિથી અથવા કોઇ નિમિત્તે આબરૂ જવાના ભયથી માણસનો જીવાત્મા બહુ પીડાતો હોય ત્યારે તે દુઃખમાંથી છૂટવામાટે માણસ મારો પ્રાણ નીકળી જાય તો ઠીક એમ બોલી પોતાનો પ્રાણ ત્યાગવા ઇચ્છે છે, ને વખતે આપઘાત કરી પ્રાણનો ત્યાગ પણ કરે છે. આથી પ્રાણના કરતાં આત્મા વધારે પ્રિય છે એમ સમજાય છે. આમ જેને માટે જે અનુકૂલ હોય તે બધું પ્રિય લાગે છે તે આત્મા–પોતે-પોતાને પરમપ્રિય છે. જે આનંદરૂપ વા આનંદના સાધનરૂપ હોય તેજ પ્રિય લાગે છે. જે કષ્ટરૂપ હોય વા કષ્ટજનક હોય તે અપ્રિય વા દ્વેષ્ય લાગે છે. આત્મા પરમપ્રિય હોવાથી તે પરમાનંદરૂપ છે એમ નક્કી થાય છે, માટે પ્રતીત થતા વ્યાવહારિક ભેદની નિવૃત્તિ કરી, "**सर्वं खल्विदं ब्रह्म**"–નિશ્ચય આ બધું બ્રહ્મ છે–એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે, તેમજ "**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः**"–આ સર્વ વાસુદેવરૂપ છે એમ જાણનારા મહાત્મા અત્યંત દુર્લભ છે—આ સ્મૃતિમાં ( શ્રીમદ્ભગવદ્ગીતામાં ) કહ્યા પ્રમાણે સર્વત્ર પોતાના પરમાનંદસ્વભાવવાળા આત્માનો અનુભવ કરવો.

**ભેદભાવ ભયજનક છે.** ભેદભાવમાં જગત્, જીવો ને ઈશ્વર મારાથી જૂદા છે એવી માન્યતા હોય છે. **"द्वितीयाद्वै भयं भवति"**– બીજાથી નિશ્ચય ભય થાય છે. અલ્પ પણ બેપણું–જૂદાઈ–હોય તો તે ભયનું કારણ છે. જ્યાંસુધી સર્વત્ર પૂર્ણ અભેદભાવ ન અનુભવાય ત્યાંસુધી પ્રયત્ન કરીને વેદાંતશાસ્ત્ર કહે છે તેવા અભેદભાવને–સર્વાત્મભાવને–અનુભવી મનુષ્યે કૃતાર્થ થવું જોઇએ.

**શૂન્યવાદ અસંગત છે.** પોતાના અભાવને કોઈ પણ સમજુ માણસ ઇચ્છતું નથી, અને અભાવનો અથવા શૂન્યનો કોઈ સાક્ષી હોવો જોઇએ, કેમકે સાક્ષીવિના તે શૂન્યના સદ્ભાવનો નિશ્ચય થઇ શકે નહિ. એવી રીતે પોતાના ( આત્માના ) અભાવનું પ્રતિપાદન કરનારો શૂન્યવાદ અસંગત છે.

**જો મનુષ્ય આત્માને જાણે તો તેનાં સર્વ દુઃખોનો વિલય થાય છે.**

**" आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।**
**किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ "**

આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે જો પુરુષ આત્માને ( પોતાના વાસ્તવિક સ્વરૂપને ) જાણે તો કયા કલ્પિત ભોક્તાને માટે કયા કલ્પિત ભોગ્યને ઇચ્છતો છતો પૂર્વની પેઠે શરીરની પાછળ સંતાપ પામે ? મતલબ કે જો મનુષ્ય પ્રયત્ન કરીને પરમાનંદરૂપ ને અદ્વૈત એવું પોતાનું આત્મસ્વરૂપ જાણે તો તેને તેની સર્વ કામનાઓનો ઉચ્છેદ થઇ જવાથી ને પરમતૃપ્તિ પ્રાપ્ત થવાથી કાંઇ પણ કષ્ટ રહેતું નથી. જે પોતાથી ભિન્ન કોઇ સત્ય વસ્તુજ ન જુએ તેને ભોગ્યની કામનાનો સંભવ ક્યાં છે ? સર્વાત્મભાવને પામેલા જ્ઞાની પુરુષને સર્વદેશમાં ને સર્વકાલમાં

અખંડશાંતિ અનુભવાય છે. તે કોઇનો દ્વેષ કરતા નથી. તેઓ સર્વધર્મોને, સર્વમતોને ને સર્વ ગ્રંથોને મનુષ્યોના અધિકારાનુસાર તેની તેની કક્ષામાં ઠીક માને છે, કોઇનો દ્વેષ કરતા નથી, ને સૌનું કલ્યાણ ઇચ્છે છે.

અંતમાં સર્વ શ્રોતૃવર્ગને કહેવાનું કે જેમ કોઇ યુરોપિયનની દુકાનમાં કોઇ ગૃહસ્થ જાય તો તેણે જેન્ટલમેનતરીકે–સારા ગૃહસ્થતરીકે–તે દુકાનમાંથી કાંઇક પણ ખરીદવુંજ જોઇએ, છેવટ બે આનાનીજ ચીજ પણ ખરીદવી જોઇએ, તેમ તમે પણ તમારે માટે આજના વ્યાખ્યાનમાંથી કાંઇક લઇ જજો. ખાલી હસ્તે ઘેર નજ જશો. ભગવાન્ શંકરાચાર્યના સિદ્ધાંતને સમજવાનો ને તેને પોતાનો કરી લેવાનો નિશ્ચય કરજો. ને તેને કર્તવ્યમાં મૂકી આવતા વર્ષના વૈશાખસુદિ ૪ સુધીમાં તમારા અંતઃકરણને શાંત અને સુખી બનાવજો. હરિઃ ૐ



# પુસ્તકોનું વિજ્ઞાપન.

શ્રીઉપનિષદો ૧૧૮–તેમાં ૧૨ મૂળ, શબ્દાર્થ તથા તેનું વિવેચન, અને ૧૦૬ ઉપનિષદોનો સાર. ત્રીજી આવૃત્તિ. રૂ. ૬–૪–૦ વેદાંતદર્શન કાચા પુંઠાવાળું. રૂ. ૩–૦–૦ પાકા પુંઠાવાળું. રૂ. ૩–૮–૦ પાતંજલયોગદર્શન પાકા પુંઠાવાળું. રૂ. ૨–૧૦–૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ, દ્વિતીય કિરણ ને તૃતીય કિરણ. પ્રત્યેકના. રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર ચતુર્થ કિરણ. રૂ. ૧–૨–૦ સુબોધકલ્પલતા. રૂ. ૦–૯–૦ મનુષ્યમિત્ર. રૂ. ૦–૪–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ સુધીનું ભેળું પુસ્તક. રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ રૂ. ૧–૨–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦ સુધીનું ભેળું પુસ્તક. રૂ. ૦–૭–૬ સ્વાભાવિકધર્મ. રૂ. ૦–૨–૦ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ. રૂ. ૦–૧–૬ શ્રીનાથસ્વરોદય. રૂ. ૦–૩–૦ શ્રીપ્રણવવિસ્તારપદ. રૂ ૦–૨–૦ શ્રીઅંતર્યામીના આદેશો. સટીક. રૂ. ૦–૯–૦ શ્રીયોગપ્રભાકર. રૂ. ૦–૪–૦ તાત્પર્યબોધિનીટીકાસહિત ભગવદ્ગીતાદિ પંચરત્ન. સુધારેલી બીજી આવૃત્તિ. રૂ. ૧–૮–૦ પ્રણવપદ. રૂ. ૦–૩–૦ કર્તવ્યબોધ. રૂ. ૦–૮–૦ સદુપદેશમાળા ભાગ પહેલો. રૂ. ૦–૩–૬ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦–૧–૦ સદુપદેશક પદો. રૂ. ૦–૧–૬ રહસ્યદીપિકાટીકાવાળાં શ્રીમદ્ભગવદ્ગીતા પાંચમી આવૃત્તિ. રૂ. ૩–૮–૦ નાથકાવ્ય. રૂ. ૦–૫–૦ નાથકાવ્ય ભાગ બીજો રૂ. ૦–૧૪–૦.

ઉપરના ગ્રંથો નીચે લખેલે ઠેકાણેથી વિ૦પિ૦ થી વા રોકડા મૂલ્યથી મળી શકશે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ.
બીલખા. કાઠિયાવાડ.

ઉપરનાં બધાં પુસ્તકો અમદાવાદ–રીચીરોડ સીનેમા ડી ફ્રાન્સની સામે દુકાન નં. ૬૧૮૫ એ ઠેકાણે પટેલ ચતુરભાઈ આશાભાઈની પાસેથી પણ મળશે.

